કાલલ્લાહુ તઆલા : વ રફઅ્ના લક ઝિક્રક



# નશરૂત્તીબ ફી ઝિક્રિન્નબીય્યિલ્ હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) (મિનલ્લાહિલ્ કરીબિલ્ મુજીબ)


સંપાદક

માહિરે અસરારે શરીઅત, વાકિફે રૂમુઝે તરીકત હઝરત,
હકીમુલ ઉમ્મત મૌલાના અલ્હાજ અલ્ હાફિઝ
મુ. અશરફઅલી સાહબ થાનવી (રહ.)

અનુવાદક

(મુફતી) ઈમ્તિયાઝ વલણવી
(ખાદિમ : દા. ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા ભરૂચ)



પ્રકાશક

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ. પિન : ૩૯૨૦૦૧
(ગુજરાત–ઈન્ડિયા)

કાલલ્લાહુ તઆલા : વ રફઅ્ના લક ઝિક્રક

# નશરૂત્તીબ
# ફી
# ઝિક્રિન્નબીય્યિલ્ હબીબ
# (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)
# (મિનલ્લાહિલ્ કરીબિલ્ મુજીબ)

**સંપાદક**

માહિરે અસરારે શરીઅત, વાકિફે રૂમુઝે તરીકત હઝરત,
હકીમુલ ઉમ્મત મૌલાના અલ્હાજ અલ્ હાફિઝ
મુ. અશરફઅલી સાહબ થાનવી (રહ.)

**અનુવાદક**

(મુફતી) ઈમ્તિયાઝ વલણવી
(ખાદિમ : દા. ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા ભરૂચ)

**પ્રકાશક**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ. પિન : ૩૯૨૦૦૧
(ગુજરાત–ઈન્ડિયા)

# વિવરણ


| | | |
|---|---|---|
| કિતાબનું નામ | : | નશરુત્તીબ ફી ઝિક્રિન્નબીય્યિલ હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) |
| સંપાદક | : | હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.) |
| અનુવાદક | : | (મવલાના–મુફ્તી) ઈમ્તિયાઝ વલણવી,<br>ખાદિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા |
| આવૃત્તિ | : | પહેલી |
| પ્રત | : | ૧૦૦૦ |
| પ્રકાશન વર્ષ | : | ૧૪૩૧ હિ. – ૨૦૧૦ ઈ. |
| મૂલ્ય | : | અમલ |






## પ્રસિદ્ધકર્તા

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા,
ઈદગાહ રોડ, ભરૂચ.

# અનુક્રમણિકા

# અનુવાદકના બે બોલ

નહ્‌મદુહૂ વનુસલ્લી અલા રસૂલિહિલ્‌ કરીમ, અમ્મા બાદ !

પશ્ચિમી વિજ્ઞાન સાચેજ રોજી–રોટી માટેનો ઝરીયો છે, તેના વડે ઈન્સાન પોતાના રોજીંદા જીવનને આર્થિક રીતે આગળ લઈ જઈ શકે છે, દુન્યામાં પોતાને પ્રોત્સાહિત કરી શકે છે. અને આમ સમજી શકે છે કે દુન્યાની સમસ્યાઓનું એક હદે હું ઉપરોક્ત ઉલૂમ વડે નિવારણ કરી લઈશ. અને તે માટે માણસ તેમાં પ્રયત્નશિલ બને છે તો તેને કામ્યાબી અને પ્રગતી પણ મળે છે, કારણ કે અલ્લાહ તઆલા કોઈના પણ પ્રયત્નોને નિરર્થક નથી બનાવતો. (કુર્આન વાણી) પરંતુ આ ઉલૂમ દીન અને આખિરતની મુંડી પ્રાપ્ત કરવાના માર્ગમાં એક એવી રૂકાવટ અને અડચણરૂપ છે જેણે આપણી વર્તમાન નસલને એક ઘણી મોટી નેઅમતથી વંચીત કરી દીધી છે. આ મશીની યુગ એક એવો યુગ છે જેણે સામાજિક, સાંસ્કૃતિક અને નિર્માણિત જીવનને એટલું સુંદર અને રમણીયરૂપે રજૂ કર્યું છે કે આપણે આખિરત અને ત્યાંના સદામાટેના જીવનને એકદમ ભુલી ગયા છે. જીવન ટકાવી રાખવા માટેની સ્પર્ધાના પ્રયત્નો એટલાં જોર–શોરથી થઈ રહ્યા છે કે ધાર્મિક જીવનશૈલી અને તે પ્રમાણે જીવન વિતાવવાની અવાજ દબાઈને રહી ગઈ છે, સમાજના દરેક સભ્યની ફરજ બને છે કે તે યુવાધન, નવયુવાનોની ગુમરાહીના આગળ ધપતા પૂર આગળ પાળ બાંધે અને યુવાધનને દુન્યાની અનૈતિક્તા, અપ્રમાણિક્તા અને અધર્મીપણાથી કોઈ પણ ભોગે બચાવવા માટે મેદાને પડે, ઈસ્લામી આચાર વિચારો, ગુણો તેમજ ઈસ્લામી સામાજિક્તાને ફરીથી દુન્યા સમક્ષ સારી રીતે રજૂ કરી સત્યતાના શોધકો, શાંતીના ઈચ્છુકો અને શ્રેષ્ઠ જીવન જીવવાના પ્રયત્નો કરતા લોકો સમક્ષ ઈસ્લામી જીવનશૈલી સુંદર રીતે રજુ કરે, જેથી "ફલ્‌યુબલ્લિગિશ્શહિદુલ્‌ ગાઈબ". ભાવાર્થ : "હાજરજનો અને ઉપસ્થિતો અનુપસ્થિતો સુધી મારા પયગામ અને મારા જીવન ચરિત્ર, જીવનશૈલીને સમસ્ત જગત સુધી પહોંચાડી આપે". જેના લઈને નબવી પયગામ ઉપર અમલ થાય અને આપણી જવાબદારી નિભાવી શકાય.

આપણે સૌ જાણીએ છે કે ઓગણીસમી સદી ઈસ્વી સુધી એશિયામાં આપણા ઉલમાએ કિરામ અને બુઝુર્ગોએ જે વિવિધ વિષયો ઉપર કલમ ઉઠાવી, તેઓની ભાષા અરબી–ફારસી હતી અને અંતે ઉર્દુ હતી અને છે. અત્યારે બુઝુર્ગોની કિતાબોમાંના હીરા–માણેકને આપણા ઈલાકા તેમજ સમાજની ભાષામાં રજુ કરવાનો વખત પાકી ગયો છે, અને સાચે જ કૌમ તેમજ ઈલાકાની ભાષામાં ઈસ્લામી જીવનશૈલી, ઈસ્લામી સંસ્કારો, ઈસ્લામી હુકમો અને ઈબાદતો તેમજ રીત રિવાજોનું જ્ઞાન રજુ કરવામાં ઘણો ફાયદો થાય છે. જેનો અનુભવ વિવિધ મદ્રસા તેમજ અંજુમનો તરફથી પ્રકાશિત થતા માસિકઅંકોથી આપણને થાય છે.

એટલા માટે જ મેં હઝરત મવલાના અશ્રફ અલી થાનવી રહ.ની બહુમુલ્ય કિતાબ "**નશરુત્તીબ ફી ઝિક્રિન્નબીય્યિલ્ હબીબ (સલ.)**"નો ગુજરાતી અનુવાદ કરી ગુજરાતી સમાજ સમક્ષ રજુ કરવા માટે અલ્લાહ તઆલાની ઝાત પર ભરોસો રાખી, મારા બુઝુર્ગો તેમજ ઉસ્તાઝોની દુઆઓના સથવારે, તેઓની અમુલ્ય છત્રછાયામાં પ્રયત્ન કર્યો છે.

ઉપરોક્ત કિતાબના અનુવાદ તરફ ધ્યાન ખેંચવા બદલ કારી હિફઝુર્રહમાન મેરઠી (દા.બ.) (મદ્રસા મહમુદિયા ઝારખંડ, મોહતમિમ મદ્રસા મુહુસ્સુન્નહ નઝીબઆબાદ અગ્રેસર છે, જયારે આપે વલણ ગામની જાહેર જનતાને ધાર્મિક સંબોધન વખતે હઝરત થાનવી રહ.ના મકામ, મર્તબા ઉપર ઘણું બધુ ફરમાવ્યું, તેમાં હઝરત થાનવી (રહ.)ની કૃતીઓમાંની અઝીમ કૃતી "**નશરુત્તીબ ફી ઝિક્રિન્નબીય્યીલ્ હબીબ (સલ.)**" ના હવાલાથી સીરતુન્નબી અલા સાહિબિહા અલ્ફ અલ્ફ તહિય્યતન વસ્સલામના વિવિધ પાસાઓના વર્ણન સાથે આપ રહ. કેવા આશિકે રસૂલ અને કેટલા સીરત પ્રેમી છે, એ બાબતનું પણ ખાસ ધ્યાન દોર્યું અને સાથે સાથે પ્રેરણા આપી કે ઉપરોકત કિતાબનો ગુજરાતી અનુવાદ કરી લોકો સમક્ષ રજુ કરવામાં આવે. હઝરત દા.બ.ના આ પ્રેરણા દાયક શબ્દોને સ્ટેજ પર બિરાજમાન ઉલમાએ કિરામે ખાસ કરીને હઝ. મવલાના ઈબ્રાહીમ સા. વલણવી હાલ યુ.કે.એ વધાવી લઈ મારા જેવા નાકિસને આ જવાબદારી સુપરત ફરમાવી, સાથે સાથે હોંસલો બલંદ ફરમાવ્યો, કે સદરહૂ કિતાબનો અનુવાદ થવો જોઈએ,

કારણ કે આ એક સંપૂર્ણ સીરત છે. જે હઝરત થાનવી રહ.ની બહુમુલ્ય કિતાબોમાંની એક છે, આ કિતાબનું વાંચન અને તેનું ઘરમાં હોવું પણ ઘણી બધી રાહતો અને અલ્લાહના ફઝલો પ્રાપ્ત થવાનું કારણ છે, વળી કેમ ના હોય જયારે કે આ કિતાબમાં મહબૂબે ખુદા સરકારે દો જહાં, સાહિબે લવ્લાક સમગ્ર સૃષ્ટી સર્જન માટેના સબબ સંપુર્ણ રીતે પવિત્ર, માનવ જાતની નજાત અને માફીનો સ્ત્રોત, આજ–કાલની દુન્યાની ડુબતી નૈયાને સુરક્ષિત બંદરે પહોંચાડવા માટે મોકલેલ અલ્લાહના અંતિમ સંદેશક, તેના બંદા અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું જીવન ચરિત્ર છે. શું નબવી જીવન ચરિત્રનું વર્ણન જે કિતાબમાં હોય તે કિતાબની બરકતો અને ફઝીલતોને કોઈ નકારી શકે છે ? અલ્લાહ તઆલા લખનારને, અનુવાદકને, તેના કુટુંબીજનોને, ઉસ્તાઝોને, બુઝુર્ગોને, દોસ્ત અહ્બાબને, દરેક પ્રકારની મદદ કર્તાઓને, મોહબ્બતથી જોનારાઓને, ધૃણાં ધરાવતાઓને, દરેક પ્રકારના વિચાર ધરાવતા વર્ગોને સીરતુન્નબી તેમજ કિતાબની બરકતોથી ખાસ કરીને ઈમાન, ઈસ્લામ, હિદાયત અને સારી સમજની નેઅમતથી નવાઝે, આમીન.

આ અનુવાદિત કિતાબને આપના હાથો સુધી પહોંચાડવા માટે માલી જરૂરત પુરી પાડવાનો હોંસલો બલંદ કરવા માટેનો સિંહફાળો મર્હૂમ મવ. યાકૂબ ઢીલા સા.ના નેક ફરઝંદ હાજી ઈસ્હાક સા.નો છે. જેઓએ આ કિતાબને આપની સમક્ષ લાવવા માટે ઘણી રૂચી દાખવી, અવાર નવાર કિતાબ બાબતે પૂછતા રહ્યા, અંતે ઘણી મોટી રકમ ખર્ચ કરી આ કિતાબ આપણા હાથો સુધી પહોંચાડી. અલ્લાહ તઆલા સદરહુના કિતાબ છપાવવા પાછળના દરેક નેક હેતુઓ પુરા ફરમાવે. અલ્લાહ તઆલા આપના વાલિદ મોહતરમ, તેમજ ઉમ્મતના સઘળા મર્હુમોની મગ્ફિરત ફરમાવી તેઓના દરજાત બલંદ ફરમાવી, આપણ સૌને નેક હિદાયત અતા ફરમાવી, પોતાની રહમતથી રાજી ફરમાવી, ઈમાન પર ખાતિમહ ફરમાવે, આમીન.

સાચેજ ! આ કિતાબને ચાર ચાંદ લગાવવામાં જો કોઈ વ્યકિતએ તનતોડ મહેનત કરી હોય તો તે હઝરત મવલાના સય્યિદ સઈદ સા. ભડકોદ્રવી (ઉસ્તાઝે માઝી દા. ઉ. માટલીવાલા, હાલ મોહતમિમ દા. ઉલૂમ દેવલીયા) છે.

ગુજરાતમાં મદ્રસા ફલાહે દેવલિયા, તા. તિલકવાડા, જિ. નર્મદા, ગુજરાતમાં મદ્રસા ફલાહે મિલ્લત દારૂલ કુર્આન નામે એક નવોદિત દીની સંસ્થા છે. જેમાં અત્યારે ૧૫૦ ગરીબ બાળકો તા'લીમ હેઠળ છે. આ સંસ્થામાં મકતબ, દરજએ હિફ્ઝે કુર્આન અને ફારસી તેમજ અરબીના અમુક કલાસોની તાલીમ ચાલે છે, સાથે સાથે પ્રાથમિક શિક્ષણની વ્યવસ્થા પણ કરવામાં આવી છે. આમાં મુખ્યત્વે એવા ગરીબ અને પછાત ગામડાઓના બાળકો છે, જયાં દીની તા'લીમની યોગ્ય વ્યવસ્થાનો અભાવ છે. ગામડાઓમાં બેદીની એટલી હદે વણસેલી છે કે લોકો નઉઝુબિલ્લાહ મુરતદ્ થઈ રહેલા છે. મતલબ કે માલ અને દીન બન્નેવથી નિરાધાર બાળકો માટે તા'લીમનું સુંદર તેમજ અતિમહત્વ આયોજન આ પ્રકારના વિસ્તારમાં કરવું મોટી હિંમતનું કામ છે. લોકોને ઈમાન પર બાકી રાખવા અને સાચા અકીદાઓનું તેઓમાં સીંચન કરવું મવલાના સા.ના મુખ્ય હેતુઓમાંથી છે. સખીદાતાઓ આ તરફ પણ ધ્યાન કેન્દ્રીત કરે અને મુસ્લિમ કૌમની આ ઉગતી કુંપણોને પોષણ આપવા માટે દરેક પ્રકારની મદદે આવે.

નિઃસંદેહ આપ મોહતરમે આ કિતાબના અનુવાદ પર ઊંડી નઝર તેમજ એક ચિત્ત થઈ ઘણી બધી ઈસ્લાહ ફરમાવી. અરે, કિતાબની ઈસ્લાહ માટે આટલી બધી મશ્ગુલી તથા ઉંમરના આ મરહલામાં પણ હઝરત મવલાના (દા.બ.)એ લગભગ ૧૫ દિવસનો એ'તેકાફ ફરમાવ્યો અને સીરત પ્રેમ તેમજ સય્યિદ ગુણો તથા સિફતોના કારણે કિતાબ સાથે આટલી બધી રૂચી દાખવી. આ કિતાબના અનુવાદ બાબતે મારા આત્મવિશ્વાસમાં વધારો ફરમાવ્યો. મારી પાસે આપની પ્રશંસા તેમજ આપની બહુમુલ્ય સેવાને સરાહવા, બિરદાવવા માટેના શબ્દો તો નથી જ, પરંતુ આપણી પાસે નબવી દુઆઓનો ખઝાનો જે આપણને વારસા રૂપે અઝીમ નેઅમત તરીકે સહાબા અને અસ્લાફના વાસ્તાથી મળ્યો છે તે છે. જેનો આપણે તેઓના માટે કાયમી ઉપયોગ કરતા રહીશું, ઈન્શા અલ્લાહ. અલ્લાહ તઆલા આપના સીરત પ્રેમની કદર ફરમાવે, આપના ઉચ્ચ ખાનદાનની લાજ રાખી, દુન્યા આખિરતના દરજાત તેમજ નેઅમતોથી માલામાલ ફરમાવે, જે બંજર વસ્તી તેમજ ઈલાકામાં ઈલ્મ અને ઈમાનની પ્યાસ છિપાવવા કાજે આપે જંગલમાં મંગલનું અનેરૂ સ્વરૂપ

મદ્રસા રૂપે તૈયાર કર્યું છે, અલ્લાહ તઆલા આપ વાલાની આ બાબતે દરેક પ્રકારની મદદ ફરમાવે. ઈલાકાના લોકો તેમજ અમો સૌને પણ આપના વ્યકિતત્વને સમજવાની તૌફિક અતા ફરમાવે અને આપની સઘળી દીની, મિલ્લી, સામાજિક સેવાને કબૂલ ફરમાવી દારૈનમાં જઝાએ ખૈર અતા ફરમાવે, આમીન.

આ કિતાબને પ્રકાશિત કરવામાં મને મદદરૂપ થનારાઓમાં સર્વ પ્રથમ મારા એક તાલિબે ઈલ્મ મવ. અ.રશીદ મવ. અહમદ મુલેરવાલા આમોદી છે, જેઓએ મારી અનુવાદ કરેલ નાની નાની ચબરખીયોને શરૂથી લઈ અંત સુધી સારા અક્ષરોથી લખી કંપોઝિંગના લાયક બનાવી. એવીજ રીતે બીજાપણ ઘણા બધા તાલિબે ઈલ્મોએ આ કામમાં મારી મદદ કરી છે. કંપોઝિંગ તેમજ પ્રુફરિડીંગનું અતી મુશ્કેલ કામ હઝરત મવલાના અ.મજીદ ઉઘરાદાર વલણ સા. તેમજ વલણ ગામના બીજા ઉલમાએ કિરામએ ઉઠાવ્યું, આ કિતાબ કઈ રીતે વધુમાં વધુ ફાયદામંદ બને અને જલ્દીથી જલ્દી આપણા હાથોમાં આવી જાય, તે બાબતે મવલાના અ.મજીદ સા.એ મારાથી વારંવાર ઈખ્લાસથી ભરપૂર વસૂલી કરતા રહ્યા. આ કિતાબ છપાવવા માટે અલગ અલગ પ્રેસોનો સંપર્ક કરી ભાવતાલ મેળવી અંતે પોતાનો કિંમતી સમય ફાળવી પોતે ઉપસ્થિત રહી આ કિતાબ છપાવી. એવી જ રીતે મુફતી ઈકરામ સા. પારખેતી, મવ. અ.રશીદ સા. મનુબરી તથા મવલાના યુસુફ સુંદરાવીનો પણ અંતકરણથી આભાર વ્યકત કરું છું, કે તેઓએ પણ પોતાની વિવિધ લાયકાત વડે અમારી મદદ ફરમાવી. અલ્લાહ તઆલા આ સર્વેને, એવીજ રીતે જે કોઈએ પણ દામે દિરમે, સખૂને હિસ્સો લીધો બધાના પ્રયત્નો કબૂલ ફરમાવે. તેઓની નેક તમન્નાઓ પૂરી ફરમાવે. અંતિમ શ્વાસ સુધી પોતાના દીનના ખાદિમ બનાવી સીરતે પાકની બરકતથી ઈમાન પર ખાત્મહની દોલતથી માલામાલ ફરમાવે, આમીન.

મારી શૈક્ષણિક લાયકાત એટલી કે મેં પ્રાથમિક સાત ધોરણ પાસ કર્યું, તે છતાં પણ ગુજરાતી ભાષામાં અનુવાદ કરવાની મારામાં હિંમત પૈદા થઈ, સાચેજ આ બાબતે મારા સાથે મારા મા–બાપ, સ્નેહી પ્રેમીઓની દુઆઓ રહી, પરંતુ એથી પણ વધુ જો મને અનુવાદ કરવાના લાયક બનાવ્યો હોય તો

તે છે મારા ઉસ્તાઝો જે મકતબથી લઈ દા. ઉ. માટલીવાલાના સંપુર્ણ તાલીમી સફરના સમયકાળ અને અત્યાર સુધીના દરેક ઉસ્તાઝો અને મશાઈખે ઈઝામની દુઆઓ અને આપ હઝરાતની રૂહાની તવજ્જુહાત છે. ખાસત્ર "પય્ગામે રહ્મત" (માસિક મેગેઝિન) મારા માટે રહમત બનીને આવ્યું. પયગામે રહમતના માનદ તંત્રી તેમજ મારા ઉસ્તાઝ હઝ. મવલાના ઈકબાલ સા. અને સહાયક તેમજ સંપાદક મંડળના મારા ઉસ્તાઝોએ મને પ્રોત્સાહિત ફરમાવી, બુઝુર્ગોના ઉર્દુ લેખોનું અનુવાદ કરવા માટે પ્રેરિત કરી મારા ઉપર વિશ્વાસ મુકયો, જયારે કે હું અનુવાદની પાપા પગલી ભરતો હતો. ત્યાર બાદ મારા આત્મવિશ્વાસમાં વધારો થતો ગયો અને નાચીઝે "નશ્રૂત્તીબ ફી ઝિક્રિન્નબીય્યિલ હબીબ"ના અનુવાદની હિંમત કરી લીધી, અલ્લાહની ઝાતે બા–કમાલ પર ભરોસો અને મારા બીજા ઉસ્તાઝોની રૂહાનિય્યત મારા તરફ તવજ્જુહ ફરમાવતી રહી.

આ કિતાબની અતિ મહત્વ પ્રસ્તાવના હઝરતુલ્ ઉસ્તાઝ મવ. ઈકબાલ સા. ટંકારવીએ પોતાનો અમુલ્ય સમય ફાળવીને તૈયાર ફરમાવી, અને કિતાબમાં સોનામાં સુગંધ ભરવાનું કામ કર્યું, અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે. વ્હાલા વાંચકો આ પ્રસ્તાવના જરૂર વાંચશે જેથી કિતાબ વાંચવા પ્રત્યેની રૂચીમાં વધારો થશે, ઈન્શા અલ્લાહ.

નાચીઝ દરેક ક્ષેત્રે નાકિસ છે અને નાકિસ હોવાનો એકરાર પણ કરે છે માટે સદરહુ કિતાબના અનુવાદમાં ભુલચુક થાય એ સ્વભાવિક છે. પરંતુ વ્હાલા વાંચકો તે ભુલોને સુધારીને વાંચશે અને મારી ઈસ્લાહ ફરમાવશે એવી હું આશા રાખું છું.

આપની દુઆનો અભિલાષી

(મવલાના, મુફતી) ઈમ્તિયાઝ હા. ઉસ્માન વલણવી

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# —: પ્રસ્તાવના :—

ઉસ્તાઝે મોહતરમ હઝરત મવલાના ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા. દા.બ.
(મોહતમિમ : દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા, ભરૂચ.)

સમગ્ર વિશ્વના માનવીઓની પવિત્ર સેવા એ છે કે, તેમના ચારિત્ર્ય અને જીવનની તઅલીમ તથા તરબિયત મારફતે સુધારણા કરવામાં આવે. એટલે કે સૌપ્રથમ પ્રત્યેક ચરિત્ર–ગુણ, પરહેઝગારી, નિર્મળતા, ઉદારતા, ઉપકાર, નમ્રતા, ક્ષમા, દઢતા, ત્યાગ, દયા, હયા, વગેરે વિશેના મૂળભૂત આદર્શો અને સામાન્ય સિધ્ધાંતો ચોક્કસપણે નક્કી કરવામાં આવે. અને પછી સર્વત્ર તેમનું વ્યવહારિક શિક્ષણ આપવામાં આવે.

આ આશયની પ્રાપ્તિનો સામાન્ય તરીકો તો ઉપદેશ અને આદેશ છે, પણ એનાથી બેહતર ઈલાજ એ છે કે, આ વિષયે ઉમદા પુસ્તકો લખવામાં આવે, તેમને સમસ્ત સમાજમાં બધેબધ પ્રસારવામાં આવે, અને આમ જનતાને તેમનું શિક્ષણ આપવામાં આવે. એક રીત એ પણ છે કે, લોકોને કાનૂનને બળે સદ્દગુણોનું પાલન કરવાની ફર્ઝ પાડવામાં આવે, અને દુર્ગુણોથી રોકવામાં આવે.

પરંતુ સૌથી વધુ ચોક્કસ, અમલી અને સંપૂર્ણ તરીકો એ છે કે, ન ઝબાનથી કશું કહેવામાં આવે, ન કલમથી, અને ન બળથી કે બળજબરીથી કામ લેવામાં આવે. બલ્કે ચારિત્ર્યના સદ્દગુણોની એક આદર્શરૂપ શખ્સીય્યત (વ્યક્તિ) લોકો સમક્ષ પ્રત્યક્ષ રજુ કરવામાં આવે, જે નખશીખ વ્યવહાર, વર્તન જ વર્તન હોય. જેની એક–એક ચળવળ, જેની વાણીનું એકે એક વાક્ય અનેક પુસ્તકો બરાબર હોય અને જેનો એકે એક ઈશારો, હાકિમની આજ્ઞા સરખાં અસર અને પ્રભાવ પાડતાં હોય.

આ એક સામાન્ય અકસ્માત છે કે, જેમ બીજા તમામ ધર્મ ઉપદેશકો જીવનની અમૂક વિશેષતાઓથી ખાલી હતા, તેમ તેમની જીવન કારકિર્દીની

તસ્વીર પણ અપૂર્ણ છોડી દેવાઈ હતી. હઝરત ઈસા (અલૈ.)ની ૩૩ વર્ષની ઝિંદગીમાંથી માત્ર આપણી સમક્ષ ત્રણ વર્ષની જ હકીકત છે. જેમકે એન્સાઈકલોપિડિયા ઓફ બ્રિટાનીકાના નિબંધકાર પાદરી ડોકટર ચાર્લસ એન્ડર્સન સ્કોત (Charles Anderson Scoot) લખે છે કે, (હઝ.) ઈસા (અલૈ.)ની જીવનકથા લખવાની કોશિશ કરવાના વિચાર સુધ્ધાંથી પણ અળગા થઈ જવુ જોઈએ. તેના માટે કોઈ સામાન (લેખન સામગ્રી) જ મૌજુદ નથી. આ અંદાજો લગાડવામાં આવ્યો છે કે, તેમના જીવનના જેટલા દિવસો વિશે કંઈક જાણકારી પ્રાપ્ત છે, તેની સંખ્યા ૫૦ દિવસથી વધુ નથી.

*[ઈસ્લામી માહોલકી તશ્કીલમેં હદીષકા બુન્યાદી કિરદાર : પેજ–૨૧]*

ઈરાનના ધર્મ સુધારકોને આપણે ફકત શાહનામહ દ્વારા થોડાઘણા જાણીએ છીએ. ભારતના ધાર્મિક અગ્રેસરો પુરાણોની કથાઓના આવરણમાં અદ્રશ્ય છે. હઝરત મૂસા (અલૈ.) સબંધી આપણે જે કંઈ જાણીએ છીએ, તેનું મૂળ માત્ર આજની તવરાત છે, જે હઝરત મૂસા (અલૈ.)ના ૩૦૦ વર્ષ પછી લખવામાં આવી હતી. અલ્લાહપાક તરફનો એ એક ઈશારો આપણે સમજવાનો છે કે, તેમના કારનામા તથા શિક્ષણ સિધ્ધાંતો કાઈમી–દાઈમી ન હતા. તેથી જ વૃત્તાંત અને ઈતિહાસના દર્પણમાં તેમની જેટલી અપૂર્ણ પ્રતિમા ઉતરી છે, તેનાથી વધુ ઉતરવી આવશ્યક પણ ન હતી. અલ્લાહપાક પોતે જ આવશ્યકતા અને જરૂરતનું માપ જાણે છે. જ્યાં જ્યારે જેટલાની જરૂરત હોય છે, ત્યાં ત્યારે તેટલું તે પોતે જ પ્રત્યક્ષ હાજર કરી દે છે.

બધા ધર્મોના અનુયાયીઓને પોતપોતાનો ધર્મ એકસરખો પ્યારો હોય છે. પરંતુ આ જ સવાલ એ સ્વરૂપમાં બદલી દેવામાં આવે કે દુન્યામાં તે કોણ શખ્સ થઈ ગયો, જેનું જીવનકાર્ય એવા ધોરણે નોંધાયું હોય કે, એક તરફ તેની શુધ્ધતા અને ચોકસાઈની એવી ઉચ્ચ કક્ષા હોય, જે કોઈ બીજા આકાશી ધર્મ પુસ્તકને નસીબે પણ આવી શકી નહિ હોય. અને બીજી તરફ વિશાળતા અને વિગતો અંગે તેની એ સ્થિતિ હોય કે વર્તન અને કથન, નીતિ અને રીતિ, ચાલ અને ઢાલ, શકલ અને સૂરત, તબીઅતની રસિકતા અને વાણીની અદા, જીવનનું ધોરણ અને નિર્વાહની રીત, ખાવા-પીવા અને હરવા-ફરવા અને

ઉઠવા-બેસવા, સૂવા-જાગવા તથા હસવા-બોલવા વગેરેની એક-એક વિગત બરાબર સુરક્ષિત અને નોંધાયલી હોય ? તો આવા સવાલના જવાબમાં માત્ર એક જ આવાઝ બુલંદ થઈ શકે છે કે, **અંતિમ નબી હઝરત મુહમ્મદ** (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ !)

## રહમતે આલમ કોણ ?

રહમત એક એવો શબ્દ છે જે (માનવીઓ પૈકી) માત્ર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માટે કુર્આને કરીમએ વાપર્યો છે. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સિવાય કોઈના માટે તે ઉપયોગમાં લેવામાં નથી આવ્યો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નુબુવ્વત વિશ્વવ્યાપી છે. તે અન્ય સ્પષ્ટ પૂરાવાઓથી સાબિત થાય જ છે. પરંતુ કુર્આન શરીફ જયારે આપને ''સર્વ જગત માટે રહમત'' કહે છે. અને એમ પણ કહે છે કે ''મારી રહમત સર્વવ્યાપી છે'' તો તેનાથી પણ એ પુરવાર થઈ જાય છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને તમામ માનવીઓ માટે પયગમ્બર બનાવી મોકલવામાં આવ્યા હતા.

યાદ રાખવું જોઈએ કે સર્વજગત માટે રહમત તે જ પવિત્ર હસ્તી હોય શકે છે, જેમણે સમગ્ર જગતની સુખ શાંતિ, સુખકારી અને સિધ્ધી માટે કોઈ પણ લોભ લાલચ વગર પોતાનું કીંમતી જીવન ખર્ચી નાખ્યું હોય. જેમણે બંદાઓ માટે ખુદા સુધી પહોંચવાનો માર્ગ સરળ બનાવ્યો હોય. જેમણે હૃદયને પાક, બુધ્ધિને વિવેકી, આકાંક્ષાને સમતોલ બનાવી હોય. જેમની શિખામણથી વિશ્વશાંતિ મજબૂત બની હોય, અને સર્વજનોના હિત સધાયા હોય. જે ગરીબી-અમીરી, જુવાની-વૃધ્ધત્વ, યુધ્ધ-શાંતિ, ફકીરી-બાદશાહી, તકલીફ-રાહત, શોક-હર્ષ, જેવી વિવિધ પરિસ્થિતિમાં માનવીને માર્ગદર્શન આપતા હોય. જેમણે આકાશની ઉંચાઈ, ભૂમિની નીચાણ, રાતના અંધકાર, દિવસના ઉજાસ, સૂર્યની ચમક, આગિયાના પ્રકાશ, કણની ઉડાન અને ટીપાની ભીનાશમાં ખુદાની પહેચાન કરાવી હોય. જેમની તાલીમે ભક્ષકોને રક્ષક, વરુઓને ગોવાળ, લૂંટારુઓને શાસન, ગુલામોને નેતૃત્વ અને બાદશાહોને

બંધુત્વ શિખવાડયું હોય. જેમણે અજ્ઞાનના સૂકા દરિયાઓમાં જ્ઞાનની નહેરો વહેતી કરી હોય. જેમણે ખડકાળ ભૂમિમાં કુર્આનો-હદીષના ઝરણાઓ ચલાવ્યા હોય. જેમણે સ્વાર્થી તત્વોને કોમના હમદર્દ બનાવ્યા હોય, જેમણે શત્રુઓને ખુદના મિત્ર ઠરાવ્યા. તે ગરીબોના ચાહક, બાદશાહોના તાજ, ગુલામોની શોભા, નિરાધારોના આધાર, દર્દીઓની દવા, સમાનતાના હિમાયતી, પ્રેમના ઝવેરી, સત્યનું ઉદયસ્થાન, વિનમ્રતાના નમૂના, લાચારોના સાથી, અનાથોના વાલી, નિરાશ્રિતોના આશ્રય, જરૂરિયાતમંદોના હમદર્દ, માતૃત્વભાવનાના સંસ્થાપક, સદાચારના પ્રેરક, ધીરજની ખાણ, ખુદાની રહમતનું સાક્ષાત સ્વરૂપ, અંતિમ પયગમ્બરને જો રહમતુલ્ લિલ આલમીનના બિરૂદથી નવાજવામાં નહી આવે, તો પછી ઉપરોક્ત સર્વગુણ સંપન્ન વ્યકિતત્વનું બીજુ શું નામ હોય શકે ?

હા, રહમતુલ્ લિલ્આલમીન તે જ છે, જેમણે રાષ્ટ્રવાદીય દ્વેષ, કોમી વૈમનસ્ય, રંગભેદવાદ અને ભાષા આધારિત અલગતાવાદ દૂર કરી એક જ જુસ્સો બધાના મનમાં ભરી દીધો, બધાની જીભે એક જ વાત રમતી કરી દીધી, બધાના હૃદયમાં એક જ વિચાર બેસાડી દીધો.

હા, રહમતુલ્ લિલ્આલમીન તે છે જે બાધા—માનતાના સ્વીકાર માટે કોઈ માધ્યમ અનિવાર્ય નથી ઠેરવતા. જે કેથોલિકોની માફક આકાશની બધી ચાવીઓ એક જ વ્યકિતના હાથમાં સોંપી નથી દેતા. જે આત્માને સ્વર્ગ કે નર્કમાં ધકેલી દેવાનો અધિકાર માત્ર બ્રાહ્મણોને નથી આપતા. જે વિશેષ પ્રદેશના રહેવાસીઓને આકાશી રાજાશાહીના અધિકારી નથી ઠેરાવતા. જે એક જ વંશના સભ્યોને ખુદાના લાડીલા નથી બનાવતા.

જે યહૂદીઓ, ખ્રિસ્તીઓ, જરથોસ્તીઓ, બ્રાહ્મણો, જૈનો, લામાઓની જેમ પોતાના સિવાય શેષ વિશ્વ પર ખુદાપાકના રહમો કરમના ભરપૂર ખજાનાઓ બંધ નથી કરતા.

હા, રહમતુલ્ લિલ્આલમીન તે છે, જેમની મજલિસમાં અદાસ નેન્વાઈ, સુહૈબ રૂમી, ઝુલકિલાહ્ હિમયરી, અબૂ સૂફયાન ઉમવી, કર્ઝ ફિહરી, બિલાલ હબ્શી, ઝમાદ ઝાદી, અદી તાઈ, અબૂઝર ગિફારી, અબૂ હારિષ મુષ્તલકી,

સલ્માન ફારિસી, તુફૈલ દૌસી, ઉષામા નજદી, અબૂ આમિર અશઅરી, સુરાકા મુદલજી અડખે પડખે બેઠેલા નજરે પડે છે. (ઉપર્યુકત બધા જ સભ્યો કયાં તો બિનઆરબ હતા કયાં તો બિનહાશિમી) શું આટલી વિવિધ કૌમોના ઝંડાધારીઓનો મેળો કોઈ બીજા સ્થાને પણ જોવા મળે છે ? અહીં દરેક વ્યકિત પોતપોતાની કૌમ અને પ્રદેશનું પ્રતિનિધિત્વ કરી રહ્યો છે, પોતપોતાના હૃદયની વિશાળતા મુજબ ફૂલોથી પોતાની ઝોળી ભરી રહ્યો છે. અને પોતપોતાના દેશના વાતાવરણને સુગંધિત બનાવી રહ્યો છે. એટલા જ માટે વિશ્વ વિદ્વાનો તરફથી આપ ﷺ ને ભવ્ય અંજલિઓ આપવામાં આવી છે.

## ગેરમુસ્લિમ વિદ્વાનોના મંતવ્ય :

**પ્રો. બાસોર્થ સ્મિથ** પોતાના પુસ્તક *Mohammed & Mohammednism*માં પોતે ખ્રિસ્તી હોવા છતાં સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે, જો આ પ્રશ્ન પૂછવામાં આવે કે જગતને ખ્રિસ્તી ધર્મે વધુ લાભ પહોંચાડયો કે ઈસ્લામ ધર્મએ પહોંચાડયો ? તો કહેવુ પડશે કે ઈસ્લામ ધર્મે વધુ લાભ પહોંચાડયો. જો મુહમ્મદ ને કુરૈશે હિજરત કરવા પહેલા શહીદ કર્યા હોત, તો પૂર્વ અને પશ્ચિમ બંનેવ અંધકારમય બની જતે. જો આપ જગતમાં ન આવ્યા હોત, તો જગતમાં અત્યાચાર એટલી હદે ફેલાય જતે કે તે જગતને છિન્નભિન્ન કરી નાખત. જો આપ ન હોત તો યુરોપનો અંધકારમય યુગ *(Dark Ages)* એનાથી ભયંકર અંધકારમય થઈ જતે. જો આપ ન હોત તો ખ્રિસ્તી જગત વેરાન થઈ જાત. જ્યારે હું આપની વિશિષ્ટતાઓ, સદ્‌ગુણો તથા સમગ્ર ભવ્ય કિર્તિઓ ઉપર દૃષ્ટિગોચર કરૂં છું કે, આપે પોતાના અનુયાયીઓનો જીવન પલ્ટો કેવી રીતે કર્યો ? કેવા કેવા કષ્ટો વેઠી તેમને આદર્શ જીવન શિખવાડયું, તો આપ મને સૌથી વધુ મહાન અને પોતાનું ઉદાહરણ પોતે જ દેખાઈ છે. આપે પ્રારંભથી લઈ છેવટ સુધી પોતાને ફકત નબીની પદવીથી જ સંબોધાવ્યા. પોતાની જાતને તેનાથી વધારવાની એક ઈંચ બરાબર કોશિષ નહી કરી. હું આ માન્યતા રાખવાની હિંમત રાખુ છું કે, મહાન વિદ્વાનો, ફિલોસોફરો, વૈજ્ઞાનિકો, બુધ્ધિજીવીઓ અને ખ્રિસ્તીઓ એક દિવસ એક મતે આ વાત સ્વિકારવા મજબૂર થશે કે નિઃસંદેહ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ

અલ્લાહના રસૂલ હતા.

**મીસ્ટર કાર્લાઈલ** લખે છે કે અરબ ઈતિહાસના વાંચન દરમ્યાન મારા અંતરમાં વારંવાર આ સવાલ ઉપસ્થિત થતો કે, કયા કારણોસર ઈસ્લામે આટલી ઝડપી વાયુવેગે પ્રગતિ કરી, અને આજે પણ ચાલીસ કરોડ મનુષ્યો (હવે તો એક અબજથી પણ વધી ગયા છે) આ ધર્મ પાળે છે. જ્યારે મેં ચિંતન મનનથી ઈસ્લામનો અભ્યાસ કર્યો, તો મારા દિમાગમાં આવ્યું કે, રસૂલે અરબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સચ્ચાઈ અને સદાચાર જ આનું મુખ્ય કારણ છે. મારા મંતવ્ય પ્રમાણે એમની સચ્ચાઈનું સ્પષ્ટ અને સાફ ઉદાહરણ એ છે કે, એમની પત્નિ પ્રથમ એમના ઉપર ઈમાન લાવ્યા. આ વાત ખુલ્લી છે કે પત્નિ પતિના બધા જ ગુણો–દુર્ગુણોથી માહિતગાર હોય છે, અને પતિનું સારૂ ચારિત્ર્ય હોવાથી જ તેનો આદર કરે છે. જો પયગંબર સાહેબનું ચારિત્ર્ય સારૂ, પવિત્ર અને આદરપાત્ર ન હોત તો, તેમની પત્નિ તેમનો ખુદાઈ દૂત હોવાનો સૌથી પ્રથમ એકરાર ન કરત. હું ખ્યાલ કરૂં છું કે, ધણીની એકાંતની અત્યંત ભેદી પત્નિની સાક્ષી બધી સાક્ષીઓમાં સૌથી શ્રેષ્ઠ છે.

**મહાત્મા ગાંધી** લખે છે કે અલ્લામા શિબ્લી (રહ.)ની કિતાબ સીરતુન્નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું જેલમાં વાંચન કર્યા બાદ મારી આ માન્યતા વધુ પાકી અને મજબૂત થઈ ગઈ કે ઈસ્લામે તલ્વારને લઈ માનવ જગત પર કાબૂ નથી મેળવ્યો, બલ્કે પયગંબર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની અત્યંત સાદગી, નિખાલસતા, વાયદા અને કથનની પાબંદી, અલ્લાહપાક ઉપર સંપૂર્ણ ભરોસો, અને પોતાના હેતુઓની સચ્ચાઈ પર અભૂતપૂર્વ યકીન, ઈસ્લામની ભવ્ય કામ્યાબીના સાચા કારણો હતા.

આ કારણોસર કોણ ઈન્કાર કરી શકે છે કે, માત્ર મુસલમાનો માટે જ નહિ, પણ સમગ્ર માનવજાત માટે તે પવિત્ર હસ્તીનું જીવન વૃતાંત અત્યંત જરૂરી છે. જેમનુ નામ **હઝરત મુહમ્મદ** (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) છે. **અલ્લાહુમ્મ સલ્લિ અલયહિ વ સલ્લિમ, સલાતન કષીરન કષીરા !** અને આ જરૂરત ફક્ત એક ઈસ્લામી કે ધાર્મિક જરૂરત જ નથી, પણ એક

ઈલ્મી અને અદબી જરૂરત સુધ્ધાં છે, એક નૈતિક અને સંસ્કારી જરૂરત સુધ્ધાં છે. ટૂંકમાં, તે એક સર્વદિશ દીની તેમજ દુન્યવી જરૂરત છે.

## રાવીઓનો વિક્રમ સર્જક ઇતિહાસ :

મુસલમાનોના એ ગર્વનો હરીફ કયામત દિન સુધી કોઈ હોઈ શકતો નથી કે, તેમણે પોતાના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જીવનની વિગતો અને ઘટનાઓનો એક–એક શબ્દ એવી કાળજીથી સુરક્ષિત રાખ્યો છે કે, કોઈ બીજા શખ્સનું જીવન એટલી વિસ્તૃત વિગતો સહિત આજ સુધી નોંધી રખાયું કે શકાયું નથી. અને ભવિષ્યમાં પણ કોઈની જીવન વિગતો આ પ્રમાણે સુરક્ષિત રહેવાની આશા રાખી શકાય એમ નથી. અને એનાથી વધુ હૈરતભરી વાત પણ શી હોઈ શકે છે કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના વર્તન અને કથનની, જીવન અને ચરિત્રની વિગતો ચોક્કસ કરવાના હેતુસર આપને જોનારા અને મળનારાઓમાંથી લગભગ તેર હજાર શખ્સોના નામો અને જીવનોની નોંધો કરવામાં આવી છે. અને એ પણ તે સમયમાં કરવામાં આવ્યું છે, જ્યારે ગ્રંથલેખન અને પુસ્તક સંપાદનનો હજી આરંભ જ હતો. તબકાત ઈબ્ને સઅદ, કિતાબુસ્સહાબા, કિતાબુલ ઉકૈલી, કિતાબ ઈબ્ને અબી હાતિમ અર્રાઝી, કિતાબુલ અઝરક, કિતાબુ દુલાબી, કિતાબુલ બગવી, તબકાત ઈબ્ને માકૂલા, ઉસ્દુલ ગાબહ, ઈસ્તિઆબ, ઈસાબહ ફી અહવા લિસ્સહાબા વગેરે માત્ર એ જ સજ્જનોનાં જીવનો વિશે છે. શું દુન્યામાં કોઈપણ શખ્સના સાથી–સહચરોમાંથી આટલા બધા લોકોના નામો અને જીવનોની નોંધો અને વિગતો ક્યાંય લખી શકાઈ છે ? બતાવી શકાઈ છે ?

આ શોધખોળના ભંડોળને નતીજે "અસ્માઉર્રિજાલ" (રિવાયતકારોની નામાવલિ કિંવા રાવી–કોષ)નું તે મહાન અને દિલચસ્પ શાસ્ત્ર તૈયાર થઈ ગયું અને હસ્તીમાં આવ્યું, જેને સદકે આજે આપણે ઓછામાં ઓછા એક લાખ વ્યક્તિઓના જીવનવૃત્તાંતો ઓછાવત્તા જાણીએ છીએ. અને ડો. સ્પ્રિંગરનું અનુમાન સ્વીકારીએ તો તે સંખ્યા પાંચ લાખ ઉપર પહોંચી જાય છે !

મશહુર અને મહાન જર્મન પૂર્વ–જ્ઞાની (ઑરિયેન્ટલિસ્ટ) ડો. સ્પ્રિંગર

લાંબા સમય સુધી કલકત્તાની રોયલ એશિયાટિક સોસાયટીમાં સંશોધન-કાર્ય કરી ગયા છે. 'ઈસાબહ'ની પ્રત આપણને એમની જ શ્રમિત સુધારણા અને સંપાદનથી પ્રાપ્ત થઈ છે. એ જ પુસ્તકની પ્રસ્તાવનામાં એમણે લખ્યું છે કે, દુન્યામાં કોઈ પ્રજા એવી થઈ નથી, ન આજે કોઈ છે, જેણે મુસલમાનોની જેમ 'અસ્માઉર્રિજાલ' જેવું અજોડ મહાન શાસ્ત્ર બનાવ્યું હોય. જેને પ્રતાપે આજે દુન્યા પાંચેક લાખ વ્યક્તિઓના વૃત્તાંતો જાણી શકે છે.

મુહદ્દિષોએ એ જીવનવૃત્તાંતોની છણાવટ કરવામાં કોઈ વ્યક્તિના ગજા કે દરજ્જા, માન કે સ્થાનની સહેજ પણ પરવા કે રાખ–રખાવટ કરી નથી. તેમણે એમાં હાકિમોથી લઈને ઉમ્મતના ભલભલા મહાન પેશ્વાઓ સુધીની નૈતિક હાલતોની ખોજ કાઢીને, એક એકની ત્રુટીઓ અને ખામીઓ પ્રગટ કરી દીધી છે.

## સીરતને લગતી કિતાબોનો આરંભ :

હઝરત ઉમર બિન અબ્દુલઅઝીઝ (રહ.)ના યુગ સુધી મગાઝી (જિહાદ) અને સીરત બાબતે ઓછુ લક્ષ અપાયુ હતું. આપે દીની સાહિત્યના એ વિભાગને હાથમાં લીધો. અને સૂચનાઓ આપી કે, નબવી ગઝવાતનું એક ખાસ અભ્યાસ વર્તુળ સ્થાપવામાં આવે. આસિમ બિન ઉમર કતાદહ (મૃત્યુ ૧૨૧ હિ.) એ વિભાગના ખાસ નિષ્ણાંત હતા. તેમને હુકમ અપાયો કે, દમિશ્કની જામિઅ મસ્જિદમાં બેસીને લોકોને મગાઝી (જિહાદ) અને મનાકિબ (વખાણ)નું શિક્ષણ આપતા રહે.

એ જ અરસામાં ઈમામ ઝુહરી (રહ.)એ મગાઝી (ગઝવાત) ઉપર એક સ્વતંત્ર પુસ્તક લખ્યું. અને ઈમામ સુહયૂલીએ પોતાના રવઝુલ્ઉનુફમાં ચોખવટ કરી છે, તેમ એ વિષય ઉપર આ પ્રથમ પુસ્તક હતું. ઈમામ ઝુહરી (રહ.) એ સમયના સૌથી વધુ વિદ્વાન આલિમ હતા. ફિકહ અને હદીષમાં તો તેમના દરજ્જાના કોઈ ન હતા. તેઓ ઈમામ બુખારી (રહ.)ના શયખુશ્શુયૂખ છે. તેમણે રિવાયતો ભેગી કરવામાં ભારે શ્રમ લીધો અને કષ્ઠો ઉઠાવ્યા છે. મદીનહ મુનવ્વરહમાં તેઓ એક એક અન્સારીને ઘરે જતા હતા.

જવાન–વૃધ્ધ અને સ્ત્રી–પુરૂષ, જે જે કોઈ કામ આવે એવું મળી જતું, (પર્દાનશીન બાનુઓ સુધ્ધાં) તેમને મળ્યા કરતા. અને તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના કથનો, વર્તનો વિશે પૂછતા રહેતા. અને તેમાંની પ્રમાણભૂત વાતો, બાબતો લખી લેતા હતા. કુળે તેઓ કુરૈશી હતા. સન ૫૦માં પૈદા થયા હતા. ઘણા સહાબાને જોઈ ચૂકયા હતા. સન ૮૦માં અબ્દુલમલિક બિન મરવાનના દરબારમાં ગયા ત્યારે તેમણે તેમનું ભારે માન–સન્માન કર્યું હતું. કિતાબુલ મગાઝી ઘણું કરીને હઝરત ઉમર ઈબ્ને અબ્દુલઅઝીઝની સૂચનાથી તેમણે લખી હતી. એ વાત ખાસ લક્ષપાત્ર છે કે, ઈમામ ઝુહરી (રહ.) સુલ્તાનોના દરબારો સાથે સબંધ રાખતા હતા. અને ઠેર ઠેર એમના એવા સંપર્કો ખૂબ જ નિકટના હતા. હિશામ બિન અબ્દુલ મલિકે પોતાના બાળકોની તઅલીમ તેમને સોંપી હતી. તેમની વફાત હિ.સ. ૧૨૪માં થઈ.

ઈમામ ઝુહરી (રહ.)ને કારણે મગાઝી તથા સીરત માટેની રસિકતા સામાન્ય થઈ ગઈ. તેમના શિક્ષણ વર્તુળમાંથી એવા ઘણા નીકળ્યા, જેઓ એ વિદ્યાઓમાં ખાસ કમાલ ધરાવતા હતા. એવાઓમાં યઅકૂબ બિન ઈબ્રાહીમ, મુહમ્મદ બિન સાલિહ તમ્માર અને અબ્દુર્રહમાન બિન અબ્દુલઅઝીઝ મગાઝીના ઈતિહાસમાં ખાસ ખ્યાતિ પામ્યા છે. સનદી પુસ્તકોમાં તેમને સાહિબુલ મગાઝીના લકબથી સંબોધવામાં આવે છે.

## મુસા બિન ઉકબહ :

ઈમામ ઝુહરીના શાગિર્દોમાં બે આલિમોએ સાહિત્યમાં ઘણી જ નામના મેળવી. અને એ બન્ને ઉપર જ એનો કમાલ પણ ખત્મ થાય છે. મૂસા બિન ઉકબહ અને મુહમ્મદ બિન ઈસ્હાક, મૂસા, ઝુબયર ખાનદાનના ગુલામ હતા. તેમણે અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ને પણ જોયા હતા. હદીષ શાસ્ત્રમાં તેઓ ઈમામ માલિકના ઉસ્તાદ હતા. ઈમામ તેમના ભારે પ્રશંસક હતા. તેઓ લોકોને કહ્યા કરતા હતા કે મગાઝીનો વિષય શીખવો હોય તો મૂસા પાસેથી જ શીખો.

## મુહમ્મદ બિન ઈસ્હાક :

મુહમ્મદ બિન ઈસ્હાક તાબિઈ છે. તેમણે અનેક સહાબીઓને પણ જોયા હતા. હદીષ શાસ્ત્રમાં તેઓ નિપૂણ અને સંપૂર્ણ હતા. ઈમામ ઝુહરીના દ્વાર ઉપર દરવાન મુકર્રર હતો. કોઈ શખ્સ પરવાનગી વગર અંદર દાખલ થઈ શકે નહિ. પરંતુ મુહમ્મદ બિન ઈસ્હાકને સામાન્ય પરવાનગી હતી. જ્યારે ઈચ્છે ત્યારે અંદર જઈ શકે. તેમના 'ષિકહ' કે 'ગેર ષિકહ' (આધારભૂત યા અસ્વીકૃત) હોવા વિશે હદીષકારોમાં મતભેદ છે. ઈમામ માલિક તેમના સખ્ત વિરોધી છે. પરંતુ મુહદ્દિષોનો સામાન્ય નિર્ણય એ છે કે, મગાઝી તથા સીરત વિષયે તેમની રિવાયતો આધારભૂત લેખાવા પાત્ર છે. ઈમામ બુખારી (રહ.)એ સહીહ બુખારી શરીફમાં તેમની રિવાયતો નથી લીધી, પણ ''જ્ઞુઝઉલ કિરાઅત'' તેમનાથી રિવાયત કરી છે. અને 'તારીખ'માં તો તેઓ ઘણીખરી ઘટનાઓ તેમનાથી જ લે છે.

મુહમ્મદ બિન ઈસ્હાકની કિતાબ ખૂબ જ પ્રસરી અને ભલભલા મુહદ્દિસોએ તેની નકલો સંપાદિત કરી. એ જ પુસ્તકનું ઈબ્ને હિશામે વધુ તારવણી અને વૃધ્ધિ સહિત પુનર્લેખન કર્યું. જે સીરતે ઈબ્ને હિશામને નામે મશહુર છે, તે મૂળ પુસ્તક આજે લગભગ અપ્રાપ્ય છે. તેથી આજે તેની જે યાદગાર છે, તે ઈબ્ને હિશામની એ જ કિતાબ છે.

## ઈબ્ને હિશામ :

ઈબ્ને હિશામનું નામ અબ્દુલ મલિક છે. તેઓ નામવંત અને વિશ્વાસપાત્ર હદીષકાર, સીરતકાર અને ઈતિહાસકાર હતા. હિમ્યરના કબીલહના હતા. અને ઘણું કરીને તેથી જ તેમણે એ કબીલહના રાજવીઓનો ઈતિહાસ પણ લખ્યો છે. જે આજે પણ મૌજુદ છે. તેમણે સીરતમાં એ વધારો કર્યો કે, તેમાં જે મુશ્કેલ શબ્દો–પરિભાષા આવતા હતા, તેમના અર્થ અને ખુલાસા પણ લખ્યા. હિ.૨૧૩માં તેમની વફાત થઈ.

ઈબ્ને ઈસ્હાકની સીરતની લોકપ્રિયતા જોઈને લોકોએ તેનું કાવ્યમાં રૂપાંતર પણ કર્યું. એવા ચાર–પાંચ કાવ્ય પ્રયાસો પણ થયા છે.

## ઈબ્ને સઅદ :

વાકિદી પોતે તો બહુ નોંધપાત્ર નથી, પણ તેમના ખાસ શાગિર્દો-માંથી ઈબ્ને સઅદે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તથા સહાબાના વૃત્તાંતોની એવી સર્વદિશ અને વિગતપૂર્ણ કિતાબ લખી, જેની જોડ આજ સુધી જોવા મળી નથી.

ઈબ્ને સઅદ મશ્હુર મુહદ્દિષ છે. તેમના વિશે મુહદ્દિષોનો સામાન્ય અભિપ્રાય એ છે કે, જો કે તેમના ઉસ્તાદ (વાકિદી) વિશ્વાસપાત્ર નથી, પણ તેઓ તો આધારભૂત છે જ.

એમની (૧૨ ભાગવાળી) પ્રખ્યાત કિતાબનું નામ 'તબકાત' છે. એમાંના બે ભાગ ખાસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જીવન વિશે છે. અને તેથી તે નબવી સીરત જ લેખી શકાય છે. બાકીના દસ પુસ્તકો સહાબા અને તાબિઈનો વિશે છે. સહાબાના વૃત્તાંતોમાં દરેક જગ્યાએ આપ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિશેની હકીકતો પણ આવે જ છે. તેથી એ પુસ્તકોમાં પણ સીરતનો પુષ્કળ ભંડોળ મૌજૂદ છે.

એ ભારે મહત્વનું પુસ્તક લગભગ નાયાબ થઈ ચૂકયું હતું. એટલે કે દુન્યાના કોઈપણ પુસ્તકાલયમાં તેની પુરી પ્રત મળતી ન હતી, પરંતુ જર્મન કય્સર વિલ્હેમને તે પ્રગટ અને પ્રસિધ્ધ કરવાનો શોખ થયો. તેમણે પોતાના અંગત ખર્ચમાંથી એ માટે એક લાખ રૂપિયા આપ્યા અને પ્રોફ. સાખોને એ કામ સોંપ્યું કે એના જે જે ભાગો જ્યાં જ્યાંથી મળે ત્યાંથી પ્રાપ્ત કરે. એમણે કોન્સ્ટેન્ટિનોપલ, મિસ્ર અને યુરોપની જુદી જુદી નામાંકિત લાયબ્રેરીઓમાંથી બધી પ્રતો ભેગી કરી. ૧૨ યુરોપી વિદ્વાનોએ જુદા જુદા ભાગોનું સંપાદન પોતાના શિરે લીધું અને અંતે ખૂબ જ વ્યવસ્થિત શ્રમ, ભારે ખર્ચ અને સંપૂર્ણ શુધ્ધ છપાઈથી એ પુસ્તક લીડન (હોલેન્ડ)થી પ્રગટ થયું.

એ પુસ્તકનો મોટો ભાગ વાકિદીથી લેવાયો છે. પરંતુ તમામ રિવાયતો સનદો સહિત એમાં નોંધાયેલી હોવાથી તેમાંની વાકિદીની રિવાયતો આસાનીથી અલગ છાંટી લઈ શકાય છે.

## યુરોપિયન લેખકોનું હદીષ શ.ની કિતાબોનું સંશોધન :

મુસલમાનો પાસે અરબીમાં સીરત તથા મગાઝીના જે પુસ્તકો સુરક્ષિત હતા, તે એક એક કરીને થોડા જ અપવાદો સિવાય અઢારમી સદીના અંત સુધીમાં યુરોપમાં છપાઈ ગયા અને એમાંના ઘણાખરાના યુરોપી ભાષાઓમાં તર્જમા પણ થઈ ગયા. સૌપ્રથમ રીસ્કે *(Reiske)*એ (૧૭૭૪) અબુલફિદાનો ઈતિહાસ લેટિન ભાષામાં ટીકાઓ અને નોંધો સહિત પાંચ પુસ્તકોમાં પ્રગટ કર્યો. ૧૮૦૯માં કેપ્ટન મેથ્યુસે *(Mathews)* કલકત્તાથી 'મિશ્કાતુલ મસાબીહ'નું અંગ્રેજી ભાષાંતર છાપ્યું. ૧૮૫૬માં વોન ક્રેમરે *(Kremer)* કલકત્તાથી મુહમ્મદ બિન ઉમર વાકિદીની "અલ–મગાઝી" પ્રગટ કરાવી. અને ૧૮૬૦માં ઈબ્ને હિશામની પ્રખ્યાત "સીરતુર્રસૂલ" ગોટિંગન *(Gottingen)*થી પ્રગટ કરી. એ ઉપરાંત એ જ વિદ્વાને સમહુવીની 'તારીખે મદીનહ' અને ઈબ્ને કુતયબહની 'તારીખે મઆરિફ' પણ પ્રગટ કરી. ૧૬૬૪માં ડો. વીલે *(Weil)* "ઈબ્ને હિશામ"નું જર્મન ભાષામાં ભાષાંતર કર્યું. ૧૮૭૭માં પેરિસથી મસઊદીનું ઈતિહાસ પુસ્તક 'મુરૂજુઝઝહબ' તેના ફ્રેન્ચ તર્જમા સહિત પ્રોફે. ડિ. માન્યાર્ડે પ્રગટ કર્યું. વોલહાઉસને *(Wellhausen)* ૧૮૮૨માં વાકિદીનું જર્મન ભાષાંતર બર્લિનથી પ્રગટ કર્યું. ૧૮૮૩માં લીડનથી હાઉટ્સ્માન *(Houtasman)*ના સંપાદનથી યઅકૂબીનો ઈતિહાસ બે ભાગોમાં છપાયો. ૧૮૮૯થી ૧૮૯૨ વચ્ચે ચૌદ વર્ષની સતત મેહનત પછી તબરીની પ્રખ્યાત અને નાયબ ઈતિહાસ કૃતિ બાર્થ *(Barth)* અને નોલ્ડકે *(Noldeke)* વગેરેએ પ્રગટ કરી. અને છેવટે પ્રખ્યાત જર્મન સાખાઉ *(Sachuu)*ની અનથક કોશિશો અને બીજા સાત જર્મન વિદ્વાનોના સહકારથી ઈબ્ને સઅદની નાદિર, નાયાબ અને ભવ્ય કૃતિ 'તબકાત' (જેનાથી વધુ વિસ્તૃત નબવી સીરતમાં બીજું કોઈ પુસ્તક નથી.) ૧૯૦૦ થી એક–એક પુસ્તક સ્વરૂપે લીડનથી પ્રસિધ્ધ થવા માંડી. અને પુરી થઈ ત્યાં સુધી પ્રસિધ્ધ થતી રહી.

એ મૂળ ઐતિહાસિક પુસ્તકો અને તેમના ભાષાંતરોની પ્રસિધ્ધિના પ્રત્યાઘાતો સારા જ પડયા. ઈસ્લામી દેશો અને યુરોપ વચ્ચેની મઝહબી નફરતમાં કમી થવી શરૂ થઈ. સ્વતંત્ર ઈલ્મી સંશોધનોની રત વધી ગઈ. વળી, એને જ પ્રતાપે યુરોપમાં ઈસ્લામી ઈતિહાસ અને ઈસ્લામના પયગમ્બર

(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સીરતના વિદ્વાનો અને નિષ્ણાંતોનો એક મોટો સમૂહ પણ પેદા થઈ ગયો.

ઓક્સફર્ડના એક વિખ્યાત વિદ્વાન (ડો. માર્ગોલ્યુથ) એવા વિદ્વાનોની આ નિરંતર લાંબી સાંકળનો સ્વીકાર આ શબ્દોમાં કરે છે : "હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જીવન લેખકોની એક લાંબી હારમાળા છે. તેનું ખત્મ થવું તો અશક્ય છે, પણ તેમાં સ્થાન પામવું એ એક ગર્વપાત્ર સિધ્ધી મેળવવા સમાન છે !"

## આ કિતાબ લખવાનો ખાસ હેતુ :

રહમતે આલમ, હાદીયે આઝમ, ફખરે આદમ, નબીયે અકરમ, રસૂલે મુકર્રમ, હઝરત મુહમ્મદ મુસ્તફા, અહમદ મુજતબા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ઝિક્રે મુબારકની બરકતો બેહિસાબ અને બેશુમાર છે. હબીબે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નામે નામી ઈસ્મે ગિરામીના વસીલાથી તથા મહબૂબે રબ્બુલ આલમીનના મુબારક હાલાત અને આપની તઅરીફ લખવા અને સીરતે પાક બયાન કરવાના તુફેલથી હઝારો આફતો, બલાઓ, સંકટો, મુશ્કેલીઓ દૂર થઈ જાય છે. ગંભીર બીમારીઓથી બહુ જલ્દી શિફા થાય છે. અને આ હકીકત એટલી બધી સચોટ છે કે, જેમાં કોઈ મુસલમાનને જરા પણ શંકા હોઈ શકતી નથી. આગલા જમાનામાં ઘણા બુઝુર્ગો અને આલિમોએ દરેક એવી બીમારીઓ અને સંકટોમાં હબીબે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મુબારક હાલાતો લખીને અથવા તો આપની તઅરીફની કિતાબો પઢીને તેના વસીલાથી ભારેમાં ભારે મુશ્કેલીઓથી નજાત મેળવી છે. જેમકે સહીહ બુખારી શરીફના ખતમનો મામૂલ પહેલાંથી જારી છે. એના મુસન્નિફ ઈમામ બુખારી (રહ.)ને એના જ પ્રતાપે ઘણી બશારતો અને ફઝીલતો પ્રાપ્ત થઈ છે, કે તેઓની કબરની માટીમાં પણ કસ્તૂરીની ખુશ્બૂ આવતી હતી. અને બુખારી શરીફના ખતમની બરકતથી લાખો મુસીબતો દૂર થઈ છે. અને હઝારો મુરાદો બર આવી છે. આ બધો સદકો છે સરવરે આલમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ઝિક્રે મુબારકનો, અને આપની તઅઝીમો તોકીર કરવાનો.

"કસીદહ બુર્દહ" ઘણી જ મકબૂલ કિતાબ છે. જેને અલ્લામહ 'મુહમ્મદ બૂસીરી' (રહ.) જેવા સાચા આશિકે રસૂલે હુઝૂર પુરનૂરની તઅરીફમાં નઝમ સ્વરૂપે લખી છે. જેનો ઘણા લોકો અમલીયાતના તોર પર વઝીફો પઢે છે. એની અજીબો ગરીબ તાસીરો જોવામાં આવી છે. કેટલાકને એ કસીદાની બરકતથી સરકારે મદીનહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઝિયારત પણ ખ્વાબમાં થઈ છે. ટૂંકમાં એ કે એ કસીદાની ફઝીલત અને મકબૂલીયત ખુદ એની તસનીફ (સંપાદન)ના કિસ્સાથી જણાઈ આવે છે. કિસ્સો એમ છે કે, ખુદ એ કસીદાના રચનાર બૂસીરી (રહ.)ને ફાલિજ (લકવા)ની બીમારી થઈ ગઈ હતી. જેમાં તેઓનું અડધું શરીર રહી ગયુ હતું. ઘણા જ ઈલાજ કરવા છતાં કંઈ ફાયદો થયો નહીં. બધી તદબીરો કરી છૂટયા, છેલ્લે નિરાશ થઈને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની શાનમાં આ જગમશહુર કસીદો શિફા અને બરકતની નિય્યતથી લખ્યો. જેના તુફૈલમાં મહબૂબે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઝિયારત નસીબ થઈ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ખ્વાબમાં તશરીફ લાવ્યા અને હાથ મુબારક ફેરવી દીધો. જેથી તરત જ લકવાની બીમારીથી પૂરેપૂરી શિફા થઈ ગઈ, સુબ્હાનલ્લાહ ! હઝારો દુરૂદો સલામ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પાક રૂહ ઉપર.

એવી જ રીતે પ્રખ્યાત આલિમે દીન કાઝી અયાજ (રહ.)ની લખેલી 'કિતાબુશ શિફા' ઘણી જ પ્રખ્યાત કિતાબ છે. રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની તારીફો અને મર્તબાઓના બયાનથી ભરપૂર છે. અને એના પઢવાથી પણ ઘણી બરકતો બુઝુર્ગોએ બતલાવી છે. અલ્લામા ઝુરકાની (રહ.)એ 'શર્હે મવાહિબ'માં મજકૂર કિતાબુશ શિફા વિશે નકલ ફરમાવ્યું છે કે, એ મુબારક કિતાબ (શિફા) જે ઘરમાં હશે, તેમાં કોઈ ભારે નુકસાન કે તકલીફ પહોંચશે નહીં અને જે કશ્તી કે જહાઝમાં એ કિતાબ હશે, તે જહાઝ ડૂબવાથી મહફૂઝ રહેશે. અને જો કોઈ બીમાર એને પઢશે તો શિફા પામશે. શિફાએ અમરાઝ માટે એનો ખતમ મુજર્રબ છે. અને મુશ્કેલીઓ પણ દૂર થઈ જાય છે. આગ લાગવાથી કે તાઉન (પ્લેગ)થી પણ અમાન રહે છે. અને એથી જ કાઝી સાહેબે એ કિતાબનું નામ કિતાબુશ શિફા રાખ્યું છે. અલ્લામા

ખિફાજી (રહ.) કહે છે કે, મને દમની બીમારી હતી, પણ જ્યારે મેં શિફાની શર્હ લખી તો એની બરકતથી મારી બીમારી દૂર થઈ ગઈ, સુબ્હાનલ્લાહ !

એક કિતાબ 'હિસ્ને હસીન' છે. જે ખાસ હબીબે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર દુરૂદો સલામ અને તેની ફઝીલતમાં લખાયેલી છે. તેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની બધી દુઆઓ ભેગી કરી છે. અને તેના પઢવા માટે તરીકા બતાવાયા છે. તેમાં તેના મુસન્નિફ અલ્લામા જઝરી (રહ.) લખે છે કે, જે વખતે દમિશ્ક શહેર ઉપર દુશ્મનો ચઢી આવ્યા, તો કિલ્લાના દરવાજા બંધ હતા અને ત્યાંના બધા રહેવાસીઓ પરેશાનીમાં ફરિયાદો કરતા હતા. ચારેવ તરફથી દુશ્મનોએ ઘેરો નાખ્યો હતો. પાણી સુધ્ધાં બંધ કરી દીધું હતું. ચારે બાજુ આગ લગાડી દીધી હતી. આજુબાજુના ઘરો બળતા હતા. ઘણાખરા લૂંટાઈ રહ્યા હતા. શહેરમાં લોકોની જાન–માલ, બાલ–બચ્ચાં ભયમાં હતા. લોકો હાથો ઉઠાવી ઉઠાવી રડી રડીને દુઆઓ કરતા હતા કે દુશ્મનો બહારથી જ ટળી જાય અને શહેરમાં ન આવી શકે. અલ્લામા જઝરી (રહ.) લખે છે કે, એવા સંકટ સમયમાં મેં આ કિતાબ હિસ્ને હસીન લખી અને એના વસીલાથી દુઆ કરી તો ખ્વાબમાં રસૂલે પુરનૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને જોયા. આપે ફરમાવ્યું : શું માંગો છો ? મેં અરજ કરી કે, મારા અને મુસલમાનોના માટે દુઆ ફરમાવો કે આ ઝાલિમોથી નજાત મળે. તરત જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બન્ને હાથ ઉઠાવી દુઆ માંગી અને બન્ને હાથ મુબારક ચેહરએ અનવર ઉપર ફેરવ્યા. એટલે બે–ત્રણ દિવસમાં જ ખુદાના પ્યારા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની દુઆની બરકતથી ઝાલિમો દફે થઈ ગયા અને ઘેરો ઉઠાવીને નાસી ગયા. અને મુસલમાનોનો જાન–માલ મહફૂઝ રહ્યો. સુબ્હાનલ્લાહ ! હબીબે પાક (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સદકાથી દમીશ્કના મુસલમાનોને કેટલો ઝબરદસ્ત ફૈઝ પહોંચ્યો એ સૌ હિસ્ને હસીનમાં લખેલી મુબારક દુઆઓ અને દુરૂદો પઢવાનો કરિશ્મો હતો.

કિતાબ "દલાઈલુલ ખૈરાત" પણ ઘણી જ મશ્હુર અને મકબૂલ કિતાબ છે. જેને ખાસ તરીકાથી પઢવામાં આવે છે. અને આજકાલ આમ–ખાસ સૌમાં બહુ મુજર્રબ છે. જેમાં દુરૂદ શરીફની બેહદ ફઝીલતો બયાન કરી છે.

એના પઢવાથી શાહે દોઆલમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સાથે મુહબ્બત પૈદા થાય છે.

એક કિતાબ "નશરૂત્તીબ" છે, જે મહાન આલિમે દીન મુજદ્દિદે મિલ્લત હઝરત મૌલાના અશરફઅલી થાનવી સાહબ (રહ.)એ ખાસ એવા વખતમાં લખી હતી કે, જે વખતે થાનાભુવન તથા તેના આસપાસમાં તાઉન (પ્લેગ) બહુ જ જોર પર હતો. મૌલાના મર્હૂમે ખાસ રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મુબારક ઝિક્રની બરકત અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો વસીલો પકડવાની નિય્યતે જ એ કિતાબ લખી હતી. ખુદાપાકે એના તુફેલથી તાઉન જેવો અઝાબ ઉઠાવી લીધો અને ઘણી બરકતો પણ જાહેર થઈ. આમ તો નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પાક સીરત અને આપના વખાણોમાં બેહદ કિતાબો લખાયેલી છે, પરંતુ જેની બરકતો તજરૂબાથી બહુ જ મશ્હુર થઈ તેમાંથી ઉપરની કિતાબો મેં મિસાલના તોર પર રજૂ કરી છે.

ઉપરની હકીકતથી આપ સારી રીતે સમજી ગયા હશો કે સય્યિદુલ મુરસલીન મહબૂબે રબ્બુલ આલમીન (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની મુબારક હાલતો બયાન કરવામાં બેહદ બરકતો અને બેશુમાર ફઝીલતો છે. અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો વસીલો દરેક બલા-આફતો દૂર કરવા મટો બેહતરીન ઝરીઓ છે. એમ તો રહમતે આલમ, રહબરે આઝમ, રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મુબારક હાલાત, આપની બરકતો, આપની જાહોજલાલી અને ફઝલો કરમ તથા આપના દરજા અને રૂતબા તો એટલા બેહિસાબ છે કે, ૧૩૦૦ વર્ષથી આજ સુધી હઝારો મોટા મોટા દફતરો લખાઈ ચૂકયા, પણ હજુ તે અધુરા જ છે અને કિયામત સુધી રહેશે.

## ઉલમાએ કિરામ તથા મુસ્લિમ સમાજની સેવામા :

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલાના તખસ્સુસ ફીલ્હદીષ (સ્પેશિયલ હદીષના કોર્ષ)ના વિભાગમાં (મૌ. રશીદ અહમદ મનુબરી સા.ના અનથક પ્રયાસોથી) સર્વપ્રથમ હઝરત થાનવી (રહ.)ની

આ કિતાબ "નશરૂત્તિબ"ની હદીષોની તખરીજ (સંશોધન) અને તેના રાવીઓ (વર્ણન કરનાર) વિશેની સંપૂર્ણ માહિતી એકત્ર કરી મુહદ્દીષોના અંદાજમાં તેની વિસ્તૃત છણાવટ કરતી કિતાબ "ફરહતુલ્લબીબ ફી તખ્રીજિ અહાદીષી નશ્રિત્તીબ" અરબીમાં તૈયાર કરવામાં આવી. જેમાં નશરૂત્તિબમાં વર્ણન કરેલ બધી જ હદીષોનો હુકમ પણ જણાવવામાં આવ્યો. જે ઈન્શાઅલ્લાહ ટૂંક મુદ્દતમાં પ્રકાશિત થઈ ઉલમાએ કિરામ અને મુહદ્દિષીને ઈઝામની સેવામાં રજૂ થશે. પરંતુ અઝીઝમ મૌ. રશીદ અહમદ મનુબરી સા.ની તૈયાર કરેલ ઉપરોક્ત કિતાબ અરબી ભાષામાં હોવાને લઈ ગુજરાતના સામાન્ય મુસ્લિમો તેનો ફાયદો ઉઠાવવાથી વંચિત રહેતા હતા. તો દારૂલ ઉલૂમ માટલીવાલાના નવયુવાન, ખંતિલા, મહેનતી આલિમ અઝીઝમ **મુફતી ઈમ્તિયાઝ સા. વલણવી**એ પોતાના ઈલ્મી શૌખ અને ઈશ્કે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જઝબાથી ભરપૂર કલમે તેનું ગુજરાતી ભાષામાં રૂપાંતર કર્યું. અને આ પ્રમાણે હઝરત થાનવી (રહ.)નો ઈલ્મી ફૈઝ ગુર્જર મુસ્લિમો સુધી પહોંચાડવાનું નેક કામ આપને પ્રાપ્ત થયુ. *ઝાલિક ફઝલુલ્લાહ......*

અલ્લાહ તઆલા મૌલાના મૂફતી ઈમ્તિયાઝ (સા.)ને દુન્યા વ આખિરતમાં તેનો બેહતરીન બદલો આપે. અને ઉમ્મત આપના કલમથી વધુથી વધુ ફાયદો ઉઠાવે તેવા અસ્બાબ ગૈબથી અતા ફરમાવે. *વમા ઝાલિક અલલ્લાહિ બિ અઝીઝ...*

આજકાલ આખી દુન્યામાં એક આમ અશાંતિ ફેલાઈ ગઈ છે. અને દરેક ઈન્સાન તેમજ બધી જ કૌમો કોઈ ન કોઈ સંકટોમાં સપડાયલા જણાય છે. દુન્યાનો કોઈ દેશ કે કોઈ ખંડ એવો રહ્યો નથી કે જ્યાં કોઈ ન કોઈ પ્રકારની મુશ્કેલીઓ ઉભી થતી ન હોય. મતલબ કે આજે આખી દુન્યા પોતાના કરતુતોના અઝાબમાં પીડાઈ રહી છે. જેથી આજે દુન્યા સુખચેન ગુમાવી બેઠી છે. આવા અતિશય નાજુક ઝમાનામાં ખાસ કરી મુસલમાનોની તો દીની અને દુન્યવી હાલત બહુ જ નબળી અને કફોડી થઈ પડી છે. અને હાલના ઈલ્હાદ તથા લામઝહબીય્યતના દોરમાં મુસલમાનો સામે અનેક મુશ્કેલીઓ અને આફતો ઉભી થાય છે. તેમાં વળી ખાસ ભારતના મુસલમાનો સામે તો રોજ રોજની નવી આફતો ઉત્પન્ન થાય છે. દીન અને દુન્યા બન્નેવ ખતરામાં

છે. તેઓની જાન-માલ, ઈઝઝત–આબરૂ, વેપાર વગેરે કંઈ જ મહફૂઝ નથી. બેકારી, બેરોજગારી પણ દિવસે દિવસે વધતી જાય છે. ફિત્ના–ફસાદો પણ આવતા જ રહે છે. જેથી આ રિસાલો લખવાનો એક ખાસ મકસદ એ છે કે, એમાં હબીબે પાક (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મુબારક અહેવાલ અને હદીષો જે બયાન થાય તેના તુફૈલમાં મહબૂબે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની બરકતથી અને રહમતુલલિલ આલમીન (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના વસીલાથી રબ્બુલ આલમીન સર્વે મુસલમાન ભાઈઓના દરેક સંકટોને દૂર ફરમાવે અને ખાસ કરી ભારતના મુસલ-માનોની દરેક મુશ્કેલીઓ, આફતો દૂર થઈ જાય. ફિત્નાથી બચાવે, દીન–ઈમાન, જાન–માલની સલામતી, ચેન–અમન અતા ફરમાવે, *આમીન બિહુરમતિ સય્યિદિલ્મુરસલીન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ.*

**(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
(મોહતમિમ)
દારૂલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ

# હઝરત હકીમુલ્ ઉમ્મત મુજદ્દીદે દીનો મિલ્લત મવલાના અશરફ અલી થાનવી (રહ.)ની બહુમુલ્ય કિતાબો વિશે બુઝુર્ગોના અભિપ્રાયો

બિસ્મિલ્લાહિ ર્રહમાનિર્રહીમ.
હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા ....

(૧) હઝરત (રહ.)ના એક ખલીફ–એ–અર્શદ લખે છે : હઝરત હકીમુલ ઉમ્મત મુર્શિદ થાનવી (રહ.)ની કિતાબો, મલ્ફૂઝાત, વઅઝો તથા પત્રો રુશ્દો–હિદાયતનો અમૂલ્ય ખઝાનો છે. (સવિશેષ) હઝરતની વઅઝોએ લાખો માનવીઓના દિલો બદલી નાખ્યાં. દીનથી ભાગનારા દીનના આશિક બની ગયા. (તેમના માધ્યમથી) હઝરત રુશ્દો–હિદાયતની એવી શમા રોશન ફરમાવી ગયા કે ખૂબ લાંબા સમય સુધી કિતાબ તથા સુન્નતની રાહ ઉજાગર થઈ ગઈ. જે રાહ પર રુસૂમ તથા બિદઅતોની ધૂળ જામી ગઈ હતી અને (જેનાથી) હકીકત અદશ્ય થઇ ગઈ હતી, હઝરતના મવાઈઝની બરકતથી હજારો ગુમરાહ માનવો ઈન્સાનિયત તથા નેકીના પરિપૂર્ણ દરજ્જે પહોંચ્યા તથા અખ્લાકી–નૈતિક રોગોથી શિફા પામ્યા !

(મુહમ્મદ શરીફ, મુલતાન, રજબ ૧૪૦૩ હિ.)

(૨) જગવિખ્યાત આલિમ, હઝરતે અકદસ શાહ રાયપૂરી (રહ.)ના ખલીફા હઝરત મવ. અબુલ હસન અલી નદવી (રહ.) ફરમાવે છે કે, સૌથી વધુ અસરકારક ચીજ એ છે કે, બુઝુર્ગાને દીનના હાલાત પઢો અને જો અલ્લાહ તઆલા નસીબ કરે તો કોઈ બુઝુર્ગની સોહબત–સહવાસ ઈખ્તિયાર કરો. હું વિના સંકોચે કહું છું કે, આ વિષયમાં સૌથી બેહતર અને લાભદાયી હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની કિતાબો, ખાસ કરીને આપના મલ્ફૂઝાત અને વઅઝો બહુ સારી અસર ધરાવે છે.

મેં અલ્હમ્દુ લિલ્લાહ ! મારી સઘળી નદવિય્યત, મારા સઘળા અદબી ઝવક, મારા તારીખી તથા એ'તિકાદી લગાવ સાથે એનાથી ફાયદો ઉઠાવ્યો છે અને આપ સૌને પણ સલાહ આપું છું કે, એનાથી આપના દિલમાં વસેલી

માલની મુહબ્બત, માનહોદ્દાની લાલસા તેમજ વ્યવહારમાં થતી કોતાહીઓની જાણ થશે. ખાસ કરીને અખ્લાકની ઈસ્લાહ પર તેમજ સામુહિક કામો–ખિદમતોની અગત્યતા પર આપે જે ઘણો ભાર મૂકયો છે તે સમજાશે. અલ્લાહ તઆલાએ એ માનવંત દ્વારા ખાસ રીતે કામ લીધું છે. આપ સૌ એ તરફ જરૂર ધ્યાન આપો. આપના ઘટ્ટમાં એ સાહિત્ય ઓછા–વત્તા પ્રમાણમાં જરૂર ઉતરવું જોઈએ. (દા. ઉલૂમ માસિક : ઓગષ્ટ–૧૯૮૮, પેજ : ૩૭, ૩૮)

(૩) ઈસ્લામી જગતની સૌથી વિશાળ અને સૌથી વધુ લાભદાયી ચળવળ "દઅવત વ તબ્લીગ"ના બાની હઝરત મવલાના મુહમ્મદ ઈલ્યાસ કાંધલવી (રહ.) ફરમાવે છે કે, "હઝરત મવલાના થાનવી (રહ.)એ ઉમ્મતની ઈસ્લાહ (સુધારણા)નું ઘણું મોટું કામ કર્યું છે, બસ, મારું દિલ એ ચાહે છે કે, તાલીમ તો તેમની હોય અને તબ્લીગનો તરીકો, પ્રચારની રીત મારી હોય કે આ રીતે તેમની તાલીમ આમ–સર્વ વ્યાપક થઈ જશે".

(મલ્ફૂઝાતે હઝરત મવ. મુહમ્મદ ઈલ્યાસ (રહ.) પેજ–૫૮, મલ્ફૂઝ–૫૬)

# અભિપ્રાય

હઝ. મવલાના સય્યિદ સઈદ સા. ભડકોદ્રવી દેવલિયા

બિસ્મિલ્લાહિ ર્રહમાનિર્રહીમ.
હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા ....

માનવ જગતની રૂશ્દો–હિદાયત માટે અલ્લાહ તબારક વ તઆલાએ અંબિયાએ કિરામને દરેક યુગ–કબીલામાં પૈદા કર્યા અને અંતમાં હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખાતમુન્નબિય્યીન બનાવી સમસ્ત જગતને સત્યમાર્ગ કિંવા ઈસ્લામી જીવન પધ્ધતીની સદા માટેની તાલીમો તરબિયતના સોનેરી કાર્યપ્રણાલીના અમલી નમૂના રૂપ બનાવી મોકલ્યા. ''અલ્લાહૂમ્મ સલ્લિઅલા મુહંમદિન્ દાઈમન અબદા''.

સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુન્યાની અનેક ભાષાઓમાં દરેક યુગમાં સંક્ષિપ્ત અને વિસ્તૃતપણે નાની–મોટી અનેક કૃતિઓ આલેખાઈ છે અને તા કયામે કિયામત ઈ. અલ્લાહ સદરહુ વિષયક્ અનેક ખુશનસીબો આ બરકતવંતા વિષય પર પોતાની કલમી કૃતિઓને સાકાર કરી જગતવાસીઓથી દાદ ખંડણી તથા પરવર દિગારે આલમથી બેહતરીન બદલો મેળવતા રહેશે. (ઈન્શા અલ્લાહ)

ઉર્દુ ભાષામાં પણ સીરત વિષયક અનેક નાની મોટી કૃતિઓ પ્રગટ થઈ છે જેમાં હઝરત થાનવી (નવ્વરલ્લાહુ મરકદહૂ)ની આ સંક્ષિપ્ત કૃતિ અનેરૂ અને આગવી શાન ધરાવે છે. એની સાહિત્યીક અલંકારિક ભાષા અને ફારસી–અરબીના જે તે જમાનામાં પ્રચલિત વાકય રચનાના લઈ તેને મૂળ ઉર્દુમાં વાંચી સમજવું, પણ આપણા ગુર્જર મુસ્લિમો માટે એક પ્રશ્ન હતો. તેને ગુજરાતીમાં સરળ ઢબે અનુવાદિત કરવાનું કપરૂ સુકાર્ય – તનતોડ ધૈર્યસભર હિંમત પૂર્વકનું કામ હતું.

અલ્હમ્દુ લિલ્લાહ ! મવ. ઈમ્તિયાઝ ઈબ્ને હાફિઝ ઉસ્માન ભૈયા (ઉસ્તાઝ : દા. ઉલૂમ માટલીવાલા, ભરૂચ) સાહેબે આ કપરા કાર્યને ખંતપૂર્વક

ન્યાય આપી ગુર્જર વાંચકો સમક્ષ હઝરત થાનવી (રહ.)ની આ કૃતિને લાભદાયક રૂપે રજુ કરવાની સઆદત પામી તે બદલ તેઓ સમસ્ત ગુજરાતી વાંચક વર્ગ તરફથી અભિનંદનના પાત્ર છે.

હર મુદઈકે વાસ્તે દારો – રસન કહાં,
યે રૂત્બએ બુલંદ મીલા જિસ્કો મીલ ગયા !

હું અંતઃકરણથી મૌસુફને મુબારકબાદી આપી દુઆ કરું છું કે તેઓની કલમથી ગુર્જર સમાજને હંમેશા લાભદાયક અનેકાનેક ઈલ્મી કૃતિઓ મળતી રહે. આમીન. સુમ્મ આમીન.

હઝ. મવલાના સય્યિદ સઈદ સા. ભડકોદ્રવી દેવલિયા
૨૫/૦૬/૨૦૧૦
શુક્રવાર

# –: અભિપ્રાય :–

હઝરત મવલાના નઝિર અહમદ દેવલ્વી સા. દા.બ.
(ઉસ્તાઝ : દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા, ભરૂચ)

બિસ્મિલ્લાહિ ર્રહમાનિર્રહીમ.
હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા ....

હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.)નું વ્યકિતત્વ પરિચયનું મોહતાજ નથી. હઝરત રહ.નું સમગ્ર જીવન કિતાબો–સુન્નતના વિવરણ, સંશોધન, તેની ઈશાઅત તેમજ મખલૂકે ખુદાની દીની અને રૂહાની સુધારણામાં ગુજર્યું.

આપ (રહ.)ની ગણના કિતાબો–સુન્નત પર સંપૂર્ણ રીતે અમલ કરનારા આલિમે રબ્બાની અને સમાજ સુધારક તરીકે થાય છે. હઝરત રહ.એ ઉપરોકત વિષયોમાં એકલી જાતે એટલુ કાર્ય કર્યું કે એક સમુહ માટે આટલું બધું કાર્ય કરવું મુશ્કેલ હતું. તદુપરાંત આપ રહ. એવા કાર્યક્ષમ અનુયાયીઓ તૈયાર કરીને આ દુન્યાથી કુચ કરી ગયા કે જેમણે આપના આ કાર્યને વિશાળ કરી સમગ્ર જગતમાં ફેલાવ્યું.

હઝરત હકીમુલ ઉમ્મત રહ. સાચા આશિકે રસૂલ (સલ.) અને કિતાબો સુન્નતના એક એક હુકમ અને તરીકાને પોતાની જિન્દગીમાં લાવવા માટે હમેશા તત્પર રહેતા હતા. એટલા જ માટે ઢાકાના નવાબ સલીમખાન આપનાથી એટલા પ્રભાવિત થયા હતા કે લોકોને કહ્યા કરતા કે જેણે સહાબા (રદી.)ને નથી જોયા તે થાનાભુવન જઈને હઝરત (રહ.)ને જોઈ લે. (ઈફાઝાત /૨૭૪)

આપના જીવન ચરિત્ર લખનારાઓએ આપની ઈત્તિબાએ સુન્નતનો એક બનાવ ટાંકયો છે કે, એક વઅઝમાં આપ (રહ.)એ ફરમાવ્યું કે દૂધી ખાવી સુન્નત છે, કારણ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તે પસંદ હતી. પીરાણી સાહેબા રહ. (હઝરતના અહલિયા મોહતરમહ) પણ વઅઝ સાંભળી રહ્યા હતા. સંજોગવસાત દૂધીની મોસમ હતી. હઝરત રહ. બપોરે ઘરમાં પધાર્યા તો જોયું કે ઘરમાં દૂધી રંધાયેલ છે. બીજા સમયે સાંજે પણ દૂધી જ હતી. હજરત રહ.એ પીરાણી સાહિબા રહ.ને પુછયું તો તેમણે જવાબ આપ્યો કે, આપે પરમ દિવસે વઅઝમાં ફરમાવ્યું હતું કે દૂધી ખાવી સુન્નત છે તો મને વિચાર આવ્યો

કે, આ દૂધીની મોસમ છે. એટલે તેનાથી ખૂબ લાભ ઉઠાવવો જોઈએ, કારણ કે જ્યારે આ મોસમ પુરી થઈ જશે તો આપણે આ સુન્નત પર અમલ કરવાથી વંચીત રહી જઈશું.

હઝરત રહ. ફરમાવે છે કે, મારી ઘરવાળીની આ વાત સાંભળીને વિચાર આવ્યો કે એક સ્ત્રીમાં સુન્નત પર અમલ કરવાની આટલી રૂચી છે તો મારે પણ મારા જીવનનું પરિક્ષણ કરવું જોઈએ. ત્યાર બાદહઝરતે એક અઠવાડિયા સુધી પોતાના સવારથી સાંજના કાર્યોનો હિસાબ લેવાનું શરૂ કર્યું કે, તેમાં સુન્નતનો પ્રબંધ છે કે નહિં ? હઝરત ફરમાવે છે કે, અઠવાડિયા પછી હું એ નતીજા પર પહોંચ્યો કે અલ્હમ્દુ લિલ્લાહ, ષુમ્મ અલ્હમ્દુ લિલ્લાહ ! મારા જીવનના દરેક કાર્યમાં સુન્નતનો પ્રબંધ છે અને કોઈ કામ સુન્નત વિરૂધ્ધ નથી. (આલિમે રબ્બાની કિસે કેહતે હૈં ?)

હઝરત હકીમુલ ઉમ્મત રહ. લખે છે કે, એક લાંબી મુદ્દતથી મારા કૃપા કરનારાઓ તરફથી મારા વિરૂદ્ધ વિના કારણે ટીકા ટીપ્પણીઓ થઈ રહી છે. જેમાં ઘણી ટીકાઓ પક્ષપાતના કારણે થઈ રહી છે. તેમના જવાબ તરફ મેં એટલા માટે ધ્યાન આપ્યું નથી, કે (૧) હું એ ટીકાઓને ધ્યાન આપવા લાયક સમજતો નથી. (૨) બીજું કારણ એ છે કે આજ કાલ જવાબ આપવાથી ટીકાઓ બંધ થતી નથી, બલ્કે વાત વધુ લાંબી થાય છે, જેના કારણે સમય બરબાદ થાય છે અને પરિણામ પણ મળતુ નથી. (૩) મારા ઝિમ્મે એનાથી વધુ અગત્યના એટલા બધા કાર્યો રહ્યા છે કે, ટીકાઓનો જવાબ આપવાનો સમય જ મળતો નથી. (ખ્વાને ખલીલમાંથી સંક્ષિપ્ત પેજ–૩૨)

અશરફુસ્સવાનિહમાં લખેલું છે કે, હઝરત હકીમુલ ઉમ્મત રહ. પર જો કોઈ પણ જાતની ટીકા કરવામાં આવતી તો હઝરત પોતાને બેકુસૂર સાબિત કરવાના પ્રયત્નો કદી કરતા ન હતા, બલ્કે જો તે ટીકા ઈલ્મી પ્રકારની હોતી અને સ્વીકારવા લાયક હોતી તો તેનો સ્વીકાર કરી પોતાના પાછલા દ્રષ્ટિકોણને તુરંત બદલી નાંખતા હતા અને તરજીહુર્રાજિહ (શ્રેષ્ઠને પ્રાધાન્ય)ના શિર્ષક હેઠળ પ્રગટ કરી દેતા હતા. જે ઈલ્મી રંગની ટીકાઓ હોય તેના વિષે ઉપરોકત વ્યવહાર કરતા હતા અને જો ટીકા માત્ર દુશ્મની અને પક્ષપાતના રંગની હોતી તો તેની તરફ બિલ્કુલ ધ્યાન આપતા ન હતા. (અશરફુસ્સવાનિહ ભાગ–૩, પેજ–૧૫૪)

સારાંશ કે હઝરત રહ.ને પાક પરવરદિગારે જે ઈલ્મનો ખજાનો અર્પણ

કર્યો હતો એટલા જ પ્રમાણમાં તે ઈલ્મ પર અમલ કરવાની બક્ષિસ પણ આપી હતી.

આવું વ્યક્તિત્વ ધરાવનાર કિતાબો સુન્નતના સાચા આશિકે રસૂલે હજાર ઉપર કિતાબો અને મવાઈઝ વડે ઉમ્મતને ઈલ્મો અમલ પર લાવવાની તનતોડ મહેનત કરી. તેમાંની આ એક કિતાબ "નશરુત્તીબ ફી ઝિક્રિન્નબીય્યીલ હબીબ સ.અ.વ." છે. જેમાં અલ્લાહના રસૂલ સ.અ.વ.નું મુબારક જીવનચરિત્ર, અમૂક મુનાસિબ વઅઝ અને નસીહતો, તેમજ બારીક વાતો અને ઈલ્મી રહસ્યો ખોલ્યા છે. કિતાબ પોતાની જગ્યાએ મહાન ઈલ્મી ખજાનો છે જેના શબ્દે શબ્દથી ઈશ્કે રસૂલ (સલ.)નો અંદાઝ થાય છે.

આ અતીકિંમતી ઈલ્મી પુસ્તકના ગુજરાતી અનુવાદની ઘણી જરૂરત હતી જેથી ગુજરાતી જાણનારાઓનો બહોળો વર્ગ જે દુન્યાભરમાં ફેલાયેલો છે તે આ પુસ્તકથી લાભ ઉઠાવી શકે. અલ્લાહનો શુક્ર છે કે તેણે આ ઈલ્મી પુસ્તકનો સરળ અને પુસ્તકની પ્રતિષ્ઠા અને શાન અનુસાર અનુવાદ કરવા માટે **મવ. ઈમ્તિયાઝ વલણવી સલ્લમહૂ** (ઉસ્તાદ દારૂલ ઉલૂમ માટલીવાલા)ને તૌફીક આપી. મવલાનાએ આ અનુવાદ પાછળ ઘણી મહેનત કરી ગુજરાતી જાણનાર વર્ગ પર મહાન ઉપકાર કર્યો છે. અનુવાદ ઘણો સરળ અને સહીહ છે. આ પુસ્તક એટલું અગત્યનું છે કે દરેક ઘરમાં હોવું જોઈએ અને દરેક ઘરમાં તેની તાલીમ થવી જોઈએ, જેમ કે હઝરત હકીમુલ ઉમ્મત રહ.એ પોતે જ પુસ્તક લખવાનો હેતુ પુસ્તકના આરંભમાં જણાવ્યો છે.

દુઆ છે કે આ ગુજરાતી અનુવાદને અલ્લાહ તઆલા ઘણી મકબૂલિયત આપે, અને ઉમ્મતનો બહોળો વર્ગ તેનાથી લાભ ઉઠાવી અલ્લાહના નબી (સલ.)ની સુન્નતોને પોતાના જીવનમાં ઉતારે. અને અનુવાદકને પોતાના દીનની ખિદમત માટે કબૂલ ફરમાવી તેમનાથી વધુમાં વધુ કામ લે. અને આખિરતમાં નબીએ કરીમ (સલ.)ની શફાઅતનો ઝરીઓ બનાવે. આમીન.

લી. (હઝરત મવલાના) નજીર અહમદ યાકૂબ દેવલાવાલા
ઉસ્તાદે તફસીર વ હદીષ દારૂલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ.

# —: અભિપ્રાય :—

કારી હિફઝુર્રહમાન સા. મેરઠી દા.બ.
(મોહતમિમ : મદ્રસા મોહ્યુસ્સુન્નહ, નજીબઆબાદ, યુ.પી.)

બિસ્મિલ્લાહિ ર્રહમાનિર્રહીમ.
હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા, અમ્માબાદ !

બે વર્ષ પહેલાં હઝરત મવ. ઈબ્રાહીમ સા. વલણવીની દાવત પર સીરતુન્નબી પર આલીશાન જલ્સો થયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સીરતના વિવિધ પાસાઓ લોકો સમક્ષ રજુ કર્યા. તે દરમિયાન હકીમુલ ઉમ્મત મુજદ્દિદુલ મિલ્લત હઝરત મવલાના અશરફ અલી સા. થાનવી (રહ.)ની કિતાબ નશરુત્તીબ ફી ઝિક્રિન્નબીય્યિલ હબીબ (સલ.)ને પણ બયાનનો વિષય બનાવ્યો. જેમાં અહલે હક્ક પર લગાવેલ તોહમતો અને ઈલઝામો પરથી પણ પડદો હટાવ્યો અને સાબિત કર્યું કે હઝરત થાનવી રહ. એક સાચા આશિકે રસૂલ, આલિમે દીન હતા. જેના લઈ આ ભાવના ઉત્પન્ન થઈ કે આ કિતાબનો ગુજરાતી અનુવાદ કરવામાં આવે, કારણ કે નશરૂત્તીબ .... સીરતની દરેક કિતાબોમાં નગીનાની હૈસિયત ધરાવે છે. અને આ કિતાબનો શું મકામ મરતબો છે તેને દરેક અહલે ઈલ્મ જાણે છે.

મુબારકબાદીના લાયક છે મોહતરમ મવલાના મુફતી ઈમ્તિયાઝ સા. ઉસ્તાઝ દા. ઉલૂમ માટલીવાલા ભરૂચ અને મોહતરમ મવ. અ. મજીદ સા. ઉઘરાદાર વલણવી કે જેઓના અથાગ પ્રયત્નો અને બરકતવંત કોશિશોથી આ કિતાબ પ્રકાશિત થઈ રહી છે. અલ્લાહ તઆલા તેઓને બેહતરીન બદલો ઈનાયત ફરમાવે, આમીન. બિહુરમતી સય્યિદિલ મુરસલીન.

કારી હિફઝુર્રહમાન સા. મેરઠી
મદ્રસા મોહ્યુસ્સુન્નહ, નજીબઆબાદ, યુ.પી.

# હઝ. હકીમુલ ઉમ્મત રહ.ના જીવન ચરિત્રની એક ઝલક

કહીં મુદ્દતમેં સાકી ભેજતા હે ઐસા મસ્તાના,
બદલ દેતા હે જો બિગડા હુવા દસ્તૂરે મૈખાનહ.

હઝ. મુજદ્દિદુલ્ મિલ્લત હકીમુલ ઉમ્મત અલ્–હાજ હાફિઝ, કારી, મવ્લાના શાહ અશરફ અલી થાનવી (રહ.)નું કુટુંબ અને વંશ.

ભારતમાં મુસલમાનોની હુકૂમત પહેલાં રાજા ભીમે મુજફ્ફર નગર જિલ્લામાં એક કસ્બો પોતાના નામથી વસાવ્યો જે "થાનાભીમ" નામે ઓળખાયો, પછી મુસ્લિમોની અવર–જવર અને ત્યાં રહેણાંક વધવાના લઈ તેનું નામ "મુહંમદપૂર" થયું. આ વાતનો સબૂત તે સમયના શાહી કાગળોથી મળે છે, પરંતુ આ નામ લોકપ્રિય તેમજ મકબૂલ ન થયું તે જ પુરાણું નામ પ્રચલીત રહ્યું, હાં, એટલું થયું કે "થાનાભીમ"ના બદલે "થાનાભવન" થઈ ગયું. આગ્રા રાજયનો આ કસ્બો વ્યકિતત્વના ઘડતર માટે પહેલેથી જ મશહૂર છે અને અહિંયાના શરીફ મુસલમાનો રૂઆબદાર, તાકતવર અને ફઝલો કમાલના માલિક રહ્યા છે.

હઝ. થાનવી રહ.ના પુર્વજોએ સદીયો પહેલાં આ કસ્બાને પોતાનું વતન બનાવ્યું. દાદા તરફનો વંશ ફારૂકી છે અને મોસાળ તરફનો વંશ અલવી છે.

હઝ. થાનવી (રહ.)ના વાલિદ જનાબ અ.હક્ક સા. મર્હુમ એક પ્રતિભાશાળી તેમજ માનવંત માલદાર જાગીરદાર અને સખી સજ્જન હતા. મેરઠની એક મોટી હુકૂમતનાં સરમુખ્તાર હતા. ફારસી ભાષામાં ઉચ્ચ લાયકાત ધરાવતા હતા અને કુર્આનનાં હાફિઝ તો ન હતા પરંતુ નાઝિરહ કુર્આન મજીદ ઘણું સહીહ પઢતા હતા, અત્યંત સમજદાર અને બુધ્ધિજીવી હતા, જેનું એક સ્પષ્ટ ઉદાહરણ આ છે કે પોતાના સુપુત્રોની લાયકાત બાળપણથી જ તારી લીધી હતી, એટલા જ માટે પોતાનાં મોટા સુપુત્ર (હઝ. મવલાના અશરફ અલી થાનવી રહ.)ને અરબી અને દીનીયાતમાં અને નાના પુત્ર (અકબર

અલી સા. મર્હુમ)ને અંગ્રેજી અને આધુનિક શિક્ષણમાં લગાવી દીધા અને આ બાબત પર મર્હુમને સંપૂર્ણ ભરોસો હતો. એક વેળા ભાભી સાહિબા એ પૂછયું "ભાઈ આપે નાના પુત્રને તો અંગ્રેજી ભણાવી છે તે તો ગમે તેમ કરીને કમાઈ ખાશે, મોટો અરબી પઢી રહ્યો છે તે કયાંથી ખાશે ? અને તેનું ગુજરાન કઈ રીતે ચાલશે ? જાગીર તો વારસદારોમાં વહેંચાઈ જશે. તેનાથી ગુજરાન નહિં થઈ શકે".

આ પ્રશ્ન ઉપર મર્હુમ આક્રોશ પૂર્વક કહેવા લાગ્યા "ભાભી સાહિબા તમો કહો છો કે આ અરબી પઢીને કયાંથી ખાશે ? "અલ્લાહની કસમ જેને તુ કમાવવા વાળો સમજે છે તેના જેવા એના જોડા સીધા કરતા ફરશે અને આ તેઓની ખેવના પણ નહીં રાખે".

કેટલી જબરદસ્ત સમજદારી અને પારખવાની લાયકાત હતી, એટલા જ માટે અકબર અલી કરતાં હઝ. મવલાના અશરફ અલી થાનવી (રહ.) પર વધુ પૈસા ખર્ચ કરતા હતા, દુન્યાએ જોઈ લીધું, જાણી લીધું કે મર્હુમ બાપની વાતોનો એક એક શબ્દ સત્ય, તથ્ય તેમજ વાસ્તવિક સાબિત થયો.

હઝ. હકીમુલ ઉમ્મત રહ.ના વાલિદહ મુહતરમહ પણ એક નિસ્બત ધરાવતા બીબી હતા. હઝ. હકીમુલ ઉમ્મત રહ.ના મામા પીરજી ઈમ્દાદ અલી સા. રહ. એક જબરદસ્ત બુઝુર્ગ અલ્લાહના વલી હતા. હઝ. હકીમુલ ઉમ્મત રહ.ને ભલે તેઓ સાથે મસાઈલ અને હકાઈકમાં મતભેદ હતો પરંતુ આપ તેઓનાં ઈશ્કી જઝબાની કદર ફરમાવતા હતા.

હઝ. હકીમુલ ઉમ્મત રહ.ના નાના મીર નજાત અલી રહ. ઉચ્ચસ્તરિય ફારસી ભાષાનાં નિષ્ણાંત, નિબંધક અને હાજર જવાબ બુઝુર્ગ હતા.

## જન્મ અને બાળપણ

અશરફી કુટુંબનો ટુંકો ચિતાર આંખો સમક્ષ આવી ગયો, આવા ઉંચા કુટુંબમાં જયાં દોલત, દબદબો, પરહેઝગારી, તકવો છલોછલ ભરેલ હતો તેમાં હઝ. મુજદ્દિદે મિલ્લત રહ.ની બહુમુલ્ય જાતનો જન્મ થયો. આપના જન્મનો વાકિઓ પણ ઘણો અનોખો છે.

હઝ. હકીમુલ ઉમ્મત રહ.ના વાલિદ સા.નાં ત્યાં પુત્રો જીવીત રહેતા

ન હતા, તેનું એક કારણ હતું કે વાલિદ સા.ને એક વેળા ખુજલીની બીમારી થઈ ગઈ અને તેમાં બુરી રીતે પિડાતા હતા તો મજબૂર થઈને કોઈ ડોકટરના મશ્વેરાથી એવી દવા ખાઈ લીધી જે વંશ ખતમ કરી નાખે એવી હતી, પરંતુ આ બાબતની જાણ જયારે મર્હુમના સાસુને થઈ તો તેણી ઘણાં પરેશાન થયાં અને હઝ. હાફિઝ ગુલામ પાનીપતી રહ. સમક્ષ કહ્યું "મારી છોકરીનાં પુત્રો જીવીત નથી રહેતા", હાફિઝ સાહબે પોતાની મજઝુબાના શાનમાં કહ્યું કે "હઝ. ઉમર રદી. અને હઝ. અલી રદી.ની ખેંચતાણમાં મરી જાય છે હવેની વારી હઝ. અલી રદી.ને સુપરત કરી દીજો", આ કોયડો કોઈની સમજમાં ન આવ્યો, પરંતુ હઝ. હકીમુલ ઉમ્મત રહ.ના વાલિદહ સમજી ગયા અને કહ્યું કે "હાફિઝ સા.નો મતલબ આ છે કે છોકરાઓનો વર્ગ ફારૂકી છે મોસાળ અલવી છે અને અત્યાર સુધી જે નામો રાખવામાં આવ્યા તે દાદા વર્ગનાં હતા. હવે પછી જયારે પુત્રનો જન્મ થાય તો મોસાળ ધળે નામ રાખવામાં આવે જેના અંતે અલી હોય" હાફિઝ સા. આ સાંભળી હંસી પડયા અને ફરમાવ્યું "છોકરી ઘણી હોશિયાર છે મારો કહેવાનો અર્થ પણ આજ હતો" પછી ફરમાવ્યું કે ઈન્શા અલ્લાહ તેણી બે પુત્રોને જન્મ આપશે અને તેઓ જીવીત રહેશે. એકનું નામ અશરફ અલી અને બીજાનું નામ અકબર અલી રાખજો, એક મારો હશે અને મોલ્વી થશે બીજો દુન્યાદાર બનશે" છેવટે એવું જ બન્યું.

હઝ. હકીમુલ ઉમ્મત રહ. ૫–રબીઉલ અવ્વલ હિ.સન ૧૨૮૦ બુધવારનાં રોજ સુબ્હ સાદિક (વહેલી સવાર) થતાંની સાથે પધાર્યા.

હઝ. હકીમુલ ઉમ્મત રહ.ના જન્મને હજુ ચૌદ મહીનાનો સમય થયો હતો અને નાના ભાઈ અકબર અલીનો જન્મ થયો માતાનું દૂધ બે બાળકો માટે કાફી નિવડે તેમ ન હતું માટે એક આયાની વ્યવસ્થા કરવામાં આવી, પછી હઝ. રહ.ની ઉમર હજુ પાંચ વર્ષની થઈ હતી કે માતાનો સાયો ઉઠી ગયો પરંતુ માની મમતાનો વહાલ બાપના સમુદ્રમાં હળીમળી જઈ ઉભરાવા લાગ્યો. વાલિદ સાહબે પોતાના કિંમતી મોતી અશરફ અલીની દેખરેખ ઘણા પ્યાર અને મોહબ્બતથી કરી અને આપની કેળવણીમાં એ બાબતનો સંપુર્ણ ખ્યાલ રાખવામાં આવ્યો કે તેને ચમકાવવામાં કોઈ કસર ના રહી જાય.

તરાવીહમાં કુર્આન શ.ના ખત્મવેળા જયારે નાનખટાઈ વહેંચાતી તો તેમાં કોઈ પણ સંજોગોમાં શામેલ થવા ન દેતા, બલ્કે તે વેળા પોતે બજારમાંથી લાવી પોતાના સુપુત્રને તેનાંથી બચાવી લેતા અને ફરમાવતા હતા કે મસ્જિદની મિઠાઈ લેવી ગૈરત વિરુધ્ધ છે.

હઝ. રહ.ની તબીઅત એ પ્રકારની હતી કે કદી લફંગા છોકરાઓ સાથે રમત ગમતનો સંબંધ રાખતા ન હતા અને તેનું કારણ એ હતું કે બાળપણથી જ હઝ.ને દીન પ્રત્યે રૂચી હતી. રમત ગમતમાં પણ નમાજ બાજમાઅતની નકલ ફરમાવતા જો કદી બજાર તરફ નિકળી જતા અને રસ્તામાં કોઈ મસ્જિદ નજર આવતી તો સીધા અંદર જઈ મિમ્બર પર ચઢી ખુત્બો આપતા હોય એ રીતે કંઈક પઢીને પરત આવી જતા જાણે કે ભવિષ્યનાં નકશાનો ખાકો આ ઉમરમાં દૂરથી જ ખેંચી રહ્યા હતા.

હજુ ૧૨–૧૩ વર્ષનાં થયા હતા કે રાતનાં અંત ભાગમાં ઉઠવાનો ચસ્કો લાગ્યો. અંત ભાગમાં ઉઠીને તહજ્જુદ અને વજીફા પઢવામાં વ્યસ્ત થઈ જતાં, વાલિદહ હયાત હતા નહિં તો મોટી માને ઘણી તકલીફ થતી હતી કે આ ઉમરમાં આટલી હદે જફાકશી ! પરંતુ ઈશ્કની આગ ભડકી ગઈ હતી અને હઝ.ના ઉસ્તાઝ મવ. ફતેહ મુહંમદ રહ. જેવા નિસ્બતવંત અને સનદી બુઝુર્ગની સોબતે પોતાનો અસર જમાવી દીધો હતો.

તબીઅતની સફાઈ એટલી હદે હતી કે બાળપણમાં પણ જો કોઈનું નગ્ન પેટ જોઈ લેતા તો ઉલ્ટી કરી દેતા, આટલી હદે તબીઅતની કોમળતાનાં લઈ ઘણાં પરેશાન થયા, મોટી ઉમર થયા પછી પણ જે ખંડમાં તિવ્રવાસ હોય ત્યાં આરામ કરી શકતા ન હતા અને શરૂઆતથી જ અશિષ્ટ બરદાશ્ત ન હતી, એટલા જ માટે પહેલાં પત્ની ફરમાવતા હતાં કે "આપે તો કોઈ બાદશાહનાં ઘરે પયદા થવું હતું ને".

હઝ. મવલાના શૈખ મુહંમદ મુહદ્દિષે થાનવી રહ. જેઓ હઝ. હાજી ઈમ્દાદુલ્લાહ સા. રહ.ના પીરભાઈ અને હઝ. મીયાંજી નૂર મુહંમદ સા. રહ.ના ખાસ ખલીફા હતા. હકીમુલ ઉમ્મત રહ.ના બાળપણની પરિસ્થિતિ અને અસરો જોઈને કહ્યા કરતા હતા કે "મારા પછી આ સુપુત્ર મારી જગા પર હશે".

## ઈલ્મ પ્રાપ્તી

હઝ. હકીમુલ ઉમ્મત રહ.ની પ્રાથમિક તા'લીમ મેરઠમાં થઈ. ફારસીની પ્રાથમિક કિતાબો અહિંયા પઢી. હાફિઝ હુસૈન અલી સા. મર્હુમ દહેલ્વી પાસે કલામે પાક હિફઝ કર્યું પછી થાનાભવન આવીને હઝ. મવલાના ફતહમુહંમદ સા. રહ. પાસે અરબીની પ્રાથમિક કિતાબો તેમજ ફારસીની દરમ્યાની કિતાબોનું શિક્ષણ પ્રાપ્ત કર્યું અને તેની અમુક અંતિમ કિતાબો દાદા વાજિદ અલી સા. પાસે પઢી. જેઓ ફારસી અદબનાં નિપુણ શિક્ષક હતા, પછી દેવબંદ જઈ હઝ. મવલાના મનફઅત અલી સા.થી શિક્ષણ પુરૂ કર્યું અને ફારસી ભાષામાં સંપુર્ણ મહારત પ્રાપ્ત કરી. શિક્ષણ પ્રાપ્તીનાં આજ સમયમાં ખુજલીનાં કારણે ઘરે પધાર્યા તો મશ્ગલા પ્રમાણે શાયરીમાં એક મષ્નવી નામે "ઝેરોબમ" લખી જેનાંથી ફારસીમાં મહારતનો અંદાજો આવે છે તે સમયે આપની ઉમર ૧૮ વર્ષથી વધુ ન હતી.

ઝીલ્ કઅદહ હિ.સ. ૧૨૯૫માં દારૂલ ઉલૂમ દેવબંદમાં પ્રવેશ મેળવ્યો અને પાંચ વર્ષ સુધી અહિંયા શિક્ષણ પ્રાપ્તિમાં વ્યસ્ત રહી હિ.સન ૧૩૦૧નાં શરૂઆતમાં ફરાગત પ્રાપ્ત કરી તે સમયે ઉમર લગભગ ૧૯–૨૦ વર્ષની હતી.

## હઝ. હકીમુલ ઉમ્મત રહ.ની વિદ્યાર્થી અવસ્થા

હઝ. રહ. ઈલ્મ પ્રાપ્તીના સમયમાં મેળમેળાપથી એકદમ અલગ રહ્યા, જે કિતાબોથી થોડી ઘણી ફુરસદ મળતી તો પોતાના ખાસ ઉસ્તાદ (સદર મુદર્રિસ દા. ઉલૂમ દેવબંદ) હઝરત મવલાના મુહંમદ યાકૂબ સા.ની ફૈઝવંત સેવામાં પહોંચી જતા, આ તે બુઝુર્ગ છે જે દરેક ફનમાં નિષ્ણાંત હોવાની સાથે હઝ. હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી રહ.ના અત્યંત બાહોશ ખલીફા પણ હતા, તેઓની આ પ્રકારની નિપુણ હૈસિયતના કારણે તેઓનું શિક્ષણ વર્તુળ તવજ્જુહનું માધ્યમ પણ હતું અને દિલ દિમાગની એક સાથે તરબિયત થતી હતી. અફસોસ છે કે આજે દીની શિક્ષણ વર્તુળો આ પ્રકારના સમાગમથી વંચીત અને કોરા થઈ રહ્યા છે. હઝ. હકીમુલ ઉમ્મત રહ.ના પ્રારંભિક જીવન ચરિત્રને જોઈને જ દ્રષ્ટિવાન લોકોએ આપનાં ભાવી આદર્શ સુવર્ણ જીવનનો

અંદાજો લગાવી લીધો હતો.

એક વેળા જયારે હઝ. મવલાના રશીદ અહમદ ગંગોહી રહ. તલબાની પરીક્ષા અને દસ્તારબંદી (ફરાગત વેળા માથે બંધાતી પાઘડી) અર્થે પધાર્યા તો શૈખુલ હિંદ મવલાના મહમૂદ હસન સા. રહ.એ પોતાના આ ભાગ્યવાન અને કાબેલ તાલિબે ઈલ્મની હોશિયારી અને સભાનતાની વિશેષ પ્રશંસા ફરમાવી. હઝ. ગંગોહી રહ.એ જટીલ અઘરા પ્રશ્નો કર્યા અને તેના જવાબો સાંભળી ખુશ થયા.

હઝ. હકીમુલ ઉમ્મત રહ.ને બુધ્ધી તેમજ તર્કશાસ્ત્ર સાથે વિશેષ સંબંધ હતો, કુદરતે આપ. રહ.ને હાજર જવાબી, હોશિયારી, બાહોશી વગેરેનાં અમુલ્ય જૌહરથી નવાજયા હતા. તર્કશાસ્ત્રમાં પોતાની મહારતનો આ રીતે એકરાર ફરમાવતા કે હું સાચી વાત કેમ ન કહું ! હું વિનમ્ર પણ નથી અને ઘમંડી પણ નથી. અલ્હમ્દુ લિલ્લાહ ! મને તર્કશાસ્ત્રમાં મહારત પ્રાપ્ત છે. એટલાજ માટે દેવબંદમાં જયારે કોઈ ધાર્મિક મુનાઝરા માટે આવતુ તો એકદમ અશરફી તલવાર મ્યાનમાંથી બહાર આવી જતી હતી અને દુશ્મનોને ઘાયલ કરી નાખતી. પરંતુ તબીઅત એટલી બધી સમતુલિત હતી કે તર્કશાસ્ત્રને ધર્મ માટે કાયમ એક હથિયાર પુરતુ સમજતા. આપના દરેક ધાર્મિક ઉપદેશ અને લખાણમાં આ બાબત ઉભરીને નજર સમક્ષ આવતી હતી.

અગ્રણી મુનાઝિર મવલાના સય્યિદ મુર્તઝા હસન સા. (ઉસ્તાદ દા. ઉલૂમ દેવબંદ) હઝ. રહ.ની નવયુવાનીમાં કરેલ આ પ્રકારની તકરીરો ઉપર ફખ્ર ફરમાવતા હતા અને ફરમાવતા કે "હઝ.ને મુનાઝરાનાં ફનમાં એટલો કમાલ પ્રાપ્ત છે કે ઉચ્ચસ્તરીય મુનાઝિર પણ આપ સમક્ષ ઉભો નથી રહી શકતો", અને હકીમુલ ઉમ્મત રહ. પોતે ફરમાવતા કે "તેમને તાલિબે ઈલ્મીના સમયમાં મુનાઝરો કરવાનો જેટલો શોખ હતો હવે તેનાં નુકસાનોને લઈને એટલી જ નફરત છે" તર્કશાસ્ત્ર તેમજ ઈસ્લામી ઉલૂમમાં આટલા પાવરધા હોવા છતાં પણ તેમની નમ્રતા જોવા જેવી છે.

હિ.સન. ૧૩૦૦ની આ ઘટના છે. જાણ થઈ કે દસ્તારબંદી (સનદ વિતરણ)નો ભવ્ય જલ્સો થઈ રહ્યો છે અને હઝ. મવલાના રશીદ અહમદ ગંગોહી

(રહ.)ના મુબારક હાથે આ રસમ અદા થશે. પોતાના સાથી વિદ્યાર્થીઓને એકત્ર કરીને પોતાના વિશેષ ઉસ્તાઝ હઝ. મવલાના મુહંમદ યાકૂબ સા. (રહ.)ની સેવામાં પહોંચ્યા અને અર્ઝ કરી કે "હઝરત ! અમોએ સાંભળ્યુ છે કે અમારા લોકોની દસ્તારબંદી થશે અને ફરાગતની સનદ આપવામાં આવશે જયારે કે અમો બિલ્કુલ તેની લાયકાત ધરાવતા નથી, આ પ્રોગ્રામ રદ બાતલ કરી દેવામાં આવે, નહીં તો મદ્રસાની ઘણી બદનામી થશે કે આવા નાલાયકોને સનદ આપી છે". આ સાંભળીને જ્ઞાન ચક્ષુ ધરાવતા ઉસ્તાઝને જોશ આવ્યું અને કહેવા લાગ્યા કે તમારો આ ખ્યાલ એકદમ ગલત છે, કારણ કે અહિંયા તમારા ઉસ્તાઝો મૌજૂદ છે માટે તેઓ સમક્ષ તમારા લોકોને પોતાની હૈસિયત કંઈ જણાતી નથી અને એવુંજ હોવું જોઈએ. બહાર જશો તો તમોને પોતાની હૈસિયત જણાય જશે, જયાં જશો ત્યાં ફકત તમો લોકો જ હશો બાકી આખુ મેદાન સાફ છે". દુન્યાએ જોયું કે પોતાના ઉસ્તાઝની આ ભવિષ્યવાણીનો એક એક શબ્દ સાચો પડયો.

હઝ. મવલાના મુહંમદ યાકૂબ સા. રહ.એ ફતવા લખવાનું કામ પણ તેજ સમયથી આપને સુપરત કરી દીધું હતું.

હકીમુલ ઉમ્મત રહ.ને અલ્લાહ તઆલાએ જે રીતે બીજી જાહેરી ખૂબીઓ એનાયત ફરમાવી હતી એ રીતે અલ્લાહ તઆલાએ આપને (સુકંઠ) સારા અવાજની નેઅમત પણ એનાયત ફરમાવી હતી. હઝ. રહ.ની કિરાઅતનાં ફનમાં મહારત અને સાથે સાથે સારા અવાજે સોનામાં સુગંધનું કામ કર્યું હતું.

હઝ. રહ.એ કિરાઅતની મશ્ક મશહૂર આલિમ કારી મુહમ્મદ અબ્દુલ્લાહ સા. મુહાજિરે મક્કી પાસે મક્કા મુઅઝઝમહમાં કરી હતી. જેઓ અરબી કારીઓ સમક્ષ ફનના માહેર કારી હતા. હઝ. રહ.ની સ્મરણ શકિતનો એ આલમ હતો કે જયારે શિક્ષક વિદ્યાર્થી મશ્ક કરતા કરાવતા તો એ બાબત ઓળખવી મુશ્કેલ હતી કે શિક્ષક કોણ અને શિષ્ય કોણ ? ગુરૂ પઢી રહ્યા છે કે શિષ્ય ?

# કિતાબ લખવાનું કારણ લેખકની કલમે

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ الَّذِىْ مَنَّ اللّٰهُ عَلَى الْمُؤْمِنِيْنَ اِذْ بَعَثَ فِيْهِمْ رَسُوْلًا مِّنْ اَنْفُسِهِمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ ۚ وَاِنْ كَانُوْا مِنْ قَبْلُ لَفِىْ ضَلٰلٍ مُّبِيْنٍ ○

હું મહા ક્ષમાવાનની રહમતનો શુધાતુર અને સય્યિદુલ અબ્રાર સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહીલ્ અત્હાર વ અસ્હાબિહિલ્ કિબારની સિફારીશનો ઈચ્છુક તેમજ અભિલાષી હબીબે પરવરદિગારના પ્રેમીઓ અને નબીએ મુખ્તારના આશિકોની સેવામાં અર્ઝ કરું છું કે એક મુદ્દતથી ઘણા બધા સંબંધીઓની ફરમાઈશ હતી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નુબુવ્વત પહેલાંના અને પછીનાં અમુક હાલાત સહીહ રિવાયતોની રોશનીમાં લખવામાં આવે કે જો કોઈ સુન્નતનો અનુયાયી અહલે બિદઅતના તરીકાથી વિરુધ્ધ મોહબ્બતમાં વધારો થાય એ હેતુથી આપના ઝિક્ર મુબારકથી શોખ અને રૂચિ ધરાવે તો તે આ સંગ્રહને શાંતિથી પઢી શકે. વળી, આ દિવસોમાં જોગાનુજોગ લગાતાર અમુક દીનદાર દોસ્તોના આ પ્રમાણેની ઈચ્છા ધરાવતા પત્રો મળ્યા, જેમાં સામુહિક રીતે આ હેતુનો આ પ્રમાણે ઉલ્લેખ કર્યો કે “ઝિક્ર મુબારકથી બરકતો પ્રાપ્ત કરવા માટે જે શરતો આ કમતરે અમુક પત્રિકાઓમાં લખેલ છે, કોઈ વ્યક્તિ એ જ રીતે તે હાલાતને પઢે. દા. ત. જુમ્અહમાં નમાઝીઓ એકત્ર થઈ ગયા, તેઓને સંભળાવ્યા અથવા પોતાના ઘરની ઔરતોને બેસાડી દીધી અને તેઓને સંભળાવી દીધા. એ જ રીતે બીજી શરતોને આધિન પ્રબંધ રહે તો આવા મોકા માટે આવી કિતાબ લખવામાં આવે.” તેઓના પત્રોનો ટૂંકસાર પૂરો થયો.

આ પ્રમાણેના વિવરણ બાદ આ ઉમ્મીદ સાથે કે આ સંગ્રહ સુન્નત તરીકાની રિવાયત સાથે મોહબ્બતમાં વધારાનું માધ્યમ બની જશે, લખવામાં મસ્લિહત જણાઈ અને આનું મસ્લિહત હોવું આ બાબતથી વધુ દઢ થયું કે ઉપરોક્ત પત્રોમાંના એકમાં આ અનુરોધ પણ કરવામાં આવ્યો કે “મોકાસર તેમાં યોગ્ય વઅ્ઝ અને નસીહતો પણ વધારવામાં આવે તો આ રીતે વધુ નફાની ઉમ્મીદ ઉત્પન્ન થઈ. વળી, આ બન્નેવ મસ્લિહતોની સાથે વધુ રસદાયી બનવાનું કારણ આ બાબત પણ બની કે આજકાલ જાહેરી ફિત્નાઓ દા. ત. પ્લેગ,

ધરતીકંપ, મોંઘવારી અને વિવિધ ચિંતાજનક ઘટનાઓથી સામાન્ય લોકો અને બાતિની ફિત્નાઓ દા. ત. બિદઅતી ફિરકા તથા ધર્મ વિમુખતા અને ફિસ્કો–ફુજૂર, દુષ્કર્મોથી ખાસ લોકો પરેશાન, ચિંતાગ્રસ્ત રહે છે. આવી આફતો વેળા ઉમ્મતના આલિમો કાયમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીષોનું પઠન અને તેનું લેખન–વાંચન, (આપ (સ.અ.વ.)ની) પ્રશંસા અને મુઅ્જિઝહની નજમો તૈયાર કરવી અને વધુથી વધુ સલાતો–સલામ પઢી વસીલો માંગતા રહયા છે, જેમ કે બુખારી શરીફના ખતમનો અમલ અને હિસ્ને હસીન (દુઆઓની કિતાબ)ના આલેખન અને કસીદહ બુરદહ લખવાનું કારણ મશહૂર અને જગજાહેર છે. મારા દિલમાં પણ આવ્યું કે આ કિતાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં હાલાત અને હદીષો પણ હશે. જગ્યાએ જગ્યાએ તેમાં દુરૂદ શરીફ પણ લખેલું હશે. પઢવા– સાંભળવાવાળા પણ તેને વધુમાં વધુ પઢશે–સાંભળશે તો શકય છે કે અલ્લાહ તઆલા આ ચિંતાઓથી મુકિત આપે. એટલા જ માટે (કમતર) હું પોતે આજકાલ બીજા વઝીફા કરતાં વધુમાં વધુ દુરૂદ શરીફ પઢવાને પ્રાધાન્ય આપું છું અને તેને ઈત્મિનાન સાથે દુન્યા–આખિરતના મકસદો માટે વધુ ફાયદામંદ સમજુ છું અને એ બાબતે એક ઈલ્મે અઝીમ કે જે અત્યાર સુધી ગુપ્ત હતો રૂચિ પ્રમાણે પ્રગટ થયો. વલ્હમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક, અને આ કિતાબમાં હાલાતનો જે ઉલ્લેખ થશે આ હાલાતના ઉલ્લેખથી મઅ્રિફત, મઅ્રિફતથી મોહબ્બત, મોહબ્બતથી કયામતમાં સંગત અને સિફારીશની ઉમ્મીદ અઝીમ હેતુઓમાંથી છે.

સારાંશ કે આવી કિતાબથી દરેક પ્રકારની મસ્લિહતો અને નફાની ઉમ્મીદ છે. આ કારણોથી અલ્લાહનું નામ લઈ આજે જોગાનુજોગ રબીઉલ અવ્વલનો મહીનો અને સોમવારનો દિવસ તેમજ પહેલો અશરો છે, લખવાનું શરૂ કરી દીધું. અલ્લાહ તઆલા પૂર્ણાહુતિ સુધી લઈ જઈ મકબૂલ, નફારૂપ અને જાહિરી–બાતિની ફિત્નાઓથી દુન્યા– આખિરતમાં મુક્તિનો ઝરીયો બનાવે, આમીન. બિ હુરમતિ સય્યિદિલ મુરસલીન ખાતમિન્નબિય્યીન શફીઈલ્ મુઝ્નિબીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ બારક વ સલ્લમ અબદલ્ આબિદીન વ દહરદાહિરીન.

આ કિતાબને વિષયોની જરૂરત અનુસાર એક ભૂમિકા, એકતાળીસ પ્રકરણ અને એક ખાતિમહ (સમાપ્તિ લેખ)માં વહેંચવામાં આવી છે. ભૂમિકામાં આ કિતાબની શૈલી અને પ્રાપ્તિસ્થાનનું વર્ણન છે. પ્રકરણોમાં કિતાબનાં વિવિધ

હેતુઓનો ઉલ્લેખ છે. સમાપ્તિ લેખમાં અલગ અલગ અમુક જરૂરી વિષયોનું વર્ણન થશે અને અલ્લાહ તઆલાની તૌફિકથી જ આ શક્ય છે. તે કેટલો સારો મવ્લા છે, કેટલો સારો સહાયક છે.

## ભૂમિકા ત્રણ વિષયો પર આધારિત છે

**પહેલો વિષય** – આ કિતાબ લખતી વેળા આ કિતાબો મારી નજર સમક્ષ રહી છે : (૧) મિશ્કાત શરીફ, (૨) સિહાહ સિત્તહ, શમાઈલે તિરમિઝી, (૩) મવાહિબે લદુનિય્યહ, (૪) ઝાદુલ્ મઆદ ઈબ્નુલ્ કય્યિમ, (૫) સીરતે ઈબ્ને હિશામ, (૬) અશશમામતુલ્ અમ્બરિય્યહ ફી મવ્લદિ ખયૂરિલ્ બરિય્યહ જે મૌલવી સિદ્દીક હસનખાન કન્નોજી મર્હૂમની લખેલ છે, જેને આપે શૈખ ઈમામ સય્યિદ શબ્લન્જી "જેઓ મોમનથી પ્રચલિત છે"ની કિતાબ નુરૂલ્ અબ્સારની સંક્ષિપ્ત કૃતી છે, (૭) તારીખે હબીબે ઈલાહ, (૮) કસીદહ બુરદહ, (૯) અલ્ રવ્ઝુન્નઝીફ (કાવ્ય) વગેરે.

**બીજો વિષય** – તે ફરમાયશી પત્રો બાબતે જેમાંના એક પત્રમાં આ અનુરોધ છે કે તેમાં વઅઝ અને નસીહતોનું વર્ણન કરવામાં આવે. આનો ઉલ્લેખ થઈ ગયો છે. બીજા પત્રમાં આ અનુરોધ હતો કે ક્યાંક ક્યાંક યોગ્ય બારીક બાબતો તેમજ રહસ્યો પણ લખવામાં આવે અને સીરત તેમજ હાલાત લખવાનો અનુરોધ તો દરેક પત્રમાં કરવામાં આવ્યો છે અને આ જ અસલ વિષય હતો એટલા માટે પ્રથમ તો કમતરે આ કિતાબને ત્રણ વિષયો પર વહેંચવાની તજવીઝ હાથ ધરી હતી. એ રીતે કે :

**પહેલો વિષય** હાલાત અને સીરતે નબવિય્યહ બાબતે હોય અને તેનું નામ **બાબુલ્ અખ્બાર** હોય.

**બીજો વિષય** અમુક મુનાસીબ વઅઝ અને નસીહતો બાબતે હોય અને તેનું નામ **બાબુલ્ અન્વાર** હોય.

**ત્રીજો વિષય** અમુક બારીક વાતો અને ઈલ્મી રહસ્યો બાબતે હોય અને તેનું નામ **બાબુલ્ અસ્રાર** હોય.

જેથી કદી સમય ઓછો હોય અને સમૂહમાં જોગાનુજોગ બધા અથવા વધુ પડતા નેક લોકો હોય જેમના માટે ફક્ત હાલાત સાંભળવા પણ ફાયદારૂપ નિવડે છે. આવા મોકા પર ફક્ત બાબુલ્ અખ્બાર પર સંતોષ કરી લેવામાં આવે અને ક્યાંક વઅઝો–નસીહતની પણ જરૂરત જણાય તો બાબુલ્ અન્વાર પણ પઢી

લેવામાં આવે અને જો ક્યાંક અહલે ઈલ્મ અને સમજદાર વર્ગ એકત્ર થઈ જાય તો બાબુલ્ અસ્રારને પણ શામેલ કરી લેવામાં આવે, પરંતુ કારણ કે રિવાયતો અને ખબરોનો હિસ્સો ધારવા કરતાં પણ વધુ થઈ ગયો તો અંતિમ બન્નેવ વિષયો લખવાનાં કારણે કિતાબ દળદાર બની જાત અને આમ તેનાથી નફો ઉઠાવવામાં સંકુચિતતા ઉત્પન્ન થઈ જાત એટલા માટે રિવાયતોને મતનમાં અને મોકાસરની નસીહતો અને રહસ્યોને હાશિયામાં લખવાનું ઠરાવવામાં આવ્યું કે જો કદી મોકો હોય તો તેને હાશિયામાં જોઈને પઢી લીધુ અથવા સંભળાવી દીધું. આ કિતાબને શરૂ કરીને અમુક પ્રકરણો લખ્યા હતા પછી અમુક સંજોગોના કારણે લગભગ દોઢ કે અઢી વર્ષ (યાદ નથી)નો ગાળો પડી ગયો, પછી અચાનક બે બાબતો આ કિતાબની પૂર્ણાહુતિનું કારણ બની એક આ કે અચાનક કાંધલામાં મવલાના ઈલાહી બખ્શ સા. કાંધલવી (રહ.)ની લખેલ કિતાબ નામે "શીયમુલ્ હબીબ" પર નજર પડી, તેનું સાહિત્ય જોઈ દિલમાં આવ્યું કે સંપૂર્ણ આ પત્રિકાને મારી કિતાબનો એક અંશ બનાવવામાં આવે, બલ્કે મારી કિતાબને આ પત્રિકાની વિસ્તૃતિ અનુવાદ સમજવામાં આવે અને જે બાબતો તેનાથી વધુ હોય તેને તેનાથી સંબંધિત સમજવામાં આવે. બસ, જ્યાંથી તેની શરૂઆત થશે અંત સુધી મારી કિતાબને બે કોલમોમાં વહેંચી નાખીશ. એક કોલમમાં અસલ સદરહુ કિતાબનું લખાણ રહેશે. બીજી કોલમમાં અનુવાદ, અને આટલા ભાગનું પણ અલગ નામ આપવું યોગ્ય જણાયું અને કિતાબની શૈલીની મસ્લિહતનાં કારણે તે પત્રિકાને અલગ પ્રકરણનાં શિર્ષક હેઠળ નકલ કરવામાં આવી.

બીજી બાબત – મારા સ્નેહી મૌલ્વી ફતહ મુહમ્મદ ખાન સાહબ બસ્તવી (જેઓ વિવિધ કિતાબોનાં લેખક છે) તેમણે હર્ષોલ્લેખ કર્યો કે આ કિતાબને પરિપૂર્ણ કરી છપાવવા માટે તેઓને સોંપવામાં આવે તો તેનો વાયદો કરી લેવામાં આવ્યો અને અલ્લાહ તઆલાના નામથી આ રમઝાન હિજરી સન ૧૩૨૮ માં આ વિષયક દઢ ઈરાદો કરવામાં આવ્યો.

**ત્રીજો વિષય** – આ કિતાબમાં ઠેકઠેકાણે રૂચિ પ્રમાણે શાયરી લખી દીધી છે. જો મસ્તૂરાત (સ્ત્રીઓ)નાં સમૂહમાં પઢવાનાં સંજોગો બને તો તે શાયરીઓ છોડી દેવામાં આવે. બસ, અલ્લાહ તઆલાથી જ મદદ માંગુ છું અને તેના ઉપર જ ભરોસો રાખું છું.

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# પ્રકરણ-૧

## નૂરે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાબત

**પ્રથમ રિવાયત (વર્ણન)** : અબ્દુર્રઝ્ઝાકે પોતાની સનદથી હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ અન્સારી (રદિ.)થી વર્ણન કર્યું છે, મેં અરજ કરી કે મારા માં–બાપ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કુરબાન. મને જણાવો કે દરેક વસ્તુથી પહેલાં અલ્લાહ તબારક વ તઆલાએ કઈ વસ્તુ પૈદા કરી ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અય જાબિર ! અલ્લાહ તઆલાએ દરેક વસ્તુથી પહેલાં તારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું નૂર પોતાના નૂર (તેનો અર્થ એ નહિ કે અલ્લાહનું નૂર તેનો પદાર્થ હતો, બલ્કે પોતાના નૂરના ફૈઝ)થી પૈદા કર્યું. પછી તે નૂર અલ્લાહની કુદરતથી જ્યાં અલ્લાહને મંજૂર હતું ત્યાં ફરતુ રહ્યું, અને તે સમયે લોહ (તખ્તી) પણ ન હતી, કલમ (ભાગ્ય લખવા માટે) પણ ન હતી, ન જન્નત (સ્વર્ગ) હતી, ન દોઝખ (નર્ક) હતી, ન ફરિશ્તા હતા, ન આકાશ, ન ઝમીન હતી સૂરજ હતો, ન ચંદ્ર, જિન્નાત હતો કે ન ઈન્સાન હતો. પછી જ્યારે અલ્લાહ તઆલાએ અન્ય મખ્લૂકને પૈદા કરવાનો ઈરાદો કર્યો તો તે નૂરના ચાર ભાગ કર્યા. એક ભાગથી કલમ પૈદા કરી, બીજા ભાગથી લોહ પૈદા કરી અને ત્રીજા ભાગથી અર્શ પૈદા કર્યું, આગળ આ લાંબી હદીષ છે.

(આ રિવાયતની સાબિતી બાબતે મુહદ્દિષીને કિરામ રહ.નું મંતવ્ય હઝરત થાનવી (રહ.ના મંતવ્ય કરતાં કંઈક અલગ છે જે નોંધનિય બાબત છે.

હઝરત કસ્તલાની (રહ.)એ હદીષના શબ્દોનું વર્ણન ફરમાવી હદીષના વણનકર્તા અ.રઝઝાકનો હવાલો આપ્યો છે. પરંતુ, અ.રઝઝાકની

કઈ કૃતીમાં છે, તેની સનદ શું છે? આ બાબતનો ઉલ્લેખ કર્યો નથી. રિવાયતના શબ્દોનો અંદાજ કઈંક અંશે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બીજી હદીષો કરતાં અજુગતો છે.

ઘણી શોધ ખોળ બાદ પણ આ હદીષની સનદ સંશોધન તેમજ શોધખોળ કરતા મોહદ્દિષીને કિરામને હદીષના સ્ત્રોતમાં મળી ન શકી. અલ્લામા સુયૂતી (રહ.) જેઓ આ પ્રકારની હદીષો બાબત રૂચી તેમજ અનુભવ ધરાવે છે તેઓએ પણ પોતાની કૃતી "અલ્ ખસાઈસુલ્ કુબ્રા"માં તેનું વર્ણન કર્યું નથી. આ હદીષ શરીફની વિગતવાર માહિતી માટે જુઓ (૧) શર્હુઝઝરકાની /૮૯, (૨) તમ્બીહુલ્ હઝઝાક /૨૯, (૩) અલ્હાવીલિલ્ ફતાવા /૫૦૦, (૪)અલ્ તઅલીકાતુલ્ હાફિલહ /૧૨૮,(૫)અલ્ યવાકિતુલ્ ગાલિયહ /૬૩, (૬)તહકીકતુન્ વ અન્ઝારૂન ઈબ્ને આશુર /૧૫૮થી ૧૬૩, વગેરે હદીષની છણાવટ માટેની બીજી કિતાબોમાં પણ જોઈ શકાય છે).

**ફાયદો :** આ હદીષથી નૂરે મુહમ્મદીના સર્જનની પ્રાથમિકતા સાબિત થઈ. કેમ કે રિવાયતોમાં જે જે વસ્તુઓ માટે પ્રાથમિકતાનો હુકમ આવેલ છે. તે વસ્તુઓનું નૂરે મુહમ્મદી (સલ.)થી પાછળ હોવું મઝકૂર હદીષથી સ્પષ્ટ થાય છે.

**બીજી રિવાયત :** હઝરત ઈરબાઝ ઈબ્ને સારિયહ (રદિ.)થી રિવાયત છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે નિઃશંક હું હક તઆલા શાનુહૂ સમીપ ખાતમુન્નબિય્યીન (અંતિમ નબી) થઈ ચૂક્યો હતો અને આદમ (અલૈ.) હજુ પોતાની પ્રકૃતિમાં હતા (એટલે કે તેઓનું પૂતળું પણ તૈયાર થયું ન હતું). ઈમામ અહમદ, બયહકી અને હાકિમે આ વાત નકલ ફરમાવી છે અને હાકિમે મજકૂર રિવાયતની સનદ સહીહ હોવાનું દર્શાવ્યું છે.

**ફાયદો :** મિશ્કાતમાં શર્હુસ્સુન્નતના હવાલાથી પણ આ હદીષનું વર્ણન છે.

**ત્રીજી રિવાયત :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી વર્ણન છે કે

સહાબા (રદિ.)એ પૂછયું કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપના માટે નુબુવ્વત કયા વખતે સાબિત થઈ ચૂકી હતી ? આપ (સલ.)એ ફરમાવ્યું કે જે વખતે કે આદમ (અલૈ.) હજુ રૂહ (આત્મા) અને જિસ્મના દરમિયાન હતા (એટલે કે તેમના શરીરમાં જીવ પણ ન આવ્યો હતો). આ હદીષ ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી છે અને તેનું "હસન" હોવું બતલાવ્યું છે.

**ફાયદો :** આ જ પ્રકારના શબ્દો મયસિરહ ઝબ્બીની રિવાયતમાં પણ આવેલા છે. ઈમામ અહમદ (રહ.) તેમજ ઈમામ બુખારી (રહ.)એ પોતાના સંપાદિત ઈતિહાસમાં અને અબૂ નુઐમે (રહ.) હિલ્યહમાં તેને રિવાયત કરેલ છે અને હાકિમ (રહ.)એ તેની તસ્હીહ (પુષ્ટી) કરેલ છે.

**ચોથી રિવાયત :** ઈમામે શઅ્બી (રહ.)થી રિવાયત છે કે એક વ્યક્તિએ અર્ઝ કરી યા રસૂલલ્લાહ (સલ.) ! તમો ક્યારે નબી બનાવવામાં આવ્યા ? આપ (સલ.)એ ફરમાવ્યું કે આદમ (અલૈ.) તે સમયે રૂહ (આત્મા) અને જસદ (દેહ)નાં વચ્ચે હતા, જયારે મારાથી નુબુવ્વતનો અહદ લેવામાં આવ્યો. જેમ કે અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَاِذْ اَخَذْنَا مِنَ النَّبِيّٖنَ مِيْثَاقَهُمْ وَمِنْكَ وَمِنْ نُّوْحٍ وَّاِبْرٰهِيْمَ وَمُوْسٰى
وَعِيْسَى ابْنِ مَرْيَمَ ۠ وَاَخَذْنَا مِنْهُمْ مِّيْثَاقًا غَلِيْظًا ۝

**ભાવાર્થ :-** અને (તે વખતને યાદ કરો) જયારે અમે સઘળા નબીઓથી તેમનો કરાર લીધો અને આપનાથી તથા નૂહ (અલૈ.)થી, તથા ઈબ્રાહીમ (અલૈ.)થી, તેમજ મુસા (અલૈ.)થી અને ઈસા ઈબ્ને મરિયમથી પણ અને તેઓથી અમે પાકો કરાર લીધો. (સુરએ અહઝાબ આ.-૭, પા.-૨૧)

ઈબ્ને રજબના વર્ણન પ્રમાણે જાબિર જુઅ્ફીની રિવાયતથી ઈબ્ને સઅદે આ રિવાયત બયાન કરી છે.

**પાંચમી રિવાયત :** અહકામે ઈબ્નુલ કત્તાનમાં તે રિવાયતોમાંથી જેનું વર્ણન ઈબ્ને મર્ઝૂકે કર્યું છે. હઝરત અલી ઈબ્ને હુસૈન (રદિ.) (એટલે કે ઝય્નુલ આબિદીન)થી રિવાયત છે, તેઓ પોતાના પિતા હઝરત ઈમામ હુસૈન

અને તેઓ પોતાના દાદા હઝરત અલી (રદિ.)થી નકલ કરે છે કે, નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હું આદમ (અલૈ.)ની પૈદાઈશથી ચૌદ હજાર (૧૪,૦૦૦) વર્ષ અગાઉ મારા પરવરદિગાર સમક્ષ એક નૂર હતો.

**ફાયદો :** આ સંખ્યામાં ઓછાનો ઈનકાર છે, ન કે વત્તાનો. સારાંશ કે જો કોઈ રિવાયતમાં સંખ્યાનો વધારો નઝર સમક્ષ આવે તો કોઈ શંકા–કુશંકા કરવામાં ન આવે. હાં, આ રિવાયતના વર્ણનની વિશેષતા કોઈ મકામના લઈને હોઈ શકે.

**છઠ્ઠી રિવાયત :** અબૂ સહલ કત્તાનની અમાલી (કૃતિનું નામ)ના એક ભાગમાં સહલ ઈબ્ને સાલિહ હમ્દાનીની રિવાયત છે, તેઓ ફરમાવે છે કે મેં અબૂ જઅ્ફર મુહમ્મદ ઈબ્ને અલી (એટલે કે ઈમામ મુહમ્મદ બાકિર રદિ.)થી પૂછયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સર્વ અમ્બિયા (અલૈ.)થી પ્રાથમિકતા કઈ રીતે મળી ? જ્યારે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સૌથી અંતમાં મોકલવામાં આવ્યા ? તેઓએ જવાબ આપ્યો કે જ્યારે અલ્લાહ તઆલાએ માનવજાતથી એટલે કે તેઓની પુશ્તોમાંથી તેઓની અવલાદને પ્રતિજ્ઞા લોકમાં બહાર કાઢયા અને તે બધાથી તેઓની જાત બાબત એવી પ્રતિજ્ઞા લીધી કે શું હું તમારો પાલનહાર નથી ? તો સર્વપ્રથમ જવાબ "બલા" એટલે કે કેમ નહિં ! મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપ્યો, એટલા માટે જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને બધા નબીઓમાં પ્રાથમિકતા પ્રાપ્ત થઈ. ભલે આપ (સલ.) સૌથી અંતમાં આવ્યા.

**ફાયદો :** જો અહદ (પ્રતિજ્ઞા) લેતી વેળા આત્માઓનો બદનથી સંપર્ક પણ થઈ ગયો હોય તો પણ અહકામ વિશેષતઃ રૂહ બાબતના જ લાગુ પડશે. એટલા માટે આ રિવાયતને કૈફિયાતે નૂર એટલે કે નૂરની પરિસ્થિતિઓના સંદર્ભે લાવવું મુનાસિબ સમજ્યું અને ઉપર શઅ્બીની રિવાયત પ્રમાણે આપ (સલ.) પહેલાં આદમ (અલૈ.)થી પ્રતિજ્ઞા લેવાનું સાબિત છે અને આ પ્રતિજ્ઞા أَلَسْتُ بِرَبِّكُمْ (શું હું તમારો પાલનહાર નથી ?)નો અહદ

રિવાયતોના જાહિરથી માલૂમ પડે છે કે આદમ (અલૈ.)ની પૈદાઈશ પછીનો છે. હાં, શક્ય છે કે નુબુવ્વતનો અહદ અન્યની શિર્કત વિના હોય, જેમ કે તે હદીષમાં આ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે.

**સાતમી રિવાયત** : જ્યારે આપ (સલ.) ગઝવએ તબૂકથી મદીના તય્યિબહમાં પરત પધાર્યા તો હઝરત અબ્બાસ (રદિ.)એ અરજ કરી કે યા રસૂલલ્લાહ મને આપની (તા'રીફ) પ્રશંસા વિષયક કંઈક કહેવાની અનુમતિ આપવા કૃપા ફરમાવો. (આપની તારીફ પણ વાસ્તવમાં ફરમાંબરદારી છે.) સારાંશ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા તમારા મુખને સુરક્ષિત રાખે. કહો ! તેઓએ આ અશ્આર આપ (સલ.)ની સમક્ષ રજૂ કર્યા.

مِنْ قَبْلِهَا طِبْتَ فِى الظِّلَالِ وَفِىْ مُسْتَوْدَعٍ حَيْثُ يُخْصَفُ الْوَرَقُ

ثُمَّ هَبَطْتَ الْبِلَادَ لَا بَشَرٌ اَنْتَ وَلَا مُضْغَةٌ وَلَا عَلَقٌ

بَلْ نُطْفَةٌ تَرْكَبُ السَّفِيْنَ وَقَدْ اَلْجَمَ نَسْرًا وَاَهْلِهِ الْغَرَقُ

تَنْقُلُ مِنْ صَالِبٍ اِلٰى رَحِمٍ اِذَا مَضٰى عَالَمٌ بَدَا طَبَقُ

وَرَدْتَ نَارَ الْخَلِيْلِ مُكْتَتِمًا فِىْ صُلْبِهٖ اَنْتَ كَيْفَ يَحْتَرِقُ

حَتّٰى احْتَوٰى بَيْتُكَ الْمُهَيْمِنَ مِنْ خَنْدَفَ عَلْيَاءَ تَحْتَهَا النُّطُقُ

وَاَنْتَ لَمَّا وُلِدْتَ اَشْرَقَتِ الْاَرْضُ وَضَاءَتْ بِنُوْرِكَ الْاُفُقُ

فَنَحْنُ فِىْ ذٰلِكَ الضِّيَآءِ وَفِى النُّوْرِ سُبُلَ الرَّشَادِ نَخْتَرِقُ

**તર્જુમો** : જમીન પર આવતાં પહેલાં આપ (સલ.) જન્નતના છાયડામાં ખુશહાલીમાં હતાં અને વદીઅતગાહ (અમનગાહ)માં પણ જ્યાં (જન્નતના ઝાડો)નાં પાંદડાં ઉપરાછાપરી જોડવામાં આવતા હતા. (એટલે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આદમ અલૈ.ની પુશ્ત–પીઠમાં હતા, જ્યારે આદમ (અલૈ.)ને જમીન ઉપર ઉતારવામાં આવ્યા તે પહેલાં જન્નતનાં

છાયડાઓમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ હતા અને વદીઅતગાહ એટલે પણ સુલ્બ છે, જેમ કે આ આયત فَمُسْتَقَرٌّ وَّمُسْتَوْدَعٌ માં મુફસ્સિરોએ ફરમાવ્યું છે અને પાંદડાઓ જોડવાથી ઈશારો છે એ કિસ્સા તરફ કે આદમે (અલૈ.) શયતાનના ફરેબના લઈ મનાઈ ફરમાવેલ વૃક્ષથી ખાઈ લીધું અને જન્નતનો પોશાક ઉતરી ગયો તો વૃક્ષોનાં પાંદડાં જોડી જોડીને શરીરને ઢાંકતા હતા. એટલે કે તે સમયે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુલ્બમાં હતા. ત્યાર બાદ આપે (સલ.) બિલાદ એટલે કે જમીન પર ઉતરાણ કર્યું અને આપ (સલ.) તે સમયે ન બશર હતા, ન ગોશ્તનો લોઠડો હતા અને ન જામેલું રક્ત (લોહી) હતા. (કેમ કે આ હાલતો જનીન અવસ્થાથી વધુ નજદીક હોય છે અને ઉતરાણ સમયે જનીન અવસ્થાનું ન હોવું સ્પષ્ટ છે અને આ જમીન તરફ ઉતરાણ પણ આદમ (અલૈ.)ના વાસ્તાથી હતું. સારાંશ કે આપ (સલ.) બશર પણ ન હતા, જામેલું રક્ત (લોહી) પણ ન હતા અને ગોશ્તનો લોઠડો પણ ન હતા, પરંતુ બાપ–દાદાની પુશ્તમાં એક પ્રવાહી પદાર્થરૂપે હતા, જે પદાર્થ નૂહ (અલૈ.)ની નાવડીમાં સવાર હતો અને હાલત એ હતી કે નસ્ર બુત (મૂર્તિ) અને તેને માનવાવાળાઓને તો માથા સુધી ડુબાડી દેવાવાળુ તોફાન પહોંચી ગયું હતું. (મતલબ કે નૂહ અલૈ.ના વાસ્તાથી તે પદાર્થ નાવડીમાં સવાર હતો. મવલાના જામી (રહ.)એ આ મજમૂન તરફ ઈશારો કર્યો છે.

**જે જૂદસ ગર ન ગસ્તી રાહે મફતૂહ**
**બ જૂદી કે રસીદે કશ્તીએ નૂહ**

જો આપના કરમથી નૂહ (અલૈ.)ની કિશ્તી (નાવડી) સીધા માર્ગે ના પહોંચતી તો કઈ રીતે જૂદી પહાડ પર પહોંચતી.

તે પદાર્થ (આ રીતે એક બીજા વાસ્તાથી) એક પુશ્તથી બીજી પુશ્ત પ્રતિ પરીવહન થતો રહ્યો, જ્યારે એક પ્રકારની સ્થિતિ પસાર થઈ જતી તો બીજો તબક્કો શરૂ થઈ જતો હતો. (એટલે કે તે પદાર્થ પેઢીઓનાં જુદાં જુદાં તબક્કાઓમાં એક પછી એક પરીવહન થતો રહ્યો, એટલે સુધી કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નારે ખલીલ (ઈબ્રાહીમ અલૈ. માટે સળગાવામાં આવેલ આગ)માંથી પણ પસાર થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેઓની પુશ્તમાં

લુપ્ત હતા તેથી તેઓ કેમ કરીને સળગતા! (પછી આગળ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ રીતે પરીવહન થતા રહ્યા) ત્યાં સુધી કે આપની કૌટુંબિક શ્રેષ્ઠતા (કે જે આપની સર્વોપરિતાનું ચિહ્ન છે.) અવલાદે ખન્દફમાંથી એક ઉચ્ચતમ્ ચોટી ઉપર બિરાજમાન થયું, જેના નીચે અન્ય કડીઓ (એટલે કે બીજા કુટુંબો દરમિયાની કડીઓની કક્ષામાં) હતા. (ખન્દફ આપના દૂરના દાદા મુદરિકહ ઈબ્ને ઈલ્યાસની વાલિદહનું ઉપનામ હતું એટલે કે તેઓની અવલાદમાંથી આપના ખાનદાન અને બીજા ખાનદાનો વચ્ચે એવો સંબંધ હતો જેવો કે પહાડની ઉપલી ચોટી અને નીચેનાં દરમિયાનના સ્તરો વચ્ચે હોય છે અને નુત્ક એટલે કે અવસાતની કૈદથી આ તરફ ઈશારો છે કે અવલાદે ખન્દફના સિવાય અન્ય ખાનદાનોને આ બધા સાથે એકદમ નીચલા સ્તરનો સંબંધ છે, જેમકે પહાડની ચોટી અને નિમ્ન સ્તરોમાં હોય છે) અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે પૈદા થયા તો ધરતી પ્રકાશિત થઈ ગઈ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નૂરથી આસમાનો મુનવ્વર (પ્રકાશિત) થઈ ગયા. બસ અમો તો તે રોશની અને નૂરમાં હિદાયતના રસ્તાઓ પાર કરી રહ્યા છીએ.

**તર્જુમો :** અને દરેક મુઅ્જિઝા (ચમત્કારો) જેને આદરણીય પયગમ્બરો (અલૈ.) લાવ્યા તેઓને આ મુઅ્જિઝા ફક્ત હુઝૂરે પૂરનૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માધ્યમથી મળ્યા છે, એટલા માટે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફઝલો કમાલનાં સૂરજ છે અને બીજા નબીઓ આ સૂરજનાં ચાંદ–તારા છે.

(ઈત્રૂલવરદહ મવલાના ઝુલ્ફિકાર અલી દેવબંદી રહ. લેખિત)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૨

## પૂર્વજોમાં આપની ફઝીલતો જાહેર થઈ તે બાબત

**પ્રથમ રિવાયત :** હાકિમે પોતાની સહીહમાં વર્ણન કર્યું છે કે હઝરત આદમ (અલૈ.)એ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું બરકતવંત નામ અર્શ ઉપર લખેલું જોયું. અલ્લાહ તઆલાએ આદમ (અલૈ.)થી કહ્યું કે જો મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ન હોત તો હું આપનું સર્જન પણ ન કરત.

**ફાયદો :** આનાથી આદમ (અલૈ.) સમક્ષ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફઝીલત જાહેર થાય છે.

**બીજી રિવાયત :** હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જ્યારે આદમ (અલૈ.)થી ભૂલ થઈ ગઈ તો તેઓએ (અલ્લાહ તઆલા સમક્ષ) અર્ઝ કરી કે અય પાલનહાર ! મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વાસ્તાથી આપને દરખ્વાસ્ત કરું છું કે મારી મગફિરત કરી આપજે. તો અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે અય આદમ ! તમોએ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કઈ રીતે ઓળખ્યા, જ્યારે કે હજુ મેં તેઓને પૈદા પણ નથી કર્યા ! અર્ઝ કરી કે અય રબ ! મેં એ રીતે ઓળખ્યા કે જ્યારે આપે મને પોતાના હાથ વડે પૈદા કર્યો અને પોતાની (સન્માન અર્પિત કરેલ) રૂહ મારા અંદર ફૂકી તો મેં મસ્તક ઉંચું કર્યું તો અર્શના પાયાઓ પર લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ લખેલું જોયું, તો મેં જાણી લીધું કે આપે પોતાના પાક નામ સાથે એવી જ વ્યક્તિનું નામ જોડયું હશે જે તમારા સમીપ સમગ્ર સૃષ્ટિથી વધુ પ્યારી હશે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, અય આદમ ! તમો સાચા છો ખરેખર તેઓ મારી નિકટ સમગ્ર સૃષ્ટિથી વધુ પ્યારા છે અને જ્યારે તમોએ તેઓના વાસ્તાથી મારા સમક્ષ દરખ્વાસ્ત મૂકી છે તો મેં તમારી

મગફિરત કરી અને જો મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ન હોત તો હું તમોને પણ પૈદા ન કરત. આ રિવાયત બયહકીએ પોતાની કૃતિ દલાઈલમાં હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઝૈદ ઈબ્ને અસ્લમની રિવાયતથી નકલ કરી છે અને કહ્યું કે તેની સાથે અબ્દુર્રહમાન મુન્ફરિદ છે અને હાકિમે તેનું વર્ણન કરી તેની તસ્હીહ કરી, તબરાનીએ પણ આનો ઉલ્લેખ કર્યો છે અને આટલો વધારો છે કે (અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે) તેઓ તમારી અવલાદમાં બધા નબીઓમાં અંતિમ નબી છે.

**ફાયદો** : અહીંયા પણ ઉપરોક્ત ફાયદાની જેમ વિષય સમાન સમજવામાં આવે.

**ત્રીજી રિવાયત** : ઈબ્નુલ જવઝીએ પોતાની કિતાબ સલ્વતુલ અહ્ઝાનમાં ઉલ્લેખ કર્યો છે કે હઝરત આદમ (અલૈ.)એ જયારે હઝરત હવ્વા (અલૈ.) સાથે સંબંધ બાંધવાનો ઈરાદો કર્યો તો તેમણે મહેરની માંગણી કરી. આદમ (અલૈ.)એ દુઆ કરી કે અય રબ ! હું તેમને (મહેરમાં) શું આપુ ? ઈરશાદ થયો કે અય આદમ ! મારા હબીબ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર વીસ (૨૦) વખત દુરૂદ મોકલો, તો આપ (અલૈ.)એ એમ જ કર્યું.

**ચોથી રિવાયત** : અહમદ, બઝ્ઝાર, તબરાની, હાકિમ અને બયહકીએ હઝરત ઈરબાજ ઈબ્ને સારિયહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (એક હદીષમાં જેનો આગલો ભાગ પ્રથમ પ્રકરણની બીજી રિવાયતમાં છે અને તેનો દરમિયાની ભાગ આ છે : "આપે ફરમાવ્યું કે હું મારા બાપ ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆની ફલશ્રુતિ છું અને ઈસા (અલૈ.)ની બશારત (મંગળ સૂચના) છું.

**ફાયદો** : આમાં ઈશારો છે બે આયતોના વિષય વસ્તુ તરફ. પહેલી આયત :

رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ وَمِنْ ذُرِّيَّتِنَآ اُمَّةً مُّسْلِمَةً لَّكَ وَاَرِنَا مَنَاسِكَنَا
وَتُبْ عَلَيْنَا ۚ اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ ﴿١٢٨﴾ رَبَّنَا وَابْعَثْ فِيْهِمْ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا

عَلَيْهِمْ اٰيٰتِكَ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَيُزَكِّيْهِمْ ۭ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝۱۲۹

બીજી આયત :

يٰبَنِيْٓ اِسْرَاۗءِيْلَ اِنِّىْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكُمْ مُّصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيَّ مِنَ التَّوْرٰىةِ وَمُبَشِّرًۢا بِرَسُوْلٍ يَّاْتِيْ مِنْۢ بَعْدِي اسْمُهٗٓ اَحْمَدُ ۭ

**ભાવાર્થ** :– હે અમારા પરવરદિગાર ! વળી (અમારી એ પણ દુઆ છે કે) અમો બન્ને ને તારા સંપૂર્ણ તાબેદાર બનાવ અને અમારા વંશમાંથી પણ એક એવા સમૂહને પેદા કર જે તારા તાબેદાર હોય, તેમ અમને અમારા હજ્જના કાનૂનો પણ બતાવ અને અમારા પર કૃપા દૃષ્ટિ કર, ખરેખર તુ જ ક્ષમા કરનાર દયાળુ છે. (સુ. બકરહ આ. ૧૨૮, પા. ૧)

હે અમારા પરવર દિગાર ! અને (આ પણ દુઆ છે કે) તે સમૂહમાં તેઓમાંથી જ એક એવો રસૂલ પણ નિર્માણ કર કે જે તેઓને તારી આયતો પઢીને સંભળાવતા રહે અને તેઓને કિતાબની તથા અક્કલમંદીની વાતો શીખવતા રહે અને તેઓને (શિર્ક વગેરેથી) પવિત્ર કરતા રહે, ખરેખર તુ જ કુદરતવાન સંપૂર્ણ હિકમતવાળો છે. (સુ. બકરહ આ. ૧૨૯, પા. ૧)

હે બની ઈસ્રાઈલ ! બેશક, હું તમારી પાસે અલ્લાહનો મોકલેલો (નબી) આવ્યો છું કે મારા પહેલાંની કિતાબ તવરાતને સત્ય માનનાર તથા એક એવા રસૂલની ખુશખબર આપનાર છું કે જે મારા પછી આવશે જેનું નામ અહમદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હશે. (સુ. સફ, આ. ૬, પા. ૨૮)

એટલે કે પ્રથમ આયતમાં ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ છે કે "અમારી અવલાદમાં એક ફરમાંબરદાર જમાઅત પૈદા કરજો અને એ જમાઅતમાં એક આ પ્રકારના પયગમ્બર બનાવજો. આનાથી મુરાદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે. કેમ કે આપના સિવાય કોઈ એવા પયગમ્બર નથી જે આ બન્નેવ હજરાતની અવલાદમાંથી હોય અને બીજી આયતમાં હઝરત ઈસા (અલૈ.)ના કથનનું વર્ણન કર્યું છે કે હું ઈસા ખુશખબરી આપવાવાળો છું એક પયગમ્બરની જે મારા પછી આવશે જેમનું નામ અહમદ હશે.

**પાંચમી રિવાયત :** મિશ્કાતમાં બુખારી શરીફના હવાલાથી અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.)ની રિવાયત છે કે તવરાતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ સિફત (ગુણ) લખેલી છે કે હે પયગમ્બર અમોએ આપને મોકલેલ છે, ઉમ્મતના હાલ પર ગવાહ બનાવીને, ખુશખબરી સંભળાવવાવાળા અને ડરાવવાવાળા તેમજ ઉમ્મીયોની જમાઅત માટે પનાહ બનાવીને (આનાથી મુરાદ ઉમ્મતે મુહમ્મદિય્યહ છે, જેમ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પોતાનો ઈરશાદ છે, અમો એક ઉમ્મી જમાઅત છીએ). આપ મારા બંદા અને મારા પયગમ્બર છો, મેં તમારું નામ મુતવક્કિલ રાખેલું છે, આપ દુર્વ્યવહારી નથી દુર્ગુણી પણ નથી, આપ બજારોમાં ઘોંઘાટ કરવાવાળા પણ નથી, આપ બુરાઈનો બદલો બુરાઈથી નથી આપતા, પરંતુ મુઆફ કરી દો છો અને ક્ષમા કરી દો છો. આપને અલ્લાહ તબારક વ તઆલા વફાત નહીં આપે, ત્યાં સુધી કે આપની બરકતથી અવળા રસ્તા એટલે કે કુફ્રને સહીહ એટલે કે ઈમાનમાં ફેરવી નહીં આપો, કે લોકો કલિમહ પઢવા લાગે અને ત્યાં સુધી કે આ કલિમહની બરકતથી આંધળી આંખોને, બેહરા કાનોને અને સંકોચાયેલ દિલોને ખોલી નહીં આપો (મતલબ એ કે જ્યાં સુધી દીને હક્ક બરોબર ફેલાય ન જાય ત્યાં સુધી આપની વફાત નહીં થાય).

**છઠ્ઠી રિવાયત :** મિશ્કાતમાં મસાબિહ અને દારમીના હવાલાથી હઝરત કઅબ (રદિ.) વર્ણન કરે છે, તેઓ તવરાતમાંથી નકલ કરે છે, તેમાં લખ્યું છે કે મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારા પ્રિય બંદા છે. તેઓ બુરાઈનો બદલો બુરાઈથી નથી આપતા, બલ્કે મુઆફ કરી દે છે અને દરગુજર કરી દે છે. મક્કા તેઓનું જન્મ સ્થળ છે. મદીના તેઓનું હિજરતનું સ્થળ છે અને સલ્તનતનું મરકઝ મુલ્કે શામ છે.

**ફાયદો :** ખુલફાએ રાશિદીન પછી રાજધાની મુલ્કે શામ રહી છે અને ત્યાંથી ઈસ્લામનો ઘણો ફેલાવો થયો.

**સાતમી રિવાયત :** મિશ્કાતમાં તિરમિઝીના હવાલાથી અબ્દુલ્લાહ ઈબ્ને સલામની રિવાયત છે કે તવરાતમાં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સિફતનું વર્ણન છે અને આ પણ લખ્યુ છે કે હઝરત ઈસા (અલૈ.)ને

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે દફન કરવામાં આવશે.

**ફાયદો :** અંતિમ ત્રણેય રિવાયતોના રાવી (વર્ણનકર્તા) કુતૂબે સાબિકહ (આગલી આસમાની કિતાબો)ના આલિમ છે પ્રથમ અને છેલ્લા સહાબી છે અને વચ્ચેવાળા તાબિઈ છે અને અમુક આયતો પણ આ રિવાયતોના સમાનાર્થ છે, જેમ કે બે આયતોનો મજમૂન તો આ પ્રકરણની ચોથી રિવાયતની વ્યાખ્યામાં વર્ણન થઈ ચૂક્યો છે અને બીજી ત્રણ આયતોનું વર્ણન પણ થઈ ચૂકેલ છે. પહેલી બન્નેવ આયતો મિલાવીને ત્રીજી આયત સૂરએ અઅ્રાફમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, જે લોકો પૈરવી કરે છે રસૂલે નબીએ ઉમ્મીની, જેમનું વર્ણન તવરાત અને ઈન્જિલમાં આ મુજબ લખેલુ જુએ છે કે તે લોકોને નેક કામો બતલાવશે, બૂરી વાતોથી રોકશે અને સાફ–સુથરી વસ્તુઓને તેઓ માટે હલાલ કરશે, અને ગંદી વસ્તુઓને હરામ કરશે તથા જે હુકમો ઘણાં જ સખત અને ભારે હતા, તેને મુલતવી કરી આપશે. ચોથી આયત સૂરએ ફતહમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે મુહમ્મદ અલ્લાહના રસૂલ છે અને તેઓની સાથેના લોકો ફલાણા ફલાણા ગુણોવાળા છે અને તે બધાની સિફત તવરાત અને ઈન્જિલમાં આ રીતે મવજૂદ છે. પાંચમી આયત સૂરએ બકરહમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે જ્યારે એહલે કિતાબ પાસે તેઓના હાસિલ કરેલ ઉલૂમની તસ્દીક (પુષ્ટી) કરનાર કિતાબ આવી એટલે કે કુર્આન અને તે લોકો તેના આવતા પહેલા (એટલે કે બિઅ્સત પહેલા) કુફ્ફાર (એટલે કે મુશ્રિકીન)ના મુકાબલામાં આપના વસીલાથી જીતની દુઆ કર્યા કરતા હતા અથવા તેઓ આપના (નબી બનીને) આગમનની ખબરને તેઓ પર જાહેર કરતા હતા, તો જ્યારે તેઓ પાસે ઓળખયુક્ત વસ્તુ પહોંચી (એટલે કે કુર્આન અને સાહિબે કુર્આન) તો તેઓએ તેનો ઈનકાર કર્યો.

**ફાયદો :** આ જીતની માંગણી કરવાની પ્રથા અને ઓળખ તેઓને આગલી કિતાબોથી પ્રાપ્ત થઈ હતી. સારાંશ કે આગલી કિતાબોમાં આપના વર્ણનનું હોવું સ્પષ્ટ થયું. મજકૂર ઓળખાણનું સૂરએ બકરહની એક આયતમાં આ પ્રમાણે વર્ણન છે : يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ اَبْنَآءَهُمْ ط

**ભાવાર્થ :** તેઓ (આ) રસૂલને એવા ઓળખે છે જેવા કે પોતાના બાળકોને ઓળખે છે. (સુ. બકરહ આ. ૧૪૬, પા. ૨)

**કસીદહ બુરદહની અમુક પંક્તિઓ :**

**તર્જુમો :** હઝરત રિસાલત પનાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખૂબસુરતી તેમજ ખૂબ સીરતી (સદાચાર)માં બધા નબીઓથી વધીને છે અને તે બધા જ ઈલ્મ અને સખાવતમાં આપની લગોલગ નથી થઈ શકતા. બધા જ નબીઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મા'રિફતના દરિયાથી એક ખોબાના તાલિબ છે અથવા આપના મુશળધાર તેમજ આસમાનથી સદા વરસતા વરસાદના એક ટીપાં બરાબર છે. બધા અમ્બિયા (અલૈ.) આપ (સલ.) સમક્ષ પોતાની મર્યાદા તેમજ મરતબા પ્રમાણે ઉભા છે અને તેઓની હદ આપના ઈલ્મ સામે નુક્તહ સમાન છે અથવા આપની હિકમતોની કિતાબના મુકાબલામાં એઅ્રાબ (ઝબર–ઝેર)ના બરાબર છે.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૩

## આપ (સ.અ.વ.)ની શરાફત અને પાકીઝહ વંશાવલી બાબત

**પ્રથમ રિવાયત** : મિશ્કાતમાં તિરમિઝીના હવાલાથી હઝરત અબ્બાસ (રદિ.) રિવાયત કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે હું મુહમ્મદ છું. અબ્દુલ્લાહનો પૂત્ર અને અબ્દુલ મુત્તલિબનો પૌત્ર. અલ્લાહ તઆલાએ જ્યારે મખલૂકને પૈદા કરી તો મને શ્રેષ્ઠ જમાઅતમાં બનાવ્યો. એટલે કે ઈન્સાન બનાવ્યો. વળી, ઈન્સાનમાં બે ટોળકીઓ બનાવી. અરબ અને અજમ અને સારી ટોળકીમાં એટલે કે અરબમાંથી બનાવ્યો. વળી, અરબમાં કેટલાય કબીલા બનાવ્યા અને મને સૌથી સારા કબીલામાં પૈદા કર્યો એટલે કે કુરૈશમાં. વળી, કુરૈશમાં કેટલાય ખાનદાનો બનાવ્યા અને મને સૌથી સારા ખાનદાનમાં બનાવ્યો એટલે કે બનૂ હાશિમમાં. માટે હું જાતિ તૌર પર સૌથી સારો છું અને ખાનદાનમાં પણ સર્વશ્રેષ્ઠ છું.

**બીજી રિવાયત** : હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મારો જન્મ નિકાહથી થયો છે. મારો જન્મ બદકારી (દુષ્કર્મ)થી નથી થયો. આદમ (અલૈ.)થી લઈ મારા મા-બાપ સુધી એટલે કે અંધકારયુગની બદકારીનો કોઈ છાંટો મને નથી લાગ્યો (એટલે કે જહાલતકાળમાં જે નિષ્કાળજી થતી હતી મારા મા-બાપ તેનાથી પાક રહ્યા. તાત્પર્ય એ કે મારા નસબ (વંશાવલીમાં તેનો કોઈ સંબંધ નથી). આ રિવાયત તબરાનીએ અવ્સતમાં અને અબૂ નુઐમ અને ઈબ્ને અસાકિરે વર્ણન કરેલ છે, જેમ કે મવાહિબમાં છે.

**ત્રીજી રિવાયત** : આ રિવાયત હઝરત અબુ નુઐમે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી મરફૂઅન્ એટલે કે પોતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે મારા બુઝુર્ગોમાંથી કદી કોઈ મર્દ-ઔરત બદકારી વડે ભેગા નથી થયા (કદીનો મતલબ છે કે જે સ્ત્રી-પુરૂષના મેળાપને મારી

વંશાવલી સાથે સંબંધ પણ ન હોય, જેમ કે હમલ (ગર્ભ) ન રહ્યું હોય તે મેળાપ પણ વગર નિકાહે નથી થયો. એટલે કે આપના બધા બાપદાદાઓ સ્ત્રી–પુરૂષો સદા બદકારીથી પાક રહ્યા). અલ્લાહ તઆલા મને કાયમ પાકીઝહ પેઢીઓમાંથી પાકીઝહ ગર્ભો તરફ સાફ–સુથરો કરીને સ્થળાંતરિત કરતો રહ્યો, જ્યારે પણ બે વિભાગો થયા (જેમ કે અરબ અને અજમ–ગૈર અરબો પછી કુરૈશ અને ગૈર કુરૈશ એ રીતે) હું સર્વશ્રેષ્ઠ વિભાગમાં રહ્યો. આ પ્રમાણે મવાહિબમાં છે.

**ચોથી રિવાયત** : દલાઈલે અબૂ નુઐમમાં હઝરત આઈશા (રદિ.)થી વર્ણન છે કે તેણી રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ કરે છે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હઝરત જિબ્રઈલ (અલૈ.)થી વર્ણન કરે છે, આપ ફરમાવે છે કે હું પૂર્વ–પશ્ચિમમાં દરેક વિભાગોમાં ફર્યો તો મેં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સર્વોત્તમ કોઈ વ્યક્તિ નથી જોઈ અને કોઈ કુટુંબ પણ બનૂ હાશિમથી સર્વશ્રેષ્ઠ નથી જોયુ અને આ રીતે તબરાનીએ અવસતમાં બયાન કર્યું છે. શયખુલ ઈસ્લામ હાફિઝ ઈબ્ને હજર (રહ.) ફરમાવે છે કે આ મતન (એટલે કે હદીષ)ના સહીહ હોવાના ચિન્હો હદીષના પાનાઓ પર સ્પષ્ટ છે. આ રીતે મવાહિબમાં છે.

**ફાયદો** : હઝરત જિબ્રઈલ (અલૈ.)ની આ વાતનું જાણે આ શાયરીઓમાં અનુવાદ કરવામાં આવ્યું છે :

**આફાકહા ગર દીદહ અમ મિહરે બુતા વરઝીદહ અમ**
**બિસ્યાર ખુબાં દીદહ અમ લેકીન તુ ચીઝે દીગરી**

**તર્જુમો** : જગતપટના ખૂણે ખૂણે ફરી ચૂક્યો છું. એકથી વધીને એક સૌંદર્યવાન વ્યક્તિઓનો સહવાસ પામ્યો છું. મેં ઘણાં ખૂબીઓવાળા જોયા છે, પરંતુ આપ તો અનોખી જ વ્યક્તિત્વધારી વસ્તુ છો.

**પાંચમી રિવાયત** : મિશ્કાત શરીફમાં મુસ્લિમ શરીફના હવાલાથી હઝરત વાસિલહ ઈબ્ને અસ્કઅ્ (રદિ.)ની રિવાયત છે કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યુ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે અલ્લાહ તઆલાએ હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંથી બની કનાનહને પસંદ કર્યા અને કનાનહમાંથી

કુરૈશને અને કુરૈશમાંથી બનૂ હાશિમને અને બનૂ હાશિમમાંથી મને, અને તિરમિઝીની રિવાયતમાં આ પણ છે કે ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદમાંથી ઈસ્માઈલ (અલૈ.)ને પસંદ કર્યા.

**રવ્ઝની અમુક શાયરીઓ :**

(૧) આપનું વંશ કંઈક કેવું ઈઝ્ઝતવાળુ છે કે તેના પદાર્થો પવિત્ર છે. મૂળથી અને શાખો–પ્રશાખાઓથી પણ અને આપના કારણે જ માનવ સમાજને ફઝીલત પ્રાપ્ત થઈ.

(૨) તે વંશ પાક–સાફ છે. જાહિલિય્યત (અંધકારયુગ)ના દુષ્કાર્યથી તેમાં કદી મિલાવટ થઈ નથી. ન કોઈ અપૂર્ણતાની અને ન કોઈ મલિનતાની.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૪

## આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં નૂર મુબારકના અમુક ચિન્હો આપના વાલિદ સા.માં અને આપના દાદામાં સ્પષ્ટ થવા બાબત

**પ્રથમ રિવાયત** : હાફિઝ અબૂ સઈદ નિશાપૂરીએ અબૂબક્ર ઈબ્ને અબૂ મરિયમથી અને તેઓએ સઈદ ઈબ્ને અમ્ર અન્સારીથી અને તેઓએ પોતાના બાપથી અને તેઓએ કઅબે અહ્બારથી રિવાયત બયાન કરી છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું નૂર મુબારક જ્યારે અબ્દુલ મુત્તલિબમાં પરિવહન થયું અને તેઓ જવાન થઈ ગયા તો એક દિવસ હતીમમાં સૂઈ ગયા, જ્યારે આંખ ખુલી તો જોયુ કે આંખમાં સુરમો લાગેલો છે. માથામાં તેલ નાંખેલુ છે અને હુસ્નો-જમાલનો પોશાક પહેરેલો છે. તેઓને ઘણું આશ્ચર્ય થયુ કે કંઇ ખબર નથી આ કોણે કર્યું ? તેમના વાલિદ તેઓનો હાથ પકડીને કુરૈશના જ્યોતિષીઓ પાસે લઈ ગયા અને આખી કહાણી સંભળાવી. તેઓએ જવાબ આપ્યો કે જાણી લો કે આસમાનોના રબે આ નવજુવાનને નિકાહ કરવાનો હુકમ આપ્યો છે. તેઓએ સર્વપ્રથમ કયૂલહથી નિકાહ કર્યો અને તેણીના મૃત્યુ પછી હઝરત ફાતિમાથી નિકાહ કર્યો અને તેણી અબ્દુલ્લાહ (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વાલિદ-માજિદ)થી (હામિલહ) ગર્ભવતી થઈ ગયા. અબ્દુલ મુત્તલિબના શરીરમાંથી મુશ્કની સુગંધ આવતી હતી. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું નૂર તેઓની પેશાનીમાં ચમકતુ હતુ, જ્યારે કુરૈશમાં દુકાળ પડતો હતો તો અબ્દુલ મુત્તલિબનો હાથ પકડીને જબલે સુબૈર તરફ જતા હતા. તેઓ વડે અલ્લાહ તઆલાની નિકટતા ઢૂંઢતા અને વરસાદની દુઆ કરતા હતા. તો અલ્લાહ તઆલા નૂરે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બરકતથી અઝીમ વર્ષા અર્પણ કરતા હતા. આખી રિવાયત આ

રીતે મવાહિબમાં છે.

**બીજી રિવાયત :** અબૂ નુઐમ અને ખરાઈતી અને ઈબ્ને અસાકિરે હઝરત અતાના તરીકથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના હવાલાથી રિવાયત બયાન કરી છે, જ્યારે અબ્દુલ મુત્તલિબ પોતાના સુપૂત્ર અબ્દુલ્લાહને નિકાહના હેતુથી લઈને ચાલ્યા તો એક કાહિનહ (જ્યોતિષી સ્ત્રી) પાસેથી પસાર થયા, જે યહૂદી થઇ ગઇ હતી અને આગલી કિતાબો પઢેલી હતી. તેણી ફાતિમહ ખશ્અમિય્યહથી ઓળખાતી હતી. તેણીએ અબ્દુલ્લાહના ચહેરામાં નૂરે નુબુવ્વત જોયુ તો અબ્દુલ્લાહને પોતાની પાસે બોલાવ્યા, પરંતુ અબ્દુલ્લાહે ના પાડી આપી. આ રીતે મવાહિબમાં છે.

**ત્રીજી રિવાયત :** અબરહા, અસ્હાબે ફીલના બાદશાહે જ્યારે ખાન–એ–કા'બાને ધરાશયી કરવા મક્કા પર ચઢાઈ કરી ત્યારે અબ્દુલ મુત્તલિબે અમુક કુરૈશી માણસોને પોતાની સાથે લઈ જબલે સુબૈર પર ચઢયા તે સમયે નૂરે નુબુવ્વત અબ્દુલ મુત્તલિબની પેશાનીમાં ગોળ પ્રારંભિક ત્રણ દિવસોના ચાંદના આકારમાં દશ્યમાન થઈ એટલુ બધુ ચમક્યુ કે તેના કિરણો ખાન–એ–કા'બા ઉપર પડયા. અબ્દુલ મુત્તલિબે એ જોઈ કુરૈશને કહ્યું કે હવે ચાલો, કેમ કે આ નૂર જે રીતે મારી પેશાનીમાં ચમક્યુ છે તે દલીલ છે એ વાતની કે આપણે જ ગાલિબ (પ્રભાવશાળી) રહીશું. અબ્દુલ મુત્તલિબના ઊંટ અબરહાના લશ્કરના લોકો પકડીને લઈ ગયા. અબ્દુલ મુત્તલિબ તેને છોડાવવા માટે અબરહા પાસે ગયા. તેઓની સૂરત જોતાં જ તેણે એ કારણે કે નૂર શરીફનો રૂઆબ અને અઝમત ચહેરા પરથી ચમકતો હતો. તેણે આપનો ઘણો આદર કર્યો. પોતે ગાદી પરથી ઉતરી નીચે બેસી ગયો અને આપને પોતાની સમકક્ષ બેસાડી લીધા. સારાંશ કે નૂર મુબારકની એવી અઝમત હતી કે એના કારણે બાદશાહો પર રૂઆબ છવાઈ જતો અને તેઓ ઈઝ્ઝત તેમજ આદર કરતા. આ રીતે મવલાના ઈનાયત અહમદ (રહ.)ની તવારીખે હબીબે ઈલાહમાં છે.

**સ્વ્રુઝની અમુક શાયરીઓ :**

(૧) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં વંશવેલામાં બધા જ

મહાન છે, જે અઝમતમાં ભવ્ય સ્થાન ધરાવે છે.

અથવા એવા સરદાર છે કે ભલાઈના સ્થળો તરફ અગ્રેસર રહેનારા છે.

(૨) જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નૂર બનીને પોતાના મા–બાપથી જાહેર થયા તો હાલત એ હતી કે આપની રોશનીથી ચાંદ–સૂરજ પણ સૌંદર્યવાન થઈ ગયા હતા.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-પ

## આપની અમુક બરકતો બાબત જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગર્ભની શકલમાં માના પેટમાં સ્થળાંતર પામ્યા

**પ્રથમ રિવાયત** : આપની વાલિદહ માજિદહ હઝરત આમિનહ બિન્તે વહબના હવાલાથી રિવાયત છે કે જયારે આપ ગર્ભાશયમાં આવ્યા તો તેણીને સ્વપ્નમાં બશારત આપવામાં આવી કે તમોએ આ ઉમ્મતના સરદારનો ગર્ભ ધારણ કર્યો છે, જયારે તેઓ પૈદા થાય તો એમ કહેજો કે **ઉઈઝુહૂ બિલ્ વાહિદ મિન્ શર્રિ કુલ્લિ હાસિદિન્.** (હું તેને દરેક હસદખોરની બુરાઈથી અલ્લાહની હિફાઝતમાં આપું છું.) અને તેઓનું નામ મુહમ્મદ રાખજો. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે.

**બીજી રિવાયત** : ગર્ભ ધારણ સમયે આપની વાલિદહ માજિદહ એ એક નૂર પણ જોયુ, જેના કારણે બસરા શહેર અને શામના ઈલાકાના મહેલ તેણીને નજર આવ્યા. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે.

**ફાયદો** : આ નૂર જોવું તે કિસ્સાથી અલગ છે કે જે જન્મ સમયે બન્યો.

**ત્રીજી રિવાયત** : આપની વાલિદહ માજિદહ રિવાયત કરે છે કે મેં (કોઈ સ્ત્રીનું) કોઈ હમલ એવુ નથી જોયું જે આપના હમલથી વધુ હલકુ અને આસાન હોય, આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે.

**ફાયદો** : મુહાવરા (વાર્તાલાપની શૈલી)માં ઉપરોકત વાકયનો મતલબ બરાબરીનો રદ પણ થાય છે. હલકુ એટલે કે વજની ન હતુ અને આસાન એટલે કે કોઈ પ્રકારની તકલીફ, ઉબકા, બેચેની અથવા ભૂખ ન લાગવી વગેરે સ્થિતિ ન હતી, અને શમામહમાં છે કે અમુક હદીષોમાં છે કે એવી તકલીફ થઈ કે જેની શિકાયત સ્ત્રીઓથી કરી. હાફિઝ અબૂ નુઐમ ફરમાવે છે કે તકલીફ ઈબ્તિદાએ ઉલૂક એટલે કે (પ્રારંભિક હમલ)માં હતી. પછી ગર્ભ

પર સમય જતાં આસાની થઈ ગઈ. દરેક હાલતમાં આ હમલ સર્વ સામાન્ય સ્થિતિથી ભિન્ન હતુ.

**રવ્ઝની અમુક શાયરીઓ :**

આ તો થઈ ગયુ અને આપની વાલિદહ માજિદહ ગર્ભવતી થઈ ગયા. અને તેઓના હમલમાં ન કોઈ પીડા હતી, ન કોઈ તકલીફ હતી.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૬

## પવિત્ર જન્મ સમયની અમુક હકીકતો બાબત

**પ્રથમ રિવાયત** : મુહમ્મદ ઈબ્ને સઅદે એક જમાઅતથી હદીષ બયાન કરી, તેમાંથી હઝરત અતા અને ઈબ્ને અબ્બાસ (રદિ.) પણ છે કે, આમિનહ બિન્તે વહબ (આપની વાલિદહ માજિદહ) ફરમાવે છે કે જ્યારે આપ એટલે કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારા પેટથી અલગ થયા તો આપની સાથે એક નૂર પ્રગટ થયુ, જેના કારણે પૂર્વ–પશ્ચિમ દરમિયાન બધુ પ્રકાશિત થઈ ગયુ, પછી આપ ધરતી ઉપર આવ્યા એ સ્થિતીમાં કે બન્નેવ હાથોથી ટેકો દીધેલો હતો. પછી આપે માટીની એક મુઠ્ઠી ભરી અને આસમાન તરફ માથુ ઉઠાવીને જોયું. આ રીતે મવાહિબમાં છે.

**ફાયદો** : આ જ નૂરનું વર્ણન બીજી હદીષમાં આ રીતે છે કે તે નૂરથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાલિદહએ શામના મહેલો જોયા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ વાકિઅહ બાબતે ફરમાવ્યું છે કે મારી વાલિદહએ ખ્વાબો જોયા અને તેમાં એમ પણ છે. **વ કઝાલિક ઉમ્મહાતુલ અમ્બિયાઈ યરીન**, એટલે કે અમ્બિયા (અલૈ.)ની માતાઓ આવું જ નૂર જોતી હોય છે. આ રિવાયત અહમદ, બઝ્ઝાર, તબરાની, હાકિમ અને બયહકીએ ઈરબાઝ ઈબ્ને સારિયહ (રદિ.)થી બયાન કરી છે અને હાફિઝ ઈબ્ને હજર (રહ.) ફરમાવે છે કે ઈબ્ને હિબ્બાન અને હાકિમે તેની તસ્હીહ (શુદ્ધિ) કરી છે. આ રીતે મવાહિબમાં છે.

**બીજી રિવાયત** : ઉસ્માન ઈબ્ને અબુલ આસ પોતાની વાલિદહ ઉમ્મે ઉસ્માન સકફિય્યહથી જેમનું નામ ફાતિમા બિન્તે અબ્દુલ્લાહ છે. તેમનાં હવાલાથી રિવાયત કરે છે, તેણી ફરમાવે છે કે જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મહામૂલ્ય જન્મનો સમય થયો તો આપના જન્મ સમયે મેં ખાન–એ–કા'બાને જોયુ કે નૂરથી પ્રકાશિત થઈ ગયુ છે અને તારાઓ જોયા કે

ધરતીથી એટલા પાસે થઈ ગયા છે કે મને એમ લાગ્યુ કે મારા ઉપર ખરી પડશે. આ રિવાયત બયહકીએ બયાન ફરમાવી. આ રીતે મવાહિબમાં છે.

**ત્રીજી રિવાયત** : અબૂ નુઐમે હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદી.)થી રિવાયત બયાન કરી છે અને તેઓ પોતાની વાલિદહ શિફાના હવાલાથી વર્ણન કરે છે, તેણી ફરમાવે છે કે જ્યારે હઝરત આમિનહની કુખે આપનો જન્મ થયો તો આપ મારા હાથોમાં આવ્યા અને( બાળકોની આદત પ્રમાણે) આપની અવાજ નીકળી તો મેં એક કહેવાવાળાને સાંભળ્યો કે રહિમકલ્લાહુ (એટલે કે અય મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અલ્લાહની રહમત ઉતરે). શિફા ફરમાવે છે કે પૂર્વ–પશ્ચિમનાં દરેક ભાગમાં રોશની ફેલાય ગઈ. ત્યાં સુધી કે મેં રોમના અમુક મહેલો જોયા. પછી મેં આપને દૂધ આપ્યુ (એટલે કે પોતાનું નહી બલ્કે આપની વાલિદહનું કેમ કે શિફાનો કોઈએ દૂધ પીવડાવવાવાળીઓમાં ઉલ્લેખ નથી કર્યો) અને સુવડાવી દીધા. થોડીક ક્ષણોમાં મારા ઉપર એક અંધારૂ, રૂઆબ અને ધ્રૂજારી છવાઈ ગઈ અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારી નજરથી અદશ્ય થઈ ગયા. પછી મેં એક કહેવાવાળાનો અવાજ સાંભળ્યો તે કહે છે કે તેઓને ક્યાં લઈ ગયા હતા ? જવાબ દેવાવાળાએ જવાબ આપ્યો "પૂર્વ તરફ". તેણી ફરમાવે છે કે આ વાકિઅહની અઝમત બરાબર મારા દિલમાં રહી. ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ આપને મબ્ઉસ ફરમાવ્યા. તો હું સર્વપ્રથમ ઈસ્લામ સ્વીકાર કરવાવાળાઓમાં થઈ. આ રીતે મવાહિબમાં છે.

**ફાયદો** : પૂર્વના ઉલ્લેખથી પશ્ચિમનો નકાર નથી થયો. બીજી રિવાયતોમાં મગારિબ (પશ્ચિમ) પણ આવ્યુ છે, જેમ કે શમામહમાં છે, શક્ય છે કે આ રિવાયતમાં પૂર્વના ઉલ્લેખની વિશેષતા પૂર્વ દિશાની શરાફતના લીધે હોય, કેમ કે તે સૂર્યોદયની જગ્યા છે, જેમ કે "વસ્સાફ્ફાત"ની શરૂમાં રબ્બુલ મશારિક (પૂર્વ–પશ્ચિમના પાલનહાર) ફરમાવવામાં આવ્યું છે.

**ચોથી રિવાયત** : અમુક આ પ્રકારનાં વાકિઆત પણ વર્ણન કરવામાં આવ્યા છે. "કિસરાના મહેલમાં ધરતીકંપ થયો અને તેના ચૌદ ટોલ્લાઓનું પડી જવું, તબરીય્યહ સમુદ્રનું અચાનક સુકાઈ જવું અને ફારિસની અગિયારીનું ઓલવાય જવું કે જે એક હઝાર વર્ષથી લગાતાર પ્રદિપ્ત હતી

કદી ઓલવાઈ ન હતી''. આ રિવાયત બયહકીએ, અબૂ નુઐમ અને ખરાઈતીએ હવાતિફમાં વર્ણન કરી અને ઈબ્ને અસાકીરે. આ રીતે મવાહિબમાં છે.

**ફાયદો :** આ વાકિઆતમાં શામ અને ફારિસની હુકૂમતોના પતન તરફ ઈશારો છે.

**પાંચમી રિવાયત :** ફત્હુલ બારીમાં સીરતુલ વાકિદીના હવાલાથી વર્ણન છે કે આપે વિલાદતના શરૂમાં વાતચીત કરી. આ રીતે મવાહિબમાં છે. આગળ અહલે કિતાબનો આપની વિલાદત શરીફની ખબરો આપવાનો ઉલ્લેખ છે.

**છઠ્ઠી રિવાયત :** બયહકી અને અબૂ નુઐમે હઝરત હસ્સાન બિન સાબિત (રદિ.)ના હવાલાથી વર્ણન કર્યું છે કે હું સાત–આઠ વર્ષનો હતો અને જોયેલી–સાંભળેલી વાતોને સમજતો હતો. એક દિવસ સવારના સમયે એક યહૂદીએ એકાએક બૂમો પાડવાનું શરૂ કર્યું કે અય યહૂદની જમાઅત ! તો બધા ભેગા થઈ ગયા અને હું સાંભળી રહ્યો હતો. (તેઓએ તેને) કહ્યું તને શું થયુ ? કહેવા લાગ્યો કે અહમદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો તે સિતારો આજની રાતમાં ઉગી ગયો, જે ઘડીમાં આપ પૈદા થવાના હતા. આ રીતે મવાહિબમાં છે. સીરતે ઈબ્ને હિશામમાં આ પણ છે કે મુહમ્મદ ઈબ્ને ઈસ્હાક સાહિબુસ્સિયર ફરમાવે છે કે મેં સઈદ ઈબ્ને અબ્દુર્રહમાન ઈબ્ને હસ્સાન ઈબ્ને સાબિતથી પૂછયું કે જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મદીના તય્યિબહમાં પધાર્યા તો હસ્સાન બિન સાબિતની કેટલી ઉંમર હતી ? તેઓએ કહ્યું કે સાઈઠ (૬૦) વર્ષની, અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ત્રેપન (૫૩) વર્ષની વયે પધાર્યા તો આ હિસાબથી (હસ્સાન બિન સાબિત (રદિ.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાત (૭) વર્ષ ઉંમરમાં મોટાં થયાં તો તેઓએ) યહૂદીનું આ વાક્ય સાત (૭) વર્ષની વયે સાંભળ્યું.

**સાતમી રિવાયત :** હઝરત આઈશા (રદિ.)થી વર્ણન છે કે એક યહૂદી મક્કામાં આવી રહ્યો હતો. તો જે રાતે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પૈદા થયા તેણે કહ્યું કે અય કુરૈશની જમાઅત ! શું તમારામાં આજની રાતે કોઈ બાળકનો જન્મ થયો છે ? તેઓએ કહ્યું કે અમો નથી જાણતા. કહેવા

લાગ્યો કે જુઓ, કેમ કે આજની રાતે આ ઉમ્મતના નબી પૈદા થયા છે. તેઓના બન્નેવ ખભા વચ્ચે એક નિશાની છે. (જેનો લકબ મુહરે નુબુવ્વત છે) જ્યારે કુરૈશ તેમની પાસેથી ગયા બાદ શોધખોળ કરી તો જાણવા મળ્યું કે અબ્દુલ્લાહ ઈબ્ને અબ્દુલ મુત્તલિબને ત્યાં એક બાળકનો જન્મ થયો છે. તે યહૂદી આપની વાલિદહ પાસે આવ્યો. તેણીએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તે લોકો સામે કરી દીધા, જ્યારે યહૂદીએ તે નિશાની નિહાળી તો બેહોશ થઈ ઢળી પડયો અને કહેવા લાગ્યો કે બની ઈસ્રાઈલથી નુબુવ્વતની વિદાય થઈ ગઈ. અય કુરૈશની જમાઅત ! યાદ રાખજો, અલ્લાહની કસમ આ તમારા ઉપર એવુ પ્રભુત્વ મેળવશે કે પૂર્વ અને પશ્ચિમમાંથી તેની ખબરો પ્રકાશિત થશે. આ રિવાયત યા'કૂબ ઈબ્ને સુફિયાને ઈસ્નાદે હસનથી બયાન ફરમાવી. આ પ્રમાણે ફત્હુલ બારીમાં કહેલું છે. જેમ કે મવાહિબમાં છે.

**કસીદહ બુરદહની અમુક પંકિતઓ :**

(૧) આપની પૈદાઈશના ઝમાનાએ (અઝીમ કરામતો અને અનોખી વાતોના જાહેર થવાને લઈ) આપનું ઉમદા હોવું અને પવિત્ર વંશીય હોવું જાહેર કરી દીધું.

હે કૌમ અથવા એ ખૂશ્બુ તમો હાજર થાવ અને આપના સુખદ પ્રારંભ તેમજ સુંદર અંતને જુઓ (અને હે ઝમાના !)

(૨) આપનો જન્મ દિવસ એટલો મુબારક દિવસ છે કે ફારિસવાળાઓએ પોતાની સમજદારીથી (કે તે સમયે ઘણી જ સ્પષ્ટ નિશાનીઓ જાહેર થઈ અને ખગોળની નિશાનીઓ પણ) જાણી લીધું કે તે લોકોને ધમકાવવામાં આવ્યા છે કે તેઓની હુકૂમતના પતન અને આવનાર મુસીબતોનો ઝમાનો (કાઈનાતના સરદારની વિલાદતના કારણે) નઝદીક આવી ગયો.

(૩) અને નૌશેરવાંનો મહેલ આપની પવિત્ર વિલાદતના સમયે તૂટી જવાની હાલતમાં એવો ટુકડે ટુકડા થઈ ગયો, જેમ કે કિસરાના લશ્કરને ફરી એકત્ર થવાનું નસીબ ન થયું.

(૪) (આપની વિલાદતે શરીફા સમયે) મજૂસીઓની આગ (જે હઝાર

વર્ષથી લગાતાર ભડકી રહી હતી) અફસોસના લઈ ઠંડી પડી ગઈ અને ફુરાત નદી એટલી હેરાન અને પરેશાન થઈ ગઈ કે પોતાનો વહાવ છોડીને સાવહની ખાડીમાં પડી ગઈ.

(૫) અને સાવહવાળાઓને એ વાતે ગમગીન કરી દીધા કે તેના દરિયાનું પાણી સુકાઈ ગયું અને તેના ઘાટ પર આવવાવાળો જ્યારે તરસ્યો થયો તો ગુસ્સેથી નાકામ થઈ પાછો કાઢવામાં આવ્યો (અથવા તેને તેણે તરસ્યો પાછો કાઢયો).

(૬) રંજના કારણે જાણે આગ ભીનાસની તે સ્થિતિમાં ફેરવાય ગઈ જે પાણીની હોય, અને પાણીને તે જ્વલનતાની ખાસિયત મળી ગઈ જે આગમાં હતી.

(૭) જિન્નાત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આગમનનો શોર કરી રહ્યા છે અને હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અનવાર જાહેર અને પ્રગટ થઈ રહ્યા છે. હક જાહેર થઈ રહ્યો છે બાતિની કાર્યોથી (જેમ કે નૂર વગેરેનું જાહેર થવું) અને જાહેરી કાર્યોથી (જેમ કે હાતિફના ગૈબી અવાજથી).

(૮) મુન્કિરીન આંધળા (થઈ ગયા) અને બહેરા થઈ ગયા, કારણ કે ખુશખબરીનો ઈઝહાર સાંભળી ન શક્યા અને ડરાવનારી ચમક જોઈ ન શક્યા.

(૯) (અનેવધુ અનોખું તો એ છે કે હક કબૂલ કરવાથી તેઓનું આંધળુ અને બહેરૂ બની જવું) એ વાસ્તવિકતા પછી થયું જ્યારે કે તેઓના જ્યોતિષિએ દરેક કોમોને એ ખબર આપી દીધી હતી કે તેઓનો કૃત્રિમ ધર્મ ભવિષ્યમાં કાયમ નહિ રહી શકે. (અને તે મજુસીયો અથવા સામાન્ય કાફિરો સીધો રસ્તો અપનાવવા બાબતે આંધળા અને બહેરા થઈ ગયા). આગના તે ભડકાઓ જોયા પછી જે આસમાનના કિનારાઓમાં જિન્નાતો પર મારવામાં આવતા હતા, જેઓ ઉંધા મોઢે ઝમીની મૂર્તિઓની જેમ નીચે પડતા હતા.

(ઈતરુલ વરદહ)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૭

## પવિત્ર વિલાદતનો દિવસ, મહિનો, વર્ષ, સમય અને જગા બાબતે

**દિવસ અને તારીખ :** બધાનો એક મત છે કે વાર સોમવાર હતો અને તારીખમાં મતભેદ છે. આઠમી અથવા બારમી. આ રીતે શમામહમાં છે.

**મહિના બાબતે** બધાનો એકમત છે કે રબીઉલ અવ્વલ હતો.

**વર્ષ બાબતે** બધાનો એકમત છે કે આમુલ ફીલ હતું એટલે કે જે વર્ષે અસ્હાબુલ ફીલ (હાથીઓવાળા) હલાક કરવામાં આવ્યા, સુહૈલીના કહેવા પ્રમાણે આ કિસ્સાથી પચાસ (૫૦) દિવસ પછી અને દિમ્યાતીના કહેવા પ્રમાણે પંચાવન (૫૫) દિવસ પછી, આ રીતે શમામહમાં છે.

**સમય બાબતે** અમુક લોકો રાત કહે છે, અમુક લોકો દિવસ, ઝરકશીએ આ પ્રમાણે કહ્યું છે. અમુક કહે છે કે ફજર નીકળતી વેળા (પ્રભાત વેળા). આ રીતે શમામહમાં છે.

**સ્થળ બાબતે** અમુકના કહેવા પ્રમાણે મક્કામાં, અમુકના મતે શિઅબમાં, અમુકના મતે રદમમાં અને અમુકના મતે અસ્ફાનમાં આ રીતે શમામહમાં છે. મવાહિબના હવાલાથી.

**રવ્ઝની અમુક પંક્તિઓ :**

અને આપની વિલાદતે શરીફા અને વફાતે શરીફા સોમવારના દિવસે થઈ આ વાત મોઅ્તબર છે.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ યુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૮

## બાળપણના અમુક કિસ્સા બાબત

**પ્રથમ રિવાયત** : ઈબ્ને શૈખે ખસાઈસમાં રજૂ કર્યું છે કે આપનું પારણું–જુલો ફરિશ્તાઓના હલાવવાથી હલતો હતો. આ રીતે મવાહિબમાં છે.

**બીજી રિવાયત** : બયહકી અને ઈબ્ને અસાકિરે ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે હઝરત હલીમા કહેતા હતાં કે તેઓએ જ્યારે આપનું દૂધ છોડાવ્યું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ દૂધ છોડાવવાની સાથે સર્વપ્રથમ જે કલામ ફરમાવ્યું તે આ હતું :

**''અલ્લાહુ અકબર કબીરા, વલ્હમ્દુ લિલ્લાહિ કષીરા, વ સુબ્હાનલ્લાહિ બુક્રતંવ્ વ અસીલા''.**

**અર્થ** : અલ્લાહ ઘણોજ મોટો છે, અલ્લાહ માટે જ ઘણી ઘણી પ્રશંસા છે અને હું સવાર સાંજ અલ્લાહની પાકી બયાન કરું છું.

જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ થોડા સમજદાર થયા તો બહાર જતા હતા અને બાળકોને રમતા જોતા હતા, પરંતુ તેઓથી અલગ રહેતા હતા. (એટલે કે રમતમાં શામિલ થતા ન હતા.) આ રીતે મવાહિબમાં છે.

**ત્રીજી રિવાયત** : ઈબ્ને સઅદ, અબૂ નુઐમ અને ઈબ્ને અસાકિરે ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત બયાન કરી છે કે હઝરત હલીમા (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ક્યાંક દૂર જવા દેતા ન હતાં. એક વેળા તેઓને કંઈ ખબર ન રહી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની રઝાઈ (દૂધ શરીક) બહેન શીમા સાથે બરાબર બપોરના સમયે જાનવરો ચરવાની જગ્યા તરફ નીકળી ગયા. હઝરત હલીમા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શોધખોળમાં નીકળ્યા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બહેન સાથે મળ્યા તો કહેવા લાગ્યા કે આ ગરમીમાં (તેમને લાવી છે?) બહેને કહ્યું કે અમ્મા મારા ભાઈને ગરમી જ

નથી લાગી. મેં એક વાદળનો ટુકડો જોયો, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર છાંયડો કરતો હતો, જ્યારે આપ રોકાતા હતા તો તે છાંયડો પણ રોકાય જતો હતો અને જ્યારે આપ ચાલવા લાગતા તો તે છાંયડો પણ ચાલવા લાગતો. એટલે સુધી કે આ સ્થળે આ રીતે જ પહોંચ્યા. આ રીતે મવાહિબમાં છે.

**ચોથી રિવાયત** : હઝરત હલીમા સઅ્દિય્યહ (રદિ.)થી રિવાયત છે કે હું તાઈફથી બનૂ સઅદની ઔરતો સાથે દૂધ પીવાવાળા બાળકોની શોધમાં મક્કા આવી. (આ કબીલાનું આ જ કામ હતું) અને તે વર્ષે મોટો દુકાળ હતો. મારા ખોળામાં એક બાળક હતું, પરંતુ એટલું દૂધ ન હતું કે જે તેના માટે પુરતું કહી શકાય. આખી રાત રડવાના લઈ ઉંઘ ન આવતી હતી અને અમારી ઉંટણીને પણ દૂધ ન હતું. હું એક ગધેડા પર સવાર હતી. જે એકદમ દૂબળું હોવાના લઈ બધા સાથે ચાલી શકતુ ન હતું. સાથીઓ પણ તેનાથી તંગ આવી ગયા હતા. અમો મક્કા આવ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જે સ્ત્રી જોતી અને સાંભળતી કે આપ યતીમ છે, તો કોઈ સ્વીકાર કરતી ન હતી (કેમ કે વધારે ઈનામ અને ઈકરામની કોઈ ઉમ્મીદ ન હતી અને આ બાજુ તેઓને દૂધની કમીના કારણે કોઈ બાળક ન મળ્યું. (મેં પોતાના શૌહરથી કહ્યું કે આ સારું નથી લાગતું કે હું ખાલી હાથે પરત થાઉં. હું તો આ યતીમને લઈ આવું છું. શૌહરે કહ્યું કે સારું ! અલ્લાહ બરકત આપે. છેવટે હું જઈને આપને લઈ આવી અને જ્યારે હું આપને પોતાના પડાવનાં સ્થળે લાવી ગોદ (ખોળા)માં લઈ દૂધ પીવડાવવા બેઠી તો દૂધ એટલું બધુ ઉતર્યું કે આપ અને આપના રઝાઈ (દૂધ શરીક) ભાઈએ એકદમ ધરાઈને પીધુ અને આરામથી સૂઈ ગયા અને મારા શૌહરે ઉંટણીને જઈને જોઈ તો દૂધથી એકદમ ભરાયેલી હતી. અંતે તેમણે દૂધ દોહયુ અને અમોએ ખૂબ પેટ ભરીને પીધું, રાત એકદમ આરામથી પસાર થઈ ગઈ, જ્યારે કે એથી પહેલાં સૂવાનું મળ્યું ન હતું. શૌહર કહેવા લાગ્યા કે અય હલીમા ! તુ તો ઘણી બરકતવાળુ બાળક લાવી ! તો કહ્યુ કે હાં, મને પણ એવી આશા છે. પછી અમો મક્કાથી રવાના થયા અને હું આપને લઈ એક ગધેડા પર સવાર થઈ, પછી તો તેની એવી હાલત હતી કે કોઈ સવારી તેને પકડી શકતી ન હતી. મારી સાથેની ઔરતો

નવાઈથી કહેવા લાગી કે હલીમા થોડી ધીમી ચાલો આ તે જ તો છે, જેના ઉપર તુ આવી હતી. મેં કહ્યું કે હાં, આ તે જ છે. તેઓ કહેવા લાગી કે નિઃસંદેહ કઈક પણ છે. પછી અમો પોતાના ઘરે પહોંચ્યા જયાં કારમો દુકાળ હતો, પરંતુ મારી બકરીઓ દૂધથી ભરેલી આવતી હતી અને બીજાઓને પોતાના જાનવરોમાં એક ટીપું પણ દૂધ ન મળતું. મારી કૌમના લોકો પોતાના ગોવાડિયાઓને કહેતા કે અરે તમે પણ ત્યાં જ ચરાવો, જ્યાં હલીમાના જાનવરો ચરે છે, પરંતુ તે છતાં તે જાનવરો ખાલી આવતા અને મારા જાનવરો ભરેલા આવતાં. (કેમ કે ગોચરમાં શું રાખ્યુ હતું. અહિંયા તો વાત જ અલગ હતી.) સારાંશ કે અમો બરાબર ભલાઈ અને બરકતને પ્રત્યક્ષ જોતા રહ્યા, ત્યાં સુધી કે બે વર્ષ પૂરા થઈ ગયા અને મેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું દૂધ છોડાવ્યું. આપનો ઉછેર અન્ય બાળકોથી વિશેષ હતો. ત્યાં સુધી કે બે વર્ષની વયે સારા એવા મોટા દેખાવા લાગ્યા. પછી અમો આપને આપની વાલિદહ પાસે લાવ્યા, પરંતુ આપની બરકતના કારણે અમારુ દિલ ચાહતુ હતુ કે આપ હજુ વધુ રહે, માટે આપની વાલિદહથી આગ્રહ કરી મક્કામાં શરૂ થયેલ રોગના બહાને ફરી પોતાના ઘરે લઈ આવ્યા. પછી થોડા મહિનામાં જ આપ એક વેળા પોતાના દૂધ શરીક ભાઈ સાથે ચોપગા પશુઓમાં ફરી રહ્યા હતા કે ભાઈ દોડતો આવ્યો અને મને તેમજ પોતાના બાપને કહ્યું કે મારા કુરૈશી ભાઈને બે સફેદ કપડાવાળા માણસોએ પકડી લઈ સુવડાવ્યા અને પેટ ચીર્યું. હું એવી જ હાલતમાં તેમને છોડીને આવ્યો છું. તો અમો બન્નેવ ગભરાઈને તે તરફ ગયા. જોયું તો આપ ઉભા છે, પરંતુ રંગ (ડરના કારણે) બદલાયેલો છે. મેં પૂછયું, બેટા શું હતું ? ફરમાવ્યું કે બે માણસો સફેદ કપડાં પહેરીને આવ્યા અને મને સુવડાવ્યો, ત્યાર બાદ પેટ ચીરીને તેમાંથી કંઈક શોધીને કાઢયું, ખબર નથી શું હતું ? અમો આપને પોતાના ઘરે લાવ્યા અને શૌહરે કહ્યું કે હલીમા ! આ બાળકને જિનનો અસર છે, વધુ અસર જાહેર થાય એ પહેલાં તેમના ઘરે પહોંચાડી આવ ! હું આપને વાલિદહ પાસે લઈને ગઈ તો તેઓ કહેવા લાગ્યા, તુ તો તેને રાખવા માંગતી હતી, તો પછી કેમ પરત લઈ આવી ? મેં કહ્યું કે હવે અલ્લાહના ફઝલથી હોશિયાર થઈ ગયા છે અને હું પોતાની ખિદમત કરી ચૂકી છું. અલ્લાહ જાણે કઈક થઈ

જાય માટે લઈ આવી છું. તેઓએ કહ્યું કે આ વાત નથી સાચું બતલાવો? મેં આખો કિસ્સો બયાન કર્યો. કહેવા લાગ્યાં : તને એમના ઉપર શયતાનના અસરની શંકા છે ? મેં કહ્યું, હાં, કહેવા લાગ્યાં : કદી પણ નહીં, અલ્લાહની કસમ ! તેમના ઉપર શયતાનનો કોઈ અસર નથી થઈ શકતો, મારા સુપૂત્રની એક શાન છે. પછી તેઓએ હમલ અને જન્મ સમયની અમુક હાલતો બયાન કરી, (જે પાંચમાં પ્રકરણની બીજી અને ત્રીજી રિવાયત અને છટ્ઠા પ્રકરણની પહેલી રિવાયતના અંતમાં વર્ણન થઈ) સારુ તેઓને છોડી ખૈરિયતથી જાવો. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે.

**ફાયદો-(૧)** : આ રિવાયતમાં અનેકાનેક ચમત્કારિક ઘટનાઓનો ઉલ્લેખ છે, જેમ કે સ્પષ્ટ છે.

**ફાયદો-(૨)** : હલીમાનાં તે છોકરાનું નામ અબ્દુલ્લાહ છે અને આ અનિસા તેમજ જુઝામહના ભાઈ છે. જુઝામહ શીમા નામથી જ મશહૂર છે અને આ બધી અવલાદ હારિષ ઈબ્ને અબ્દુલ ઉઝ્ઝાની છે, જે હલીમાનાં શૌહર છે. આ રીતે ઝાદુલ મઆદમાં છે અને અમુક અહલે ઈલ્મએ આ બધાના ઈમાન લાવવાની ચોખવટ કરી છે. આ રીતે શમામહ અને ઝાદુલ મઆદમાં છે.

**પાંચમી રિવાયત** : મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકે ષવ્રૂર ઈબ્ને યઝીદથી (આ વખતનાં શક્કે સદર—સીનુ ચીરવા પછીનો વાકિઅહ) મરફૂઅન ઝિક્ર કર્યો છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : કે તે બે સફેદ કપડાં પહેરેલ વ્યક્તિઓમાંથી એકે બીજાને કહ્યું કે તેમને તેમની ઉમ્મતના દસ માણસો સાથે વજન કરો, પછી વજન કર્યું તો હું ભારે નીકળ્યો, પછી આ રીતે સો (૧૦૦) ની સાથે, પછી હઝાર (૧૦૦૦) ની સાથે વજન કર્યું. પછી કહ્યું કે બસ કરો. અલ્લાહની કસમ ! જો તેમને તેમની સઘળી ઉમ્મત સાથે વજન કરવામાં આવે તો પણ આપ જ વજની નીકળશે. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે.

**ફાયદો-(૧)** : આ વાક્યમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખુશખબરી સંભળાવી આપી કે આપ નબી થવાના છો.

**ફાયદો-(૨) :** શક્કે સદર (સીનુ ચીરવું) અને પાકીઝહ દિલને ધોવાનું ચાર (૪) વખત બન્યુ. એક તો આ જેનો ઉલ્લેખ થયો. બીજી વાર દસ વર્ષની વયે જે જંગલમાં થયુ હતુ. ત્રીજી વાર બરકતવંત રમઝાન મહિનામાં ગારે હિરામાં, ચોથી વાર મેઅરાજની રાતે. પાંચમી વાર સાબિત નથી. આ રીતે શમામહમાં થોડા ફેરફાર સાથે છે. શાહ અ. અઝીઝ કદસ સિર્રહૂએ તફસીરે સૂરએ "અલમ્ નશ્રહ"માં આ બાબતે એક નુક્તો (રહસ્ય) લખ્યો છે કે પ્રથમ વખતનું ચીરવાનું એટલા માટે હતું કે આપના દિલમાંથી ખેલકૂદનો લગાવ, જે બાળકોના દિલમાં હોય છે તેને કાઢી નાંખે, બીજી વાર એટલા માટે થયું કે જવાનીમાં આપના દિલમાં એવા કામોની રૂચિ જે જવાનીની ચાહતોનાં લઈ અલ્લાહની મરજી વિરુધ્ધ કામ કરાવે તે બાકી ન રહે, ત્રીજી વાર એટલા માટે કે આપનાં દિલમાં વહી ઉઠાવવાની તાકાત પૈદા થઈ જાય અને ચોથી વાર એટલા માટે કે આપનાં દિલમાં આલમે મલકૂત (દેવલોક જ્યાં માત્ર ફરિશ્તાઓ વસે છે) અને લાહૂત (બ્રહ્મલોક) જોવાની તાકાત પૈદા થાય. આ રીતે તવારીખે હબીબ ઈલાહમાં છે.

**છઠ્ઠી રિવાયત :** આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જમણાં સ્તનનું દૂધ પીતા હતા અને ડાબા સ્તનનું દૂધ પોતાના રઝાઇ ભાઈ એટલે કે હલીમાના પૂત્ર માટે છોડી દેતા હતા. આવો ઈન્સાફ આપની તબીઅત (પ્રકૃતિ)માં હતો. બાળપણમાં કદી આપે જાજરૂ–પેશાબ કપડાંમાં નથી કર્યો, પરંતુ બન્નેવનો સમય નક્કી હતો કે તે સમયે કોઇ આપને ઉઠાવીને જાજરૂ–પેશાબ કરાવી લેતુ, કદી આપનું સતર ખુલ્લુ ન રહેતું અને જો કપડું આકસ્મિક રીતે ખુલી જતુ હતુ તો ફરિશ્તા તરત જ સતર છુપાવી દેતા. આ રીતે તવારીખે હબીબે ઈલાહમાં છે. એક સમયે પોતાના બાળપણનો વાકિઅહ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતે વર્ણન કર્યો કે એક વેળા હું બાળકો સાથે પથ્થર ઉઠાવી ઉઠાવીને લાવતો હતો અને દરેકે પોતાની લૂંગી ઉતારીને ગરદન ઉપર પથ્થર નીચે મૂકી હતી. મેં પણ એમ કરવાનું વિચાર્યું (કેમ કે આટલી વયમાં ઈન્સાન પાબંદ નથી હોતો અને સ્વાભાવિક રીતે તેમજ સમાજમાં આવા બાળકથી આવું કામ શરીઅત વિરૂધ્ધ નથી ગણાતું) અચાનક (ગૈબથી) જોરથી એક ધક્કો લાગ્યો અને આ પ્રકારની અવાજ આવી : કે પોતાની લૂંગી બાંધો. બસ મેં તે જ સમયે બાંધી લીધી અને ગરદન ઉપર

પથ્થર લાવવાનું શરૂ કર્યું. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે.

**સાતમી રિવાયત** : ઈબ્ને અસાકિરે હલીમહ ઈબ્ને અરફતહથી રિવાયત કરી છે કે હું મક્કા મુઅઝ્ઝમા પહોંચ્યો, તે લોકો સખત દુકાળમાં હતા. કુરૈશે કહ્યું : હે અબૂ તાલિબ ! ચાલો, પાણીની દુઆ માંગો, અબૂ તાલિબ ચાલ્યા અને તેમની સાથે એક છોકરો હતો. એટલો ખૂબસૂરત કે જાણે વાદળીમાં સૂરજ નીકળ્યો હોય. (આ છોકરા હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હતા, જે તે સમયે અબૂ તાલિબના વાલીપણા હેઠળ હતા). અબૂ તાલિબે તે સુપૂત્રની પીઠ ખાન–એ–કા'બા સાથે લગાવી અને સુપૂત્રે આંગળીથી ઈશારો કર્યો, આકાશમાં કોઈ વાદળીનું નિશાન ન હતું, દરેક બાજુથી વાદળ આવવાનું શરૂ થયું અને પુષ્કળ પાણી વરસ્યું. આ રીતે મવાહિબમાં છે. આ વાકિઅહ આપના બાળપણપણમાં થયો. આ રીતે તવારિખે હબીબે ઈલાહમાં છે.

**આઠમી રિવાયત** : એક વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અબૂ તાલિબ સાથે બાર (૧૨) વર્ષની વયે વ્યાપારિક સફરમાં શામ (સિરિયા) ગયા. રસ્તામાં બુહૈરા નામી ઈસાઈ પાદરી પાસે આકસ્મિક થોભવાનું બન્યું. પાદરીએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને નુબુવ્વતની નિશાનીઓથી ઓળખી લીધા અને વેપારી સંઘની દા'વત કરી અબૂ તાલિબથી કહ્યું કે આ પયગમ્બર સર્વ જગતના સરદાર છે, અહલે કિતાબ અને યહૂદ–નસારા તેમના દુશ્મન છે, તેમને શામ દેશમાં ન લઈ જાઓ, કંઈ એમ ન થાય કે આપને તેઓનાં હાથે કોઈ તકલીફ પહોંચે. તો અબૂ તાલિબે વેપારનો માલ ત્યાં જ વેચ્યો, ઘણો જ નફો પ્રાપ્ત કર્યો અને ત્યાંથી જ મક્કા પરત આવ્યા. આ રીતે તવારીખે હબીબે ઈલાહમાં છે.

**ફાયદો** : સીરતે ઈબ્ને હિશામમાં આ કિસ્સો ખૂબ વિસ્તૃત ખુલાસાપૂર્વક વર્ણવવામાં આવેલ છે.

**નવમી રિવાયત** : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે અબૂ તાલિબના વાલીપણા તથા ભરણ–પોષણ હેઠળ હતા ત્યારે તેઓના પરિવાર સાથે આપ ખાવાનું ખાતા, તો બધાનું પેટ ભરાઈ જતું અને જ્યારે ખાતા ન હતા તો તેઓ બધા ભૂખ્યા રહેતા. આ રીતે શમામહમાં છે.

**રવ્ઝની અમુક પંક્તિઓ :**

(૧) અને કેવું સારુ નસીબ છે, હઝરત સઅ્દિય્યહનું કે તેઓને એવું સૌભાગ્ય મળ્યું, જેનો મરતબો મખ્લૂકમાં ઉચ્ચતમ છે. કેમ કે તેણીએ સમગ્ર સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠને દૂધ પીવડાવ્યું, આ મોટી સફળતા છે. (તેના બરાબર) બાદશાહત છે ન પ્રધાનપદ છે.

(૨) તેણીએ આપના ઘણાં મુઅ્જિઝહ જોયા, જે રઝાઅત (દૂધ પીવાની મુદત)ની હાલતમાં જાહેર થયા અને એવી બરકતો જોઈ જેનો સંગ્રહ નથી થઈ શકતો અને અહલે કિતાબે પોતાની કૌમ સમક્ષ આપના હાલાત બયાન કર્યા, જ્યારથી આપને જોયા.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ યુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૯

## તે લોકોના નામો સંદર્ભે કે જેઓ બાબતે આપની પરવરિશ અને રઝાઅત પછી બીજી પરિસ્થિતિઓ પૈદા થતી ગઈ

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગર્ભાવસ્થામાં હતા તે જ સમયે આપના વાલિદ અબ્દુલ્લાહની વફાત થઈ ગઈ. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે. ગર્ભાવસ્થા ઉપર ફક્ત બે મહિનાનો સમય વિત્યો હતો કે અબ્દુલ્લાહ કુરૈશી કાફલા સાથે શામ વેપાર અર્થે ગયા હતા. ત્યાંથી પરત ફરતા મદીનામાં પોતાના મામાને ત્યાં બીમાર પડી રોકાયા હતા કે ત્યાં જ વફાત થઈ ગઈ. આ રીતે તવારીખે હબીબે ઈલાહમાં છે. અને જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છ (૬) વર્ષના થયા તો આપના વાલિદહ હઝરત આમિનહ આપને લઈને મદીનામાં પોતાના સગા–સંબંધીઓને મળવા માટે ગયા હતા. મક્કા પરત ફરતી વેળા મક્કા–મદીના વચ્ચે અબ્વાઅ નામી જગ્યામાં વફાત થઈ. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે, અને તે સમયે ઉમ્મે અયમન પણ સાથે હતા. આ રીતે મવાહિબમાં છે. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના દાદા અબ્દુલ મુત્તલિબની પરવરિશમાં રહ્યા, જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આઠ (૮) વર્ષના થયા તો અબ્દુલ મુત્તલિબની પણ વફાત થઈ ગઈ. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે. અને તેમણે અબૂ તાલિબને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાબતે વસિય્યત કરી હતી તો પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમની દેખરેખમાં રહ્યા. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે. એટલે સુધી કે અબૂ તાલિબે નુબુવ્વતનો ઝમાનો પણ પ્રાપ્ત કર્યો. અને સાત દિવસ સુધી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની વાલિદહ માજિદહનું દૂધ પીધું. આ રીતે તવારીખે હબીબ ઈલાહમાં છે. પછી અમુક દિવસો સુધી સવબિયહએ દૂધ પીવડાવ્યું, જે અબૂ લહબની આઝાદ કરેલ લોંડી હતી અને તેઓના ઈસ્લામ સ્વીકાર વિશે મતભેદ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ) સાથે જ હઝરત અબૂ સલમા અને હઝરત હમઝહને પણ દૂધ પીવડાવ્યું, સાથે તે સમયે તેણીનો પૂત્ર મસ્બૂક દૂધ પીતો હતો. પછી હલીમહ સઅ્દિય્યહએ દૂધ પીવડાવ્યું અને આ દૂધ શરીક ભાઈ–બહેનોના નામો અને તેઓના ઈસ્લામ સ્વીકાર વિશે આઠમાં પ્રકરણની ચોથી રિવાયતમાં થોડોક ઉલ્લેખ થઈ ચૂક્યો છે અને આ જ હલીમહએ આપની સાથે આપના કાકા ભાઈ અબૂ સુફિયાન ઈબ્ને અલ હારિષ બિન અબ્દુલ મુત્તલિબને પણ દૂધ પીવડાવ્યું. એ ફત્હે મક્કાના વર્ષે મુસલમાન થયા અને અત્યંત પાકા મુસલમાન થયા. અને તે સમયે હઝરત હમઝહ પણ બનૂ સઅદની કોઈ અવરતનું દૂધ પીતા હતા તો તે અવરતે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એક દિવસ દૂધ પીવડાવી દીધું, જ્યારે આપ હલીમહ પાસે હતા તો હઝરત હમઝહ બે અવરતોના દૂધના કારણે આપના રઝાઈ (દૂધ શરીક) ભાઈ છે. એક સવબીયહના દૂધથી અને બીજી આ સઅ્દિય્યહના દૂધથી. આ રીતે ઝાદુલ મઆદમાં છે. અને જેમની ગોદમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રહ્યા છે તે આ પ્રમાણે છે : (૧) આપની વાલિદહ, (૨) સવબિયહ, (૩) હલીમહ, (૪) શીમા આપની દૂધ શરીક બહેન અને (૫) ઉમ્મે અયમન હબશીય્યહ જેનું નામ બરકત છે. તેણી આપને પોતાના વાલિદ સાહબથી વિરાસતમાં મળી હતી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેણીનો નિકાહ હઝરત ઝૈદ સાથે કર્યો હતો, જેમનાથી ઉસામા પૈદા થયા. આ રીતે ઝાદુલ મઆદમાં છે.

**શાબાશ આં સદફ કે ચુના પરવરદ ગોહર**
**આબા અઝો મુકર્રમ વ અબ્ના અઝીઝતર**
**સલ્લુ અલયહિ મા તલઅશશમ્શુ વલ્ કમર**
**બાદ અઝ ખુદા બુઝુર્ગ તુઈ કિસ્સા મુખ્તસર.**

((૧) બેહતરીન છે તે છીપ જે આવા મોતીની તરબિયત કરે. (૨) જેના પુર્વજો ઈજ્જતવાન અને સપૂતો અત્યંત પ્યારા, (૩) જયાં સુધી સુરજ–ચાંદ રહે તેઓ પર દુરૂદ પઢતા રહો. (૪) ટૂંકમાં અલ્લાહ તઆલા પછી આપ (સ.અ.વ.) જ મહાન છો.)

# પ્રકરણ-૧૦

## જવાનીથી નુબુવ્વત સુધીની અમુક પરિસ્થિતીઓ બાબત

**પ્રથમ રિવાયત :** જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચૌદ (૧૪) અથવા પંદર (૧૫) વર્ષના થયા, બીજા કથન પ્રમાણે વીસ (૨૦) વર્ષના થયા તો કુરૈશ અને કૈસે અય્લાન વચ્ચે એક લડાઈ થઈ તો આ વાકિઅહની અમુક તારીખોમાં આપ પણ યુદ્ધમાં પધાર્યા છે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે : કે હું મારા કાકાઓને દુશ્મનના તીરોથી બચાવતો હતો, આ વાકિઅહનો વિસ્તૃત એહવાલ છે. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે.

**ફાયદો :** આ વાકિઅહથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું પહેલાંથી બહાદૂર હોવું સાબિત થાય છે.

**બીજી રિવાયત :** જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પચ્ચીસ (૨૫) વર્ષના થયાં તો હઝરત ખદીજા બિન્તે ખુવૈલદએ જે કુરૈશમાં એક ધનવાન સ્ત્રી હતા અને વેપારીઓને પોતાનો માલ મુઝારબત* પર (વેપાર અર્થે) આપતા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સચ્ચાઈ, અમાનત, સદ્‌વર્તન અને સદ્‌ગુણોની ખબર સાંભળી, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દરખ્વાસ્ત કીધી કે મારો માલ મુઝારબત પર શામ લઈ જાઓ અને મારો ગુલામ મયૂસિરહ્ આપની સાથે આવશે. આપે કબૂલ ફરમાવ્યું. અંતે આપ શામ પહોંચ્યા અને કોઈ જગ્યાએ આપે એક ઝાડ નીચે પડાવ નાંખ્યો, ત્યાં એક રાહિબ (યહૂદી પાદરી)નું પ્રાર્થના ઘર હતું તે રાહિબે આપને જોયા અને મયૂસિરહ્‌થી પૂછયું : કે આ કોણ વ્યક્તિ છે ? મયૂસિરહ્‌એ કહ્યું : કે હરમવાળા કુરૈશીઓમાંથી એક વ્યક્તિ

* મુઝારબત : એક વ્યકિતનો માલ હોય અને બીજી વ્યકિત મેહનત કરી વેપાર કરે અને નફામાં બન્નેવ ભાગીદાર હોય.

છે. રાહિબે કહ્યું : કે આ ઝાડ નીચે નબી સિવાય કોઈએ પડાવ નથી નાંખ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શામથી પુષ્કળ નફો મેળવી પરત થયા અને મયૂસિરહએ જોયું કે જ્યારે તડકો તેજ થતો હતો તો બે ફરિશ્તા આપ ઉપર સાયો (છાયડો) કરતા હતા, જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મક્કા પહોંચ્યા તો હઝરત ખદિજહને તેણીનો માલ પરત સોંપ્યો. તેણીએ જોયું કે બમણો કે તેનાથી કરીબ કરીબ નફો થયો. (આ તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સચ્ચાઈ અને અમાનતની સ્પષ્ટ દલીલ હતી) મયૂસિરહએ તેણી સમક્ષ તે રાહિબની વાત અને ફરિશ્તાઓનું એ સાયો કરવાનો કિસ્સો બયાન કર્યો. હઝરત ખદીજહએ વરકહ ઈબ્ને નવૂફલ જે તેણીના કાકાભાઈ અને ઈસાઈ ધર્મના ઉચ્ચ કક્ષાના આલિમ હતા. તેઓ સમક્ષ બયાન કર્યું. વરકહ્એ કહ્યું : કે હે ખદીજહ ! જો આ વાત સાચી છે તો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ ઉમ્મતના નબી છે અને હું (આસ્માની કિતાબોથી) જાણું છું કે આ ઉમ્મતમાં એક નબી થવાના છે અને તેમનો આ જ ઝમાનો છે. હઝરત ખદીજહ અત્યંત અકલમંદ હતા. આ બધુ સાંભળી આપને પયગામ મોકલ્યો કે હું આપ સાથેની રિશ્તેદારી, કોમમાં સર્વશ્રેષ્ઠ હોવું, અમાનતદાર, સદ્‌ગુણી અને વાતના સાચા હોવાના લઈ આપ સાથે નિકાહ કરવા માંગુ છું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના કાકાઓ સમક્ષ રજૂઆત કરી અને તેઓના આયોજનથી નિકાહ થઈ ગયો. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે. એ રાહિબનું નામ નસ્તુરા હતું. આ રીતે તવારિખે હબીબે ઈલાહમાં છે.

**ત્રીજી રિવાયત** : જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાંત્રીસ (૩૫) વર્ષના થયાં ત્યારે કુરૈશે ખાન–એ–કા'બાના નવનિર્માણનો ઈરાદો કર્યો, જ્યારે બાંધકામ હજરે અસ્વદ સુધી પહોંચ્યું તો દરેક કબીલા અને દરેક વ્યક્તિની ઈચ્છા હતી કે હજરે અસ્વદને તેની જગા પર હું મૂકુ. માંહોમાંહે હથિયારો નીકળી આવવાની સંભાવના હતી. અંતે યોગ્યતાપાત્ર લોકોએ મશ્વેરો આપ્યો કે મસ્જિદે હરામના દરવાજાથી જે સર્વપ્રથમ આવે તેના ફૈસલા પર બધાં અમલ કરો. તો સર્વપ્રથમ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પધાર્યા. બધા જોઈને કહેવા લાગ્યા કે આ મુહમ્મદ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ છે, અમીન છે, કુરૈશ આપને નુબુવ્વત પહેલાં અમીનના ઉપનામથી યાદ કરતા હતા. આપની સેવામાં આ મામલો રજૂ કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કે એક મોટી ચાદર લાવો, ચાદર લાવવામાં આવી. આપે હજરે અસ્વદ પોતાના મુબારક હાથ વડે તે ચાદરમાં મૂક્યો અને ફરમાવ્યું કે દરેક કબીલાનો માણસ આ ચાદરનો એક એક કિનારો પકડી લે અને ખાન–એ–કા'બા સુધી લાવે, જ્યારે ત્યાં સુધી પહોંચ્યા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતે તેને ઉઠાવી તેની જગા ઉપર મૂકી દીધો. આ રીતે સીરતે ઇબ્ને હિશામમાં છે. આ ફૈસલાથી બધા રાજી થઈ ગયા. ઉઠાવવાનું સૌભાગ્ય બધાંને પ્રાપ્ત થઈ ગયું અને એ કારણે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું કે દરેક વ્યક્તિ તેને તેની જગા પર મૂકવા માટે મને પોતાનો વકીલ બનાવી આપે, કેમ કે વકીલનું કાર્ય વકીલ બનાવનારનું જ કાર્ય લેખાય છે, આ રીતે મુકવામાં પણ બધાં શરીક થઈ ગયાં. આ રીતે તવારિખે હબીબે ઈલાહમાં શબ્દોના થોડાક ફેરફાર સાથે છે.

**રવ્ઝની અમુક પંક્તિઓ :**

હઝરત ખદીઝતુલ કુબરાના કિસ્સામાં અનોખી વાતો છે. હે સમજદારો! તો તમે તેનો ખ્યાલ કરો અને તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં મુઅ્જિઝામાં જે સ્પષ્ટ છે, તેમાં નજર કરી હતી.

> **અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ યુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૧૧

## વહી ઉતરવા બાબત તેમજ કાફિરોના વિરોધ બાબત

જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચાળીસ (૪૦) વર્ષના થયાં તો આપને એકાંત પ્રિયતમ થઈ ગયું. આપ ગારે હિરામાં જતા અને ઘણાં દિવસો સુધી રહેતા. નુબુવ્વતના છ (૬) મહિના પહેલાંથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાચા અને સ્પષ્ટ સ્વપ્નો જોવા લાગ્યા હતા. એક દિવસ અચાનક રબીઉલ અવ્વલની આઠમી તારીખે રવિવારના દિવસે જિબ્રઈલ (અલૈ.) આવ્યા અને સૂરએ ઈક્રઅ્‌ની શરૂઆતની આયતો આપ પર લાવ્યા, આપ નુબુવ્વતથી સન્માનિત થઈ ગયા. એના થોડા સમય પછી સૂરએ મુદસ્સિરની શરૂઆતની આયતો ઉતરી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ فَأَنذِرْ ۝ (ભાવાર્થ : ફરી (લોકોને) ડરાવો)(સુ. મુદસ્સિર આ./૨, પા./૨૯)ના હુકમ પ્રમાણે ઈસ્લામની દા'વત છુપી રીતે શરૂ કરી, પછી આ આયત فَاصْدَعْ بِمَا تُؤْمَرُ (ભાવાર્થ : હવે જે કાંઈ આપને હુકમ આપવામાં આવ્યો છે તે ખુલ્લી રીતે સંભળાવી દો)(સુ. હિજર આ./૯૪, પા./૧૪)ના હુકમ પ્રમાણે જાહેરમાં દા'વત શરૂ કરી, બસ કાફિરોએ દુશ્મની અને તકલીફો આપવાનું શરૂ કર્યું, પરંતુ અબૂ તાલિબ આપની તરફદારી કરતા હતા. એક વેળા કાફિરોએ ભેગા મળી અબૂ તાલિબને કહ્યું કે યા તો મુહમ્મદ અમોને સોંપી દો અથવા અમો તમારા સાથે લડીશું ! તેમણે સુપરત કરવાનું કબૂલ ન કર્યું. કાફિરોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કતલ કરવાનો પાકો ઈરાદો કર્યો. અબૂ તાલિબ આપને બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબ સાથે લઈ એક પહાડી–ખીણમાં રક્ષણ માટે જતા રહ્યા. કાફિરોએ આપની અને બનૂ હાશિમ તેમજ બનૂ મુત્તલિબથી બંધુત્વનો નાતો તોડી નાંખ્યો, સોદાગરોને ના પાડી દીધી કે આ લોકો પાસે કોઈ વસ્તુ ન મોકલે અને આ સંબંધ તોડવા બાબતની સંધિનો એક દસ્તાવેજ લખી ખાન–એ–કા'બામાં લટકાવી દીધો. ત્રણ વર્ષ

સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને બનૂ હાશિમ તેમજ બનૂ મુત્તલિબ આ પહાડી–ખીણમાં સખત તકલીફોમાં રહ્યા. છેવટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અલ્લાહ તરફથી વહી વડે એ વાતની જાણ કરવામાં આવી કે તે સંધિ પત્ર કીડો ખાઈ ગયો છે, એક અક્ષર પણ છોડયો નથી, ફક્ત અલ્લાહનું નામ બાકી છે, જે અમુક અમુક જગાએ હતું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ પરિસ્થિતિની અબૂ તાલિબને જાણ કરી. તેઓએ ખીણમાંથી નીકળી આ વાત કુરૈશ સમક્ષ રજૂ કરી અને કહ્યું કે તે કાગળ જુઓ અને જો મુહમ્મદનું બયાન ખોટું નીકળે તો અમો તેમને તમારા હવાલે કરી દઈશું અને જો સાચું નીકળે તો એટલું તો થાય કે તમો આ સંબંધ તોડવાથી બચો અને પાયા વિહોણી સંધિને પાછી ખેંચી લો. કુરૈશે કા'બા પરથી ઉતારી તે કાગળ જોયો તો ખરેખર એમ જ હતું. ત્યાર પછી કુરૈશે આ ઝુલ્મ કરવાનું છોડયું અને સંધિ પત્રને ફાડી નાંખ્યું. અબૂ તાલિબ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અને બનૂ હાશિમ તેમજ બનૂ મુત્તલિબને લઈને ખીણની બહાર આવ્યા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરીથી રાબેતા મુજબ દા'વત ઈલલ્લાહમાં પરોવાઈ ગયા. આ રીતે તવારીખે હબીબે ઈલાહ વગેરેમાં છે. અને સંધિ પત્ર મન્સૂર ઈબ્ને ઈકરમા ઈબ્ને હિશામના હાથથી લખાયો હતો, તેનો હાથ સુકાઈ ગયો. મુહર્રમની પહેલી તારીખે સન નબવી સાત (૭)માં લટકાવવામાં આવ્યો હતો, નુબુવ્વતના દસમાં વર્ષે ખીણથી બહાર આવ્યા હતા અને એજ વર્ષે ખીણના બંધનથી બહાર આવ્યાના આઠ મહિના પછી અબૂ તાલિબની વફાત થઈ અને તેના ત્રણ દિવસ પછી હઝરત ખદીજહ (રદિ.)ની વફાત થઈ. આ રીતે શમામહમાં છે. હઝરત ખદીજહ (રદિ.)ની વફાત પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બે નિકાહ થયા. એક હઝરત આયશા (રદિ.) સાથે જ્યારે કે આપ (આયશા રદિ.) ૭ વર્ષના હતા. મક્કામાં તેમના નિકાહ થયા અને મદીનહ આવી નવ (૯) વર્ષની વયે રૂખ્સત થઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવ્યા. બીજો નિકાહ હઝરત સવદહ બિન્તે ઝમઅહ (રદિ.) સાથે મક્કામાં થયો, તેણી વિધવા હતા, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મદીનહમાં આવ્યા. સદા આપની પત્નિ બનીને રહ્યા. આ

રીતે તવારીખે હબીબ ઈલાહમાં છે. આ દસમાં વર્ષે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તાઈફમાં બનૂ ષકીફનાં ત્યાં બિરાજમાન થયા, આ પધરામણી દા'વતે ઈસ્લામ તેમજ તેમનાથી કંઈ મદદ લેવા અર્થે થઈ (કેમ કે અબૂ તાલિબની વફાત પછી કોઈ પ્રતિષ્ઠિત–રૂઆબદાર વ્યક્તિ આપની સહાયક તરીકે ન હતી), પરંતુ ત્યાંના સરદારોએ આપની કોઈ મદદ ન કરી. બલકે લફંગા લોકોને ફોસલાવી આપને ઘણી તકલીફ પહોંચાડી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાંથી ઘણાં જ દુ:ખી થઈને મક્કા પરત આવ્યા, જ્યારે આપ બતને નખ્લહ્માં પહોંચ્યા, જે મક્કાથી એક દિવસના અંતરે છે તો રાત ત્યાં રોકાઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કુર્આન મજીદ નમાઝમાં પઢી રહ્યા હતા, અચાનક મિસ્રના એક ગામ નેનૂવાના સાત (૭) અથવા નવ (૯) જિન્નાત ત્યાં પહોંચ્યા અને અલ્લાહનું કલામ સાંભળી ત્યાં રોકાઈ ગયા, જ્યારે આપે નમાઝ પઢી લીધી તો તેઓ પ્રગટ થયાં. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેઓને ઈસ્લામની દા'વત આપી. તો તે બધા વિના વિલંબે મુસલમાન બની ગયા અને તેઓએ પોતાની કૌમને ઈસ્લામની દા'વત આપી, સૂરએ અહ્કાફ આયત : وَاِذْ صَرَفْنَآ اِلَيْكَ نَفَرًا مِّنَ الْجِنِّ (ભાવાર્થ : અને (તે બનાવ વર્ણન કરો જયારે જિન્નાતમાંથી એક ટોળાને અમે આપના તરફ લઈ આવ્યા) (સુ.અહકાફ આ./૨૯, પા./૨૬)માં આ જ કિસ્સા તરફ ઈશારો છે. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મક્કામાં પધાર્યા અને ફરી રીતસર અલ્લાહની મખલૂકના હિદાયત કાર્યમાં પરોવાઈ ગયા. આપ ઉકાઝ–મુજિન્નહ અને ઝુલ મઝાજમાં જે અરબના બજારો છે જતા અને દા'વત આપતા, પરંતુ કોઈ કબીલો ધ્યાન દેતો ન હતો. ત્યાં સુધી કે નુબુવ્વતના અગિયાર (૧૧)માં વર્ષે આપ હજ્જ વેળા ઈસ્લામની દા'વત આપી રહ્યા હતા તો અનસારના અમુક લોકો મળ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેઓને ઈસ્લામની દા'વત આપી. તેઓએ મદીનાના યહૂદીઓથી સાંભળ્યું હતું : કે ટૂંક સમયમાં એક પયગમ્બર પેદા થશે, આ સમયે તેઓ (યહૂદીઓ) અન્સારથી દબાયેલા રહેતા, તેઓ કહેતા હતા કે : જ્યારે તે પયગમ્બર પેદા થશે અમો તેમની સાથે રહીને તમોને કતલ કરીશું. અન્સારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દા'વત સાંભળી કહ્યું કે આ તે જ પયગમ્બર લાગે છે, જેનો ઉલ્લેખ યહૂદીઓ કરે છે, પરંતુ

એમ ન થાય કે યહૂદીઓ આપણાંથી પહેલાં તેમની મુલાકાત લઈ લે. તેઓમાંથી છ (૬) વ્યક્તિઓ ઈસ્લામથી સમ્માનિત થયા અને ઈકરાર કર્યો કે આવતા વર્ષે અમો ફરી આવીશું. મદીના જઈને તેઓએ આપનો ઉલ્લેખ કર્યો અને દરેક ઘરમાં આપનું વર્ણન કર્યું. આગલા વર્ષે કે જે નુબુવ્વતનું બારમું વર્ષ હતું. બાર (૧૨) માણસોએ આવી આપની મુલાકાત કરી. પાંચ (૫) તો પ્રથમ મુલાકાતીઓમાંથી અને સાત (૭) બીજા. તેઓએ ઈસ્લામના હુકમો અને ફરમાંબરદારી પર બયઅત (પ્રતિજ્ઞા) કરી, જેનું નામ બયઅતે અકબએ ઉલા છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેઓની માંગણી પ્રમાણે હઝરત મુસ્અબ ઈબ્ને ઉમૈર (રદિ.)ને કુર્આન મજીદ અને ઈસ્લામી શરીઅતની તા'લીમ અર્થે મદીના મોકલી દીધા. મુસ્અબે (રદિ.) કુર્આન અને ઈસ્લામી શરીઅતની તા'લીમ અને ઈસ્લામની દા'વત આપી. અન્સારના વધુ પડતા લોકો મુસલમાન થઈ ગયા. તેઓમાંથી થોડાક બાકી રહ્યા, પછી આવતા વર્ષ કે જે નુબુવ્વતનું તેરમું (૧૩) વર્ષ હતું અન્સારના સજ્જન લોકોમાંથી સિત્તેર (૭૦) વ્યક્તિઓ આવ્યા અને તેઓએ ઈસ્લામથી સમ્માનિત થઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સંધિ કરી કે જો આપ મદીનામાં બિરાજમાન થશો તો અમો સેવા–સહકારમાં કોઈ કસર નહી છોડીએ, વળી જો કોઈ આપનો દુશ્મન મદીના પર ચઢાઈ કરશે તો અમો તેની સાથે લડીશું અને જાન કુર્બાન કરવામાં કસર નહિ રાખીએ. આનું નામ બયઅતે અકબએ સાનિયા છે. અકબાનો અર્થ ખીણ થાય છે. એક ખીણ પર આ બન્નેવ બયઅતો થઈ હતી. આ રીતે તવારીખે હબીબ ઈલાહ અને સીરતે ઈબ્ને હિશામમાં છે.

## રવ્ઝની અમુક પંક્તિઓ :

જયારે જિબ્રઈલ (અલૈ.) આવ્યા, આપને ફરમાવ્યું કે પઢો ! આયતો અને સૂરતો ઉતરવા લાગી. આપે રબ્બુલ અર્શના દીનની દા'વત આપી તો આપની દા'વત પર ઘણી જમાઅતો દોડતી આવી અને તેમના પછી બીજી જમાઅતો પણ દોડતી આવી, આપે હિમ્મત દાખવી કે એવી કૌમને ડરાવવા લાગ્યા કે જેઓએ બેવકૂફીથી આપનો વિરોધ કર્યો અને હસદ કરી જુઠલાવ્યું અને હક્ક સામે તકબ્બુર કર્યો, પરંતુ અલ્લાહ તઆલાએ આપને તે તોહમતોથી

બરી—આઝાદ કર્યા, જે તેઓએ આપ પર લગાવી હતી અને તેને પોતાની જાતે ઘડી કાઢી હતી. અલ્લાહ તઆલાના રક્ષણે ઉપર—નીચે બખ્તરો પહેરવાની જરૂરત બાકી ન રાખી તો પછી તલવારો અને ભાલા તે શું વસ્તુ છે !!

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ યુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૧૨

## મેઅ્રાજ શરીફ બાબત

**(આ પ્રકરણ અત્યંત મહત્વશાળી હોવાના લઈ તન્વીરુસ્સિરાજ ફી લયૂલતીલ્ મેઅ્રાજનું ઉપનામ આપું છું)**

ભવ્ય નબવી કમાલાતમાંથી એક આ વાકિઅહ છે, જે મક્કામાં ઝુહરીના કહેવા પ્રમાણે નુબુવ્વત પછી સન હિજરી પાંચમાં થયો, (આ રીતે અલ્લામા નવવી રહ. ફરમાવે છે), જેના રાવી (વર્ણનકર્તા) સહાબા (રદિ.)ની સંખ્યા આટલી છે :–

(૧) હઝરત ઉમર (રદિ.), (૨) હઝરત અલી (રદિ.),
(૩) હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.), (૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.),
(૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.), (૬) હઝરત ઈબ્ને અમ્ર (રદિ.),
(૭) હઝરત ઉબય્ ઈબ્ને કઅબ (રદિ.), (૮) હઝરત અબૂ હુરયરહ (રદિ.),
(૯) હઝરત અનસ (રદિ.), (૧૦) હઝરત જાબિર (રદિ.),
(૧૧) હઝરત બુરૈદહ (રદિ.), (૧૨) હઝરત સમુરહ બિન જુન્દુબ (રદિ.),
(૧૩) હઝરત હુઝૈફહ બિન યમાન (રદિ.), (૧૪) હઝરત શદ્દાદ બિન ઔસ (રદિ.),
(૧૫) હઝરત સુહૈલ (રદિ.), (૧૬) હઝરત માલિક બિન સઅ્સઅહ (રદિ.),
(૧૭) હઝરત અબૂ ઉમામહ (રદિ.), (૧૮) હઝરત અબૂ અય્યૂબ (રદિ.),
(૧૯) હઝરત અબૂ હિબ્બહ (રદિ.), (૨૦) હઝરત અબૂ ઝર (રદિ.),
(૨૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.), (૨૨) હઝરત અબૂ સુફયાન બિન હર્બ (રદિ.)

આ બધા પુરૂષોમાંથી છે.

(૨૩) હઝરત આયશા (રદિ.), (૨૪) હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદિ.), (૨૫) હઝરત ઉમ્મે હાની (રદિ.) અને (૨૬) હઝરત ઉમ્મે સલિમહ (રદિ.) સ્ત્રીઓમાંથી અને તેઓ સિવાય બીજા પણ છે. હવે અમુક વાકિઅહ લખું છું.

**પહેલો વાકિઅહ :** આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે કે હું હતીમમાં સૂતેલો હતો (બુખારી શરીફ). અને **બીજી રિવાયતમાં** છે કે આપ શિઅ્બે અબૂ તાલિબમાં હતા. (આ વાકિદીએ રિવાયત

કરી) અને બીજી એક રિવાયતમાં છે કે આપ ઉમ્મે હાનીના ઘરમાં હતા (તબરાની). બીજી એક રિવાયતમાં છે કે આપ પોતાના ઘરમાં હતા અને છત ખોલવામાં આવી. (આ રિવાયત બુખારીએ બયાન કરી).

**ફાયદો :** આ રિવાયતોમાં સમાનતા આ પ્રમાણે છે કે ઉમ્મે હાનીના ઘરે જે શિઅ્બે અબૂ તાલિબ પાસે હતું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ રહેઠાણના લઈ પોતાનું ઘર કહી ફરમાવ્યું. ત્યાંથી આપને મસ્જિદમાં હતીમમાં લઈ ગયા. હજુ ઉંઘનો અસર બાકી હતો માટે ત્યાં જઈને પણ સૂઈ ગયા.

**ફાયદો :** છત ખોલવામાં હિકમત એ હતી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પ્રારંભથી જાણ થઈ જાય કે મારી સાથે કોઈ આદત વિરૂધ્ધ (મુઅ્જિઝો) મુઆમલો થવાનો છે.

**બીજો વાકિઅહ :** ઉંઘ–જાગમાં હતા અને એક રિવાયતમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદે હરામમાં સૂતા હતા ત્યારે આપ સમક્ષ હઝરત જિબ્રઈલ (અલૈ.) પધાર્યા, બીજી એક રિવાયતમાં છે કે ત્રણ વ્યક્તિઓ આવ્યા, એકે કહ્યું કે તે (એટલે કે પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ (ઉપસ્થિતો)માંથી કોણ છે ? બીજો બોલ્યો તે જે બધાથી ઉત્તમ છે. ત્રીજો બોલ્યો કે પછી જે બધાથી ઉત્તમ છે તેને જ લઈ લો. બીજી રાત્રે ફરી તે જ ત્રણેવ વ્યક્તિઓ આવ્યા અને કંઇ બોલ્યા વગર આપને ઉઠાવીને લઈ ગયા. (આ રિવાયત ઈમામ બુખારીએ બયાન કરી છે.)

**ફાયદો :** આ પરિસ્થિતિ કે ઉંઘ–જાગમાં હતા. પ્રારંભમાં હતી અને તેને જ સૂવું કહેવામાં આવ્યું. પછી આપ જાગી ગયા અને સંપૂર્ણ વાકિઅહમાં જાગતા રહ્યા. અમુક રિવાયતોમાં જે મેઅ્રાજના અંતમાં આવ્યું છે કે પછી હું જાગી ગયો તેનો મતલબ એ છે કે તે પરિસ્થિતિની બહાર આવી ગયો, અમુક લોકોએ તો આ વધારાને ગૈરમાન્ય ઠેરવ્યો છે. આ જે કહેવામાં આવ્યું કે આ ઉપસ્થિતોમાંથી કોણ છે ? તેનું કારણ એ છે કે કુરૈશ ખાન–એ–કા'બાની આજુ બાજુ સૂઈ રહેતા હતા. (આ રિવાયત તબરાનીની છે) અને તબરાનીમાં જ છે કે પ્રથમ જિબ્રઈલ (અલૈ.) અને મિકાઈલ (અલૈ.) આવ્યા અને આ પ્રકારની વાતચીત કરી ચાલ્યા ગયા. પછી ત્રણ વ્યક્તિ આવ્યા અને મુસ્લિમ

શરીફમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે મેં એક કહેવાવાળાને સાંભળ્યો તે કહે છે કે આ ત્રણમાં એક વ્યક્તિ છે, જે બે વ્યક્તિઓની વચમાં છે. મવાહિબમાં છે કે એક બે વ્યક્તિઓ એટલે હઝરત હમઝહ (રદિ.) અને હઝરત જઅ્ફર (રદિ.) છે, કેમ કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ બન્નેવની વચમાં સૂતા હતા.

**ત્રીજો વાકિઅહ :** પ્રથમ આપની છાતી ઉપરથી પેટના નીચે સુધી ચીરવામાં આવી અને આપનું દિલ કાઢવામાં આવ્યું, ત્યાર બાદ એક સુવર્ણ પ્લેટમાં પવિત્ર ઝમઝમનું પાણી હતું તેનાથી આપનું દિલ ધોવામાં આવ્યું. પછી બીજો એક પ્લેટ આવ્યો, જેમાં ઈમાન અને હિકમત હતી. તે દિલમાં ભરી દેવામાં આવ્યું અને તેને તેની અસલી જગાએ મૂકીને યથાવત કરી દીધું. (આ રીતે મુસ્લિમ શરીફમાં બે રિવાયતો છે. હઝરત અબૂ ઝર અને માલિક બિન સઅ્સઅહ (રદિ.)થી).

**ફાયદો :** ફરિશ્તાઓનું આપના દિલને ઝમઝમ શરીફથી ધોવું, જ્યારે કે કવ્‌ષરથી પણ પાણી આવી શકતુ હતું. અમુક ઉલમા તેની દલીલ આ પેશ કરે છે કે ઝમઝમનું પાણી તેનાથી શ્રેષ્ઠ છે. (આ શયખુલ ઈસ્લામ અલ બલ્કીનીનું કથન છે) અને સોનાના પ્લેટનો ઉપયોગ જ્યારે કે તેની મનાઈ છે તેના ઘણાં સંભવિત કારણો છે. પ્રથમ એ કે સોનાને મદીનામાં હરામ ઠેરવવામાં આવ્યું તો તે સમયે હરામ ન હતું (ફત્હુલ બારી). બીજું કે મેઅરાજ આખિરતના કાર્યો સંબંધિત છે અને આખિરતમાં સોનાનો ઉપયોગ જાઈઝ થશે. ત્રીજુ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઉપયોગ નથી કર્યું અને ફરિશ્તા આ હુકમના પાલન માટે મજબૂર નથી (ઈબ્ને અબૂ જમરહ). ઈમાન અને હિકમતનું પ્લેટમાં હોવાનો મતલબ એ છે કે કોઈ એવી વસ્તુ ગૈબી રત્નોમાંથી હતી, જેનાથી ઈમાન અને હિકમતમાં વધારો થાય, જેમ કે દુનિયાના અમુક રત્નોનો સ્પર્શ કે ઉપયોગ દિલ અને દિમાગમાં તાકાત અને ખુશી વધારે છે, કેમ કે તે હિકમત અને ઈમાનનો આધાર હતો. એટલા માટે તેનું આ જ નામ રાખવામાં આવ્યું. (આ ઈમામ નવવી રહ.નું કથન છે).

**ચોથો વાકિઅહ :** પછી આપ સમક્ષ એક સફેદ રંગનું પ્રાણી લાવવામાં

આવ્યું, જેને બુરાક કહેવામાં આવે છે, જે ગધેડાથી થોડું ઉંચુ અને ખચ્ચરથી થોડુ નીચું હતું, જે એટલી હદે તેજ દોડતું હતું કે પોતાની દષ્ટિની અંતિમ હદે કદમ મુકે છે. (આ રીતે ઈમામ મુસ્લિમ રિવાયત કરે છે) અને તેના ઉપર જીન અને લગામ લાગેલી હતી, જ્યારે આપ સવારી કરવા લાગ્યા તો તે મસ્તી કરવા લાગ્યો. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે તને શું થયું ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વધુ ઈઝ્ઝતવાન અલ્લાહ સમક્ષ કોઈ વ્યક્તિ તારા ઉપર સવાર નથી થયો. બસ, તેને પસીનો છૂટી ગયો. (આ ઈમામ તિરમિઝી રિવાયત કરે છે) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના પર સવાર થયા, જિબ્રઈલ (અલૈ.)એ આપની રિકાબ (પેગડુ) પકડી અને મિકાઈલ (અલૈ.)એ લગામ પકડી. (રિવાયતે અબૂ સઅદ શરફુલ મુસ્તફામાંથી).

**ફાયદો :** બુરાકની આ મસ્તી ગુસ્સાના કારણે ન હતી, બલ્કે ખુશીના કારણે હતી. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરજાને ફરીથી યાદ કરી, ચેતવણીના કારણે લજ્જિત થઈ શાંત થઈ ગયો, જેવી રીતે કે એક વાર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પહાડ ઉપર કદમ મૂકે છે તો તે હલે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ઈરશાદથી શાંત થઈ ગયો કે થંભી જા ! નિઃસંદેહ તારા ઉપર એક નબી, એક સિદીક અને બે શહીદો છે. અમુક રિવાયતોમાં જે આમ આવ્યું છે કે જિબ્રઈલ (અલૈ.)એ મારો હાથ પકડયો અને પહેલા આસ્માને પહોંચ્યા (બુખારી). અમુકમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જિબ્રઈલ (અલૈ.)એ પોતાની પાછળ બુરાક પર બેસાડયા. (ઈબ્ને હિબ્બાને પોતાની સહીહમાં અને હારિષે પોતાની મુસ્નદમાં આ રિવાયત બયાન કરી છે). તો આ રિવાયતોનો ઉપરોક્ત રિવાયત સાથે કોઈ ટકરાવ નથી, કેમ કે શક્ય છે કે પ્રથમ જિબ્રઈલ (અલૈ.) પોતે પણ એ મસલિહતથી સવાર થઈ ગયા હોય કે આપને તબીયત પ્રમાણે ડર ન લાગે, પછી ઉતરીને રિકાબ પકડી લીધું હોય અને બન્નેવ પરિસ્થિતિઓમાં કદી કદી જરૂરત પ્રમાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સંભાળવા માટે હાથ પકડી લેતા હોય.

**પાંચમો વાકિઅહ :** જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

પોતાના ઉદ્દેશિત સ્થાન તરફ રવાના થયાં તો આપ એવી જગાથી પસાર થયા, જેમાં ખજૂરના ઝાડ વધુ પ્રમાણમાં હતા. જિબ્રઈલ (અલૈ.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવ્યું કે ઉતરીને અહિંયા (નફલ) નમાઝ પઢો. આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝ પઢી. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આપે યષ્રિબ (મદીના)માં નમાઝ પઢી. પછી એક સફેદ ઝમીનથી પસાર થયા. જિબ્રઈલે (અલૈ.) ફરમાવ્યું, ઉતરીને નમાઝ પઢો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ નમાઝ પઢી. જિબ્રઈલે (અલૈ.) કહ્યું કે આપે મદ્‌યનમાં નમાઝ પઢી. પછી બયતુલ લહમથી પસાર થયા. ત્યાં પણ નમાઝ પઢાવડાવી અને કહ્યું કે આ તે જગા છે, જ્યાં હઝરત ઈસા (અલૈ.) પેદા થયા. (આ રિવાયત બઝ્ઝાર અને તબરાનીએ બયાન કરી અને બયહકીએ દલાઈલમાં તેની તસહીહ કરી છે). બીજી રિવાયતમાં મદ્‌યનના બદલે તૂરે સીના છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તૂરે સીના પર નમાઝ પઢી, જ્યાં અલ્લાહ તઆલાએ મૂસા (અલૈ.) સાથે કલામ–વાતચીત કરી છે. (આ રિવાયત નસાઈએ બયાન કરી છે).

**છઠ્ઠો વાકિઅહ :** જેમાં બરઝખની વિચિત્ર ઘટનાઓ જોઈ જે આ પ્રમાણે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક ઘરડી ઔરત પાસેથી પસાર થયા, જે રસ્તા ઉપર ઉભી હતી. આપે પૂછયું કે હે જિબ્રઈલ ! આ શું છે? તેઓએ કહ્યું કે ચાલો, ચાલો. આપ ચાલતા રહ્યા. એક ઘરડો માણસ રસ્તાથી હટીને મળ્યો, જે આપને બોલાવે છે કે હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ તરફ આવો, જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું, ચાલો, ચાલો. આપ એક જમાઅત પાસેથી પસાર થયા કે જેઓએ આપને આ શબ્દોથી સલામ કરી, અસ્સલામુ અલૈક યા અવ્વલ, અસ્સલામુ અલૈક યા આખિર, અસ્સલામુ અલૈક યા હાશિર. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે તેઓને જવાબ આપો. આ હદીષના અંતમાં છે કે, જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે તે ઘરડી જે આપે જોઈ તે દુનિયા હતી, બસ હવે દુનિયાની આટલી ઉંમર રહી ગઈ છે, જેટલી ઘરડી સ્ત્રીની રહી જાય છે, અને જેણે આપને બોલાવ્યા હતા તે ઈબ્લીસ–શૈતાન હતો. જો આપ ઈબ્લીસને અને દુનિયાને બોલાવવાનો જવાબ આપી દેતા તો આપની ઉમ્મત દુનિયાને આખિરત પર પ્રાધાન્ય આપતી,

અને જેઓએ આપને સલામ કરી હતી તેઓ હઝરત ઈબ્રાહીમ (અલૈ.), હઝરત મૂસા (અલૈ.), હઝરત ઈસા (અલૈ.) હતા. (બયહકીએ દલાઈલમાં આ રિવાયત બયાન કરી છે).

હાફિઝ ઈમાદુદ્દીન ઈબ્ને કષીરે ફરમાવ્યું કે હદીષના શબ્દોમાં નકારત અને ગરાબત છે. (હદીષ શરીફની છણાવટમાં મુહદ્દિષોની પરિભાષામાં ઉપયોગ થતાં શબ્દો). તબરાની અને બઝ્ઝારની હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવી કૌમ પાસેથી પસાર થયાં કે જેઓ એક જ દિવસમાં વાવણી પણ કરી લે છે અને કાપી પણ લે છે અને જ્યારે કાપી લે છે તો ફરી તે એવું જ થઈ જાય છે જેવું કે કાપતાં પહેલાં હતું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જિબ્રઈલ (અલૈ.)થી પૂછયું, આ શું છે ? તેઓએ કહ્યું કે આ અલ્લાહના રસ્તામાં જિહાદ કરવાવાળા છે કે તેઓની નેકી સાતસો (૭૦૦) ઘણી વધે છે અને તે લોકો જે કાંઈ ખર્ચ કરે છે અલ્લાહ તેનો ઉત્તમ બદલો આપે છે અને તે શ્રેષ્ઠ રોઝી આપનારો છે. પછી એક કૌમ પાસેથી પસાર થયા, જેમના માથા પત્થર વડે ફોડવામાં આવે છે અને જ્યારે તેઓને કચડી નાખવામાં આવે છે તો ફરી પહેલાં જેવી હાલત પર આવી જાય છે. આ સિલસિલો એકદમ ચાલુ રહે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું કે હે જિબ્રઈલ ! આ શું છે ? તેઓએ જવાબ આપ્યો કે આ તે લોકો છે, જે ફર્ઝ નમાઝથી દૂર ભાગે છે. પછી એક કૌમ પાસેથી પસાર થયા કે તેઓના ગુપ્તાંગો (શર્મગાહ) પર આગળ પાછળ ચીઠડા વીતેલા છે અને તેઓ જાનવરોની જેમ ચરી રહ્યા હતા. ઝક્કુમ અને દોઝખના પથ્થર ખાઈ રહ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું કે આ કોણ લોકો છે ? જિબ્રઈલ (અલૈ.)એ જવાબ આપ્યો કે આ તે લોકો છે, જે પોતાના માલની ઝકાત અદા નથી કરતા અને તેઓ પર અલ્લાહ તઆલાએ ઝુલ્મ નથી કર્યો અને તમારો રબ પોતાના બંદાઓ પર ઝુલ્મ કરવાવાળો નથી. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક કૌમ પાસેથી પસાર થયાં તેઓ સામે એક હાંડલીમાં રાંધેલો ગોશ્ત મુકેલો છે અને બીજી હાંડલીમાં કાચો સડેલો ગોશ્ત મુકેલો છે. એ લોકો તે સડેલો કાચો ગોશ્ત ખાય રહ્યા છે અને રાંધેલો

ગોશ્ત નથી ખાતા. આપે પૂછયું કે આ લોકો કોણ છે ? જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ આપની ઉમ્મતના તે મર્દો છે કે જેઓ પાસે હલાલ–પાક બીવી હોય અને તે નાપાક સ્ત્રી પાસે આવે અને રાત વિતાવે સવાર થતાં સુધી. એવી જ રીતે એ ઔરત જે પોતાના હલાલ–પાક ધણીને છોડીને કોઈ નાપાક મર્દ પાસે આવે અને રાત્રે તેની પાસે રહે સવાર થતાં સુધી. પછી એક માણસ પાસેથી પસાર થયાં, જેણે લાકડીઓનો એક મોટો ભારો ભેગો કર્યો હતો. જેને તે ઉઠાવી શકતો ન હતો અને તેમાં તે વધુ લાવી લાવીને મુકતો હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયુ કે આ શું છે ? જિબ્રઈલ (અલૈ.)એ જવાબ આપ્યો કે આ આપની ઉમ્મતનો એવો માણસ છે જેના માથે લોકોના ઘણાં હક્કો અને અમાનતો છે, જેની ચુકવણીની તાકાત નથી અને તે વધુથી વધુ જવાબદાર બનતો જાય છે. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવી કૌમ પાસેથી પસાર થયા, જેઓની જીભો અને હોંઠો લોખંડી કાતરો વડે કાપવામાં આવતા હતા, તે જ્યારે કપાઈ જાય છે તો ફરી પહેલી હાલત પર આવી જાય છે, આ સિલસિલો બરાબર ચાલુ રહ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું આ શું છે ? કહ્યું કે આ ગુમરાહીમાં નાંખવાવાળા વાઈઝો છે. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક નાના પથ્થર પાસેથી પસાર થયા, જેમાંથી એક મોટો બળદ પૈદા થાય છે. પછી તે બળદ તે પથ્થરમાં જવા માંગે છે, પરંતુ નથી જઈ શકતો. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું કે આ શું છે ? જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ તે વ્યક્તિની પરિસ્થિતિ છે જે કોઈ મોટી વાત મોઢેથી બોલે અને પછી શરમાય, પરંતુ તેને પરત લેવા સક્ષમ નથી. પછી એક ખાડી પાસેથી પસાર થયા. ત્યાંથી એક પવિત્ર સુકી હવા અને કસ્તૂરીની મહેક આવી સાથે એક અવાજ સાંભળી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું કે આ શું છે ? જિબ્રઈલ (અલૈ.)એ જવાબ આપ્યો કે આ જન્નતની અવાજ છે, જે કહે છે કે હે રબ ! મારી સાથે જે વાયદો કર્યો છે તે મને આપી દો. કેમ કે મારા બાલાખાના ઈસ્તબ્રક્ (એક કિંમતી કાપડ), રેશમ, સુન્દુસ (એક બારીક રેશમી કાપડ), અબ્કરી (અસાધારણ ગુણો ધરાવતા કાપડ), મોતી, માણેક, ચાંદી, સોનું, ગ્લાસ, રકાબીઓ, હાથાવાળા પાત્રો, સવારી, મધ, પાણી, દૂધ અને શરાબ ઘણું વધી ગયું છે તો હવે મારા વાયદાની વસ્તુ એટલે

(જન્નતવાસીઓ) મને આપો (કે જેઓ આ નેઅમતોનો ઉપયોગ કરે). અલ્લાહ તઆલાનો ઈરશાદ થયો કે તારા માટે નક્કી કરવામાં આવ્યા છે દરેક મુસ્લિમ પુરૂષ અને મુસ્લિમ સ્ત્રી અને મુઅ્મિન પુરૂષ અને મુઅ્મિન સ્ત્રી અને જે લોકો મારા ઉપર અને મારા રસૂલો ઉપર ઈમાન લાવે અને મારી સાથે શિર્ક ન કરે અને મારા સિવાય કોઈને ભાગીદાર ન બનાવે અને જે મારાથી ડરશે તે સુરક્ષિત રહેશે અને જે મારાથી માંગશે હું તેને આપીશ અને જે મને ધીરશે તેને હું બદલો આપીશ અને જે મારા ઉપર ભરોસો કરશે હું તેની કિફાયત કરીશ. હું અલ્લાહ છું. મારા સિવાય કોઈ બંદગીના લાયક નથી. હું વચનભંગ નથી કરતો. નિઃસંદેહ ઈમાનવાળાઓને કામિયાબી મળી અને અલ્લાહ તઆલા જે ખૂબ જ ઉમદા પેદા કરનાર છે તે બરકતવંત છે. જન્નતે કહ્યું કે હું રાજી થઈ ગઈ. પછી એક ઘાટી પાસેથી પસાર થયા અને એક ભયાનક અવાજ સાંભળી સાથે દુર્ગંધ લાગી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું આ શું છે ? જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ દોઝખની અવાજ છે, જે કહે છે કે હે રબ ! મારી સાથે જે વાયદો કર્યો છે (એટલે કે દોઝખીઓથી ભરવાનો) તે મને આપી દો, કેમ કે મારી સાંકળો, હારો, શો'લા (અગન ગોળા), ગરમ પાણી, પરૂ અને યાતનાઓ વધુ પ્રમાણમાં થઈ ગઈ છે અને મારો ખાડો ઘણો ઉંડો અને ગરમી ઘણી સખત થઈ ગઈ છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ થાય છે કે તારા માટે નક્કી કરવામાં આવ્યો છે દરેક મુશ્રિક પુરૂષ અને મુશ્રિક સ્ત્રી, કાફિર પુરૂષ અને કાફિર સ્ત્રી અને દરેક ઘમંડી દુશ્મન જે હિસાબના દિવસ પર યકીન નથી રાખતો. દોઝખે કહ્યું કે હું રાજી થઈ ગઈ.

બયહકીથી અબૂ સઈદની રિવાયતમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કે મને જમણી બાજુથી એક કહેવાવાળાએ કહ્યું કે મારા તરફ જુઓ, હું તમારાથી કંઈક જાણવા માંગુ છું. મેં તેની વાતનો કોઈ જવાબ ન આપ્યો. પછી બીજા એકે મને ડાબી બાજુથી એવી જ રીતે અવાજ આપ્યો. મેં તેને પણ જવાબ ન આપ્યો. અને તેમાં આમ પણ છે કે એક સ્ત્રી જોવામાં આવી, જેણે પોતાના હાથ ખોલેલા છે અને તેના ઉપર દરેક પ્રકારની સજાવટ છે, જે અલ્લાહ તઆલાએ બનાવી છે. તેણીએ પણ કહ્યું કે હે મુહમ્મદ !

મારા તરફ નઝર કરો. હું તમારાથી કંઈક જાણવા માંગુ છું. મેં તેના તરફ પણ કોઈ તવજ્જુહ (ધ્યાન) ન આપ્યું, અને આ જ હદીષમાં છે કે જિબ્રઈલ (અલૈ.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કહ્યું કે પ્રથમ બોલાવનાર યહૂદીઓનો દાઈ (પ્રચારક) હતો. જો તમો તેને જવાબ આપતા તો આપની ઉમ્મત યહૂદી બની જતી. બીજો બોલાવનાર નસરાનીઓનો દાઈ હતો. જો તમો તેને જવાબ આપતા તો આપની ઉમ્મત નસરાની થઈ જતી અને તે સ્ત્રી દુનિયા હતી. (એટલે કે તેના બોલાવવા પર જવાબ દેવાનો અસર એ થતો કે ઉમ્મત દુનિયાને આખિરત ઉપર પ્રાધાન્ય આપતી, જેમ કે ઉપર આવી ચૂક્યું છે) અને (જાહેરમાં આ ઘટનાઓ તો આસમાનો પર ચઢતા પહેલાં જોવામાં આવી અને અમુક વાકિઆતમાં ચઢી ગયા પછી જોવાની ચોખવટ છે) જેમ કે ઉપરોક્ત હદીષમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (આસમાને દુનિયા) દુનિયા નઝીકના આસમાન પર પધાર્યા અને ત્યાં આદમ (અલૈ.)ને જોયા. ત્યાં ઘણાં બધા દસ્તરખ્વાન મૂકેલા જોયા, જેની ઉપર પાકીઝહ ગોશ્ત મૂકેલો છે, પરંતુ તેની પાસે કોઈ વ્યક્તિ નથી અને બીજા દસ્તરખ્વાનો ઉપર સડેલો ગોશ્ત મૂકેલો છે અને તેના ઉપર ઘણાં બધાં માણસો બેસીને ખાઈ રહ્યા છે. જિબ્રઈલ (અલૈ.)એ ફરમાવ્યું કે આ તે લોકો છે જે હલાલને છોડીને હરામ ખાય છે, અને તેમાં આમ પણ છે કે આપ એવી કૌમ પાસેથી પસાર થયા, જેના પેટ કોઠડીઓ જેવા છે. જ્યારે તેઓમાંથી કોઈ ઉભો થાય છે તરત જ પડી જાય છે. જિબ્રઈલે (અલૈ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કહ્યું કે આ વ્યાજ ખાવાવાળા છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવી કૌમ પાસેથી પસાર થયા કે તેઓના હોંઠ ઊંટ જેવા હતા, તે કૌમ ચિંગારીઓ ખાઈ રહી છે અને તે તેઓના નીચેના ભાગથી નીકળી રહી છે. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ તે લોકો છે, જે યતીમોનો માલ અન્યાય કરીને ખાતા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવી સ્ત્રીઓ પાસેથી પસાર થયા કે જે સ્તનોથી (બંધાયેલી) લટકી રહી હતી. તેણી ઝિના (વ્યભિચાર) કરવાવાળીઓ હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવી કૌમ પાસેથી પસાર થયા, જેમના પડખાનો ગોશ્ત કાપવામાં આવતો હતો અને તેઓને ખવડાવવામાં આવતો હતો, આ લોકો ચુગલી કરનારા અને નિંદા કરનારા હતા.

**ફાયદો :** આલમે બરઝખ ભૌગોલિક દૃષ્ટિએ ભલે ગમે ત્યાં હોય, પરંતુ તેનું જાહેર થવા માટે સાહિબે કશ્ફનું તે જગ્યામાં હોવું શર્ત નથી અને આ પણ શક્ય છે કે આ પરિસ્થિતિઓ તે સૂરતોની નજર આવી હોય, જે આદમ (અલૈ.)ની ડાબી બાજુમાં હતી, જેનો ઉલ્લેખ દસમાં વાકિઅહમાં આવશે. કશ્ફના માધ્યમથી જાહેર થએલ અમુક વસ્તુઓ, ઘટનાઓ બાબત સ્પષ્ટ નથી કે આસમાન પર ચઢતા પહેલાં જોઇ કે ચઢયા પછી. જેમ કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મેઅ્રાજ કરાવવામાં આવી તો આપ અમુક એવા નબીઓ પાસેથી પસાર થયા, જેઓ સાથે મોટું ટોળું હતું અને અમુક એવા નબીઓ પાસેથી પસાર થયા, જેમની સાથે નાનું ટોળું હતું અને અમુકની સાથે કોઈ પણ ન હતું. જતાં જતાં આપ એક અતિવિરાટ સમુદાય પાસેથી પસાર થયા તો મેં પૂછયું કે આ સાહબ કોણ છે ? કહેવામાં આવ્યું કે મૂસા (અલૈ.) અને તેમની કૌમ છે, પરંતુ આપનું મસ્તક ઉપર ઉઠાવો અને જુઓ તો હું શું જોઉં છું કે એટલું મહાવિરાટ જનસમૂહ છે કે જેણે આખું આફાક (જગ સંસાર) ઘેરી લીધું છે અને કહેવામાં આવ્યું કે આ આપની ઉમ્મત છે અને આના સિવાય આપની ઉમ્મતમાંથી સિત્તેર હજાર બીજા છે, જે જન્નતમાં વગર હિસાબે પ્રવેશ પામશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે તે એ લોકો છે જે દાગ નથી લગાવતા, છૂમંતર નથી કરતા, અપશુકનમાં નથી માનતા અને પોતાના પાલનહાર ઉપર ભરોસો કરે છે. (આ રીતે તિરમિઝીએ રિવાયત કરી છે).

**સાતમો વાકિઅહ :** જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બયતુલ મુકદસ પહોંચ્યા, હઝરત અનસ (રદિ.)થી મુસ્લિમ શરીફમાં રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે કે મેં બુરાકને તે કડા સાથે બાંધી દીધો જેની સાથે અમ્બિયા (અલૈ.) (પોતાની સવારીઓ) બાંધતા હતા. બઝ્ઝારે બુરૈદહથી રિવાયત બયાન કરી છે કે જિબ્રઈલ (અલૈ.) એ તે પથ્થરમાં જે બયતુલ મુકદસમાં છે આંગળી વડે કાણું પાડીને તેની સાથે બુરાક બાંધી દીધો.

**ફાયદો :** બન્નેવ રિવાયતોમાં સામ્યતા આ રીતે કરી શકાય છે કે તે કડુ

તો જુના જમાનાનું હોય, પરંતુ કોઈ કારણથી બંધ થઈ ગયું હોય. જિબ્રઈલ (અલૈ.)એ આંગળીથી ખોલી નાંખ્યું અને બન્નેવ હઝરાત બાંધવામાં શામેલ હોય, આ બાબત ઉપર આમ શંકા કરવામાં ન આવે કે બાંધવાની જરૂરત શું હતી ? તેને તો કાબૂમાં કરીને મોકલવામાં આવ્યો હતો. "શક્ય છે કે આ જગતમાં આવવાના લઈ અહિંયાની અમુક અસરો ઉત્પન્ન થઈ ગઈ હોય." ભલે નાસવાનો ખટકો ન હોય તો પણ તેની ચંચળતા વગેરેના કારણે આપનું દિલ પરેશાન થાય એમ બની શકે, તથા અન્ય હિકમતો કોણ સંગ્રહી શકે છે ?

**આઠમો વાકિઅહ :** તફસીરે ઈબ્ને અબી હાતિમમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે બયતુલ મુકદસ પહોંચ્યા અને તે સ્થળે પહોંચ્યા જેનું નામ બાબે મુહમ્મદ છે તો બુરાક બાંધીને બન્નેવ બુઝુર્ગો મસ્જિદના સહનમાં પહોંચ્યા તો જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે હે મુહમ્મદ ! શું આપે આપના પરવરદિગારને નિવેદન કર્યું હતું કે આપને હૂરે ઈન દેખાડે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હાં ! જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ સ્ત્રીઓ પાસે જાઓ અને તેઓને સલામ કરો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે મેં તેઓને સલામ કરી તો તેણીઓએ મારા સલામનો જવાબ આપ્યો. મેં પૂછયું, તમે કોના માટે છો ? તેઓએ કહ્યું કે અમો નેક છીએ, સૌંદર્યવાન છીએ. અમે એવા પુરૂષોની બીવીઓ છીએ, જે પાક છે, સ્વચ્છ છે અને મલીન (ગંદા) નહિ થાય અને સદા રહેશે, કદી જન્નતથી અલગ નહિ થાય અને સદા જીવતા રહેશે, કદી મૃત્યુ નહિ પામે. ત્યાંથી હટીને થોડીક જ વાર થઈ હતી કે ઘણાં બધાં માણસો એકત્ર થઈ ગયા. પછી એક મુઅઝ્ઝિને અઝાન કહી અને તકબીર કહેવામાં આવી. અમો બધા સફ બાંધીને રાહ જોઈ ઉભા હતા કે કોણ ઈમામ બને તો મારો હાથ જિબ્રઈલે (અલૈ.) પકડીને આગળ ઉભો કરી દીધો. મેં બધાને નમાઝ પઢાવી. જ્યારે હું ફારિગ થયો, જિબ્રઈલ (અલૈ.)એ મને કહ્યું કે તમોને ખબર છે, કયા લોકોએ આપની પાછળ નમાઝ પઢી ? મેં કહ્યું કે ના. તેમણે કહ્યું કે જેટલા નબી મોકલવામાં આવ્યા એ બધાએ આપની પાછળ નમાઝ પઢી છે.

બયહકીએ અબૂ સઈદથી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે મેં અને જિબ્રઈલ (અલૈ.)એ બયતુલ મુકદસ (મસ્જિદ)માં પ્રવેશ કર્યો અને બન્નેવે બે રકા'ત નમાઝ પઢી, જયારે ઈબ્ને મસઊદ (રદિ.)ની રિવાયતમાં આટલો વધારો છે કે હું મસ્જિદમાં ગયો તો અમ્બિયા (અલૈ.)ને મેં ઓળખ્યા. કોઈ ઉભા છે, કોઈ રૂકૂઅમાં છે, કોઈ સજદહમાં. પછી એક અઝાન કહેવાવાળાએ અઝાન કહી અને અમો સફો સીધી કરીને એ ઈન્તિઝારમાં ઉભા થઈ ગયા કે કોણ ઈમામત કરે છે. તો જિબ્રઈલ (અલૈ.)એ મારો હાથ પકડી આગળ કરી દીધો અને મેં બધાને નમાઝ પઢાવી. ઈબ્ને મસઊદ (રદિ.)થી મુસ્લિમ શરીફમાં રિવાયત છે કે નમાઝનો સમય થઈ ગયો અને હું તેઓનો ઈમામ બન્યો. ઈબ્ને મસઊદ (રદિ.)થી આમ વર્ણન છે કે જ્યારે આપ મસ્જિદે અક્સામાં પહોંચ્યા તો ઉભા થઈને નમાઝ પઢવા લાગ્યા, તો બધા નબીઓ આપની સાથે નમાઝ પઢવા લાગ્યા. બયહકીમાં અબૂ સઈદથી આ પ્રમાણે રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દાખલ થઈ ફરિશ્તાઓ સાથે નમાઝ પઢી (એટલે કે તે જમાઅતના આપ ઈમામ બન્યા). જ્યારે નમાઝ પૂરી થઈ ગઈ તો ફરિશ્તાઓએ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને પૂછયું કે આ તમારી સાથે કોણ છે ? તેમણે કહ્યું કે આ મુહમ્મદ અલ્લાહના રસૂલ ખાતમુન્નબિય્યીન છે. ફરિશ્તાઓએ પૂછયું કે શું તેઓ પાસે અલ્લાહનો પયગામ (નુબુવ્વત માટે અથવા આસમાનો પર બોલાવવા માટે) મોકલવામાં આવ્યો છે ? જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું, હાં. ફરિશ્તાઓએ કહ્યું કે અલ્લાહ તઆલા તેઓ ઉપર સલામ નાઝિલ ફરમાવે, ઘણા ઉમદા ભાઈ અને ઘણા ઉમદા ખલીફા છે. (એટલે અમારા ભાઈ અને અલ્લાહના ખલીફા). પછી નબીઓની રૂહો સાથે મુલાકાત થઈ અને તે બધાએ પોતાના રબના ગુણગાન કર્યા. વળી, ઈબ્રાહીમે (અલૈ.) આ રીતે તકરીર કરી કે "દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે છે, જેણે મને ખલીલ બનાવ્યો અને જેણે મને મુલ્કે અઝીમ (વિરાટ સલ્તનત) આપી મને સાહિબે કુનૂતનો મુક્તદા બનાવ્યો કે મારી પેરવી કરવામાં આવે છે અને મને (નમરૂદ)ની આગથી છુટકારો આપ્યો. તેને મારા હકમાં શીતળ અને સલામતીનો ઝરીયો બનાવી આપ્યો." પછી મૂસા (અલૈ.)એ અલ્લાહની પ્રશંસા કરતાં આ તકરીર કરી કે "દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ તઆલા માટે સાબિત છે, જેણે મારી સાથે (ખાસ) કલામ (વાતચીત) કરી અને મને

સર્વશ્રેષ્ઠ બનાવ્યો. મારા ઉપર તવરાત ઉતારી અને ફિરઔનની હલાકત તથા બની ઈસ્રાઈલનો છૂટકારો મારા હાથ ઉપર જાહેર કર્યો. મારી ઉમ્મતને એવી ઉમ્મત બનાવી કે હક અનુસાર હિદાયત કરે છે અને તે જ પ્રમાણે ઈન્સાફ કરે છે.'' પછી હઝરત દાવૂદ (અલૈ.)એ પોતાના રબની પ્રશંસા કરીને આ તકરીર કરી કે ''તમામ પ્રકારની પ્રશંસા અલ્લાહ તઆલા માટે સાબિત છે, જેણે મને મુલ્કે અઝીમ (વિરાટ સલ્તનત) આપ્યો, મને ઝબૂરનું જ્ઞાન આપ્યું, મારા માટે લોખંડને નરમ કર્યું, મારા માટે પહાડોને મારા કાબૂમાં કર્યા કે તે મારી સાથે તસ્બીહ પઢે છે અને પક્ષીઓને પણ (તસ્બીહ કરવા માટે કાબૂમાં કરી દીધા) અને મને હિકમત અને સ્પષ્ટ ભાષણ કરવાની લાયકાત આપી. પછી હઝરત સુલય્માન (અલૈ.)એ પોતાના રબની પ્રશંસા કર્યા પછી આ તકરીર કરી કે ''દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ તઆલા માટે સાબિત છે, જેણે હવા મારા કાબૂમાં કરી દીધી અને શયતાનોને પણ મારા કાબૂમાં કરી દીધા કે જે વસ્તુ હું ચાહતો હતો તેઓ બનાવતા હતા, જેમ કે ઉંચી ઉંચી ઈમારતો અને સ્થૂળ દેહધારી તસ્વીરો (જે તે સમયે જાઈઝ હતી). મને પક્ષીઓની બોલીનું જ્ઞાન આપ્યું. પોતાના ફઝલથી મને દરેક પ્રકારની વસ્તુઓ આપી. મારા માટે શયતાનો, માનવીઓ, જિન્નાતો, પક્ષીઓના લશ્કરો કાબૂમાં કરી દીધા. મને એવી હુકૂમત આપી કે મારા પછી કોઈના માટે યોગ્ય ન લેખાઈ અને મારા માટે એવી પાકીઝહ હુકૂમતની નિયુક્તિ કરવામાં આવી કે તે સંદર્ભે મારાથી કોઈ હિસાબ નહિ થાય.'' પછી હઝરત ઈસા (અલૈ.)એ પોતાના રબની પ્રશંસા કરતાં આ રીતે તકરીર કરી કે ''દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ તઆલા માટે સાબિત છે, જેણે મને પોતાનો કલિમહ બનાવ્યો અને મને આદમ (અલૈ.) જેવો બનાવ્યો કે તેમને માટીથી બનાવી કહી આપ્યું કે તું (જીવવાળો) થઈ જા અને તે (જીવવાળા) થઈ ગયા. મને લખવાનું, હિકમતનું, તવરાતનું અને ઈન્જિલનું જ્ઞાન આપ્યું. મને એવો બનાવ્યો કે હું માટીથી પક્ષીની કાયા બનાવી તેમાં ફૂંક મારી દેતો હતો, બસ તે અલ્લાહ તઆલાના હુકમથી પક્ષી બની જતું, મને એવો બનાવ્યો કે હું અલ્લાહના હુકમથી જન્મઝાત આંધળાને તેમજ કોઢીને સારો કરી દેતો. મૃત્યુ પામેલાઓને જીવતા કરી દેતો હતો. મને પાક કર્યો અને મને અને મારી માતાને શયતાન મરદૂદથી પનાહ આપી, જેથી અમારા ઉપર શૈતાનનો કોઈ કાબૂ ચાલતો ન હતો.

વર્ણનકર્તા કહે છે, કે પછી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અલ્લાહની પ્રશંસા કરી અને ફરમાવ્યું : કે "તમો બધાએ પોતાના રબની તા'રીફ કરી અને હું પણ મારા રબની તા'રીફ કરૂં છું. દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ તઆલા માટે સાબિત છે, જેણે મને રહમતુલ્ લિલ્ આલમીન (સર્વજગત માટે દયાળુ) બધા જ લોકો માટે બશીર (મંગળ સૂચક ખુશખબરી સંભળાવનાર) અને નઝીર (ડરાવનાર) બનાવી મોકલ્યો. મારા ઉપર ફુરકાન એટલે કે કુર્આન મજીદ ઉતાર્યું, જેમાં દરેક (ધાર્મિક જરૂરી) કામોનું વર્ણન છે. (ભલે સ્પષ્ટ શબ્દોમાં કે ઈશારામાં) મારી ઉમ્મતને સર્વશ્રેષ્ઠ ઉમ્મત બનાવી કે લોકોના નફા (દીન) માટે પૈદા કરવામાં આવી છે. મારી ઉમ્મતને ઈન્સાફપસંદ ઉમ્મત બનાવી. મારી ઉમ્મતને એવી પણ બનાવી કે તે દરજ્જામાં અવ્વલ (પ્રથમ) પણ છે અને (ઝમાનામાં) આખર (અંતિમ) પણ છે. અને મારા દિલને મોટું બનાવ્યું. મારો બોજ મારાથી હલકો કર્યો. મારા ઝિક્રને બુલંદ કર્યો. મને બધાનો શરૂ કરવાવાળો અને બધાનો ખતમ કરવાવાળો બનાવ્યો" (એટલે કે નૂરમાં પ્રથમ અને જાહેર થવામાં અંતિમ). હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ (બધાને સંબોધીને) ફરમાવ્યું કે બસ, આ પૂર્ણતાને લઈ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમો બધાથી શ્રેષ્ઠ થઈ ગયા. પછી આપના આસમાનો તરફ ચઢવાનો ઉલ્લેખ કર્યો, એક રિવાયતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ખાસ કરીને ત્રણ પયગમ્બરો ઈબ્રાહીમ (અલૈ.), મૂસા (અલૈ.) અને ઈસા (અલૈ.)નું નમાઝ પઢવું અને તેમની સૂરતોનું વર્ણન કર્યું અને તેમાં એમ પણ છે કે જ્યારે હું નમાઝથી ફારિગ થઈ ગયો તો એક કહેવાવાળાએ મને કહ્યું કે હે મુહમ્મદ ! આ દોઝખના દારોગા છે, જેમનું નામ માલિક છે. તેમને સલામ કરો. મેં તેમની તરફ જોયું તો તેઓએ જ પ્રથમ મને સલામ કરી. (આ રીતે મુસ્લિમ શરીફમાં રિવાયત બયાન કરી છે). હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આપથી રિવાયત કરી છે કે મેઅ્રાજની રાત્રે દજ્જાલને પણ જોયો અને દોઝખના નિગરાનને પણ જોયો. (આ રીતે મુસ્લિમ શરીફમાં રિવાયત છે). એક સાથે વર્ણન કરવાથી જાહેરમાં એમ જણાય છે કે દજ્જાલને બયતુલ મુકદસના મોકા ઉપર જોયો, એટલે કે તેની મીસાલી સૂરતને કેમ કે ત્યાં તેનું ન હોવું સ્પષ્ટ છે.

**નવમો વાકિઅહ :** એક રિવાયતમાં છે કે જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફારિગ થઈ મસ્જિદમાંથી બહાર પધાર્યા તો જિબ્રઈલ (અલૈ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ એક વાસણ શરાબ (દારૂ)નું અને એક વાસણ દૂધનું લાવ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે મેં દૂધ પસંદ કર્યું. જિબઈલ (અલૈ.)એ કહ્યું કે આપે પ્રકૃતિ (ફિતરત) (એટલે કે સનાતન સત્ય ધર્મ)ને પસંદ કર્યો. પછી આસમાન તરફ ચઢયા. આ રીતે મુસ્લિમ શરીફમાં છે, અને ઈમામ અહમદની હદીષમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત પ્રમાણે એક પ્યાલો દૂધનો અને એક પ્યાલો શહદ (મધ)નો ઉલ્લેખ છે. બઝ્ઝારની રિવાયતમાં ત્રણ પ્યાલાનો ઉલ્લેખ છે. (૧)દૂધ, (૨)શરાબ અને (૩)પાણી. શદાદ બિન ઔસની હદીષમાં આપનો ઈરશાદ છે કે નમાઝ પછી મને તરસ લાગી. તે સમયે આ પ્યાલા લાવવામાં આવ્યા અને જ્યારે મેં દૂધને પસંદ કર્યું તો એક બુઝુર્ગે જે મારા સામે હતા જિબ્રઈલ (અલૈ.)ને કહ્યું કે તમારા સાથીએ પ્રકૃતિ (ફિતરત)ને પસંદ કરી છે.

**ફાયદો :** બુરાક બાંધ્યા પછી જે ઘટનાઓનો ઉલ્લેખ થયો છે તેનો ક્રમ આ પ્રમાણે સમજમાં આવે છે.

(૧) મસ્જિદના સહનમાં પહોંચી હૂરો સાથે મુલાકાત તેમજ વાતચીત કરવી. (૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને જિબ્રઈલ (અલૈ.)નું બે રકા'ત નમાઝ પઢવી. સંભવતઃ આ તહિય્યતુલ મસ્જિદ છે. તે સમયે સંભવતઃ અમુક નબીઓ (અલૈ.) પહેલેથી જ ઉપસ્થિત હતા, જેમને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અલગ અલગ હાલતોમાં જોયા. કોઈને રૂકૂઅમાં, કોઈને સજદહમાં, સંભવતઃ આ બધા તહિય્યતુલ મસ્જિદ પઢી રહ્યા હતા અને તેઓમાંથી અમુકને ઓળખ્યા પણ ખરા, અને જણાય છે કે આ બધા હજરાત પોતાની નમાઝોથી ફારિગ થઈ તે જ તહિય્યતુલ મસ્જિદમાં આપના મુક્તદી થઈ ગયા હોય. (૩) પછી બાકી નબીઓનું ભેગું થઈ જવું. (૪) પછી અઝાન અને તકબીર થવી અને જમાઅત બનવી જેમાં આપ ઈમામ હતા. બધા નબીઓ (અલૈ.) અને અમુક ફરિશ્તા આપના મુક્તદી હતા, તેમાંથી અમુકને આપ ઓળખતા ન હતા એ માટે જિબ્રઈલ (અલૈ.)એ

બતાવ્યું કે બધા નબીઓ (અલૈ.)એ આપની પાછળ નમાઝ પઢી છે અને એ વાતની તહકીક કે આ નમાઝ કઈ હતી તેવીસમાં વાકિઅહમાં આવશે અને અઝાન, ઈકામત એમ જ હોય, ભલે તેનો આમ હુકમ મદીનામાં ગયા પછી આવ્યો અથવા બીજી કોઈ રીતની હોય. (૫) પછી ફરિશ્તાઓથી પરિચય થવો લગભગ દોઝખના નિગરાન સાથે મુલાકાત પણ તે અનુસંધાને થઈ હોય, જેમાં તેઓએ પૂછયું કે આ કોણ છે ? અને નામ સાંભળી તે ફરિશ્તાઓનું પૂછવું કે શું તેઓ સમક્ષ અલ્લાહનો સંદેશ મોકલવામાં આવ્યો? દલીલ છે એ વાતની કે આ ફરિશ્તાઓને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાબતે એ જાણકારી હતી કે આપ માટે એમ થવાનું છે. આગળ તેમાં બે સંભાવનાઓ છે કે હજુ તેઓને નુબુવ્વત આપવાની જાણ ન થઈ હોય, કેમ કે ફરિશ્તાઓની કાર્યપ્રવૃત્તિઓ વિવિધ હોય છે. બીજા મામલાઓની દરેક સમય જાણ નથી હોતી અથવા નુબુવ્વતની જાણ પહેલેથી હોય અને પૂછવાનો મકસદ એ હોય કે મેઅ્રાજ માટે તેમની પાસે હુકમ પહોંચ્યો છે. આ રીતે આગળ જે આસમાનોમાં સવાલ થયો છે ત્યાં પણ આ જ પ્રમાણેની તકરીર છે. (૬) પછી માનવંત નબીઓ (અલૈ.) સાથે મુલાકાત થવી. (૭) પછી બધા હઝરાતનો ખુત્બો પઢવો. (૮) પછી પ્યાલાઓ પેશ થવા જેની રિવાયતોમાં મંથન કરવાથી સ્પષ્ટ થાય છે કે ચાર હતા. દૂધ, શહદ (મધ), શરાબ અને પાણી, કોઈએ બે (૨)ના વર્ણન પર બસ કરી. કોઈએ ત્રણના ઉલ્લેખ પર, અથવા ત્રણ હોય એક પ્યાલામાં પાણી હોય કે જે મિઠાશમાં શહદ (મધ) જેવું હોય. કદી તેને શહદ કહી દીધું તો કદી તેને પાણી અને જે પણ હોય તે સમયે શરાબ (દારૂ) હરામ ન હતી, કેમ કે શરાબ મદીનામાં હરામ થઈ છે, પરંતુ સ્ફૂર્તિ–આનંદનો સામાન જરૂર છે, એટલા માટે દુનિયા જેવી છે. શહદ પણ સામાન્ય રીતે લઝ્ઝત માણવા માટે પીવામાં આવે છે, ખાવા માટે નહિ તો પણ આ એક વધારાનું કામ અને દુનિયાની લઝ્ઝતો તરફ ઈશારો થયો. પાણી પણ ખાવામાં મદદગાર છે ખાણું નથી, જેવી રીતે દુનિયા દીનમાં મદદગાર છે મકસદ નથી, અને દીન ખૂદ રૂહાની ખોરાકનો મકસદ છે, જેવી રીતે દૂધ જિસ્માની ખોરાકમાં મકસદ છે અને ભલે આહારો બીજા પણ છે, પરંતુ દૂધને બીજા આહારો પર સર્વોપરિતા પ્રાપ્ત છે, કેમ કે તે ખાવા–પીવાનાં બન્નેવ કામમાં ઉપયોગી છે. એવી જ

રીતે પ્યાલાઓ પેશ કરવાનો ઉલ્લેખ સિદ્રતુલ મુન્તહા પછીનો છે, જેમ કે આગળ આવશે તો આ ઉપસ્થિતિ પુનઃ થઈ છે. (આ પ્રકારની ચોખવટ હાફિઝ ઈમાદુદીન ઈબ્ને કષીરે કરી છે.) લગભગ તેમાં મસ્લિહત તાકત આપવી, સજાગ કરવા તાકીદ અને ડરાવવાની હોય. (૯) પછી આસમાનનો સફર. આ ચોખવટથી જે રીતે વાકિઅહનો ક્રમ જાણવા મળ્યો એવી રીતે વર્ણન થયેલ રિવાયતો ઉપરના વિરોધાભાસનાં સવાલો પણ દૂર થઈ ગયા, સાથે સાથે રિવાયતો પણ એકમેકની થઈ ગઈ. બીજી બાબત શક્ય છે કે મારા સિવાય બીજા કોઈ પાસે આથી પણ ઉત્તમ ઉપાય હોય અને કદાચ અહિંયા નબીઓ અને ફરિશ્તાઓનું ભેગું થવું નબીના સન્માનર્થે હોય. અલ્લાહ વધુ જાણકાર છે.

**દસમો વાકિઅહ :** ત્યાર પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આસમાનો પર ચઢયા. અમુક રિવાયતોથી જાણવા મળે છે કે બુરાક પર ગયા. બુખારી શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે દિલ ધોયા પછી તેમજ તેમાં ઈમાન અને હિકમતભર્યા પછી મને બુરાક પર સવાર કરવામાં આવ્યો, જેનો એક પગ તેની નઝરની અંતિમ હદ ઉપર પડતો હતો અને મને જિબ્રઈલ (અલૈ.) લઈને ચાલ્યા, ત્યાં સુધી કે દુનિયાથી નજીકના આસ્માને પહોંચ્યા. તેનાથી જાહેરમાં એમ જણાય છે કે આસ્માન ઉપર પણ બુરાકની સવારીથી જ પધાર્યા. ભલે દરમિયાનમાં બયતુલ મુકદસમાં પણ ઉતર્યા. અને બયહકીમાં અબૂ સઈદની રિવાયતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે પછી (એટલે કે બયતુલ મુકદસની વિધિથી ફારિગ થયા પછી) જડમાં મારી સમક્ષ એક સીડી (દાદર) લાવવામાં આવી, જેના ઉપર આદમ (અલૈ.)ની અવલાદની રૂહો (મર્યા પછી) ચઢે છે અને આ સીડીથી વધુ સુંદર સીડી મખ્લૂકની નઝરોથી નથી ગુજરી. તમે અમુક મય્યિતને આંખો ફાડીને આસ્માન તરફ નઝર કરતાં જોઈ હશે ? હાં, તો તે આ સીડીને જોઈને ખુશ થાય છે. શર્ફે મુસ્તફામાં છે કે આ સીડી જન્નતુલ ફિરદૌસમાંથી લાવવામાં આવી અને તેની જમણી, ડાબી બાજુ, ઉપર નીચે ફરિશ્તાઓએ તેનો ઘેરાવો કર્યો હતો. હઝરત કઅબની રિવાયતમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે એક સીડી ચાંદીની મૂકવામાં આવી અને એક સોનાની ત્યાં સુધી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને જિબ્રઈલ (અલૈ.) તેના પર ચઢયા.

ઈબ્ને ઈસ્હાકની રિવાયતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે હું જ્યારે બયતુલ મુકદસના કિસ્સાથી ફારિગ થયો તો આ સીડી લાવવામાં આવી અને મારા સફરના સાથી (જિબ્રઈલે) મને તેના ઉપર ચઢાવ્યો. ત્યાં સુધી કે આસ્માનના દરવાજા સુધી પહોંચ્યા.

**ફાયદો :** બુરાક અને સીડીવાળી રિવાયતોના વિરોધાભાસને સમાપ્ત કરવો આ રીતે શક્ય છે કે થોડોક સફર એક બુરાક પર કર્યો હોય અને બીજો થોડોક સફર બીજી સીડી પર કર્યો, જેમ કે માનવંતા મહેમાન સમક્ષ ઘણી બધી સવારીઓ લાવવામાં આવે છે, તેને ઈખ્તિયાર હોય છે કે ચાહે તે થોડો થોડો સફર બધી સવારીઓ પર કરે અને બુરાક જો કે ઝડપ તેમજ ગતીમાં વિજળી વેગે છે, પરંતુ તેની ગતિ અને તેનું નિયંત્રણ સંપૂર્ણપણે સવારના તાબામાં હશે, કેમ કે બુરાક પર સવાર થયા પછી વિવિધ જગાઓ અને સ્થળો પર ઉતરવું અને જુદા જુદા દશ્યો બાબતે વિગતવાર માહિતી મેળવવી ત્યાંથી પસાર થવું સ્પષ્ટપણે ગતિના મર્યાદિત હોવાનું પુરવાર કરે છે.

**અગિયારમો વાકિઅહ :** હઝરત જિબ્રઈલ (અલૈ.) સાથે પહેલાં દુનિયા નજીકના આસ્માને પહોંચ્યા. જિબ્રઈલ (અલૈ.)એ (આસ્માનનો) દરવાજો ખોલાવ્યો. (ચોકીદાર ફરિશ્તાઓ તરફથી) પૂછવામાં આવ્યું કે કોણ છે ? કહ્યું કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે. પૂછવામાં આવ્યું કે તેઓ પાસે અલ્લાહનો પયગામ (નુબુવ્વત માટે અથવા આસ્માનો ઉપર બોલાવવા માટે) મોકલવામાં આવ્યો છે ? જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે હાં! (રિવાયત બુખારી શરીફની છે) બયહકીની હદીષમાં હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે આસ્માનોના દરવાજામાંથી એક દરવાજા પર પહોંચ્યા, તેનું નામ બાબુલ હફઝહ છે, તેના પર એક ફરિશ્તો નક્કી છે, તેનું નામ ઈસ્માઈલ છે, તેના તાબા હેઠળ બાર હજાર ફરિશ્તા છે. હઝરત શરીકની રિવાયતમાં બુખારી શરીફની હદીષમાં આમ પણ છે કે આસમાનવાળા ઓને ખબર નથી હોતી કે ઝમીન પર અલ્લાહ તઆલાનો ઈરાદો શું કરવાનો છે ? જ્યાં સુધી કે તેઓને કોઈ માધ્યમ વડે જાણ ન કરે, જેવી રીતે કે અહિંયા જિબ્રઈલ (અલૈ.)ની જુબાનથી જાણવા મળ્યું. આનાથી ફરિશ્તાઓનું આમ પૂછવાનું કારણ જાણી શકાયું કે "શું તેઓ પાસે અલ્લાહનો પયગામ પહોંચ્યો

છે?" અને આ સવાલ કરવા બાબતના બે સંભવતઃ કારણોનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો તેનું આઠમાં વાકિઅહના પાંચમાં નંબરમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે, સાથે ત્યાં સવાલ કરવાનું બૌધ્ધિક કારણ પણ લખ્યું છે. આ નકલી (શરઈ) દલીલથી તે બૌધ્ધિક કારણનું સમર્થન થઈ ગયું. બુખારી શરીફની રિવાયતમાં છે કે ફરિશ્તાઓએ આ સાંભળીને કહ્યું મરહબા (ભલે પધારો). તમો સારા પગલે આવ્યા તે સાથે દરવાજો ખોલી નાખવામાં આવ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હું ત્યાં પહોંચ્યો તો હઝરત આદમ (અલૈ.) હાજર હતા. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ તમારા બાપ આદમ (અલૈ.) છે, તેમને સલામ કરો. મેં તેઓને સલામ કર્યા. તેઓએ સલામનો જવાબ આપ્યો અને કહ્યું, મરહબા (ભલે પધારો), નેક સુપૂત્ર અને નેક નબી. એક રિવાયતમાં છે કે દુનિયાના નજીકના આસમાને એક વ્યક્તિને બેઠેલા જોયા, જેમની જમણી બાજુ અમુક સૂરતો દેખાય છે અને ડાબી બાજુ પણ અમુક સૂરતો નઝર આવે છે. જ્યારે તેઓ જમણી બાજુ જુએ છે તો હસે છે અને ડાબી બાજુ જુએ છે તો રડે છે. મેં જિબ્રઈલ (અલૈ.)ને પૂછયું કે આ કોણ છે ? તેમણે કહ્યું કે આદમ (અલૈ.) છે. અને આ જમણી–ડાબી બાજુની સૂરતો તેમની અવલાદની રૂહો છે. જમણી બાજુવાળી જન્નતી છે અને ડાબી બાજુવાળી દોઝખી છે. માટે જમણી બાજુ જોઈને હસે છે અને ડાબી બાજુ જોઈને રડે છે. (મિશ્કાત શરીફમાં બુખારી, મુસ્લિમના હવાલાથી). બઝ્ઝારની હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે તેમની જમણી બાજુ એક દરવાજો છે કે તેમાંથી સુવાસિત હવા આવતી રહે છે, જ્યારે જમણી બાજુ જુએ છે તો ખુશ થાય છે અને ડાબી બાજુ જુએ છે તો અફસોસ કરે છે. હઝરત શરીકની ઉપરોક્ત રિવાયતમાં આમ પણ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પ્રથમ આસમાને નીલ અને ફુરાત (નહેરો) જોઈ, અને એ જ રિવાયતમાં છે કે આ જ પ્રથમ આસમાનમાં એક બીજી નહેર પણ જોઈ કે તેના ઉપર મોતી અને ઝબર્જદનાં મહેલ બનેલા છે અને તે કવષર છે.

**ફાયદો** : તમામ નબીઓમાં હઝરત આદમ (અલૈ.) આથી પહેલાં બયતુલ મુકદસમાં પણ મળી ચૂક્યા છે અને એ જ રીતે તે પોતાની કબ્રમાં

પણ મવજૂદ છે અને એ જ રીતે બાકી આસમાનોમાં જે નબીઓ (અલૈ.)ને જોયા, દરેક જગા પર આ જ પ્રશ્ન થાય છે તેની વાસ્તવિકતા એ છે કે કબ્રમાં તો અસલી જિસ્મ (શરીર) સાથે જ મવજૂદ હોય છે અને બીજી જગાઓ પર તેઓની રૂહોની મિષાલી તસવીર (ઉદાહરણી સુરત) હોય છે એટલે કે તત્વ વિનાના જિસ્મ સાથે (જેને સુફીઓની પરિભાષામાં જિસ્મે મિષાલી કહેવામાં આવે છે) રૂહનો સંબંધ થઈ ગયો અને આ જિસ્મમાં અનેકતા સાથે એક જ સમયે રૂહનો દરેક સાથે સંબંધ પણ શક્ય છે, પરંતુ તેઓના ઈખ્તિયારથી નહિ, બલકે ફક્ત હક તઆલાની કુદરત અને તેની ચાહતથી અને જાહેરમાં આ મિષાલી જિસ્મ (ઉદાહરણીય જિસ્મ) જે બન્નેવ જગાએ નજર આવ્યું, અલગ અલગ રૂહ ધરાવતું હતું. એટલા જ માટે બયતુલ મુકદસમાં મુલાકાત થઈ છતાં પણ આસમાન પર ન પહોંચ્યું. હાં, હઝરત ઈસા (અલૈ.) જેઓ જિસ્મ સાથે આસમાન પર છે, તેમને ત્યાં જિસ્મ સાથે જોયા હશે, પરંતુ તેમને જે બયતુલ મુકદસમાં જોયા, જેમ કે આઠમાં વાકિઅહમાં વર્ણન કરેલ છે, તે જિસ્મ સાથે નથી જોયા, બલકે તે મિષાલી જિસ્મ છે, કેમ કે રૂહનો સંબંધ મિષાલી જિસ્મ સાથે મૃત્યુ પહેલાં પણ મુઅજિઝા (ચમત્કાર) રૂપે શક્ય છે. ભલે આમ પણ શક્ય છે કે બયતુલ મુકદસમાં જિસ્મ સાથે હોય એ રીતે કે આસમાન પરથી તેઓ આવી ગયા હોય અથવા બન્નેવ જગાએ જિસ્મ સાથે હોય એ રીતે કે પહેલા આસમાન પરથી તેઓ બયતુલ મુકદસ આવ્યા હોય પછી અહિંયાથી ત્યાં પહોંચી ગયા હોય, પરંતુ આ જાહેરી હાલતના વિરુધ્ધ છે, બસ અલ્લાહ પાક વધુ જાણકાર છે. આદમ (અલૈ.)ની જમણી–ડાબી બાજુ જે સૂરતો આવી તે પણ રૂહોની મિષાલી સૂરતો (ઉદાહરણીય તસ્વીરો) હતી. અને બઝ્ઝારની રિવાયતમાં મનન કરવાથી જણાય છે કે આ રૂહો તે સમયે આસમાન પર ઉપસ્થિત તેમજ સ્થિર ન હતી, બલ્કે પોતપોતાના ઠેકાણે હતી અને તે ઠેકાણું અને આદમ (અલૈ.)ના મકામ વચ્ચે એક દરવાજો હતો, તે દરવાજેથી તે સૂરતોનું પ્રતિબિંબ તે જગા પર પડતું હશે અથવા તે હવા જે આવતી હતી અંતે તે પણ જિસ્મ છે. તેમાં પ્રતિબિંબતાની ખાસિયત હશે, જેમ કે હવા કિરણો સાથે મળીને દર્શન લાયક બની જાય છે, કેમ કે આ દર્શનમાં દરવાજો હોવાનું આવ્યું છે. સામાન્ય રીતે આ એક નિશાની છે કે તે દરવાજો અહિંયા સુધી તે સૂરતોનો અસર

પહોંચવાનો વાસ્તો છે, બસ અલ્લાહ પાક વધુ જાણકાર છે. તો હવે એ પ્રશ્ન ન રહ્યો કે કુર્આનની આયત :

إِنَّ الَّذِينَ كَذَّبُوا بِآيَاتِنَا وَاسْتَكْبَرُوا عَنْهَا لَا تُفَتَّحُ لَهُمْ أَبْوَابُ السَّمَاءِ

(ભાવાર્થ : બેશક, જેઓએ અમારી આયતોને જુઠાડી અને તેના (માનવા)થી અહંકાર કર્યો તેઓના માટે ન તો આકાશના દરવાજા ઉઘાડવામાં આવશે...) (સુરએ અઅ્રાફ આ./૪૦, પા./૮) થી જાણવા મળે છે કે કાફિરોની રૂહો આસમાન પર નથી જઈ શકતી તો પછી પ્રથમ આસમાને કાફિરોની આ રૂહો ડાબી બાજુ હતી કઈ રીતે આવી ? અને નીલ અને ફુરાતને બીજી રિવાયતોમાં સાતમા આસમાન પર સિદ્રતુલ મુન્તહાની જડમાં જોવું સાબિત છે. તો આ સવાલનો જવાબ, કે આ નહેરો તો દુનિયામાં છે ત્યાં હોવાનો શું મતલબ છે ? આગળ સિદ્રતુલ મુન્તહાના વર્ણન વેળા આપવામાં આવશે. અહિંયા ફક્ત રિવાયતોમાં સામ્યતા પૈદા કરવાનું કારણ સમજી લેવામાં આવે, તે આ છે કે અસલ સ્ત્રોત તો તેનો સિદ્રતુલ મુન્તહાની જડ હોય અને પછી પાણી નીકળીને પ્રથમ આસમાને ભેગું થતું હોય, ત્યાંથી પૃથ્વી પર આવતું હોય, જેમ કે આગળ વર્ણન થશે અને આ પ્રકારની જ છણાવટથી આ પ્રશ્ન પણ દૂર કરી દેવામાં આવે કે બીજી હદીષોમાં હૌઝે કવષરનું જન્નતમાં હોવાનું સ્પષ્ટ વર્ણન છે. એટલે કે અસલ તો ત્યાં હોય અને ત્યાં તેની એક શાખા હોય, જેમ કે એક શાખા તેની કયામતના મેદાનમાં હશે.

**બારમો વાકિઅહ :** બુખારી શરીફની હદીષમાં છે કે પછી જિબ્રઈલ (અલૈ.) મને આગળ લઈને ચાલ્યા. ત્યાં સુધી કે બીજા આસમાન સુધી પહોંચ્યા અને દરવાજો ખોલાવ્યો. પૂછવામાં આવ્યું કોણ છે ? કહ્યું કે જિબ્રઈલ છું. પૂછવામાં આવ્યું કે તમારી સાથે કોણ છે ? તેમણે કહ્યું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. પૂછવામાં આવ્યું કે શું તેઓ તરફ અલ્લાહનો પયગામ મોકલવામાં આવ્યો છે ? જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે હાં. ફરિશ્તાઓએ આ સાંભળીને કહ્યું કે મરહબા તમે ઘણાં સારા કદમે આવ્યા અને દરવાજો ખોલી નાખવામાં આવ્યો. જ્યારે હું (ત્યાં) પહોંચ્યો તો હઝરત યહ્યા (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.) મવજૂદ હતા. તેઓ બન્ને પરસ્પર મામા ભાઈ છે. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ યહ્યા અને ઈસા (અલૈ.)

છે. તેમને સલામ કરો. મેં સલામ કરી તે બન્નેવએ જવાબ આપ્યો, પછી કહ્યું: કે મરહબા (ભલે પધારો) નેક ભાઈ અને નેક નબી.

**ફાયદો :** હઝરત યહ્‌યા (અલૈ.)ના વાલિદહ હઝરત મર્‌યમ (અલૈ.)ના માસી છે તો હઝરત ઈસા (અલૈ.) માસીના નવાસા છે, કેમ કે નાની માં બરાબર હોય છે. માટે ઈસા (અલ.)ની નાનીને ઈસા (અલૈ.)ની માં બરાબર ગણવામાં આવ્યાં અને જો તે વાસ્તવમાં ઈસા (અલૈ.)ના વાલિદહ હોત તો યહ્‌યા (અલૈ.) અને ઈસા (અલૈ.) મામા ભાઈ હોત. માટે અવાસ્તવિકપણે તેમને મામા ભાઈ કહી દેવામાં આવ્યા. મતલબ એ છે કે હઝરત ઈસા (અલૈ.) હઝરત યહ્‌યા (અલૈ.)ની માસીની અવલાદમાં છે. ભલે પૂત્ર નથી, પરંતુ નવાસા છે અને આ બન્નેવને ભાઈ એટલા માટે કહ્યા છે કે આ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બાપદાદાઓમાંથી નથી.

**તેરમો વાકિઅહ :** બુખારી શરીફમાં છે કે પછી મને જિબ્રઈલ (અલૈ.) ત્રીજા આસમાન તરફ લઈને ચઢયા અને દરવાજો ખોલાવ્યો. પૂછવામાં આવ્યું, કોણ છે ? કહ્યું, જિબ્રઈલ છું. પૂછવામાં આવ્યું, તમારી સાથે કોણ છે ? તેમણે કહ્યું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. પૂછવામાં આવ્યું કે શું તેઓ પાસે અલ્લાહનો પયગામ મોકલવામાં આવ્યો છે ? જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે હાં, ફરિશ્તાઓએ એ સાંભળીને કહ્યું, મરહબા તમો ઘણાં સારા કદમે આવ્યા અને દરવાજો ખોલી નાંખવામાં આવ્યો, જ્યારે હું (ત્યાં) પહોંચ્યો તો હઝરત યૂસુફ (અલૈ.) મવજૂદ હતા. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ યૂસુફ (અલૈ.) છે. તેમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે જવાબ આપ્યો પછી કહ્યું કે મરહબા નેક ભાઈ અને નેક નબીને. બીજી રિવાયતમાં છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે હું શું જોઉં છું કે યૂસુફ (અલૈ.)ને હુસ્ન (સૌંદર્ય)નો એક મોટો હિસ્સો આપવામાં આવ્યો છે. (આ રીતે મુસ્લિમ શરીફના હવાલાથી મિશ્કાતમાં છે) બયહકીની હદીષમાં અબૂ સઈદની રિવાયતથી અને તબરાનીની હદીષમાં હઝરત અબૂ હુરયૂરહ (રદિ.)ની રિવાયતથી યૂસુફ (અલૈ.) બાબતે ઈરશાદ છે કે એક એવા માણસને જોયા, જે અલ્લાહની મખલૂકમાં સૌથી વધુ ખૂબસુરત છે અને લોકોમાં ખૂબસુરતી બાબતે એવું પ્રાધાન્ય ધરાવે છે, જેમ કે ચૌદમીનો ચાંદ બાકી તારાઓ પર.

**ફાયદો :** આમાં બે સંભાવનાઓ છે, એક આ કે આમ હુકમથી જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અપવાદ હોય અને કારણ તેનું એક હદીષ છે જે ઈમામ તિરમિઝી (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે અલ્લાહ તઆલાએ કોઈ એવા નબીને મબ્ઉષ (અલ્લાહ તરફથી ખાસ કામાર્થે મોકલવામાં આવેલ) નથી કર્યા કે જે સારી અવાજવાળ ા અને ખૂબસુરત ન હોય અને તમારા નબી તે બધામાં સૌથી વધારે ખૂબસુરત અને સૌથી સારી અવાજવાળા હતા. બીજી સંભાવના એ કે આ ઉમૂમ (સામાન્યતા) પોતાના જાહેર પર બાકી છે અને આંશિક ફઝીલત (પ્રાધાન્ય) સર્વાંગી (કુલ્લી) ફઝીલત માટે રૂકાવટ નથી, અથવા એમ કહેવામાં આવે કે ખૂબસુરતીના પ્રકાર અલગ અલગ છે. એક પ્રકારમાં હઝરત યૂસુફ (અલૈ.) વધુ ખૂબસુરત હોય અને બીજા પ્રકારમાં આપણા આકાએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વધુ ખૂબસુરત હોય, અને આ બન્નેવ પ્રકારમાં એ રીતે તફાઝુલ (એક બીજા પર પ્રાધાન્ય) હોય કે યૂસુફી પ્રકાર બાહ્ય ધોરણે એકદમ સ્પષ્ટ અને જાહેર હોય જે કોઈ હદ પર પૂરો થઈ જાય અને મુહમ્મદી પ્રકાર આંતરિક તેમજ ઉંડાણની દષ્ટિએ એકદમ બારીક હોય અને જેની કોઈ હદ તું જાણી ન શકે. પહેલા પ્રકારનું ઉપનામ હુસ્ને સબાહત યોગ્ય છે અને બીજા પ્રકારનું નામ હુસ્ને મલાહત. જાણે આ શેર તેનો સાક્ષી છે. **''યઝીદુ-ક વજ્હુહૂ હુસ્ના ઈઝા મા ઝિદ્તહુ નઝ્રા''** (જયારે પણ તુ વધુમાં વધુ આપ તરફ જુએ છે તો આપનો ચેહરો તારા સૌંદર્યમાં વધારો કરે છે). અલ્લાહ તઆલા દરેક કાર્યની વાસ્તવિકતા જાણે છે અને આ તો અદબનો મકામ છે.

**ચૌદમો વાકિઅહ :** બુખારી શરીફમાં છે કે પછી જિબ્રઈલ (અલૈ.) મને આગળ લઈને ચઢયા ત્યાં સુધી કે ચોથા આસમાને પહોંચ્યા અને દરવાજો ખોલાવ્યો. પૂછવામાં આવ્યું કે કોણ છે ? કહ્યું, જિબ્રઈલ છું. પૂછવામાં આવ્યું, તમારી સાથે કોણ છે ? તેમણે કહ્યું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. પૂછવામાં આવ્યું કે શું તેઓ પાસે અલ્લાહનો પયગામ મોકલવામાં આવ્યો છે ? કહ્યું કે હાં ! ફરિશ્તાઓએ આ સાંભળીને કહ્યું કે મરહબા તમો ઘણા સારા કદમે આવ્યા અને દરવાજો ખોલાવવામાં આવ્યો, જયારે હું ત્યાં પહોંચ્યો તો હઝરત ઈદ્રીસ (અલૈ.) મવજૂદ હતા. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું

કે આ ઈદ્રીસ (અલૈ.) છે. એમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે જવાબ આપ્યો, પછી કહ્યું કે મરહબા નેક ભાઈ અને નેક નબીને.

**ફાયદો :** ઈદ્રીસ (અલૈ.) આપના બાપદાદાઓમાંથી હોવા છતાં તેમને ભાઈ કહેવા નબવી બિરાદરીના કારણે છે અને બેટા કહેવા પર ભાઈ કહેવાને પ્રાધાન્ય આપ્યું તે અદબના કારણે છે. બરાબરીના બેટાને અથવા પોતાનાથી ઊંચા દરજ્જાના બેટાને ભાઈ કહીને પણ સંબોધવામાં આવે છે. ઈબ્નુલ મુનીર કહે છે, એક શાઝ તરીકા (એકાંકી તરીકા)થી મરહબા બિલ ઈબ્નિસ્સાલિહ પણ આવ્યું છે અને અમુક હઝરાતે ફરમાવ્યું કે આ ઈદ્રીસ હઝરત ઈલ્યાસ (અલૈ.)નું ઉપનામ (લકબ) છે અને મુલાકાત પણ તેઓની જ થઈ છે અને તેઓ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બાપદાદાઓમાંથી નથી. અલ્લાહ પાક વધુ જાણકાર છે.

**પંદરમો વાકિઅહ :** બુખારી શરીફમાં છે કે પછી મને જિબ્રઈલ (અલ.) આગળ લઈને ચઢયા. ત્યાં સુધી કે પાંચમાં આસમાને પહોંચ્યા અને દરવાજો ખોલાવ્યો. પૂછવામાં આવ્યું કોણ છે ? કહ્યું કે જિબ્રઈલ છું. પૂછવામાં આવ્યું કે તમારી સાથે કોણ છે ? કહ્યું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. પૂછવામાં આવ્યું કે શું તેઓ પાસે અલ્લાહનો પયગામ મોકલવામાં આવ્યો છે ? કહ્યું કે હાં, ત્યાંથી કહેવામાં આવ્યું કે મરહબા તમો ઘણા સારા કદમે આવ્યા, જ્યારે હું ત્યાં પહોંચ્યો તો હારૂન (અલૈ.) મવજૂદ હતા. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ હારૂન (અલૈ.) છે. તેમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે જવાબ આપ્યો, પછી કહ્યું કે મરહબા નેક ભાઈ અને નેક નબીને.

**સોળમો વાકિઅહ :** પછી મને જિબ્રઈલ (અલૈ.) આગળ લઈને ચઢયા. ત્યાં સુધી કે છઠ્ઠા આસમાને પહોંચ્યા અને દરવાજો ખોલાવ્યો. પૂછવામાં આવ્યું કે કોણ છે ? કહ્યું કે જિબ્રઈલ છું. પૂછવામાં આવ્યું કે તમારી સાથે કોણ છે ? કહ્યું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. પૂછવામાં આવ્યું કે શું તેઓ પાસે અલ્લાહનો પયગામ મોકલવામાં આવ્યો છે ? કહ્યું કે હાં. કહેવામાં આવ્યું કે મરહબા તમે ઘણા સારા કદમે આવ્યા, જ્યારે હું ત્યાં પહોંચ્યો તો મૂસા (અલૈ.) મવજૂદ હતા. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ

મૂસા (અલૈ.) છે. તેમને સલામ કરો. મેં સલામ કરી. તેઓએ જવાબ આપ્યો, પછી કહ્યું કે મરહબા નેક ભાઈ અને નેક નબીને. પછી જ્યારે હું આગળ વધ્યો તો તેઓ રડયા. તેમને પૂછવામાં આવ્યું કે રડવાનું શું કારણ છે ? તેમણે કહ્યું કે હું એટલા માટે રડુ છું કે એક નવજુવાન પયગમ્બર મારા પછી મબ્ઉષ થયા, જેમની ઉમ્મતનાં જન્નતમાં દાખલ થનારા લોકો મારી ઉમ્મતના જન્નતમાં દાખલ થવાવાળા લોકો કરતાં વધુ હશે. (તો મને પોતાની ઉમ્મત ઉપર અફસોસ છે કે તેમણે એ રીતે મારુ અનુકરણ ન કર્યું જે રીતે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મત આપનું અનુકરણ (પેરવી) કરશે અને એટલા માટે મારી ઉમ્મતના આવા લોકો જન્નતથી મહ્રૂમ રહ્યા, તો તેઓના હાલ પર રડુ છું).

**ફાયદો :** હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને નવજુવાન કહેવું એ રીતે છે કે આપનું અનુકરણ કરનારા (પેરવી કરનારા) થોડીક જ મુદતમાં કે તે સમયે આપ વૃધ્ધાવસ્થાએ નહીં પહોંચ્યા હોય, એટલી હદે વધી જશે કે બીજા નબીઓનાં અનુકરણીઓ નબીના વૃધ્ધાવસ્થામાં પહોંચ્યા પછી પણ આટલી મોટી સંખ્યામાં નથી થયાં, સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વય મુબારક ત્રેસઠ (૬૩) વર્ષની થઈ અને મૂસા (અલૈ.)ની ઉંમર દોઢ સો (૧૫૦) વર્ષની થઈ. (કસસુલ અમ્બિયા)

**સત્તરમો વાકિઅહ :** બુખારી શરીફમાં છે કે પછી મને જિબ્રઈલ (અલૈ.) આગળ લઈ જઈને સાતમા આસમાન તરફ ચઢયા અને દરવાજો ખોલાવ્યો. પૂછવામાં આવ્યું કે કોણ છે ? કહ્યું, જિબ્રઈલ છું. પૂછવામાં આવ્યું કે તમારી સાથે કોણ છે ? કહેવામાં આવ્યું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. પૂછવામાં આવ્યું કે શું તેઓ પાસે અલ્લાહનો પયગામ મોકલવામાં આવ્યો છે ? કહ્યું કે હાં. કહેવામાં આવ્યું કે મરહબા તમો ઘણા સારા કદમે આવ્યા, જ્યારે હું ત્યાં પહોંચ્યો તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.) મવજૂદ હતા: જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ તમારા જદ્દે અમજદ (પિતામહ) છે. તેમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે જવાબ આપ્યો અને ફરમાવ્યું કે મરહબા નેક સુપૂત્ર અને નેક નબીને. બીજી એક રિવાયતમાં છે કે ઈબ્રાહીમ (અલૈ.) પોતાની કમર બયતુલ મા'મૂર સાથે ટેકવીને બેઠા

હતા અને બયતુલ મા'મૂરમાં દરરોજ સિત્તેર હજાર ફરિશ્તા પ્રવેશ કરે છે, જેમનો વારો ફરી નથી આવતો (એટલે કે આગલા દિવસે બીજા સિત્તેર હજાર ફરિશ્તા પ્રવેશે છે). (મિશ્કાત, મુસ્લિમ શરીફના હવાલાથી) દલાઈલે બયહકીમાં હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે જ્યારે મને સાતમા આસમાને ચઢાવવામાં આવ્યો તો ઈબ્રાહીમ (અલૈ.) મવજૂદ હતા. ઘણાં ખૂબસુરત હતા અને તેમની સાથે તેમની કોમના બે પ્રકારના અમુક લોકો પણ હતા (અને મારી ઉમ્મત પણ મવજૂદ હતી) એક તે જેમના બદન ઉપર સફેદ કપડાં છે અને એક તે જેમના બદન ઉપર મેલા કપડાં છે. હું બયતુલ મા'મૂરમાં દાખલ થયો અને સફેદ કપડાંવાળા પણ મારી સાથે દાખલ થયા, જયારે બીજા લોકોને રોકી લેવામાં આવ્યા. અંતે મેં અને મારી સાથેવાળા લોકોએ ત્યાં નમાઝ પઢી.

**ફાયદો :** અમુક રિવાયતોમાં અમ્બિયા (અલૈ.)ના રોકાણોનો ક્રમ બીજી રીતે પણ આવ્યો છે, પરંતુ વધુ સહીહ તે છે, જેનું વર્ણન થયું. અલ્લાહ પાક વધુ જાણકાર છે અને સિદ્રતુલ મુન્તહાના વર્ણન પછી બયતુલ મા'મૂર બાબતે બીજી વાતો પણ આવશે.

**અઢારમો વાકિઅહ :** બુખારી શરીફમાં છે કે પછી મને સિદ્રતુલ મુન્તહા તરફ ઉઠાવ્યો તો તેના બોર એટલા મોટા મોટા હતા જેમ કે હિજ્ર મકામનાં માટલા, અને તેના પાંદડા એવા હતા જેમ કે હાથીનાં કાન. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ સિદ્રતુલ મુન્તહા છે અને ત્યાં ચાર નહેરો છે. બે અંદર જઈ રહી છે અને બે બહાર આવી રહી છે. મેં પૂછ્યું કે હે જિબ્રઈલ (અલૈ.) આ શું છે ? તેમણે કહ્યું કે આ જે અંદર જાય છે તે જન્નતમાં બે નહેરો છે, અને જે બહાર જઈ રહી છે તે નીલ અને ફુરાત છે. પછી મારી પાસે એક વાસણ શરાબનું અને બીજુ દૂધનું અને ત્રીજુ શહદ (મધ)નું લાવવામાં આવ્યું. મેં દૂધને પસંદ કર્યું. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ ફિતરત (એટલે કે દીન) છે, જેના ઉપર આપ અને આપની ઉમ્મત કાયમ રહેશે. બુખારી શરીફની એક રિવાયતમાં છે કે સિદ્રતુલ મુન્તહાની એક જડમાં આ ચારેવ નહેરો છે. મુસ્લિમ શરીફમાં આ રીતે છે કે તેની જડમાંથી આ ચારેવ નહેરો નીકળે છે. ઈબ્ને અબૂ હાતિમે હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી

છે કે ઈબ્રાહીમ (અલૈ.)ને જોયા, પછી મને સાતમા આસમાનમાં એકદમ ઉપરના ભાગમાં લઈ ગયા. ત્યાં સુધી કે આપ એક નહેર પાસે પહોંચ્યા, જેના પર યાકૂત, મોતી અને ઝબર્જદનાં પ્યાલાં મૂકેલા હતાં અને તેના ઉપર લીલા રંગના લતીફ (બારીક) પક્ષીઓ પણ હતા. જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ કવ્‌ષર છે, જે આપનાં પરવરદિગારે આપને અર્પણ ફરમાવી છે. તેના અંદર સોના–ચાંદીના વાસણો પડેલા છે અને તે યાકૂત અને ઝુમુર્રૂદ (લીલારંગનો કિંમતી પત્થર)ની કાંકરીઓ પર વહે છે. તેનું પાણી દૂધથી વધુ સફેદ છે. મેં એક વાસણ લઈ તેમાંથી થોડુંક પીધું તો તે શહદ (મધ)થી વધારે મીઠું અને મુશ્કથી વધારે સુગંધીદાર હતું. બયહકીની હદીષમાં હઝરત અબૂ સઈદ (રદિ.)ની રિવાયત છે કે ત્યાં એક ઝરણું હતું, તેનું નામ સલ્‌સબીલ હતું અને તેમાંથી બે નહેરો નીકળતી હતી. એક કવ્‌ષર અને બીજી નહેર રહમત. મુસ્લિમ શરીફની એક રિવાયતમાં છે કે મને સિદ્‌રતુલ મુન્તહા સુધી પહોંચાડયો અને તે છઠ્ઠા આસમાને છે, ઝમીન પરથી જે અમલો ઉપર ચઢે છે તે ત્યાં સુધી પહોંચે છે અને ત્યાંથી ઉપર ઉઠાવી લેવામાં આવે છે. જે હુકમો ઉપરથી આવે છે તે (પ્રથમ) તેના પર જ ઉતરે છે અને ત્યાંથી નીચે આલમે દુનિયા (સૃષ્ટિ જગત) પર લાવવામાં આવે છે. (એટલા જ માટે તેનું નામ સિદ્‌રતુલ મુન્તહા છે.) બુખારી શરીફમાં છે કે સિદ્‌રતુલ મુન્તહા પર એવા રંગો છવાઈ ગયા છે કે જણાતું નથી કે તે શું હતી ? મુસ્લિમ શરીફમાં છે કે તે સોનાનાં પતંગિયા હતા. એક હદીષમાં છે કે સોનાની ટિડ્ડીયો હતી. બીજી એક હદીષમાં છે કે તેના પર ફરિશ્તા છવાઈ ગયા. મુસ્લિમ શરીફની એક રિવાયતમાં છે કે જ્યારે અલ્લાહના હુકમથી એક અનોખી વસ્તુ તેના પર છવાઈ ગઈ તો તેની સૂરત બદલાઈ ગઈ અને મખ્લૂકમાંથી કોઈ વ્યક્તિ તેના ગુણ બયાન નથી કરી શકતી. એક રિવાયતમાં સિદ્‌રતુલ મુન્તહાને જોવું અને વાસણો પ્રસ્તુત કરવા વચ્ચે આમ પણ છે કે પછી મારા સમક્ષ બયતુલ મા'મૂર ઉંચુ કરવામાં આવ્યું. (મુસ્લિમ શરીફ) એક રિવાયતમાં સિદ્‌રતુલ મુન્તહા જોયા પછી આમ છે કે પછી હું જન્નતમાં દાખલ કરવામાં આવ્યો તો તેમાં મોતીયોનાં ગુંબદ છે અને તેની માટી મુશ્ક છે. (મિશ્કાત શરીફ શૈખેનના હવાલાથી)

**ફાયદો :** જાહેરમાં હદીષોથી સિદ્રતુલ મુન્તહાનું સાતમા આસમાને હોવું જણાય છે, જયારે કે છટ્ઠામાં હોવાનો અર્થ આ હોય શકે કે શક્ય છે કે તેની જડ છટ્ઠા આસમાને હોય અને તેનાથી એમ જરૂરી નથી બનતું કે આ ચારેવ નહેરો છટ્ઠા આસમાનમાં છે, જેમ કે રિવાયતોમાં છે કે આ નહેરો તેની જડમાંથી નીકળે છે. અસલ એમ છે કે જ્યારે છટ્ઠા આસમાનેથી પસાર થઈ સાતમા આસમાને પ્રવેશ કરતાં આગળ વધ્યો તો આ પ્રવેશ કરવાની જગા તેના માટે જડ સમાન છે, જે સાતમા આસમાનમાં છે. તો આ નહેરો આ બીજી જડમાંથી નીકળી અને તે જે અંદર વહેતી હતી તે કવષર અને નહરે રહમત લાગે છે કે તે બન્નેવ સલ્સબીલની શાખો છે. શક્ય છે કે આ સલ્સબીલ અને તેની તે જગા જ્યાંથી કવષર અને નહરે રહમત ફૂટી છે એ બધી સિદ્રહની બીજી જડમાં હોય. ઈબ્ને અબૂ હાતિમની ઉપરોક્ત રિવાયતથી જાહેરમાં કવષરનું જન્નતથી બહાર હોવાનું જણાય છે, તો સંભવતઃ બહાર તે ભાગ છે, જે સિદ્રહની જડમાં છે. બાકી વધારે ભાગ તો તેનો જન્નતમાં છે. જેમ કે બીજી હદીષોમાં તેનું જન્નતનાં અંદર હોવાનો ઉલ્લેખ છે. અને નીલ અને ફુરાતનું આસમાન પર હોવું એ રીતે શક્ય છે કે દુન્યામાં જે નીલ અને ફુરાત છે સ્પષ્ટ છે કે વરસાદનું પાણી ચુસાઈને પથ્થરથી વહે છે અને વરસાદ આસમાનથી વરસે છે તો વરસાદનો જે ભાગ નીલ અને ફુરાતનો પદાર્થ છે શક્ય છે કે તે ભાગ આસમાનમાંથી આવતો હોય. તો આ રીતે નીલ અને ફુરાતની અસલ આસમાન પર થઈ અને સિદ્રતુલ મુન્તહાનાં રંગો સંદર્ભે પતંગિયા અને ટિડ્ડીઓ કહેવું સામ્યતા બતલાવવા માટે છે, નહિ તો તે ફરિશ્તા હતા. અને આમ કહેવું કે "ખબર નહિ તે કોણ હતા ?" તેનો મતલબ છે કે પહેલાં જાણ ન થઈ હોય અથવા આમ કહેવું કે "ખબર નહિ તે કોણ હતા ?" આશ્ચર્યરૂપે હોય, તેના સૌંદર્યને દર્શાવવાનો તરીકો ખબર નથી કે તેને કઈ રીતે બયાન કરવામાં આવે, મુસ્લિમ શરીફની રિવાયત કે જે બયતુલ મા'મૂર સંબંધે છે તેનાથી જાહેરમાં એમ જણાય છે કે તે સિદ્રતુલ મુન્તહાની પણ ઉપર છે, જેમ કે આ શબ્દથી જણાય છે કે ઉઠાવવામાં આવ્યો જે **"ષુમ્મ રૂફિ-અ ઈલલ્ બય્તિલ્ મઅ્મૂર"**નો તર્જૂમો છે અને આ ઉઠાવવુ સિદ્રતુલ મુન્તહાને જોયા પછીથી છે, જેમ કે (ષુમ્મ) શબ્દથી ખબર પડે છે અને સ્વયં સિદ્રતુલ મુન્તહાનું મકામે ઈબ્રાહીમ (અલૈ.)થી પણ વધુ ઉપર હોવાનું જણાય

છે. જે આ શબ્દો કે "પછી મને સિદ્‌રતુલ મુન્તહા તરફ ઉઠાવવામાં આવ્યો"નો અર્થ છે જે **"ષુમ્મ રૂફિઅ્તુ ઈલા સિદ્‌રતિલ્ મુન્તહા"**નો તર્જુમો છે. અને આ ઈબ્રાહીમ (અલૈ.)ની મુલાકાત પછીનો મુઆમલો છે. જેમ કે "ષુમ્મ" શબ્દથી ખબર પડે છે. પછી આનો શું મતલબ કે ઈબ્રાહીમ (અલૈ.) પોતાની કમ્મર બયતુલ મા'મૂર સાથે ટેકવીને બેઠેલા હતા ? જેમ કે સત્તરમા વાકિઅહમાં છે, તો તેનો સીધો અર્થ એ છે કે બુનિયાદ તેની સાતમા આસમાને હોય અને ઈબ્રાહીમ (અલૈ.)એ દિવાળનાં એકદમ નીચેના ભાગે કમર લગાવી હોય, પરંતુ ઉંચાઈ તેની એકદમ ઉચ્ચતમ્ હોય કે સિદ્‌રતુલ મુન્તહાથી જે સાતમા આસમાનથી ઉંચુ છે તેનાથી વધુ ઉંચી હોય, અને સત્તરમા વાકિઅહમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ઈબ્રાહીમ (અલૈ.)ની નઝદીકવાળાઓ સાથે નમાઝ પઢવાનો ઉલ્લેખ છે, તેમાં પણ કોઈ બાધ નથી. કેમ કે નમાઝ નીચેના ભાગમાં હશે, જેમ કે વધુ પડતી મસ્જિદોમાં આમ જ હોય છે, તબરીએ હઝરત કતાદહથી રિવાયત બયાન કરી છે કે અમારી સામે વર્ણન કરવામાં આવ્યું કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે બયતુલ મા'મૂર આસમાનમાં ખાન–એ–કા'બાની સીધમાં એક મસ્જિદ છે, એ રીતે કે જો માની લેવામાં આવે કે તે પડે તો એકદમ કા'બાના ઉપર પડે. તેમાં સિત્તેર હજાર ફરિશ્તા દરરોજ પ્રવેશ કરે છે અને જ્યારે તેઓ બહાર આવી જાય છે તો તેઓની વારી બીજી વખત આવતી નથી અને આ જન્નતમાં પ્રવેશ કરવું જેનો ઉલ્લેખ ઉપર થયો છે શક્ય છે કે બયતુલ મા'મૂર જોયા પહેલાં હોય અને એ પણ શક્ય છે કે ત્યાર બાદ હોય, પરંતુ કુર્આન મજીદથી એટલું જાણવા મળે છે કે જન્નત સિદ્‌રતુલ મુન્તહાની નઝદીક છે અને એમાં બન્નેવ સંભાવના છે કે જન્નતની ઉંચાઈ બયતુલ મા'મૂરથી પણ વધુ હોય અથવા ન હોય. એક રિવાયતથી જણાય છે કે જાણે જન્નત સિદ્‌રતુલ મુન્તહાની નઝદીક છે, પરંતુ તેનાથી ઉંચી પણ છે, જેમ કે બયહકીમાં અબૂ સઈદ ખુદરી (રદિ.)ના હવાલાથી સિદ્‌રતુલ મુન્તહાના સફર પછી આ રિવાયત છે કે **"ષુમ્મ રૂફિઅ્તુ ઈલલ્ જન્નતિ"** એટલે કે પછી મને જન્નત તરફ બુલંદ કરવામાં આવ્યો, અલ્લાહ પાક વધુ જાણકાર છે. બયહકીની ઉપરોક્ત હદીષમાં આ પણ છે કે જન્નતની સેર કર્યા પછી દોઝખ મારી રૂબરૂ કરવામાં આવી. તેમાં અલ્લાહનો ગુસ્સો,

અઝાબ અને બદલો હતો. જો તેમાં પથ્થર અથવા લોખંડ પણ નાખી દેવામાં આવે તો તેને પણ ખાઈ જાય, પછી તે બંધ કરી દેવામાં આવી. આ શબ્દોથી જણાય છે કે દોઝખ પોતાની જગા પર રહી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની જગાએ રહ્યા, વચ્ચેથી હિજાબ (પરદો) હટાવીને આપને બતાવવામાં આવ્યું.

**ઓગણીસમો વાકિઅહ :** બુખારી શરીફમાં બયતુલ મા'મૂરના ઉલ્લેખ પછી અને દૂધ વગેરેના વાસણો અર્પિત કર્યા પછી એક રિવાયત છે કે પછી મારા ઉપર દરરોજની પચાસ નમાઝો ફર્ઝ કરવામાં આવી. એક રિવાયતમાં ઇબ્રાહીમ (અલૈ.) સાથે મુલાકાત બાદ છે કે પછી મને ઉપર ઉઠાવવામાં આવ્યો. ત્યાં સુધી કે હું એક સમતલ મેદાનમાં પહોંચી ગયો, જ્યાં મેં કલમોની અવાજ (જે લખતી વેળા ઉત્પન્ન થાય છે) સાંભળી. પછી અલ્લાહ તઆલાએ મારા ઉપર પચાસ નમાઝો ફર્ઝ કરી. (મિશ્કાત શરીફ શૈખેનના હવાલાથી)

**ફાયદો :** પ્રથમ રિવાયતથી નમાઝની ફર્ઝિયત બયતુલ મા'મૂરની સેરથી થોડાક સમય પછી થવી, જેમ કે "પછી"ના શબ્દોનો તકાદો છે, જે અર્થ છે "ષુમ્મ"નો અને બીજી રિવાયતમાં નમાઝની ફર્ઝિયત તે મેદાનમાં પહોંચતાની સાથે સાબિત થાય છે, જે કોઈ પણ જાતની મોહલત વિના જેમ કે "પછી"ના શબ્દનો તકાદો છે, જે અરબી ભાષાના "ફા"નો તર્જુમો છે, જેના લઈ બન્નેવમાં ચિંતન-મનન કરવાથી આ તરતીબ સમજમાં આવે છે કે બયતુલ મા'મૂર પેશ કર્યા પછી તે મેદાનમાં પહોંચવાનું થયું અને તે મેદાનમાં પહોંચ્યા પછી નમાઝો ફર્ઝ થઈ ગઈ, અલ્લાહ પાક વધુ જાણકાર છે. અનુમાનથી કલમોના અવાજનું સ્થળ સિદ્રહ અને બયતુલ મા'મૂરથી ઉંચે હોવાનું જણાય છે અને તે (અનુમાન) એ રીતે કે તે કલમો તકદીર (ભાગ્ય-નસીબ)ની છે. જે દરરોજનાં આંશિક પ્રાકૃતિક હુકમોને લૌહે મહફૂઝમાંથી નકલ કરે છે અને સિદ્રહ બાબતના વાકિઅહ નંબર અઢારમાં આવ્યું છે કે ઉપરથી જે હુકમો ઉતરે છે તે પ્રથમ ત્યાં આવે છે તો આ પ્રમાણે સિદ્રહ તેના નીચે થયું. એ જ રીતે બયતુલ મા'મૂરની અસલ સાતમા આસમાને છે અને ત્યાં ફરિશ્તા ઈબાદતમાં મગ્ન છે અને સમાવાત (આસમાનો) આ હુકમે આમમાં દાખલ છે. આયત : يَتَنَزَّلُ الْأَمْرُ بَيْنَهُنَّ (**ભાવાર્થ:** તે દરેકના અંદર ખુદાઈ હુકમ ઉતર્યા કરે છે.) (સુરએ તહ્‌રીમ આ./૧૨, પા./૨૮) તો બયતુલ

મા'મૂર પણ તેના નીચે છે.

**વીસમો વાકિઅહ :** બઝ્ઝારે હઝરત અલી (રદિ.)થી મેઅ્રાજ વિશે એક હદીષ વર્ણન કરી છે અને તેમાં જિબ્રઈલ (અલૈ.)ના બુરાક પર ચાલવાનો ઉલ્લેખ કર્યો છે. ત્યાં સુધી કે હિજાબ સુધી પહોંચવાનો પણ અને આ પણ કહ્યું કે એક ફરિશ્તો હિજાબના અંદરથી નીકળ્યો તો જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે તે ઝાતની કસમ જેણે આપને દીને હક લઈને મોકલ્યા છે, જ્યારથી હું પેદા થયો છું આ ફરિશ્તાને મેં નથી જોયો જ્યારે કે મખ્લૂકાતમાં દરજ્જાની દષ્ટિએ હું સૌથી વધુ મુકર્રબ (નજદીક) છું. બીજી હદીષમાં છે કે જિબ્રઈલ (અલૈ.)એ મારી સાથેથી જુદાઇ ઇખ્તિયાર કરી અને દરેક પ્રકારની અવાજો મારાથી બંધ થઇ ગઇ. (આ રીતે મુસ્લિમ શરીફની શરહુન્નવવીમાં છે). અબુલ હસન ઈબ્ને ગાલિબે અબુર્રબીઅ્ બિન સબઅ્ તરફ શિફાઉસ્સુદૂરમાં ઈબ્ને અબ્બાસ (રદિ.)ની હદીષથી મન્સૂબ કર્યું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે મારી પાસે જિબ્રઈલ (અલૈ.) આવ્યા અને મારા પરવરદિગાર પાસે જવા માટે મારા સફરના સાથી રહ્યા. એટલે સુધી કે એક જગાએ પહોંચ્યા પછી થોભી ગયા. મેં કહ્યું કે હે જિબ્રઈલ ! શું આવી જગાએ કોઈ દોસ્ત પોતાના દોસ્તને છોડે છે ? તેમણે કહ્યું કે જો હું આ મકામ (સ્થળ)થી આગળ વધુ તો નૂરથી સળગી જાઉં. શૈખ સઅદી (રહ.)એ આનો જ તર્જુમો કર્યો છે. (કા'બાના સરદાર (સ.અ.વ.) એ તેમને કહ્યું : હે અલ્લાહનો પય્ગામ ઉઠાવીને લાવનાર, આગળ વધો, જયારે કે મિત્રતામાં મને મુખ્લિસ (નિઃસ્વાર્થ) જોયો છે, તો પછી મારા સાથથી લગામ શું કામ પાછી ખેંચો છો. જિબ્રઈલ (અલૈ.)એ અર્જ કરી કે આગળ વધવાની મારામાં તાકાત નથી, હું આજિઝ છું, હવે મારા પરોમાં તાકાત નથી રહી. જો હું એક વાળ બરાબર પણ આગળ ઉડું, તો તજલ્લા (અલ્લાહના જલાલ)ની રોશની મારા પરો સળગાવી દેશે.) ઉપરોક્ત હદીષમાં આમ પણ છે કે પછી મને નૂરમાં મિલાવી દેવામાં આવ્યો અને સિત્તેર હઝાર હિજાબ (પડદા) પસાર કરાવવામાં આવ્યા, જેમાંનો એક હિજાબ બીજા હિજાબ જેવો ન હતો અને મારાથી દરેક ઈન્સાન અને ફરિશ્તાની અવાજ આવવી બંધ થઈ ગઈ. તે સમયે હું ભયભીત થઈ ગયો તો એક અવાજ દેવાવાળાએ અબૂબક્ર

(રદિ.)ના સ્વરમાં અવાજ આવ્યો કે ઉભા રહેજો કે તમારો પરવરદિગાર સલાતમાં વ્યસ્ત છે. તેમાં આ પણ છે કે મને આ બે વાતોથી આશ્ચર્ય થયું, એક તો આ કે શું અબૂબક્ર મારાથી આગળ વધી ગયા ? અને બીજું એ કે મારો પરવરદિગાર નમાઝથી બેનિયાઝ છે. ઈરશાદ થયો કે હે મુહમ્મદ આ આયત પઢો :

هُوَ الَّذِىْ يُصَلِّىْ عَلَيْكُمْ وَ مَلٰٓئِكَتُهٗ لِيُخْرِجَكُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۗ وَكَانَ بِالْمُؤْمِنِيْنَ رَحِيْمًا ۝

(ભાવાર્થ : તે એવો (દયાળુ) છે કે તે (પોતે) તથા તેના ફરિશ્તા તમારા ઉપર રહમત મોકલે છે, કે જેથી તમને (ગુમરાહીના) અંધકારમાંથી (હિદાયતના) પ્રકાશ તરફ કાઢી લાવે અને અલ્લાહ ઈમાનવાળાઓ પર મહા દયાળુ છે.) (સુરએ અહઝાબ આ./૪૩, પા./૨૨) તો મારી સલાતનો મતલબ રહમત છે, આપ માટે અને આપની ઉમ્મત માટે. અને અબૂબક્રની અવાજનો કિસ્સો આ છે કે અમોએ એક ફરિશ્તો અબૂબક્ર જેવી સૂરતનો પેદા કર્યો, જે આપને તેમનાં સ્વરમાં બોલાવે, જેથી આપનો ભય દૂર થઈ જાય અને આપને એવો ડર ન લાગે જે આપને મકસદ સમજવામાં આડ બને. શિફાઉસ્સુદૂરની એક રિવાયતમાં છે કે હિજાબો (પરદા) પસાર કર્યા બાદ એક રફ્ રફ એટલે કે લીલા રંગનું સિંહાસન મારા માટે ઉતારવામાં આવ્યું અને મને તેના પર બેસાડવામાં આવ્યો. પછી મને ઉપર ઉઠાવવામાં આવ્યો. ત્યાં સુધી કે હું અર્શ સુધી પહોંચી ગયો તો મેં એટલી ભવ્ય વસ્તુ જોઈ કે ઝબાન તેનું વર્ણન નથી કરી શકતી. મવાહિબમાં ઈબ્ને ગાલિબનાં હવાલાથી આ રિવાયતો શિફાઉસ્સુદુરથી નકલ કરીને કહ્યું કે આ બાબતે જવાબદારી તેમના ઉપર છે.

**ફાયદો :** બઝ્ઝારની રિવાયતથી જાહેરમાં એમ જણાય છે કે આસમાનો પર ચઢવાનું પણ બુરાક પર જ થયું છે, અલ્લાહ તઆલા વધુ જાણકાર છે. અલ્લાહની રહમત મુતવજ્જેહ થવા માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને રોકાવાનો જે હુકમ થયો તેનો એ મતલબ નથી કે આપનું આગળ વધવું નઊઝુબિલ્લાહ અલ્લાહનાં કાર્યમાં રૂકાવટ બનશે, રહમતનાં મુતવજ્જેહ હોવાના લઈ જે રીતે મખ્લૂક માટે એક કાર્ય બીજા કાર્ય માટે રૂકાવટ બની જાય છે. બલકે મતલબ એ છે કે અલ્લાહ તઆલા આ સમયે ખાસ રહમત ફરમાવી રહ્યા છે. આપ સફર બંધ રાખો અને તેમાં પરોવાઈ જાઓ, કેમ કે સફરનું કાર્ય સંપૂર્ણ એકાગ્રતાથી રહમત પ્રાપ્ત કરવામાં રૂકાવટ બનશે. અલ્લાહ પાક વધુ જાણકાર છે.

**એકવીસમો વાકિઅહ : અલ્લાહ તઆલાનો દીદાર અને વાતચીત:**

ઈમામ તિરમિઝીએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત બયાન કરી છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના પરવરદિગારને જોયા. અબ્દુર્રઝ્ઝાકે મઅ્મરના વાસ્તાથી હસનથી રિવાયત બયાન કરી છે કે તેમણે કસમ ખાધી કે મુહમ્મંદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાનાં પરવરદિગારને જોયા. ઈબ્ને ખુઝૈમહએ ઉર્વહ ઈબ્ને ઝુબૈરથી આ દીદારને સાબિત કર્યો. ઈબ્ને અબ્બાસના બધા અસ્હાબ તેનો સ્વીકાર કરે છે. કઅબે અહબાર, ઝુહરી અને મઅ્મર બધા તેનું સંપૂર્ણ યકીન કરે છે. ઈમામ નસાઈ (રહ.)એ સહીહ સનદ વડે ઈક્રમહના તરીકથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત બયાન કરી છે અને હાકિમે તેની શુધ્ધિ કરી છે. તેમણે ફરમાવ્યું કે શું તમો આશ્ચર્યમાં છો કે ખુલ્લત (નિખાલસ મિત્રતા) હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે હોય, કલામ (અલ્લાહ સાથે વાતચીત) હઝરત મૂસા (અલૈ.) માટે હોય અને દીદાર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે હોય! તબરાનીએ અવ્સતમાં ભરોસાપાત્ર સનદો વડે હઝરત ઈબ્ને અબ્બાસના હવાલાથી વર્ણન કર્યું છે કે તે કહેતા હતા કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના પરવરદિગારને બે વાર જોયા છે. એક વાર આંખથી અને એક વાર દિલથી. ખલ્લાલે કિતાબુસ્સુન્નહમાં મરૂઝીના હવાલાથી નકલ કર્યું છે કે મેં ઈમામ અહમદ (રહ.)ને કહ્યું કે લોકો કહે છે કે હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે જે માણસ ગુમાન કરે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના પરવરદિગારને જોયા તો તેણે અલ્લાહ તઆલા ઉપર મોટો આરોપ મૂક્યો. તો કઈ દલીલ વડે હઝરત આયશા (રદિ.)નો જવાબ આપવામાં આવે ? તેમણે કહ્યું કે સ્વજાતે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાનથી કે **"રઅયતુ રબ્બી"** એટલે કે "મેં પોતાના પરવરદિગારને જોયા છે" (તો ઈમામ અહમદ રહ.ની રિવાયતથી આ હદીષે મરફૂઅ પણ સાબિત થઈ ગઈ) અને વાતચીત કરવાનો ઉલ્લેખ સિહાહમાં આ કાર્યો બાબતે છે કે પાંચ નમાઝો ફર્ઝ કરવામાં આવી. સૂરએ બકરહની અંતિમ આયતો આપવામાં આવી, જે વ્યક્તિ આપની ઉમ્મતમાંથી અલ્લાહ તઆલા સાથે કોઈને ભાગીદાર ન બનાવે તેના ગુનાહ માફ કરવામાં આવ્યા. (મુસ્લિમ શરીફ) આ વાયદો પણ થયો કે જો કોઈ

વ્યક્તિ નેકીનો ઈરાદો કરે અને તે ન કરી શકે તો એક નેકી લખવામાં આવશે અને જો તેણે તે નેકી કરી લીધી તો (ઓછામાં ઓછા) દસ ઘણા ભાગ કરીને લખવામાં આવશે. જે વ્યક્તિ બુરાઈનો ઈરાદો કરે પછી તેને ન કરે તો તે બિલકુલ લખવામાં નહિ આવે અને જો તેણે તે બુરાઈ કરી લીધી તો એક જ બુરાઈ લખવામાં આવશે. (મુસ્લિમ શરીફ)

બયૂહકીએ અબૂ સઈદ ખુદરી (રદિ.)ના હવાલાથી એક લાંબી હદીષ બયાન કરી છે, તેનો સંક્ષિપ્ત સાર આ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અલ્લાહ તઆલા સમક્ષ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ખુલ્લત (નિખાલસ મિત્રતા) મુલ્કે અઝીમ, મૂસા (અલૈ.) સાથે વાતચીત, દાવૂદ (અલૈ.)ની વિરાટ હુકૂમત, લોખંડનું નરમ થવું, પહાડોનું કાબૂમાં આવવું, સુલયમાન (અલૈ.)ની વિરાટ હુકૂમત, ઈન્સાનો–જિન્નાતો, શયતાનો અને હવાનું કાબૂમાં હોવું, અજોડ મુલ્ક આપવું, ઈસા (અલૈ.)ને ઈન્જિલ, તવરાત આપવી, જન્મઝાત આંધળાને તેમજ કોઢીને સારો કરી દેવો, મરેલાને જીવતા કરવાનો મુઅ્જિઝો આપવો, તેમનું અને તેમની વાલિદહને શયતાનથી પનાહ આપવાનો ઉલ્લેખ કર્યો તો અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે મેં તમોને હબીબ (પ્રેમી મિત્ર) બનાવ્યા, બધા લોકો તરફ મોકલ્યા અને શરહે સદ્ર (નુબુવ્વત તેમજ રિસાલતના ફર્ઝો બરદાશ્ત કરવા માટે બુલંદ હોસ્લો) વઝએ વિઝર (બોજ હલકો કરવો) તેમજ રફએ ઝિક્ર (મરતબો બલંદ કરવો)નું ઈનામ આપ્યું, બસ, જ્યારે મારો ઝિક્ર થાય છે ત્યારે તમારો પણ થાય છે. તમારી ઉમ્મતને સર્વશ્રેષ્ઠ ઉમ્મત તેમજ આદિલહ ઉમ્મત (સમતુલિત સમુદાય) બનાવી. પ્રથમ પણ અને અંતિમ પણ બનાવી તેમનો કોઈ ખુત્બો સહીહ નથી, જ્યાં સુધી કે તેઓ આપના બારામાં અલ્લાહનાં બંદા અને રસૂલ હોવાની ગવાહી ન આપે અને તમારી ઉમ્મતમાં એવા લોકો પૈદા કર્યા, જેમના સીનામાં તેઓની કિતાબ મૂકી. તમોને જન્મ (આલમે નૂર)માં સર્વપ્રથમ અને બઅ્ષત (અવતરણ)માં સવથી અંતિમ અને કયામતના દિવસે ફેંસલામાં અગ્રેસર બનાવ્યા, મેં તમોને સબ્એ મષાની (સૂરએ ફાતિહા), સૂરએ બકરહની અંતિમ આયતો બીજા નબીઓની ભાગીદારી વિના અને કવષર, ઈસ્લામ, હિજરત, જિહાદ, નમાઝ, સદકાત, રમઝાનનાં રોઝા અને અમ્ર બિલ્ મઅ્રૂફ (ભલી

વાતોનો હુકમ કરવો) નહી અનિલ્ મુન્કર (બૂરી વાતોથી રોકવાનું શૌભાગ્ય) અતા ફરમાવ્યું. તમોને ફાતિહ (વિશ્વવિજેતા) અને ખાતમ (અંતિમ મોહર) બનાવ્યા. આ હદીષની સનદમાં અબૂ જઅ્ફર છે, જેમને ઈબ્ને કષીર (રહ.)એ ઝઈફુલ હિફ્ઝ (કમઝોર યાદશકિતવાળા) કહ્યા છે.

**ફાયદો :** અમુક સહાબા તરફથી દીદારનો રદિયો કરવો પોતાની રાયથી છે, જે અમુક સર્વસામાન્ય આમ કથનોથી ફલિત થાય છે, જેમ કે... لَا تُدْرِكُهُ الْأَبْصَارُ (ભાવાર્થ : કોઈની આંખ તેને (દુનિયામાં) જોઈ શકતી નથી.) (સૂરએ અન્આમ આ./૧૦૩, પા./૭) પરંતુ સચોટ સ્પષ્ટ કથનોથી સાબિત થઈ ગયા બાદ આ સર્વસામાન્ય આમ કથનોનો મતલબ એ તારવવામાં આવશે કે ઈદ્‌રાકના નકારનું તાત્પર્ય મૂળ હકીકતની ઓળખ અને (અલ્લાહની) ઝાતનાં ઘેરી લેવાના નકાર પર થોપવામાં આવશે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન કે **"નુરુન ઈન્ની અરાહુ"** એ વાત પર નિરભર છે કે નૂર જે દરજામાં દીદાર માટે બાધક હોય છે તે દરજાનો દીદાર ન થયો, આખિરતમાં તે આદત બદલાઈ જશે અને એ રીતે જાહેર થશે કે તેનાથી વધુ માનવીય પાત્રતા માટે કલ્પના નથી થઈ શકતી અને માત્ર દીદારની નફી માટે અનિવાર્ય નથી અને સૂરએ બકરહની અંતિમ આયતો વગેરેનું મદીનહમાં ઉતરવું આ રિવાયતના વિરૂધ્ધ નથી, કેમ કે તે સમયે સંક્ષિપ્ત રીતે (ઈજમાલન્) વાયદો થયો હશે. પછી મદીનામાં ઉતરવું સવિસ્તાર આપવામાં આવ્યું અને પાંચ નમાઝો મળવાનો મતલબ આ છે કે અંતમાં પાંચ રહી ગઈ અને જાહેરમાં આ બધી વાતચીત (કલામ) દીદાર સમયે થઈ છે. નિશાની તેની એ છે કે ઓગણીસમા વાકિઅહમાં કલમોની અવાજનાં મકામ બાદ નમાઝોનું ફર્ઝ થવું સાબિત થાય છે અને કલમોની અવાજનાં મકામ (મોકા) બાદ જાહેરમાં આ જ કલામનું મકામ જણાય છે કે નમાઝોની ફરજીયત તસ્રીફુલ્ અક્લામના સ્થળથી સ્થળાંતર પહેલા થઈ હોય અને આ બધા કામો જેની સાથે કલામ ઘટિત થયુ જાહેરમાં એક જ સમય છે, જ્યારે નમાઝની ફરજીયતનો એક જ સમય છે તો બધી વાતચીતનો પણ આ જ સમય હશે. અલ્લાહ પાક વધુ જાણકાર છે.

હદીષોમાં કઅબનું જે કથન છે કે અલ્લાહ તઆલાએ દીદાર અને

કલામ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મૂસા (અલૈ.) વચ્ચે વહેંચી નાખ્યું (તિરમિઝી શરીફ) તેનાથી કલામનો રદીયો નથી થતો કેમ કે આનો મતલબ આદત પ્રમાણેના કલામનો રદીયો છે, જે એક પછી બીજી વાર હોય અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે આવુ ખાસ કલામ એક જ વખત ઘટિત થયું છે, જેમ કે એ જ હદીષમાં હઝરત કઅબનું કથન છે કે "ફકલ્લમ મૂસા મર્રતયની વરઆહુ મુહમ્મદ મર્રતયન" કે મૂસા (અલૈ.)એ બે વાર કલામ કર્યું અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બે વાર દીદાર કર્યા અને આ જે બે વાર દીદાર કર્યા એમ ફરમાવ્યું, તો જાહેર એ જ છે જે ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે એક વખત દિલથી જોયા અને એક વખત આંખથી, અને આ જે હદીષમાં હઝરત જાબિર (રદિ.) બાબતે આવ્યું છે "એમનાથી પહેલાં કોઈ સાથે આમને–સામને કલામ નથી થયું" તેનો મતલબ એ છે કે આવા દરજ્જાનાં માણસોમાં, તો આનાથી નબવી કલામનો રદીયો નથી થતો, અને આ જે ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે ખુલ્લત (નિખાલસ મિત્રતા) ઈબ્રાહીમ (અલૈ.) માટે અને દીદાર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે તેનો મતલબ આ છે કે અમુક ખાસ કથનો ખુલ્લતનાં છે તો તેનું ઈબ્રાહીમ (અલૈ.) સાથે ખાસ હોવાનાં લઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથેની મુખ્ય ખુલ્લતનો નકાર અનિવાર્ય નથી થતો અને આ જે ઈરશાદ થયો કે "નેકીનો ઈરાદો લખવામાં આવે છે અને બુરાઈનો નથી લખાતો" તેનો મતલબ પાકા ઈરાદાનો દરજ્જો નથી, તે તો સ્વયં એક અમલ છે કે બુરાઈમાં પણ લખવામાં આવશે. બલકે તેનો મતલબ બુરાઈની તમન્નાનો દરજ્જો છે, જ્યારે કે ઈરાદો પાકો ન થયો હોય, પરંતુ નેકીની તમન્નાને ખતમ કરવાનો ઈરાદો ન હોય અને બુરાઈની તમન્નાને ખતમ કરવાનો ઈરાદો હોય તો આવી પરિસ્થિતિમાં નેકી લખવામાં આવશે અને બુરાઈ લખવામાં નહિ આવે.

**બાવીસમો વાકિઅહ : આકાશ પારથી આસમાન તરફ વાપસીઃ** બુખારી શરીફમાં બયતુલ મા'મૂરની સેર અને દૂધ, શરાબ અને શહદ (મધ)ના પ્યાલા આપની સેવામાં પેશ કરાયા પછી (જેનો ઉલ્લેખ ૧૮માં વાકિઅહમાં થયો છે) આ છે કે પછી મારા ઉપર દરેક રાત–દિવસમાં પચાસ

નમાઝો ફર્ઝ થઈ. પછી હું પરત ફર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે હું પરત ફર્યો અને હઝરત મૂસા (અલૈ.) પાસેથી પસાર થયો તો તેઓએ પૂછયું કે આપને શું હુકમ થયો ? મેં કહ્યું કે રાત–દિવસમાં પચાસ નમાઝોનો હુકમ થયો. તેમણે ફરમાવ્યું કે તમારી ઉમ્મતથી રાત–દિવસમાં પચાસ નમાઝો કોઈ પણ સંજોગોમાં નહિ પઢાય. અલ્લાહની કસમ હું તમારાથી પહેલાં લોકોનો અનુભવ કરી ચૂક્યો છું અને બની ઈસ્રાઈલને ઘણો ભોગવી ચૂક્યો છું. પોતાના પરવરદિગાર સમક્ષ (એટલે તે જગ્યાએ જ્યાં આ હુકમ થયો હતો) પરત જાઓ અને પોતાની ઉમ્મત માટે કટોતી (કમી) કરવાની અરજ કરો ! હું પરત ગયો તો અલ્લાહ તઆલાએ દસ નમાઝોની કટોતી કરી આપી. ફરી હું મૂસા (અલૈ.) પાસે આવ્યો. તેઓએ ફરી એ જ રીતે કહ્યું. હું ફરી પરત ગયો તો બીજી દસની કટોતી કરી આપી. ફરી મૂસા (અલૈ.) પાસે આવ્યો. તેઓએ ફરી એ જ રીતે કહ્યું. ફરી પરત ગયો તો મને દરરોજની દસ નમાઝોનો હુકમ થયો. હું ફરી મૂસા (અલૈ.) પાસે આવ્યો. તેમણે ફરી એ જ રીતે કહ્યું. હું ફરી પરત ગયો તો દરરોજ માટે ફક્ત પાંચ નમાઝોનો હુકમ રહી ગયો. મૂસા (અલૈ.)એ કહ્યું કે આપની ઉમ્મત (એટલે કે સર્વ ઉમ્મત) દરરોજની પાંચ નમાઝો પણ નહિ પઢી શકે અને હું આપની પહેલાં લોકોનો અનુભવ કરી ચૂક્યો છું અને બની ઈસ્રાઈલને ભોગવી ચૂક્યો છું. ફરી પોતાના પરવરદિગાર પાસે જાઓ અને પોતાનાં માટે વધુ કટોતી (આસાની) માંગો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે મેં પોતાના પરવરદિગારથી ઘણી માંગણી કરી એટલે સુધી કે હું શરમાઈ ગયો. (ભલે તે છતાં પણ માંગણી કરવી શક્ય હતી) પરંતુ હવે રાજી થાઉં છું અને સ્વીકાર કરૂં છું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે જ્યારે ત્યાંથી આગળ વધ્યો તો એક અવાજ લગાવનારે (અલ્લાહ તઆલા તરફથી) અવાજ આપ્યો કે મેં પોતાનો ફર્ઝ જારી કરી દીધો અને મારા બંદાઓ માટે કટોતી (આસાની) કરી દીધી.

મુસ્લિમ શરીફની રિવાયતમાં પાંચ પાંચની કટોતીનો ઉલ્લેખ છે અને તેના અંતમાં આમ છે કે હે મુહમ્મદ ! આ પાંચ નમાઝો છે રાત–દિવસમાં, અને દરેક નમાઝ દસ નમાઝનાં બરાબર છે તો પચાસ નમાઝ થઈ ગઈ.

**નસાઈ શરીફમાં છે કે અલ્લાહ તઆલાએ મને ફરમાવ્યું કે જે દિવસે મેં આસમાન અને ઝમીન પૈદા કરી હતી આપ પર અને આપની ઉમ્મત પર પચાસ નમાઝો ફર્ઝ કરી હતી, તો આપ અને આપની ઉમ્મત તેની પાબંદી કરશો. અને આ હદીષમાં મૂસા (અલૈ.)નો આ ઈરશાદ છે કે બની ઈસ્રાઈલ પર બે નમાઝો ફર્ઝ થઈ હતી, પરંતુ તે ન કરી શક્યા. અને તેના અંતમાં છે કે આ પાંચ છે પચાસના બરાબર. તો આપ અને આપની ઉમ્મત તેની પાબંદી કરશો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે હું સમજી ગયો કે આ અલ્લાહ તઆલા તરફથી પાકી વાત છે, જ્યારે મૂસા (અલૈ.) પાસે આવ્યા. તેમણે કહ્યું કે ફરી જાઓ (અને આસાની કરાવો), પરંતુ હું ફરી ન ગયો.**

શૈખેનની રિવાયતમાં છે કે જ્યારે કટોતી થતાં થતાં પાંચ રહી ગઈ તો ઈરશાદ થયો કે આ પાંચ છે અને (સવાબમાં) પચાસ છે. મારી પાસે વાત બદલાતી નથી. (એટલે કે પચાસનો સવાબ નક્કી હતો, તેમાં ફેરફાર અને કટોતી ન થઈ અને પચાસ નમાઝોનો ફેરફાર તકદીરમાં હતો એટલે તેના સવાબમાં પણ ફેરફાર ન થયો. (મિશ્કાત શરીફ)

**ફાયદો :** નમાઝની ફરઝીયત પછી પરત આવવાથી એ જરૂરી નથી બનતુ કે તરત જ પરત થયા એટલે કે દરમિયાનમાં દીદાર અને કલામ થયા પછી પરત ફર્યા અને દસ–દસની કટોતીનો મતલબ આ છે કે બે–બે વખતમાં આ દસની કટોતી થઈ. તો પાંચ–પાંચની કટોતીવાળી રિવાયત સાથે આને કોઈ ટકરાવ નથી. નસાઈ શરીફની રિવાયતથી મિશ્કાતના હવાલાથી જે શૈખેનની રિવાયત નકલ કરી છે તેનાથી આપનું શરમાઈ જવું અને ફરી માંગણી ન કરવાનું કારણ પણ જણાઈ ગયું કે અલ્લાહ તઆલાનું આ કહેવું હતું કે આ પાંચ છે પચાસના બરાબર અને મારા ત્યાં વાતમાં કોઈ ફેરફાર નથી થતો. આનાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમજી ગયા કે આ ઈશારો છે કે (પાંચનો) અંક અલ્લાહના નઝદીક ઈચ્છનીય અને તેની મરજી પ્રમાણે છે. ભલે, તેમાં સ્પષ્ટ નથી કહ્યું કે આમાં કટોતી શક્ય નથી, કેમ કે તેનો અર્થ એ હતો કે વર્તમાન અંક જે પાંચનો છે તે પણ પચાસનાં બરાબર છે. તેમાં સવાબમાં કટોતી નથી થઈ. આમાં કટોતીની નફી કે કટોતીનો ઈન્કાર પણ નથી. જો હજુ પણ ઓછી થાત તો સવાબમાં ઘટાડો ન થાત અને

તે પચાસનો અંક બરાબર થઇ જતો. પાંચને પચાસનાં બરાબર જે કહ્યું હતું તેનાથી એ જરૂરી નથી થતુ કે આનાથી નાનો આંકડો તે ફઝીલતને નથી પહોંચી શકતો, બલકે તેનો અર્થ ફક્ત એટલો હતો કે આ અંક તેનાથી ઓછી ફઝીલત નથી રાખતો.

**ત્રેવીસમો વાકિઅહ : આસમાનોથી જમીન તરફ વાપસી :** મુહમ્મદ બિન ઈસ્હાક (રહ.) કહે છે કે મારા સમક્ષ ઉમ્મે હાની બિન્તે અબૂ તાલિબ જેમનું નામ હિન્દ છે, ના હવાલાથી મેઅ્રાજે નબવી બાબતે આ ખબર પહોંચી છે, તેણી કહેતી હતી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જ્યારે મેઅ્રાજ થઇ ત્યારે આપ મારા ઘરમાં સૂતેલા હતા. આપ (સલ.) ઈશાની નમાઝ પઢી પછી સૂઇ ગયા અને અમો પણ સૂઈ ગયા, જયારે ફજરથી પહેલાંનો સમય થયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમોને જગાડયા, જયારે આપ ફજરની નમાઝ પઢી ચૂકયા અને અમે પણ આપની સાથે નમાઝ પઢી તો ફરમાવ્યું કે હે ઉમ્મે હાની ! મેં તમારા લોકો સાથે ઈશાની નમાઝ પઢી, જેમ કે તમોએ જોયું હતું. પછી હું બયતુલ મુકદસ પહોંચ્યો અને તેમાં નમાઝ પઢી. ફરી મેં અત્યારે સવારની નમાઝ તમારી સાથે પઢી, જેમ કે તમો જોઇ રહી છો. પછી આપ બહાર જવા માટે ઉભા થયા તો મેં આપની ચાદરનો કિનારો પકડી લીધો અને અર્ઝ કરી, હે અલ્લાહનાં નબી ! લોકો સામે આ કિસ્સો ન કહેશો, આપને જૂઠા પાડશે અને તકલીફ આપશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે ખુદાની કસમ! હું તેઓ સમક્ષ આ કિસ્સાને જરૂર બયાન કરીશ. મેં પોતાની હબશી લોંડીને કહ્યું કે આપની પાછળ પાછળ જા કે જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લોકોને જે કાંઈ કહે અને લોકો આપને જે કાંઈ કહે તેને સાંભળે, જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બહાર ગયા તો લોકોને જાણ કરી. તેઓને આશ્ચર્ય થયું અને કહ્યું કે હે મુહમ્મદ ! તેની કોઈ નિશાની છે ? (કે જેથી અમને યકીન થઈ જાય), કેમ કે અમોએ આવી વાત કદી નથી સાંભળી. આપે ફરમાવ્યું કે તેની નિશાની એ છે કે હું ફલાણી વાડીમાંથી ફલાણા કાફલા પાસેથી પસાર થયો હતો, તેઓનું એક ઉંટ નાસી છૂટયું હતું અને મેં તેને બતલાવ્યુ હતું તે સમયે તો હું શામ જઇ રહ્યો હતો (એટલે કે ઈસ્રાનો સફર

શરૂ થયો હતો). પછી હું પરત આવ્યો ત્યાં સુધી કે જ્યારે જઝ્નાનમાં ફલાણા કબીલાનાં કાફલા પર પહોંચ્યો તો મેં લોકોને સૂતેલા જોયા, તેઓનું એક વાસણ હતું, જેમાં પાણી હતું અને તેને ઢાંકેલું હતું. મેં ઢાંકણ ખોલીને તેમાંનું પાણી પીધુ પછી એ જ રીતે જે રીતે હતું ઢાંકી દીધું અને તેની આ પણ એક નિશાની છે કે તેમનો તે કાફલો હવે બયૂઝાથી સનિય્યતુત્ તન્ઈમ તરફ આવી રહ્યો છે, સૌથી આગળ ભૂખરા રંગનું એક ઉંટ છે, તેના પર બે બોરીઓ મૂકેલી છે, એક કાળી અને બીજી ધારીદાર. બધા લોકો સનિય્યતુલ્ તન્ઈમ તરફ દોડયા તો તે ઉંટથી પહેલા કોઈ બીજુ ઉંટ ન મળ્યું, જેવું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું અને તેઓને વાસણનો કિસ્સો પૂછયો તો તેઓએ જાણ કરી કે અમે પાણી ભરીને ઢાંકી દીધુ હતું તો ઢાંકેલુ તો મળ્યુ, પરંતુ તેમાં પાણી ન હતું અને બીજા તે લોકોને પણ પૂછયું (જેમનાં ઉંટનું નાસી જવાનું વર્ણન થયું હતું) અને તે લોકો મક્કા આવી પહોંચ્યા હતા. તેમણે કહ્યું, એકદમ સાચી વાત કહી છે. તે વાડીમાં એક ઉંટ નાસી છૂટયું હતુ, અમોએ એક માણસની અવાજ સાંભળી, જે ઉંટ તરફ અમોને બોલાવી રહ્યા છે. ત્યાં સુધી કે અમે ઉંટ પકડી લીધું. (સીરતે ઈબ્ને હિશામ) બયહકીની રિવાયતમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ નિશાનીની માંગણી કરી તો આપે તેમને બુધવારનાં રોજ કાફલો આવવાની ખબર આપી. જ્યારે તે દિવસ આવ્યો તો તે લોકો ન આવ્યા, ત્યાં સુધી કે સૂર્યાસ્તનો સમય થઈ ગયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અલ્લાહથી દુઆ કરી તો સૂરજ રોકાઈ ગયો, ત્યાં સુધી કે તે લોકો આપે જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે આવી ગયા.

**ફાયદો :** આ રિવાયતોથી અમુક બાબતો સાબિત થઈ, પહેલી ફજર અને ઈશા વચ્ચે આવવા–જવાનો સફર પૂરો થયો. ઈશાની નમાઝ ભલે તે સમયે ફર્ઝ ન હતી, પરંતુ આપ પઢતા રહેતા હોય અને બીજા ઈમાનવાળા પણ આપની સાથે પઢી લેતા હશે અને ફજરની આ નમાઝ ભલે મેઅ્રાજ પછી હતી, પરંતુ હદીષોથી પ્રથમ જિબ્રઈલ (અલૈ.)ની ઈમામત ઝોહરનાં સમયે સાબિત થાય છે. તો સંભવત: આ ફરઝીયતનો પ્રારંભ ઝોહરનાં સમય સાથે લાગેલો છે. અને બયતુલ મુકદ્દસમાં જે નમાઝ પઢી તે બાબતે અમુક

રિવાયતોમાં આવ્યું છે, હાનતિસ્સલાત (નમાઝનો સમય થયો)થી ઈશાની નમાઝ મુરાદ લેવી મુશ્કેલ છે, કેમ કે ઈશા તો આપ પઢી ચૂક્યા હતા તો સંભવતઃ આ તહજજુદની નમાઝ હશે, કેમ કે તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર એક સમય સુધી ફર્ઝોની જેમ જરૂરી રહી છે અને અઝાન તે તહજજુદ માટે થઈ હશે, જેમ કે રમઝાનુલ મુબારકમાં હઝરત બિલાલ (રદિ.)ની અઝાન તે સમયમાં થયેલ છે.

બીજી વાત એ સાબિત થઈ કે મેઅ્રાજ જિસ્માની (શરીર સાથે) હતી. નહિ તો લોકોનાં જુઠલાવવાનું શું કારણ ? અને આ જુઠલાવવામાં આપનું જવાબ ન દેવાનું શું કારણ કે તે જિસ્માની નથી, બલ્કે રૂહાની (આત્મિક) અને મનામી (સ્વપ્નમાં) છે, જેમાં અત્યંત દુર્ઘટ તેમજ કઠીન દાવો પણ સ્વીકાર્ય બની શકે છે.

ત્રીજી વાત સીરતે ઈબ્ને હિશામમાં જે કાફલાઓનો ઉલ્લેખ છે જાહેરમાં તે બન્નેવ અલગ અલગ છે. બયહકીની રિવાયતમાં જે ઉલ્લેખ છે કે તે આવ્યા ન હતા. તો આ અલગ જણાય છે, કેમ કે તે બન્નેવમાંથી એક તો મક્કા આવી પહોંચ્યો હતો, બીજો તન્ઈમથી આવતા મળ્યો અને ત્રીજાના વિશે સાંજ સુધી ન આવવું અને સૂરજનાં રોકાય જવાનો ઉલ્લેખ છે, જેનાથી જાહેરમાં તેનું અલગ હોવું જણાય છે, મવાહિબમાં વિના સનદે બન્નેવ કિસ્સા એટલે કે ઉંટનાં ભાગવાનો અને મટોડી રંગનું ઉંટ આગળ હોવાના કિસ્સાને કાફલા સાથે જ જોડયો છે. તો સંભવતઃ એમ જણાય છે કે આ ત્રણેવ કાફલા એક કાફલાના ત્રણ ટુકડા છે. આ બે કિસ્સા બે જમાઅતોમાં થયા અને ત્રીજો કિસ્સો સમય પર ન આવવાનો અને સૂરજ રોકાય જવાનો, ત્રીજી જમાઅત સાથે બન્યો, કેમ કે આ બધા એક જ સમૂહનાં એકમો છે. માટે બે કિસ્સાઓને એક કાફલા સાથે જોડવા પણ સહીહ છે. અને સૂરજનાં રોકાય જવામાં અક્કલની દષ્ટિએ કોઈ વાંધો નથી. માટે આ ઈન્કારનું કારણ ન બની શકે. વળી સામાન્ય ચર્ચા તેની એટલા માટે ન થઈ, કે થોડાક સમય માટે એવું થયું હશે અને કોઈએ ધ્યાન આપ્યું ન હોય. અને આ વાત સંશોધન કર્યા પછી પણ મને ન મળી કે વાપસી બુરાક પર થઈ હતી અથવા કઈ રીતે ? જે કોઈને મળી જાય તો આ જગ્યાએ હાશિયાનું નિશાન બનાવી તેની સાથે જોડી દે.

**ચોવીસમો વાકિઅહ : કિસ્સો સાંભળ્યા પછી શ્રોતાઓનો વ્યવહાર:** હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જ્યારે રાતોરાત મસ્જિદે અકસા તરફ લઈ જવામાં આવ્યા (આમાં આગળનાં સફરનો ઈન્કાર નથી) તો સવારમાં લોકો સમક્ષ વર્ણન કર્યું. અમુક લોકો જે મુસલમાન થયા હતા તે મુર્તદ (દીન સ્વીકાર કર્યા બાદ તેને તરછોડીને બેદીન થઈ જનાર) થઈ ગયા અને અમુક મુશ્રિકો હઝરત અબૂબક્ર (રદિ.) પાસે દોડી આવ્યા અને કહ્યું કે તમારા દોસ્ત વિશે પણ કંઈ જાણો છો ? એમ કહે છે કે મને રાતોરાત બયતુલ્ મુકદસ લઈ જવામાં આવ્યો. હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું કે શું તેઓ આમ કહે છે ? લોકોએ કહ્યું કે હાં. તો હઝરત અબૂબક્ર (રદિ.)એ ફરમાવ્યું કે જો તેઓ કહે છે તો તે સાચુ કહે છે. લોકોએ કહ્યું કે શું તમે આ વાતમાં તેઓની પુષ્ટિ કરો છો કે બયતુલ મુકદસ ગયા અને સવાર થતાં પહેલાં પરત આવી ગયા ? (જ્યારે કે તે કેટલું ઘણું દૂર છે) તેમણે ફરમાવ્યું કે હાં, હું તો એથી પણ વધારે અશક્ય વાતમાં તેમની પુષ્ટિ કરૂં છું. એટલે કે આસમાની ખબર બાબતે જે તેઓ પાસે સવાર–સાંજ આવે છે (જે રાત કરતાં પણ ઓછી મર્યાદા ધરાવે છે) તેમની તસ્દીક અને પુષ્ટિ કરૂં છું. એટલા જ માટે તેમનું નામ સિદ્દીક રાખવામાં આવ્યું. આ રિવાયત હાકિમે મુસ્તદ્રકમાં બયાન કરી અને ઈબ્ને ઈસ્હાકે પણ બયાન કરી.

**ફાયદો :** આથી પણ જણાય છે કે મેઅ્રાજ જાગતામાં જિસ્મ સાથે થઈ. નહિં તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખ્વાબ (સ્વપ્ન)નો દાવો ફરમાવતા તો એ કોઈ એવી અશક્ય વાત ન હતી કે અમુક લોકો મુર્તદ થઈ જાય.

**ચોવીસ અને પચ્ચીસમો વાકિઅહ : કાફિરો તરફથી દલીલની માંગણી અને સય્યિદુલ અબ્રાર સલવાતુલ્લાહિલ્ અઝીઝીલ્ ગફ્ફારનું દલીલ કાયમ કરવું :** હઝરત અબૂ હુરય્રહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે મેં પોતાને હતીમમાં જોયો કે કુરૈશ મને મારા મેઅ્રાજના સફર સંબંધે પૂછતા હતા. તો તેઓએ મને બયતુલ મુકદસની ઘણી એવી બાબતો પૂછી કે જેને મેં (સામાન્ય સમજીને) યાદ રાખી ન હતી. તો મને એટલી હદે ગભરામણ થઈ કે એવી

કદી પણ ન થઈ હતી. પછી તો અલ્લાહ તઆલાએ તેને મારા સમક્ષ જાહેર કરી દીધું કે હું તેને જોઈ રહ્યો હતો અને તેઓ જે મને પૂછતા હતા તે હું તેમને બતાવતો જતો હતો. આ રિવાયત ઈમામ મુસ્લિમે બયાન ફરમાવી. (મિશ્કાત શરીફ)

ઈમામ અહમદ અને બઝ્ઝારે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત બયાન કરી છે કે તે મસ્જિદ લાવવામાં આવી અને હું તેને જોઈ રહ્યો હતો, ત્યાં સુધી કે અકીલના ઘર પાસે લાવીને મૂકી દીધી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બધું બયાન ફરમાવ્યું અને હું તે સ્થિતી જોઈ રહ્યો હતો. હઝરત ઈબ્ને સઅદે ઉમ્મે હાનીથી રિવાયત કરી છે કે બયતુલ મુકદસ મારા માટે તાદશ્ય (તેમજ ઉદાહરણીય) કરવામાં આવ્યું, હું તે લોકોને તેના નિશાન બતલાવતો હતો. ઉમ્મે હાનીની આ જ હદીષમાં છે કે લોકોએ આપને પૂછયું કે મસ્જિદના કેટલા દરવાજા છે ? આપ ફરમાવે છે કે મેં તેની (ગેરજરૂરી હોવાના લઈ) ગણતરી કરી ન હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે બસ, હું તેને જોતો હતો અને એક એક દરવાજાની ગણતરી કરતો હતો. અબૂ યઅ્લાની રિવાયતમાં છે કે આ પૂછવાવાળો મુત્ઈમ બિન અદી હઝરત ઝુબૈર બિન મુત્ઈમનો બાપ હતો.

**ફાયદો :** આનાથી પણ જણાય છે કે આ સફર જાગતામાં શરીર સાથે થયો છે, નહિં તો આ એ'તેરાઝ (વાંધો) ઉપસ્થિત જ ન થતો. એક રિવાયતમાં છે કે હઝરત અબૂબક્ર (રદિ.)એ આપને બયતુલ મુકદસ બાબતે સવાલ કર્યો કે તમો બયાન કરો કે મેં તેને જોઈ છે. આપ (સલ.) બયાન કરતા હતા અને અબૂબક્ર (રદિ.) તેની પુષ્ટિ કરતા જતા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હે અબૂબક્ર ! તમે સિદીક છો. (સીરતે ઈબ્ને હિશામ) તો આમાં કોઈ ટકરાવ (વાંધો) નથી, કેમ કે આપ (હઝરત અબૂબક્ર)નું પૂછવું શંકા કે પરીક્ષા અર્થે ન હતું, પરંતુ એ માટે હતું કે કાફિરો સાંભળી લે અને કાફિરોને હઝરત અબૂબક્ર ઉપર આ વાતે ભરોસો હતો કે બયતુલ મુકદસ જોઈ ચૂક્યા છે અને આમ પણ ભરોસો હતો કે અબૂબક્ર (રદી.) અનુભૂત (જાણી શકાય તેવી) વસ્તુઓમાં વાસ્તવિકતા વિરૂધ્ધની પુષ્ટિ નહિં કરે. અને કાફિરોનું સવાલ કરવું અથવા તો તે જ મજલિસમાં હોય, પછી શરૂઆત

કરનાર ભલે તેઓ હોય કે પછી હઝરત અબૂબક્ર હોય, અને બીજો વ્યકિત સવાલનો સમર્થક હોય. ભલે ઈરાદો દરેકનો અલગ હોય, અથવા તો (સવાલ) બે મજલિસોમાં હોય અને બયતુલ મુકદસનું પોતાની જગ્યા પર રહીને જાહેર થવું અથવા દારે અકીલ પાસે લાવીને મૂકવું અથવા તેનું કાલ્પનિક સ્વરૂપ જાહેર થવું આ બધાને ભેગું (સમરસ–જમા) કરવાની આસાન સૂરત આ જણાય છે કે તેનું કાલ્પનિક સ્વરૂપ જાહેર થઈ દારે અકીલ પાસે પ્રગટ થયું, જેમ કે નસાંઈ શરીફની રિવાયતમાં આપ સમક્ષ જન્નત–દોઝખ પ્રગટ થઈ આવી, અને એકદમ સરખામણીના કારણે તેને બયતુલ મુકદસનું જાહેર થયું આમ કહેવામાં આવ્યું. હવે એ ઈશ્કાલ (વાંધો) પણ ન રહ્યો કે જો બયતુલ મુકદસ અહિંયા આવતું તો એટલી વાર તે પોતાની જગ્યાએથી ગાયબ રહેતુ અને આવી અનોખી વાતનું ઈતિહાસમાં વર્ણન થતું.

આ બાબતે હું જેટલું વર્ણન કરવાનો ઈરાદો ધરાવતો હતો, તેનું આ અંતિમ વર્ણન છે, રાત વિતી ગઈ ગઈ, સવાર થઈ ગઈ, સમગ્ર સૃષ્ટિ તેમજ માનવ સમાજનાં સર્વશ્રેષ્ઠ આ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર અલ્લાહ તઆલાની સંપુર્ણ રહમત નાઝિલ થાય, આ રહમતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આલ તેમજ આપ (સલ.)ના રોશન ચિરાગ સહાબા પણ શામેલ થાય.

## મેઅ્‌રાજના વાકિઅહ સંબંધિત ફાયદા

એ કારણે કે આ ઘટના અતિ મહત્વપૂર્ણ છે. મારે બીજા પ્રકરણોથી અલગ (કે તેના સંબંધિત ફાયદાઓ હાશિયામાં લખવામાં આવ્યા છે, જેમ કે કિતાબના મુકદમા–પ્રસ્તાવનામાં તેનો ઉલ્લેખ છે). આ વાકિઅહના અમુક ફાયદાઓને પણ તે પછીના મતન (મૂળ લેખ)માં જ લખવાનું વધુ યોગ્ય જણાયું, અલબત્ત સંક્ષિપ્તમાં. આ (ફાયદા) બે પ્રકારના છે. એક ફવાઈદે હુકમિય્યહ, જેનું ઉપનામ મુકદમામાં બાબુલ અનવાર રાખવામાં આવ્યું હતું, બીજા ફવાઈદે હિકમિય્યહ જેનું ઉપનામ મુકદમામાં બાબુલ અસ્રાર રાખવામાં આવ્યું હતું. પહેલો પ્રકાર અમલિય્યાત (અમલ સંબંધિત) છે. બીજો પ્રકાર ફવાઈદે ઈલ્મીય્યાત (ઈલ્મ સંબંધિત) છે.

# (બાબુલ્ અન્વાર)

**પહેલો પ્રકાર ફવાઈદે હુકમિય્યહ (અમલ સંબંધિત) :**

**નંબર–(૧) :** ઈસ્રાની હદીષોમાં ઉલ્લેખ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું સીનું મુબારક ચીરવામાં આવ્યું. તેનાથી સાબિત થાય છે કે મર્દ માટે મર્દના સીના તરફ જોવું સહીહ છે અને ભલે ફરિશ્તા પુરૂષત્વ અને સ્ત્રીત્વથી વિમુખ છે, પરંતુ શરઈ સંબોધનોમાં તેમનું વર્ણન નરવાચક શબ્દોથી આવ્યું છે, જેના લઈ મજકૂર સાબિતી યોગ્ય ઠરે છે.

**નંબર–(૨) :** તેમાં એમ છે કે બયતુલ મુકદસ પહોંચીને બુરાકને કડા સાથે બાંધી દેવામાં આવ્યો. આથી કામોમાં સાવચેતી દાખવવી તેમજ સાધનોનો ઉપયોગ કરવો તવક્કુલથી વિરૂધ્ધ નથી એ બાબત સાબિત થાય છે, જ્યારે કે ભરોસો અલ્લાહ તઆલા પર હોય.

**નંબર–(૩) :** તેમાં એમ છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.)ને આસમાનના દરવાજા પર પૂછવામાં આવ્યું કે કોણ છે ? જિબ્રઈલ (અલૈ.)એ જવાબમાં પોતાનું નામ આપ્યું કે "જિબ્રઈલ" આમ ન કહ્યું કે "હું". આથી જાણવા મળ્યું કે આ રીતે પૂછવાવાળાના જવાબમાં અદબ આ પ્રમાણે જ છે કે નામ આપે, કેમ કે ફક્ત "હું" કહેવું ઘણી વખત ઓળખાણ માટે કાફી નથી હોતું. એક હદીષમાં આ બાબતે મના કરવામાં આવ્યું છે.

**નંબર–(૪) :** આનાથી જ રજા માંગવાનો મસ્અલો સાબિત થાય છે કે કોઈના ઘરમાં ભલે તે પછી પુરૂષ હોય, વગર રજાએ પ્રવેશ ન કરવો જોઈએ.

**નંબર–(૫) :** તેમાં આમ પણ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) બયતુલ મા'મૂરને ટેકો લગાવી બેઠેલા હતા. આથી સાબિત થાય છે કે કિબ્લાથી કમર લગાવવી અને કિબ્લા તરફ પીઠ કરીને બેસવું જાઈઝ છે, પરંતુ આપણા માટે અદબ (આદર) એ જ છે કે વગર જરૂરતે આ પ્રમાણે ન કરે.

**નંબર–(૬) :** એમાં આમ છે કે હઝરત આદમ (અલૈ.) જમણી બાજુ જોઈને હસતા હતા અને ડાબી બાજુએ જોઈને રડતા હતા. આથી બાપની અવલાદ ઉપર શફકત (મહેરબાની) સાબિત થાય છે કે તેમની સારી

પરિસ્થિતિ પર ખુશ થાય અને ખરાબ પરિસ્થિતિ પર શોકમગ્ન થાય.

નંબર–(૭) : તેમાં આમ પણ છે કે હઝરત મૂસા (અલૈ.) આમ કહીને રડયા કે તેમની ઉમ્મતના લોકો મારી ઉમ્મતના લોકો કરતાં વધુ જન્નતમાં જશે. આ રડવું પોતાની ઉમ્મત પર ગમ અને અફસોસના લઈ અને આપણા પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં તાબેદારો વધુ હોવા પર રશ્કના કારણે હતું. આથી આ સાબિત થયું કે સદ્કાર્યોમાં રશ્ક કરવો પસંદીદહ છે. અને રશ્ક કહેવાય છે એ વાતને કે બીજાની નેઅમત જોઈને આ તમન્ના કરે કે મારી પાસે પણ આ નેઅમત હોય. અને બીજા પાસેથી આ નેઅમત ખતમ થવાની તમન્ના ન કરે, નહિં તો આ હસદ છે જે હરામ છે. આ ફાયદા મુસ્લિમ શરીફના સમીક્ષક ઈમામ નવવી (રહ.)એ લખેલા છે અને આના સિવાય બીજા ફાયદા જે ધ્યાનમાં આવે છે તે લખવામાં આવે છે.

નંબર–(૮) : તેમાં એમ પણ છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.)એ આપની સવારીનું પેગડુ (રિકાબ) પકડયું અને હઝરત મિકાઈલ (અલૈ.)એ લગામ પકડી. આથી આમ સ્પષ્ટ થયું કે સવારી કરનાર પોતાના ખાદિમોથી આ પ્રકારનું કામ લે અથવા કોઈ મુહબ્બત રાખનાર ફક્ત માન અને મુહબ્બતના લઈ આમ કરે તો તેને સ્વીકારવું જાઈઝ છે, પરંતુ અભિમાનથી ન હોય.

નંબર–(૯) : તેમાં આમ પણ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ રસ્તામાં અમુક બરકતવંત સ્થળોએ નમાઝ પઢી. આથી જાણવા મળ્યું કે બરકતવંત સ્થળો પર નમાઝ પઢવી બરકતનો ઝરીયો છે. એ શર્તે કે તે સ્થળથી કોઈની તા'ઝીમ કરવી મુખ્ય હેતુ ન હોય. આ સારી રીતે જાણી લો ઘણી નાઝુક બાબત છે.

નંબર–(૧૦) : તેમાં આમ પણ છે કે રસ્તામાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.)એ સલામ કર્યા, જેમ કે છટ્ઠા વાકિઅહમાં વર્ણન થયું. આથી જણાય છે કે જો સવાર અને મુસાફિર કોઈ બેઠેલા અને પગપાળા જતા વ્યક્તિને ન જોઈ શકવાના કારણે સલામ ન કરી શકે તો તેના માટે બેહતર છે કે સવાર

અને મુસાફરને સલામ કરે.

**નંબર–(૧૧)** : તેમાં આમ પણ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમુક અમલો પર લોકોને જઝા (બદલો) મળતા અને અમુકને સઝા મળતા નિહાળ્યા. આનાથી તે સારા–નરસા અમલોનું અપનાવવું અથવા દૂર રહેવું સાબિત થયું, જેમ કે સ્પષ્ટ છે.

**નંબર–(૧૨)** : તેમાં આમ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બયતુલ મુકદસમાં પ્રવેશીને નમાઝ પઢી. આથી તહિય્યતુલ મસ્જિદનું સુન્નત હોવું સાબિત થયું.

**નંબર–(૧૩)** : તેમાં આમ પણ છે કે બયતુલ મુકદસમાં આપને ઈમામ બનાવવામાં આવ્યા. આથી સાબિત થયું કે ઈમામત કૌમમાં સૌથી શ્રેષ્ઠ વ્યક્તિની અફઝલ છે.

**નંબર–(૧૪)** : તેમાં આમ પણ છે કે તમામ અમ્બિયા (અલૈ.)એ બયતુલ મુકદસમાં પોતાના ફઝાઈલનો ખુત્બો પઢયો. આનાથી સાબિત થયું કે અલ્લાહ તઆલાની નેઅમતોના શુક્રિયારૂપે તેમજ નેઅમતોને સ્પષ્ટ કરવા અર્થે તેનું વર્ણન કરે તો તે પ્રશંસનીય છે.

**નંબર–(૧૫)** : તેમાં એમ પણ છે કે આપને તરસ લાગી તો કેટલાય પ્રકારના પીણાં આપ સમક્ષ રજૂ કરવામાં આવ્યા. આથી સ્પષ્ટ થાય છે કે મહેમાનની વિશેષતાનાં લઈ ખાણા–પીણામાં વિવિધતા (જુદા જુદા ખાણા–પીણા) ઉચિત (જાઈઝ) છે.

**નંબર–(૧૬)** : જો આ ઉપસ્થાનના હેતુ પર નજર કરવામાં આવે તો આનાથી આમ પણ સ્પષ્ટ થાય છે કે દીનમાં ઈમ્તિહાન (પરીક્ષા) લેવી પણ જાઈઝ છે.

**નંબર–(૧૭)** : તેમાં આમ પણ છે કે ફરિશ્તાઓએ આપને બન્નેવ તરફથી ઘેરી લીધા હતા, જેમ કે દસમાં વાકિઅહમાં છે. આથી જણાય છે કે જો સન્માન માટે ખાદિમો બન્નેવ તરફથી ઘેરી લે તો તે કોઈ નિંદાપાત્ર બાબત નથી.

**નંબર–(૧૮)** : તેમાં આમ પણ છે કે આપ જ્યારે આસમાનો પર પહોંચ્યા તો ફરિશ્તા અને અમ્બિયા (અલૈ.)એ આપને મરહબા કહ્યું. આનાથી જાણવા મળ્યું કે મહેમાનના આવવા પર તેનો આદર અને ખુશીનો ઈઝહાર ઈચ્છનીય છે.

**નંબર–(૧૯)** : તેમાં આમ પણ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આસમાનોમાં સ્વજાતે અમ્બિયા (અલૈ.)ને સલામ કરી, તેનાથી જાણવા મળ્યું કે આવનાર બેઠેલાને સલામ કરે, ભલેને આવનાર અફઝલ હોય.

**નંબર–(૨૦)** : તેમાં આમ પણ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બીજા અમ્બિયા (અલૈ.)ની ફઝીલતોનું વર્ણન કરીને પોતાના માટે દુઆ કરી. આનાથી મકામે કુર્બ (નિકટ્રમ સ્થાન, અલ્લાહની નઝદીકી)માં પહોંચીને પણ દુઆની ફઝીલત જાણવા મળી.

**નંબર–(૨૧)** : તેમાં આમ પણ છે કે હઝરત મૂસા (અલૈ.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મશ્વેરો આપ્યો કે નમાઝની સંખ્યામાં ઘટાડા માટે દરખ્વાસ્ત કરો. આનાથી જાણવા મળ્યું કે નેક મશ્વેરો આપવો અને હિતેચ્છુક બનવું ઈચ્છનીય છે. ભલે જેને મશ્વેરો આપવામાં આવી રહ્યો છે તે પોતાનાથી ઉંચા દરજ્જાનો હોય.

**નંબર–(૨૨)** : તેમાં આમ પણ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે નમાઝમાં કટોતીની રજૂઆત કરી. આનાથી જાણવા મળ્યું કે ફાયદામંદ મશ્વેરો અપનાવવો પ્રશંસનીય છે.

**નંબર–(૨૩)** : તેમાં આમ પણ છે કે હઝરત ઉમ્મે હાની (રદી.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ રજૂઆત કરી કે આ કિસ્સો લોકોને ન સંભળાવશો, જેમ કે ત્રેવીસમાં વાકિઅહમાં વર્ણન થઈ ચૂક્યું છે. આથી સ્પષ્ટ થયું કે જે વાતને જાહેર કરવાથી ફિત્નો થતો હોય તેને જાહેર કરવામાં ન આવે.

**નંબર–(૨૪)** : પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં

જવાબથી જાણવા મળ્યું કે વાસ્તવમાં તેની વિગત આ પ્રમાણે છે કે જે કામ દીનમાં જરૂરી ન હોય તેને જાહેર કરવામાં ન આવે અને જરૂરીમાં ફિત્નાની કોઇ પરવા કરવામાં ન આવે.

**નંબર–(૨૫)** : તેમાં આમ પણ છે કે હઝરત અબૂબક્ર (રદિ.)એ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બયતુલ મુકદસના હાલાત પૂછયા, જે માટેનો હેતુ એ હતો કે હું પુષ્ટિ કરીશ તો કાફિરો ભરોસો કરશે, જેમ કે વાકિઅહ નં. ૨૫ માં વર્ણન થયું. તેનાથી જાણવા મળ્યું કે અહલે હક અને અહલે બાતિલ વચ્ચેના વાર્તાલાપ સમયે સત્યના સમર્થન માટે વાતચીતમાં જાહેરી રીતે વિરોધીનું તરફદાર બની જવું પણ જાઇઝ છે. વાકિઆતની ગણતરી પ્રમાણે આ કુલ પચ્ચીસ (ફાયદા) થયા. અલ્લાહ પાક વધુ જાણકાર છે.

# (બાબુલ્ અસ્રાર)

## બીજો પ્રકાર ફવાઈદે હિકમિય્યહ :

આ પણ પચ્ચીસ છે. પંદર તમ્બીહ (ચેતવણી)ના શિર્ષકથી, પાંચ તહકીક (છણાવટ)ના શિર્ષકથી અને પાંચ ઈશ્કાલ (વાંધાઓ) દૂર કરવાના શિર્ષકથી, જે રીતે કે વર્ણન થાય છે અને આ બીજો પ્રકાર "ઈસ્રા" આયતની તફસીર રૂપે લખવામાં આવે છે, જેને પોતાની તફસીર બયાનુલ કુર્આનમાંથી વર્ણન કરવામાં આવે છે.

### આયતુલ ઈસ્રાની તફસીર

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

سُبْحٰنَ الَّذِیْٓ اَسْرٰی بِعَبْدِهٖ لَیْلًا مِّنَ الْمَسْجِدِ الْحَرَامِ اِلَی الْمَسْجِدِ الْاَقْصَا الَّذِیْ بٰرَكْنَا

حَوْلَهٗ لِنُرِیَهٗ مِنْ اٰیٰتِنَا ؕ اِنَّهٗ هُوَ السَّمِیْعُ الْبَصِیْرُ ①

(ભાવાર્થ : પાક છે તે ઝાત કે જે રાતોરાત પોતાના બંદા (મુહમ્મદ સલ.)ને મસ્જિદે હરામ (બયતુલ્લાહ)થી મસ્જિદે અકસા (બયતુલ મુકદસ) સુધી કે જેને અમારી બરકતોએ ઘેરી રાખી છે (ત્યાં સુધી) લઈ ગયો કે જેથી અમે તેમને પોતાની કુદરતના કંઈક નમૂના દેખાડીએ. બેશક તે જ અલ્લાહ સઘળુ સાંભળનાર (અને) જોનાર છે.) (સુરએ બની ઈસ્રાઈલ આ./૧, પા./૧૫)

તે પાક ઝાત છે, જે પોતાના બંદા (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને રાતના સમયે મસ્જિદે હરામ (એટલે કે મસ્જિદે કા'બા)થી મસ્જિદે અકસા (એટલે કે બયતુલ મુકદસ) સુધી, જેની આજુબાજુ (કે જે શામ દેશ છે) અમોએ (દીની અને દુન્યવી) બરકતો રાખેલી છે. (દીની બરકત એ છે કે ત્યાં વધુ પ્રમાણમાં અમ્બિયા અલૈ. દફન છે. દુન્યવી બરકત એ છે કે ત્યાં નહેરો, ઝાડો અને મબલખ પાક ઉપજે છે). એ મસ્જિદે અકસા સુધી અનોખી રીતે એટલા માટે લઈ ગયા કે અમો (બંદાને પોતાની કુદરતના અમુક અજુબા (અચંબામાં નાખે તેવું) બતલાવીને જેમાં અમુક તો ખરેખર ત્યાં વિશે છે, જેમ કે આટલું લાંબુ અંતર થોડા સમયમાં કાપવું, બધા અમ્બિયા (અલૈ.)ને જોવા અને તેમની વાતો સાંભળવી વગેરે અને અમુક આગળના સફર સંબંધિત છે. જેમ કે આસમાનો ઉપર જવું અને ઘણી ખરી અજાયબીઓ નિહાળવી). નિઃસંદેહ અલ્લાહ તઆલા સાંભળનાર અને જોનાર છે. (કેમ કે રસૂલે મકબૂલ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાતો સાંભળતા અને અહેવાલને જોતા હતા. એટલા માટે તેમને આટલા નિકટ અને આદરણીય બનાવ્યા).

**ફાયદો :** અહિંયા અમુક પ્રબોધો, અમુક સંશોધનો અને અમુક સવાલોનો રદિયો છે.

**પ્રથમ પ્રબોધ :** સુબ્હાન શબ્દનો ઉપયોગ પવિત્રતા અને આશ્ચર્યતા માટે થયો, કેમ કે આ લઈ જવું અનોખું હતું અને અનોખું હોવાના લઈ તે મહાન કુદરત પર નિર્દેશ કરે છે, એટલા માટે તેનાથી શરૂ કરવું યોગ્ય છે. એટલા જ માટે અહકરે તર્જુમામાં ''અજીબ તૌર'' શબ્દનો ઉલ્લેખ જાહેર કર્યો અને આ સફર બુરાક પર હતો, જેમ કે સિહાહ (હદીષ શરીફની સહીહ કિતાબો)માં છે, જેની વિદ્યુતસમ ગતિ (વિજળીવેગ) આશ્ચર્યજનક હતી.

**બીજો પ્રબોધ :** આ મસ્જિદે હરામથી મસ્જિદે અકસા સુધી લઈ જવાને ''ઈસ્રા'' કહેવામાં આવે છે. અને આગળ આસમાનો પર જવાને ''મેઅ્રાજ'' કહેવામાં આવે છે અને કદી કદી બન્નેવ શબ્દો સમગ્ર ઘટના માટે પણ બોલાય છે.

**ત્રીજો પ્રબોધ :** અહિંયા ''બિઅબ્દિહી'' કહેવાના બે ફાયદા છે. એક તો આપના એકદમ નઝદીક હોવાનો અને મકબૂલ હોવાનો ઈઝહાર. બીજો ફાયદો આ અજીબ ચમત્કાર હોવાના લઈ કોઈ આપ પર ''ખુદા'' હોવાની શંકા ન કરે.

**ચોથો પ્રબોધ :** ભલે ''ઈસ્રા'' રાત્રિ સફરને કહેવાય છે, પરંતુ ''લયૂલન'' (રાત્રિ સમય)ની સ્પષ્ટતા એટલા માટે છે કે ઉર્ફ અને મુહાવરા પ્રમાણે રાત્રિના અમુક ભાગ પર નિર્દેશ કરે અને વધુ નિર્દેશ કુદરત પર કરે કે થોડીક રાતમાં આટલું લાંબુ કામ કરી લેવામાં આવ્યું. અમુક ભાગ પર નિર્દેશનું વિવરણ અબ્દુલ કાહિરથી અને તેનું પૃથ્થકરણ સિબ્વયહ અને ઈબ્ને માલિકના હવાલાથી સાહિબે રૂહુલ મઆનીએ આ રીતે નકલ કર્યું છે કે (અરબી વ્યાકરણ પ્રમાણે) લયૂલ અને નહાર (અર્થાત રાત—દિવસ) જયારે મઅ્રિફા (સંકેતાર્થ સંજ્ઞા) હોય છે તેમાં સામાન્યતા તેમજ સર્વત્રતાનો અર્થ ઉત્પન્ન થાય છે સાથે ઝર્ફે મહદૂદ (ક્રિયા વિશેષણ) હોવાનો નિર્દેશ કરે છે. જયારે કે નકિરહ (અનિશ્ચિત્તા બતલાવતી સંજ્ઞા)માં આ બાબત નથી હોતી, તો જયારે તેને મઅ્રિફાના બદલે

નકિરહ (અનિશ્ચિત્તા બતલાવતી સંજ્ઞા) લાવ્યા તો સ્પષ્ટ પણ જણાય આવ્યું કે તો સ્પષ્ટપણે જણાય આવ્યું કે અહીં રાત્રિનો મર્યાદિત ભાગ નિર્દેશ છે. રાત્રિનો પુરો સમય મેઅરાજ પ્રવાસથી સંકલિત નથી.

**પાંચમો પ્રબોધ :** મસ્જિદે હરામ શબ્દ કદી માત્ર હરમ પ્રત્યે પણ બોલાય છે. અને અહિંયા બન્નેવ અર્થ સહીહ થઈ શકે છે, કેમ કે અમુક હદીષોમાં આવ્યું છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે સમયે હતીમમાં બિરાજમાન હતા, અમુક રિવાયતોમાં છે કે ઉમ્મે હાનીના ઘરમાં હતા. તો આયતને બન્નેવ પર અનુમાનિત કરી શકાય અને બન્નેવ હદીષો જમા કરવી એકદમ આસાન છે, કેમ કે ઉમ્મે હાનીના ઘરેથી હતીમમાં આવી જવું અને ત્યાંથી આગળ વધવું કોઈ અશક્ય વાત નથી.

**છઠ્ઠો પ્રબોધ :** મસ્જિદે અકસા નામ રાખવાનું કારણ આ છે કે અકસાનો અર્થ અરબી ભાષામાં "અતિ દૂર"નો થાય છે, કેમ કે તે મસ્જિદ મક્કાથી ઘણી દૂર છે એટલા માટે અકસા કહેવામાં આવી.

**સાતમો પ્રબોધ :** ભલે અજાયબીઓ જોવાનું કામ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને લઈ ગયા વિના પણ શક્ય હતું, પરંતુ આમાં અને આ રીતે સવારી કરાવવામાં વધુ સન્માન અને શાનનો ઈઝહાર છે. એટલા માટે આપને આ રીતે લઈ ગયા.

**આઠમો પ્રબોધ :** રાતની વિશેષતામાં આ હિકમત લખી છે કે આદત પ્રમાણે તે સમય એકાંતનો છે, તેમાં બોલાવવું નિર્દેશ છે વિશેષત્–ખાસ નિકટતા–અંગતતાનો.

**નવમો પ્રબોધ :** અહિંયા મસ્જિદે અકસાથી મુરાદ તે મસ્જિદની ઝમીન છે, કેમ કે વાસ્તવમાં મસ્જિદ અસલ ઝમીન હોય છે અને મકાન તો ઝમીનને આધિન હોય છે. આ મતલબ લેવાનું કારણ આ છે કે આ બાબત ઈતિહાસથી સાબિત છે કે ઈસા (અલૈ.) અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરમિયાની કાળમાં આ મકાન તોડી પાડવામાં આવ્યું હતું, જેમ કે આગળ وَقَضَيْنَآ اِلٰى بَنِىْٓ اِسْرَآءِيْلَ (અને અમે બની ઈસ્રાઈલને કિતાબમાં (ભવિષ્યવાણી તરીકે) સ્પષ્ટ કહી સંભળાવ્યું હતું). આયતોની તફસીરમાં

વર્ણન થશે. એટલા માટે દેખીતી રીતે તેના પર શંકા ઉભી થાય છે કે જ્યારે મસ્જિદે અકસાનું તે સમયે અસ્તિત્વ જ ન હતું તો પછી ત્યાં સુધી લઇ જવાનો શું મતલબ ? તો આ મતલબ નિશ્ચિત કરવાથી આ શંકા દૂર થઈ ગઈ અને જો તે હદીષ પર શંકા હોય કે વાંધો ઉઠાવનાર કાફિરોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બયતુલ મુકદસની આકૃતિ અને સ્થિતિ વિશે સવાલ કર્યા હતા તેનો શું મતલબ ? તેનો જવાબ એ છે કે પ્રથમ તો તોડી પાડેલ મકાનની આકૃતિ અને સ્થિતિ જાણવી પણ શક્ય છે. તે સિવાય તે ઝમીનની નઝદીક લોકોએ બયતુલ મુકદસના નામથી અમુક ઈમારતો બનાવી હતી તે બાબતે પણ સવાલ કર્યો હોવાની શક્યતા છે.

**દસમો પ્રબોધ :** ''અલ્લઝી બારક્ના'' (જ્યાં અમોએ બરકત નાઝિલ કરી) પ્રશંસારૂપે વધાર્યું છે, આથી તે મસ્જિદનું એકદમ મુબારક હોવું જણાય ગયું, કેમ કે જ્યારે તેની આજુબાજુનો વિસ્તાર મસ્જિદ ન હોવા છતાં બરકતસભર છે, તો તેમાં તો જરૂર બરકત હોય, કેમ કે આજુબાજુ બે પ્રકારની બરકતો છે. એક દુન્યવી તો આનાથી તો દીની બરકત જરૂર વધારે છે અને બીજી દીની એ રીતે કે મદફને અમ્બિયા (નબીઓની દફનગાહ) છે. ભલે, દફન થવામાં ફક્ત શરીર જોડેનો સ્પર્શ છે. કિબ્લો હોવું જેમ કે તે વધુ પડતા નબીઓનો કિબ્લો રહ્યો છે. આ રૂહ સાથેનો સંબંધ છે જે વધુ બરકતનું કારણ હોઈ શકે, ખાસ કરીને જ્યારે કે ત્યાં રહીને ઈબાદત કરે તો શરીરનો સ્પર્શ પણ થઇ જશે, કેમ કે તે કિબ્લો હોવાની સાથે સાથે વધુ પડતા નબીઓની ઈબાદતગાહ પણ રહી છે. તો આ રીતે તે મસ્જિદનું વધુથી વધુ મુબારક હોવાનો નિર્દેશ થઇ ગયો. વળી, અમુક કિતાબોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં જિસ્મ મુબારકની જગ્યાનું અર્શથી પણ અફઝલ હોવાનું લખ્યું છે તો આને આંશિક ફઝીલત પર આધારિત રાખવું યોગ્ય છે. અલ્લાહ પાક વધુ જાણકાર છે.

**અગિયારમો પ્રબોધ :** ''લિનુરીયહૂ મિન્ આયાતિના''માં આયતનો ઈત્લાક (ચરિતાર્થ) જે ઉર્ફમાં ઇઝ્ઝત અને કમાલ પર નિર્દેશ કરે છે અને આસમાની નિશાનીઓ ઝમીની નિશાનીઓથી ઉચ્ચત્તમ અને સંપૂર્ણ કામિલ છે, ખાસ કરીને જ્યારે કે આસમાનો પર અમ્બિયા (અલૈ.) પણ હતા, જેમ

કે મેઅ્રાજની હદીષોમાં છે. આ રીતે આ ઈત્લાક (ચરિતાર્થ) સંકેત આપે છે કે મસ્જિદે અકસાથી પણ આગળ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને લઈ ગયા. એટલા જ માટે રૂહુલ મઆનીમાં આ પ્રમાણે તફસીર કરી છે. " લિનુરીયહૂ મિન્ આયાતિના" એટલે કે અમો આપને આસમાનો તરફ ઉઠાવીશું જેથી આપ અજાઈબ જોઈલો, પરંતુ ઉલ્લેખ ન કરવામાં આ ભેદ હોય કે તે આથી પણ વધુ અજીબ છે જેને નકારી કાઢવું એકદમ આસાન છે અને નસ્સે કતઈ (કુર્આની આયત)નો ઈન્કાર કુફ્ર છે. માટે તેનો ઉલ્લેખ ન કરવો કમઝોરો માટે રહમત છે.

**બારમો પ્રબોધ :** મિન્ તબ્ઈઝ (અમુક, થોડીક સંખ્યા સુચક શબ્દ)નો ઉપયોગ એટલા માટે કર્યો કે વાસ્તવમાં એમ જ થયું હતું, જેમ કે સિહાહ (હદીષની સહીહ કિતાબો)માં છે અસ્મઉ સરીફલ્ અકલામ કે કલમ ચાલવાની અવાજ આવતી હતી. જાહેરમાં એમ લાગે છે કે કલમો નથી જોઈ અને આના પર ઈતર ઘટનાઓનું અનુમાન થઈ શકે.

**તેરમો પ્રબોધ :** ઈસ્રામાં ઝમીર (સર્વનામ) ગાઈબ (ત્રીજો પુરૂષ)ની છે. તેનાથી શરૂઆત કરવામાં આવી અને ઈન્નહૂ હુવસ્સમીઉલ્ પર (કે તેમાં પણ ઝમીર ગાઈબની છે) ખતમ કરવામાં આવ્યું, જયારે વચમાં મુતકલ્લિમ (પહેલા પુરૂષ)ની ઝમીર લાવવામાં આવી, જે સન્માન પર નિર્દેશ કરે છે. આવું કરવામાં આ ભેદો છે : (૧) કલામમાં તજદીદ (નવીનતા) અને સાંભળનારમાં સ્ફૂર્તિ પૈદા થવી, (૨) બરકતો, નિશાનીઓ અને દીદાર કરાવવાનું મહાન હોવું, (૩) ઈસ્રા પછી વધુ નઝદીકી હોવા તરફ સંકેત છે અને નઝદીકી સમયે અસલ ગુફ્તગૂ છે.

**ચૌદમો પ્રબોધ : ઈન્નહૂ હુવસ્સમીઉલ બસીર** વધારવાનો ફાયદો મતન (મૂળ લેખ–વિષય)માં લખેલ ફાયદા સિવાય એક આ પણ હોય શકે છે કે જુઠલાવવાવાળાઓને ધમકી છે કે અમો તમારા જુઠલાવવાને અને વિરોધ દર્શાવવાને જોઈ રહ્યા છીએ, સાંભળી રહ્યા છીએ. બરાબર સઝા આપીશું.

**પંદરમો પ્રબોધ :** લિનુરિયહુ મિન્ આયાતિના પછી આને વધારવું સંકેત છે આ તરફ કે ભલે અજાઈબાતના દર્શન થયાં, પરંતુ અમારા ઈલ્મના બરાબર નથી થઈ ગયા. કેમ કે એમને તો અમોએ દેખાડયુ અને હું તો સ્વજાતે

સમીઅ (સાંભળનાર) અને બસીર (દષ્ટિવાળો) છું. બીજું કે આપે તો અમુક નિશાનીઓ જોઈ અને હું સંપૂર્ણ સમીઅ (સાંભળનાર), બસીર (દષ્ટિવાળો) છું.

## :: ચકાસણી ::

**પ્રથમ ચકાસણી :** અહિંયા મસ્જિદે અકસા સુધી જવાનો ઉલ્લેખ છે. અંદર જવાનું વિવરણ હદીષોમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અંદર બિરાજમાન થયા, નબીઓની મુલાકાત કરી અને આપ નમાઝમાં તેઓના ઈમામ બન્યા.

**બીજી ચકાસણી :** આગળ આસમાનો તરફ જવાનું વિવરણ આ હદીષમાં નથી. ભલે તે તરફ સંકેત છે અને આનાથી પણ વધુ સ્પષ્ટીકરણનો નિકટ સંકેત સૂરએ વન્નજ્મ માં છે.

وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰىۙ۝ عِنْدَ سِدْرَةِ الْمُنْتَهٰى۝

(ભાવાર્થ :– અને અલબત્ત, તેમણે તેને ઉતરતાં ઉતરતાં બીજી વખત પણ (મૂળ સ્વરૂપમાં) જોયા છે. સિદરતુલ્ મુન્તહા પાસે). (સુરએ નજમ આ. /૧૩,૧૪, પા. /૨૭) એટલે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જિબ્રઈલ (અલૈ.)ના બીજી વાર સિદ્રતુલ મુન્તહા પાસે દર્શન કર્યા અને પહેલી વાર જોવાનો આથી પહેલાં وَهُوَ بِالْاُفُقِ الْاَعْلٰى۝ (ભાવાર્થ :– અને તે આકાશના ઊંચા કિનારા પર હતો). (સુરએ નજમ આ. /૭, પા. /૨૭)માં ઉલ્લેખ થઈ ચૂક્યો છે. તો આનાથી ફલિત થાય છે કે આપ સિદ્રતુલ મુન્તહા સુધી પહોંચ્યા હતા, કેમ કે ઈન્દ "રઆ" ક્રિયાપદ સાથે સંબંધિત છે તો સિદ્રહ પાસે દર્શનથી જાહેરમાં આમ લાગે છે કે દર્શનાર્થી અને જેના દર્શન થયા બન્નેવ સિદ્રહ પાસે હશે. વળી, હદીષોમાં તો એટલે સુધી વિવરણ છે કે નકારવાની હિંમત કે સાહસ નથી.

**ત્રીજી ચકાસણી :** જુમ્હુર (બહુમતિ ધરાવતો વર્ગ) અહલે સુન્નત વલ જમાઅતનો મઝહબ (મત) આ છે કે મેઅ્રાજ જાગૃત અવસ્થામાં જિસ્મ સાથે થઈ, તેની દલીલ ઈજ્માઅ (ધાર્મિક બહુમત) છે અને આ ઈજ્માઅની દલીલો નીચે વર્ણવેલ બાબતો હોય શકે છે.

**પ્રથમ :** અલ્લાહ તઆલાએ જે આયોજનથી આ કિસ્સો વર્ણન ફરમાવ્યો

છે તેના લઈ એનું એકદમ અનોખું હોવું જણાય છે, જો આ (મેઅ્રાજ) નિંદ્રાવસ્થામાં અથવા રૂહાની તૌર પર થઈ હોત તો આ કોઈ અનોખી અને અજીબ બાબત નથી.

**બીજી :** બિઅબ્દિહી થી જાહેરમાં આમ જ લાગે છે, કેમ કે વાસ્તવિક તેમજ જલ્દી સમજમાં આવી જાય એવો અર્થ જાઅની અબ્દુ ફલાનીન્ નો આ જ છે કે તે જાગતામાં ધડ અને જીવ સાથે આવ્યો. તો અબ્દથી સુસંગત રૂહ અને જિસ્મનો સમૂહ છે.

**ત્રીજી :** જો આ (મેઅ્રાજ) સ્વપ્નવસ્થા અથવા રૂહાની તૌર પર હોત તો જે સમયે કાફિરોએ જુઠલાવ્યું હતું અથવા બયતુલ મુકદસ અને પોતાના કાફલાની પરિસ્થિતિ વિશે સવાલ કર્યા હતા, જેમ કે હદીષોમાં આવ્યું છે. જેમાંની અમુક બાબતો સિહાહમાં છે, અને અમુક બાબતોનું વર્ણન બયહકી વગેરેએ કર્યું છે, જેમ કે દુર્રુલ મન્ષૂરમાં છે. તો આપ તે સમયે ઘણી આસાનીથી જવાબ આપી દેતા કે હું આને (મેઅ્રાજ) જાગતામાં થવાનો દાવો ક્યાં કરૂં છું કે તમે આવી વાતો કરો છો ! સાથે બયતુલ મુકદસની પરિસ્થિતિ તેમજ આકૃતિ બયાન કરવા બાબતે ફિકરમાં ન પડતા, જેમ કે હદીષોમાં છે કે આપને ફિકર થઈ તો અલ્લાહ તઆલાએ પ્રગટ કરી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બતલાવી આપ્યું. (મુસ્લિમ શરીફની રિવાયત) અને અમુક લોકોને

وَمَا جَعَلْنَا الرُّءْيَا الَّتِيْٓ اَرَيْنٰكَ اِلَّا فِتْنَةً لِّلنَّاسِ وَالشَّجَرَةَ الْمَلْعُوْنَةَ فِي الْقُرْاٰنِ ۭ وَنُخَوِّفُهُمْ ۙ فَمَا يَزِيْدُهُمْ اِلَّا طُغْيَانًا كَبِيْرًا ۝

(ભાવાર્થ : અને જે દશ્ય અમે આપને દેખાડયું અને જે ઝાડ પર કુર્આનમાં લઅનત કરી છે તો તે (બન્ને)ને લોકો માટે આઝમાઈશનું સાધન જ કરી દીધું અને અમે તેઓને (અઝાબથી) ડરાવીએ છીએ, છતાં તેઓની ભારે શરારત વધતી જ જાય છે.) (સુરએ બની ઈસ્રાઈલ આ./૬૦, પા./૧૫) વાળી આયતના લઈ શંકા થઈ છે. તો પ્રથમ તો ત્યાં સંભાવના છે કે બદરનો વાકિઅહ અથવા મક્કાના ઉમરહનું ખ્વાબ મુરાદ હોય, જેમ કે અમુક મુફસ્સિરો આ (મતલબ) તરફ ગયા છે, જેનું વર્ણન اِذْ يُرِيْكَهُمُ اللّٰهُ فِيْ مَنَامِكَ قَلِيْلًا ۭ (ભાવાર્થ : તે વખતને પણ યાદ કરો કે) જયારે (હે નબી સલ. ! આપને અલ્લાહે સ્વપ્નામાં તે થોડા કાફિરોને દેખાડયા). (સુરએ અન્ફાલ આ./૪૩, પા./૧૦)

અને لَقَدۡ صَدَقَ اللّٰهُ رَسُوۡلَهُ الرُّءۡيَا بِالۡحَقِّ (ભાવાર્થ : બેશક, અલ્લાહે પોતાના રસૂલ (સલ.)ને સાચુ સ્વપ્નું દેખાડયું.) (સુરએ ફતહ આ. /૨૭, પા. /૨૬)માં આવ્યું છે અને જો મેઅ્‌રાજનો વાકિઅહ જ મુરાદ છે તો રૂઅ્‌યા (ખ્વાબ) રૂઅ્‌યત (દર્શન)નાં અર્થમાં છે. કેમ કે "રઆ" ક્રિયાપદના બન્નેવ મસ્દર (મૂળ રૂપો) છે. કુરબા અને કરાબતની જેમ, અથવા અમુક લોકોના કથન પ્રમાણે રાત્રિની રૂઅ્‌યત (દર્શન)ને રૂઅ્‌યા (ખ્વાબ) કહેવાય છે, ભલે તે જાગતામાં હોય. અથવા તશબીહન એટલે કે બરાબરી બતલાવવા માટે રૂઅ્‌યા કહી દીધું અને (બરાબરી) તશબીહનું કારણ અજાઈબાતનાં દર્શન કરવા અથવા રાત્રિ સમયે ઘટીત થવું છે. આ રીતે રૂહુલ મઆનીમાં છે. અને અમુક લોકોને શરીકની હદીષથી જેનાં અંતમાં "ષુમ્મસ્તય્‌કઝ્‌તુ" છે, શક થયો છે તેનું કારણ આ છે કે શરીક મુહદ્દિષીન સમક્ષ હાફિઝે હદીષ નથી અને બીજા હુફ્ફાઝનાં વિરૂધ્ધ કર્યું. એટલા માટે તે વધારો માન્ય નથી. આ રીતે રૂહુલ મઆનીમાં છે. અથવા મહ્‌મૂલ છે અલગ અલગ વાકિઅહ પર, કેમ કે ઉલમાએ લખ્યું છે કે રૂહાની મેઅ્‌રાજ આપની કંઇ વખત થઇ છે એટલે કે આ (જિસ્માની) મેઅ્‌રાજ પહેલા સ્વપ્નમાં ઉરૂજ (ઉપર જવું) પ્રાપ્ત થયો છે, જેની હિકમત આ લખી છે કે ધીરે ધીરે આ મેઅ્‌રાજની લાયકાત પૈદા થઈ જાય અને બરદાશ્ત થઈ શકે. અમુકને હઝરત મુઆવિયહ (રદિ.) અને હઝરત આયશા (રદિ.)ના કથનોથી શંકા ઉભી થઈ છે. તો હઝરત આયશા (રદિ.) તો તે સમયે આપના નિકાહમાં પણ આવ્યા ન હતા અને હઝરત મુઆવિયહ (રદિ.) તો તે સમયે ઈસ્લામ પણ નહોતા લાવ્યા. અલ્લાહ જાણે કોઈનાથી સાંભળીને કહ્યું છે કે પછી ઈજતિહાદ (સંશોધન) કર્યો છે અથવા કોઈ બીજા વાકિઅહ બાબતે કહ્યું છે, જયારે શંકા પૈદા થઈ જાય તો તેને દલીલ રૂપે રજુ કરવું બાતિલ થઇ જાય છે.

**ચોથી ચકાસણી :** બયતુલ મુકદસ સુધી જવાને નકારનાર કાફિર છે, તેનું અર્થઘટન કરનાર બિદઅતી છે, જયારે કે આગળ જવાને નકારનાર અને અર્થઘટન કરનાર બિદઅતી છે અને ભલે સૂરએ નજમમાં લગભગ સ્પષ્ટતા મવજૂદ છે, પરંતુ "ઈન્દ"માં સંભાવના છે કે તે રઆહુના મફઉલનો હાલ દર્શાવતો હોય. માટે આપ (સલ.)ના સિદ્‌રતુલ મુન્તહા સુધી પહોંચવાની કોઈ ચોખવટ નથી.

**પાંચમી ચકાસણી :** આમાં મતભેદ છે કે તે રાતે અલ્લાહ તઆલાના આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ દર્શન કર્યા કે નહિ ? આમાં આગલા –પાછલા બધાનો મતભેદ છે અને રિવાયતોમાં તાવીલ (અર્થઘટન વ્યાખ્યાયન)ની સંભાવના છે, કેમ કે જે રિવાયતો દર્શનની સાબિતી આપે છે તેમાં સંભાવના છે કે દિલી દર્શન મુરાદ હોય અને દર્શનના ઈન્કારથી કોઇ ખાસ દર્શનનો ઈન્કાર હોય, જેમ કે કયામતનાં દિવસે જન્નતમાં જે દિદાર થશે એ દિદાર આ દિદારથી ઓછો હોય તો પણ દર્શન તો સાબિત થશે, જેમ કે ચશ્મા વગર જોવું પણ જોવું છે અને ચશ્મા વડે જોવાથી વધુ સ્પષ્ટ દેખાય છે.

મકસદ કે આ મસ્અલામાં તવક્કુફ (તટસ્થતાપૂર્ણ ચુપકીદી) વધુ યોગ્ય છે.

## શંકાઓનું નિવારણ

**પહેલી શંકાનું નિવારણ :** અમુક લોકોને શંકા થઇ છે કે ઈબ્રાહીમ (અલૈ.)ના પ્રકરણમાં

وَكَذٰلِكَ نُرِيٓ اِبْرٰهِيْمَ مَلَكُوْتَ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَلِيَكُوْنَ مِنَ الْمُوْقِنِيْنَ۝

(ભાવાર્થ : અને એજ પ્રમાણે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને આકાશો તથા પૃથ્વીની અજાઈબ ચીજો (મઅરિફતની દૃષ્ટિએ) દેખાડવા લાગ્યા કે જેથી તે સંપૂર્ણ યકીન રાખનારો માંહેના થઈ જાય.) (સુરએ અન્આમ આ. /૭૫, પા. /૭) ફરમાવ્યું અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે "મિન્ તબ્ઈઝીય્યહ" (અરબી વ્યાકરણ) કેમ લાવ્યા ? તો જવાબ આ છે કે મલકુતુસ્સમાવાતિ વલ્ અર્ઝ સઘળી નિશાનીઓ તો નથી અને શક્ય છે કે આ અમુક (નિશાનીઓ) જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બતલાવવામાં આવી પેલી અમુકથી પણ મહાન હોય.

**બીજી શંકાનું નિવારણ :** અમુક જાહિર પરસ્ત (પ્રત્યક્ષવાદી) શંકા કરે છે કે આસ્માનોમાં (ટૂટફૂટ) ઉઘાડ–બંધ થવું અશક્ય છે. જવાબ આ છે કે સદર દલીલથી બધા આધારિત પ્રારંભિક મુદ્દાઓ ખોટા છે, જેમ કે તેની જગ્યાએ વર્ણન થઇ ચૂક્યું છે.

**ત્રીજી શંકાનું નિવારણ :** અમુક કહે છે કે આટલો ઝડપી સફર કઇ રીતે

શક્ય છે ? જવાબ છે કે અમુક તારા (ગ્રહો) આટલા વિશાળ– મહાકાય હોવા છતાં પણ એકદમ ઝડપી છે અને ઝડપની બૌધ્ધિક કોઈ હદ મર્યાદા નથી.

**ચોથી શંકાનું નિવારણ :** અમુક કહે છે કે આકાશ નીચે હવા નથી અને ગરમી સખત છે જેના કારણે ભૌતિક શરીર સલામત નથી રહી શકતું? જવાબ આ છે કે અશક્ય શક્ય નથી હોતું, અલબત્ત વિકટ અતિ મુશ્કેલ ઘટના ઘટી શકે છે.

**પાંચમી શંકાનું નિવારણ :** અમુક કહે છે કે આકાશ જ મવજૂદ નથી. જવાબ આ છે કે જો તમે સાચા હોય તો દલીલ લાવો.

## કસીદએ બુરદહની અમુક પંકિતઓ

**અનુવાદ :** (૧) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક રાતમાં હરમ શરીફ મક્કાથી હરમે મુહ્તરમ મસ્જિદે અકસા સુધી (તેનું ચાળીસ દિવસના સફરનું અંતર હોવા છતાં) અંધકારપટમાં વધુ તેજસ્વીતા સહ એ રીતે (સ્પષ્ટ અતિ સ્પષ્ટ અને પુરઝડપે નુરાનિય્યતના કમાલ સાથે અને વૈમનસ્ય વિના) તશરીફ લઈ ગયા જે રીતે બદર (ચૌદમીનો ચાંદ) જાય છે.

(૨) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પ્રગતિ ઉન્નતી સાથે રાત વિતાવી અને ત્યાં સુધી ઉન્નતી કરી કે અલ્લાહની એવી નઝદીકી પ્રાપ્ત કરી કે ત્યાં અલ્લાહના દરબારમાં અતિ નઝદીક લોકો પણ ત્યાં પહોંચી નથી શક્યા, બલ્કે તે મરતબાનો અતિ બુલંદ હોવાના લઈ કોઈએ ઈરાદો પણ નથી કર્યો.

(૩) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મસ્જિદે બયતુલ મુકદ્દસમાં બધા નબીઓ અને રસૂલોએ પોતાના ઈમામ અને પેશ્વા બનાવ્યા, જેમ કે મખ્દૂમ ખાદિમોનો ઈમામ અને પેશ્વા હોય છે.

(૪) (આપની પ્રગતિમાંથી એક બાબત આ છે કે) આપ સાતેવ આસમાનો પાર કરતા જતા હતા કે જે એકબીજાની ઉપર છે. એવા ફરિશ્તાઓના લશ્કર સાથે (જે આપની અઝમત અને શાન તેમજ સહાનુભૂતિ માટે આપની સાથે હતા અને) જેના સરદાર તેમજ ઝંડાધારક સ્વયં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ હતા.

(૫) (આપ સર્વોચ્ચ દરજ્જા તરફ બરાબર પ્રગતિ કરતા રહ્યા અને આસમાનો બરાબર પાર કરતા રહ્યા. ત્યાં સુધી કે જ્યારે આગળ વધવાવાળાની નઝદીકી અને દરજ્જાનો કોઈ છેડો ન રહ્યો અને કોઈ બુલંદીના તાલિબ માટે પ્રગતિનો કોઈ મોકો ન રહ્યો.

(૬) (તો જે સમયે આપની પ્રગતિ અંતિમ દરજ્જા સુધી પહોંચી ગઈ તો આપે અમ્બિયા (અલૈ.)ના દરેક મકામને અથવા દરેક મકામવાળાને પોતાના દરજ્જાથી જે આપને અલ્લાહ તરફથી મળે છે નિમ્ન બનાવી દીધો, જ્યારે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દરજ્જાની પ્રગતિ માટે "ઉદનુ" કહીને એકલા તેમજ પ્રતિષ્ઠિત વ્યક્તિની જેમ પુકારવામાં આવ્યા.

(૭) (યા મુહમ્મદની આ પુકાર એટલા માટે હતી) કે આપને તે મેળાપ પ્રાપ્ત થાય જે અનહદ રીતે આંખોથી છુપો હતો (અને કોઈ મખ્લૂક તેને જોઈ નથી શકતી) અને એટલા માટે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કામિયાબ થાય પોતાના તે ભેદથી જે અત્યંત ગુપ્ત છે. (ઈત્રૂલ વર્દહ.)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

અમો ગુફ્તગુ સમાપ્ત કરીએ છીએ, મેઅરાજની ઘટનાનું વર્ણન કરીને, ચુનંદા વ્યકિતઓના સરદાર હઝરત મુહંમદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર સલાતો–સલામનો તોહફો પેશ કરીને, એવીજ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કુટુંબીજનો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ચુનંદા સહાબા પર સલાતો–સલામ નાઝિલ થાય જયાં સુધી કે ધરતી આકાશ આ રીતે રેહશે. આ સાથે અમો ઉપરોકત પ્રકરણનું વર્ણન સમાપ્ત કરીએ છીએ.

# પ્રકરણ-૧૩

## હબ્શાની હિજરત બાબત

આ હિજરત નુબુવ્વતના પાંચમાં વર્ષે થઇ, જેનું કારણ આ બન્યું કે કાફિરો મુસલમાનોને ઘણી તકલીફ આપતા હતા. તે સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પરવાનગીથી અમુક મુસલમાનોએ હબ્શા તરફ હિજરત કરી. હબ્શાનો બાદશાહ નજ્જાશી નસ્રાની (ઈસાઇ) હતો. તેણે મુસલમાનોને સારી રીતે જગ્યા આપી. કુરૈશી કાફિરોને તેના લઇ ઘણો ગુસ્સો ચઢયો. તેઓએ કેટલીક વ્યક્તિઓને હદિયા તેમજ ભેટ-સોગાતો લઇ નજ્જાશી પાસે મોકલ્યા કે તે મુસલમાનોને પોતાની પાસે જગ્યા ન આપે. જ્યારે જઇને તેઓએ પોતાનો હેતુ દર્શાવ્યો, નજ્જાશીએ મુસલમાનોને તેઓની રૂબરૂ બોલાવી વાતચીત કરી. હઝરત જઅફર (રદિ.)એ કહ્યું કે અમો લોકો સત્ય માર્ગ ભૂલેલા હતા. અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર મોકલ્યા અને પોતાનું કલામ (કુર્આન) તેઓ પર ઉતાર્યું જેના લઇ અમો સત્ય માર્ગ પર આવી ગયા. તેઓ સારા કામોનો હુકમ કરે છે અને બુરા કામોથી રોકે છે. નજ્જાશીએ કહ્યું કે જે કલામ તેઓ પર ઉતર્યું છે તેમાંથી કંઈક પઢો. તેમણે સૂરએ મર્યમ શરૂ કરી. તે ઘણો પ્રભાવિત થયો, મુસલમાનોને આશ્વાસન આપ્યું અને કુરૈશના પ્રતિનિધિઓને હતાશ અને માયૂસ કરી દીધા. (તવારીખે હબીબે ઈલાહ)

હદીષોમાં ઉલ્લેખ છે કે આ બાદશાહ મુસલમાન થઈ ગયા હતા. ઝાદુલ્ મઆદમાં છે કે પછી જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મદીના શરીફ તરફ હિજરતની તેઓને જાણ થઈ તો તેત્રીસ (૩૩) વ્યક્તિઓ હબશાથી પરત થઈ, જેમાંથી સાત તો મક્કામાં રોકી લેવામાં આવી અને બાકીની મદીના પહોંચી ગઈ અને અમુકે નાવડીના રસ્તે ગઝવએ ખયૂબરના વર્ષમાં મદીનાની હિજરત કરી. આ મહાનુભાવોને બે હિજરતો કરવાના કારણે "અસ્હાબુલ હિજ્રતયૂન" કહેવામાં આવે છે.

## કસીદએ બુર્દહની અમુક પંકિતઓ

(૧) અને તુ તો કદાપિ નહિ જુએ આપના કોઈ દોસ્તને કે તેને આપની બરકતથી મદદ નહિ પહોંચી હોય અને તુ નહિ જુએ કે આપના કોઈ દુશ્મનની કારમી હાર ન થઈ હોય.

(૨) આપે પોતાની ઉમ્મતે ઈજાબત (અનુયાયી સમુદાય)ને દીનનાં મજબૂત કિલ્લામાં સુરક્ષિત કરી (કે તેને કોઈ પરાજિત કે દબાવી નથી શકતો), જેમ કે સિંહ પોતાના બચ્ચાંઓ લઈને પોતાના જંગલમાં મુકીમ હોય છે (કે કોઈની તાકાત નથી કે ત્યાં તેમને કોઈ સતાવી શકે).

(૩) કલામુલ્લાહે અનેક વખત તે વ્યક્તિને ઝિલ્લતીની ધૂળમાં રગદોળી નાંખ્યો, જેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં ઝઘડો કર્યો અને આપની નુબુવ્વતનો ઈન્કાર કર્યો અને કંઈ કેટલીય વખત આપની રિસાલતને સાબિત કરતી દલીલો ગાલિબ આવી સખત ઝઘડો કરનાર મુન્કિર (વિરોધી) પર, (ઈતરૂલ વરદહ), જેમ કે આ મોકા પર સહાબાનો ગલબો (વિજય) થયો અને અલ્લાહના કલામે (કુર્આન શરીફે) નજ્જાશી પર પ્રભાવ પાડયો.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૧૪

## નુબુવ્વત પછી મક્કાનાં રોકાણ ગાળામાં અમુક વિવિધ ગણનાપાત્ર વાકિઆત વિશે સંક્ષિપ્તમાં વર્ણન

**પહેલો વાકિઅહ :** જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર વહી ઉતરી અને આપે હઝરત ખદીજા (રદિ.) સમક્ષ બયાન ફરમાવ્યું, તેણી આપને વરકહ પાસે લઈ ગઈ, તેમણે આપનું સાહિબે વહી હોવાની પુષ્ટિ કરી અને હઝરત ખદીજા (રદિ.) ઈમાનની દૌલતથી સમ્માનયુક્ત થયા. સ્ત્રીઓમાં સર્વપ્રથમ હઝરત ખદીજા (રદિ.), આઝાદ નવયુવાનોમાં સર્વપ્રથમ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.), બાળકોમાં હઝરત અલી (રદિ.), ગુલામોમાં હઝરત બિલાલ (રદિ.), આઝાદ થયેલ ગુલામોમાં હઝરત ઝૈદ બિન હારિષહ અને ત્યાર બાદ હઝરત ઉષ્માન (રદિ.), હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ, હઝરત તલ્હા (રદિ.), હઝરત ઝુબૈર (રદિ.) અને હઝરત અ. રહમાન બિન ઔફ ઈમાન લાવ્યા અને દિન પ્રતિદિન લોકો ઈસ્લામમાં પ્રવેશતા ગયા.

**બીજો વાકિઅહ :** જ્યારે وَاَنْذِرْ عَشِيْرَتَكَ الْاَقْرَبِيْنَ (ભાવાર્થ : અને આપ (પ્રથમ એ વિષે) પોતાના કુટુંબીઓને ડરાવો જે નિકટના છે.) (સુરએ શુઅરાઅ આ. /૨૧૪, પા. /૧૯) આયતે કરીમા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઉતરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સફા પહાડ પર જઈને પોકાર પાડી અને બધાને ભેગા કરીને શિર્ક પર અડગ રહેવાની સ્થિતિમાં અઝાબથી ડરાવ્યા. અબૂ લહબે આપની શાનમાં સખત શબ્દો કહ્યા. સૂરએ લહબ ત્યારે જ ઉતરી, જેમાં તેની અને તેની પત્નિની નિંદા છે. તે પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે ઘણી દુશ્મની કેળવતી હતી. આ અબૂ લહબના બે દિકરા હતા. ઉત્બા અને ઉતય્બહ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બે વહાલસોયી દિકરીઓ હઝરત રૂકય્યહ (રદિ.) અને હઝરત ઉમ્મે કુલ્ષૂમ (રદિ.) આ બન્નેવના નિકાહમાં હતી (તે સમયે પરધર્મી સાથે

પણ નિકાહ જાઈઝ હતા). અબૂ લહબે દિકરાઓને કહ્યું કે જો તમો આ છોકરીઓને તલાક નહિ આપો તો હું તમારાથી સંબંધ નહિ રાખું. તે બન્નેવે તેના કહેવા પર અમલ કર્યો અને ઉત્બાએ એવી બેશરમી કરી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ જઈ અપ શબ્દો કહ્યા. આપે આ ગુસ્તાખી પર બદ્દુઆ (શ્રાપ) કરી. **અલ્લાહુમ્મ સલ્લિત્ અલય્હિ કલ્બન્ મિન્ કિલાબિક.** અર્થાત : હે અલ્લાહ પાક ! પોતાના કૂતરાઓમાંથી એક કૂતરો એના પર નિયુક્ત કરી આપ. એક સમયે વેપાર અર્થે શામ જઈ રહ્યો હતો, રસ્તામાં એક એવા સ્થળે જ્યાં સિંહનો વાસ કે અવર–જવર હતી રોકાવાનું થયું. અબૂ લહબે દિકરાના રક્ષણ માટે બધા સરસામાનનો ઉંચો ઢગલો કરી તેના પર ઉત્બહને બેસાડી દીધો અને બધાને તેની આજુબાજુ સુવડાવી દીધા. રાત્રે સિંહ આવ્યો અને ઉત્બહને મારીને ચાલ્યો ગયો, પરંતુ આ બદનસીબી હતી કે આના લઈને પણ ઈમાન લાવતા ન હતા. આ બધા કિસ્સા નુબુવ્વત કાળના નઝદીકના છે.

**ત્રીજો વાકિઅહ :** જ્યારે હબશાની હિજરત થઈ તો હઝરત અબૂબક્ર સિદીકે (રદિ.) પણ હબશાની હિજરતનો ઈરાદો ફરમાવ્યો. મક્કાથી નીકળીને બરકુલ ગમાદ સુધી કે જે મક્કાથી ચાર મંઝિલના અંતરે છે પહોંચ્યા હતા કે કૌમે કારહનો સરદાર માલિક બિન દગિનહ મળ્યો, જે તેમને પોતાની પનાહમાં મક્કા લઈ આવ્યો અને બધા કુરૈશી કાફિરોને કહી દીધું. કાફિરોએ કહ્યું કે અમને એ શરતે મંજૂર છે કે તે બહાર અને ઊંચા અવાજે કુર્આન શરીફ ન પઢે. હઝરત સિદીક (રદિ.)એ થોડાક દિવસો એમ જ કર્યું પછી રહી ન શક્યા અને ઊંચા અવાજથી પઢવાનું શરૂ કર્યું. ફળિયાની મહિલાઓ ભેગી થઈ સાંભળવા લાગી. કાફિરોએ તે રક્ષણ દેનાર સરદારને ફરીયાદ કરી, તેણે હઝરત સિદીક (રદિ.)ને કહ્યું કે : સંધિ વિરૂધ્ધ કરી રહ્યા છો તો મારી પનાહ નહિ રહે. તેમણે કહ્યું કે મને અલ્લાહની પનાહ સિવાય કોઈની પનાહમાં રહેવું મંજૂર નથી. તે પોતાની પનાહ વિચ્છેદ કરી ચાલ્યો ગયો અને આપ (રદિ.) અલ્લાહની હિફાઝતથી સુરક્ષિત રહ્યા.

**ચોથો વાકિઅહ :** જનાબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સાથી મુસલમાનો સંતાઈને રહેતા હતા, જયારે કે ઈસ્લામ સ્વીકારનારાઓની સંખ્યા ઓગણ ચાળીસ (૩૯) સુધી પહોંચી હતી. આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અરકમ (દારે અરકમ)ના ઘરમાં હતા. તે સમયમાં ઉમર બિન ખત્તાબ (રદિ.) અને અબૂ જહલ ઈબ્ને હિશામ બે મોટા સરદાર હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ દુઆ ફરમાવી, હે અલ્લાહ ! ઉમર બિન ખત્તાબ અથવા અબૂ જહલ બિન હિશામનાં ઈસ્લામ વડે ઈસ્લામ ધર્મને ઈઝ્ઝત અર્પણ કર. તો હઝરત ઉમર (રદિ.)ના હકમાં તે દુઆ કબૂલ થઈ અને બીજા દિવસે હઝરત ઉમર (રદિ.) ઈસ્લામથી સમ્માનિત થયા. આ નબવી સન–૬ માં બન્યું. (તવારીખે હબીબે ઈલાહ)

**પાંચમો વાકિઅહ :** આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે તાઈફથી પરત ફર્યા તો કોઈ વ્યકિતને મુત્ઈમ ઈબ્ને અદી પાસે મોકલ્યા અને અમનની માંગણી કરી. મુત્ઈમે અમન આપ્યો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મસ્જિદમાં આવ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ (મુઆમલા) પર મુત્ઈમનો આભાર વ્યક્ત કરતા રહેતા હતા. ઉસ્દુલ્ ગાબાહના હવાલાથી આ મુજબ શમામામાં છે.

**કસીદએ બુર્દાની અમુક પંક્તિઓ :**

(૧) જો કોઈ હાસિદ (ઈર્ષાળુ) આ અજ્ઞાનતાના લઈ આ (નુબુવ્વતની) નિશાનીઓનો ઈન્કાર કરે, જ્યારે કે બીજા કામોમાં તે હોશિયાર અને સમજદાર છે, તો તેના પર તુ કદાપિ આશ્ચર્ય ન કર.

(૨) (એટલા માટે કે) કોઈક વાર આંખ પણ દર્દના કારણે સૂર્યની રોશનીને બૂરી સમજે છે અને કોઈક વાર બીમારીના કારણે મોઢું મીઠા પાણીના સ્વાદને પણ નાપસંદ કરે છે.

**અચ પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલચહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૧૫

## મદીના તય્યિબહની હિજરત બાબત

જ્યારે નુબુવ્વતના તેરમાં વર્ષે બયૂઅતે અકૂબએ સાનિયહ વાકેઅ્ થઈ ગઈ તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબાને મદીના તય્યિબહ તરફ હિજરત કરવાની પરવાનગી આપી અને સહાબાએ છુપી રીતે રવાના થવાનું શરૂ કર્યું. એક દિવસે કુરૈશના સરદારો જેમ કે અબૂ જહલ વગેરે દારૂન્નદ્‌વહમાં કે જે ખાન–એ–કા'બાના નઝદીક અલગ મશ્વેરા માટેનું એક મકાન હતું (ત્યાં) ભેગા થયા અને લાંબી વાતચીત પછી બધાની સલાહ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાબતે એમ નક્કી થઈ કે દરેક કુરૈશી કબીલામાંથી એક એક વ્યક્તિ પસંદ થાય અને બધા ભેગા થઈ રાત્રે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મકાન પર જઈ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કતલ કરી નાંખીએ. બનૂ હાશિમ (કે જે આપના હિમાયતી છે) બધા કુરૈશી કબીલાઓ સાથે મુકાબલાની તાકાત નથી રાખી શકતા તો નિશ્ચિતપણે તેઓ મનુષ્ય વધનો આર્થિક બદલો (દંડ) લેવા માટે રાજી થઈ જશે અને આપણે લોકો સહેલાઈથી દંડ આપી દઈશું. અલ્લાહ તઆલાએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ રાઝ બાબતે માહિતગાર કરી દીધા અને હુકમ થયો કે : આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મદીના તરફ હિજરત કરી જાઓ. આપ રાત્રે ઘરમાં હતા તે વેળા કાફિરોએ બરકતવંત દરવાઝાનો ઘેરાવ કરી લીધો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત અલી (રદિ.)ને અમાનતો સુપરત કરી ઘરેથી નીકળી ગયા અને અલ્લાહની કુદરતથી કોઈને નઝર ન આવ્યા, ત્યાંથી હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના ઘરે જઈને તેઓને પોતાની સાથે લઈ એકદમ સાવચેત થઈ ગારે થૌરમાં પહોંચી ગયા. આ તરફ કાફિરોએ ઘરમાં જઈ આપને ન જોયા તો ઢુંઢવામાં લાગી ગયા, ઢુંઢતા ઢુંઢતા ગુફા સુધી પહોંચ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગુફામાં પ્રવેશ બાદ કરોડિયાએ ગુફાનાં મૂખ પર જાળુ બનાવી દીધું અને એક કબૂતરની જોડીએ આવીને ગુફામાં ઈંડા મૂકી સેવવાની પ્રવૃત્તિ શરૂ કરી

દીધી. કાફિરોએ જ્યારે આમ જોયું તો કહેવા લાગ્યા કે જો આમાં કોઈ વ્યક્તિ ગયો હોત તો આ કરોડિયાનું જાળુ તૂટી જાત અને કબૂતર જંગલી જાનવર છે, આ ગારમાં ન રહેતુ. આમ કહીને કાફિરો પાછા ફરી ગયા. અલ્લાહ તઆલાએ આપના રક્ષણ માટે કરોડિયાનું જાળુ અને કબૂતરનાં ઈંડાથી એવું કામ લીધું કે હઝારો લોખંડી બખ્તર લડાકુ જવાનો અને મજબૂત કિલ્લાથી ન થઈ શકે.

**કસીદએ બુર્દહની આ પંક્તિઓમાં આ વાકિઅહ તરફ જ ઇશારો છે :**

(૧) હું કસમ લઉં છું તે ખૈર અને કરમની જેને ગારે થૌરે એકત્ર કરી રાખી હતી (એટલે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત અબૂબક્ર સિદીક રદિ.) એવી પરિસ્થિતિમાં કે કાફિરોની દરેક આંખ આપને જોવાથી આંધળી હતી.

(૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (કે જેઓ સંપૂર્ણ સચ્ચાઇ હતા) અને હઝરત સિદીક (રદિ.) ગુફામાંથી ગયા ન હતા, તે છતાં કાફિરો કહેતા હતા કે ગુફામાં કોઈ પણ નથી.

(૩) તેઓ એમ સમજ્યા કે કબૂતર માનવસમાજમાં રહેતા નથી અને તેઓએ ઈંડા આપ્યા નથી અને કરોડિયાએ આપની સુરક્ષા અર્થે જાળુ નથી બનાવ્યું.

(૪) અલ્લાહ તઆલાની હિફાઝત અને રક્ષણે આપને ડબલ ગુંથણીવાળા બખ્તર અથવા ઉપર–નીચે બે બખ્તરો પહેરવા બાબતે તેમજ ઊંચા કિલ્લાઓમાં સુરક્ષિત થવાથી લાપરવા કરી દીધા હતા. ઈતરૂલ વરદહ.

ત્રણ દિવસ સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગુફામાં રહ્યા. આમીર બિન ફુહયરહ કે જે અબૂબક્રના આઝાદ કરેલ ગુલામ હતા, ગુફાની બાજુમાં જ બકરીઓ ચરાવતા હતા. તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને અબૂબક્ર (રદિ.)ને બકરીઓનું દૂધ પીવડાવી જતા હતા. અબૂબક્ર સિદીક (રદિ.)ના દિકરા કે જે જવાન હતા મક્કામાં કુરૈશની સભાઓમાં હાજર થઈ, ખબરો મેળવી, રાત્રે આપની સેવામાં આવી વર્ણન કરી દેતા હતા. પહેલેથી અબ્દુલ્લાહ બિન ઉરૈકિત દુઈલીને કે જે મુશ્રિક હતો, રેહબરી માટે

નોકર રાખી લીધો હતો અને ઉંટણીઓ તેને જ સુપરત કરી દીધી હતી. હુકમ પ્રમાણે ત્રણ દિવસ પછી ઉંટણીઓ ગુફાના મૂખ પાસે લાવ્યો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, અબૂબક્ર સિદ્દીક (રદિ.) અને આમિર બિન ફુહયૂરહ સવાર થઈ સમુદ્ર રસ્તે મદીના તરફ રવાના થયા. રસ્તામાં ઘણા અજીબો ગરીબ મામલા થયા કે જેના વર્ણનમાં વાત લંબાઈ જશે. તવારીખે હબીબે ઈલાહમાં જોઈ લેવામાં આવે.

મદીનાના લોકો આપના આગમનની આશામાં દરરોજ સ્વાગત માટે મક્કાના રસ્તા પર આવતા અને બપોરના સમયે પરત જતા રહેતા. જે દિવસે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પહોંચ્યા, તે દિવસે પણ વાટ જોઈ જોઈને પરત થઈ રહ્યા હતા, અચાનક એક યહૂદીએ એક ટેકરી પરથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સવારી જોઈ અને જોરથી પરત ફરવાવાળાઓને કહ્યું, યા મઆશિરલ અરબ ! હાઝા જદ્દકુમ, એટલે કે હે અરબોની જમાઅત ! આ તમારા જદ્દ્ એટલે કે સદ્નસીબીનો સામાન આવી પહોંચ્યો. તેઓ પાછા ફર્યા અને આપની સાથે સાથે મદીના તય્યિબહમાં દાખલ થયા. મદીનાવાસીઓનો તે દિવસના આનંદનો કોઈ અંદાજો નથી લગાવી શકાતો. નાની નાની બાળાઓ હર્ષાવેશમાં આ કાવ્ય પંક્તિઓ પઢતી હતી.

طَلَعَ الْبَدْرُ عَلَيْنَا    مِنْ ثَنِيَّاتِ الْوَدَاعِ
وَجَبَ الشُّكْرُ عَلَيْنَا    مَا دَعَا لِلّٰهِ دَاعٍ
اَيُّهَا الْمَبْعُوْثُ فِيْنَا    جِئْتَ بِالْاَمْرِ الْمُطَاعِ

બદર (ચૌદમીનો ચાંદ) ઉગ્યો છે અમારા પર સનિય્યતુલ્ વદાઅથી. આભાર વ્યક્ત કરવો અમારા શિરે ફર્ઝ છે, જ્યાં સુધી અલ્લાહ તઆલાથી કોઈ દુઆ કરવાવાળો રહે. એ નબી જે અમારામાં પધાર્યા છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવો હુકમ લઈને આવ્યા છે કે તેની ફરમાંબરદારી જરૂરી છે. (સનિય્યતુલ્ વદાઅ)નો મતલબ છે (રવાનગીની ખાડીઓ) મદીનાવાસીઓ મક્કા મુકર્રમા તરફ જતા મુસાફિરને રવાના કરવા માટે આ ખાડીઓ સુધી જતા હતા. અમુક લોકોએ કહ્યું કે સનિય્યતુલ્ વદાઅ્ મદીનાથી શામ તરફ છે અને ઉપરોક્ત કાવ્ય પંક્તિઓ ગઝ્વએ તબૂકથી

આપના પરત થવા વેળા પઢવામાં આવી હતી. હું કહું છું કે જો બન્નેવ તરફ આવું ભૌગોલિક સ્થળ હોય અને આ જ નામ હોય અને બન્નેવ વખત આ અશ્આર પઢવામાં આવ્યા હોય તો અશકયતાનો પ્રશ્ન કયાં છે ?

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મક્કાથી સોમવારના રોજ રબીઉલ અવ્વલના મહિનામાં અને અમુક લોકોના મંતવ્ય પ્રમાણે સફરના (મહિનામાં) ત્રેપન વર્ષની વયે આવ્યા હતા. સોમવારના દિવસે જ બારમી રબીઉલ અવ્વલે મદીનામાં પહોંચ્યા, ત્યાં પહોંચીને કુબા મહોલ્લામાં કે જે શહેરના કિનારે થોડીક દૂર છે, અમ્ર બિન ઔફની અવલાદના ઘરોમાં ચૌદ (૧૪) દિવસ રોકાયા અને ચોથા દિવસે હઝરત અલી (રદિ.) પણ અમાનતો પહોંચાડી આપ (સ.અ.વ.) પાસે પહોંચ્યા. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મદીના શહેરમાં રોકાણ કરવાનો ઈરાદો ફરમાવ્યો. દરેકની આરઝુ હતી કે અમારા મહોલ્લામાં રોકાય, જ્યારે આપ સવાર થયા તો દરેક કબીલાના લોકો સાથે હતા અને એકજ આરઝુ ઝબાન પર હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે મારી ઉંટણી નિર્દેશિત છે, જ્યાં બેસી જશે ત્યાં જ રોકાઈશ. ઉંટણી ચાલતા ચાલતા ત્યાં આવીને બેસી ગઈ, જ્યાં હવે મસ્જિદ શરીફનો મિમ્બર છે તે જગાથી અડીને હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.)નું ઘર હતું. ત્યાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સામાન ઉતારવામાં આવ્યો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમના ઘરે રોકાયા. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે ઝમીન જ્યાં ઉંટણી બેસી હતી વેચાણ લીધી અને મસ્જિદે નબવીનું નિર્માણ શરૂ કર્યું. (તવારીખે હબીબે ઈલાહ, ઝાદુલ મઆદ વગેરેમાંથી સાભાર)

**રજ્ઝમાંની અમુક પંક્તિઓ :**

(૧) આપને ગુફામાં બન્નેવ સાથીઓ સાથે હતા તે વેળાની એવી સન્માનજનક પ્રશંસા મુબારક હો કે જેને આપથી પહેલાં કોઈ ઈન્સાને પ્રાપ્ત કરી નથી.

(૨) અને બન્નેવ સાથીઓએ તે ગુફાથી નીકળીને હિજરત કરી, જ્યારે કે મદીનાના સફરનો ઈરાદો કર્યો અને મદીના પહોંચી તે સફર પૂરો થઈ ગયો.

(૩) જો કોઈ ખબર મેળવવી હોય તો સુરાકહ અને ઉમ્મે મઅ્બદને આપનો હાલ પૂછો તો બન્નેવથી ખબર માલૂમ પડશે.

(૪) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના લઈ મદીના પવિત્ર બની ગયું જ્યારે આપે ત્યાં રહેઠાણ બનાવ્યું, અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે ત્યાં પહોંચ્યા તો તેની મહેકદાર સુગંધ ફેલાઈ ગઈ.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ યુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૧૬

## મદીના તય્યિબહમાં પધરામણીના અમુક મહત્વપૂર્ણ વિવિધ વાકિઆત બાબત

**પ્રથમ વાકિઅહ :** મદીનામાં આગમન પછી અબ્દુલ્લાહ બિન સલામ કે જે એક મોટા યહૂદી આલિમ હતા, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુલાકાતે આવ્યા, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ત્રણ પ્રશ્નો કર્યા અને તેના સાચા જવાબો મેળવી ઈમાન લઈ આવ્યા. (તવારીખે હબીબે ઈલાહ)

**બીજો વાકિઅહ :** હઝરત સલમાન ફારસી (રદિ.) કે જેઓ વાસ્તવમાં ફારિસના અગ્નિ પૂજકોમાંથી હતા, તેઓને લાંબી ઉંમર મળી, મજૂસી ધર્મ છોડીને ઈસાઈ ધર્મ અંગીકાર કર્યો હતો. યહૂદી અને નસરાની ઉલમાની ઝબાનથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખબર સાંભળી અને આ વાત કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મદીનામાં હિજરત કરીને આવશે (તે સાંભળી) તેઓ મદીનામાં આવી રહ્યા હતા અને ઘણી જગ્યાએ વેચાયા હતા. આ દિવસોમાં એક યહૂદીના ગુલામ હતા, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને નુબુવ્વતની નિશાનીઓ જોઈ મુસલમાન થઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે પોતાની આઝાદીની ફિકર કરો. તેમણે પોતાના માલિકને વાત કરી. તેણે ચાળીસ (૪૦) અવકિયહ સોના પર (કે જે અહિંયાના તોલ પ્રમાણે સવા સેરથી પણ વધુ થાય છે.) મુકાતબ બનાવી દીધા, સાથે આ શર્ત પણ લગાવી કે ખજૂરના ત્રણ સો (૩૦૦) ઝાડ લગાવી આપે અને જ્યારે તે ફળ આપતા થાય ત્યારે તે આઝાદ થાય. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના મુબારક હાથો વડે તે ઝાડ લગાવી દીધા, બધા ઝાડો તે જ વર્ષે ફળ આપતા થઈ ગયા અને એક ઈંડા બરાબર સોનુ માલે ગનીમતમાં આવ્યું હતું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત સલમાન (રદિ.)ને આપ્યું કે આપીને આઝાદ થઈ જાઓ. તેમણે અર્ઝ કરી કે ચાળીસ

અવકિયહ સોનુ જોઈએ આ કંઈ રીતે કાફી લેખાશે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મુબારક ઝબાન તેના પર ફેરવી દીધી અને બરકતની દુઆ કરી. હઝરત સલમાન (રદી.) કહે છે કે મેં વજન કર્યું તો ચાળીસ ઉકીયહ હતું, ન ઓછું ન વધારે. અને ભરપાઈ કરીને આઝાદ થઈ ગયા અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં રહ્યા. (તવારીખે હબીબે ઈલાહ)

**ત્રીજો વાકિઅહ** : મદીના તય્યિબહમાં બીરે રોમહનું (કે જે એક કૂવો છે) પાણી મીઠુ હતું અને બીજા કૂવાઓનું પાણી ખારુ હતું, તેનો માલિક એક યહૂદી હતો, જે પાણી વેચ્યા કરતો હતો. એટલા માટે મુસલમાનોને પાણીની તકલીફ હતી. જનાબે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે જે વ્યક્તિ બીરે રોમહને ખરીદીને મુસલમાનોના ડોલ તેમાં ચાલુ કરી દે તેના માટે જન્નત છે. હઝરત ઉષ્માન (રદિ.)એ તે કૂવાની ફક્ત પોતાના માલથી ખરીદી કરી અને વકફ કરી દીધો. (તવારીખે હબીબે ઈલાહ)

**કસીદએ બુર્દહની અમુક પંક્તિઓ :**

હે શ્રોતા ! તમને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુઅ્જિઝા બાબતે આટલુ કાફી છે કે આપનો ઈલ્મ એવા યુગમાં કે લોકો અજ્ઞાની હતા, જ્યારે કે આપ ઉમ્મી (અનપઢ) હતા. સાથે આપ યતીમ હોવા છતાં બાઅદબ હતા. (ઈત્રૂલ વરદહ મઅ તફસીર.) જેમકે અબ્દુલ્લાહ બિન સલામે એનાથી દલીલ કરી છે.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેઓ સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૧૭

## આપના ગઝ્વાત અને તેના અંતર્ગત અમુક બીજા મશહૂર વાકિઆત બાબત (વર્ષના ક્રમ પ્રમાણે)

**મદીના તય્યિબહમાં** આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોકાણનો સમય વફાત સુધી દસ વર્ષ બે મહિના છે, જ્યારે જિહાદ ફર્ઝ થયો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કાફિરોથી લડાઈ શરૂ કરી અને ફોજ મોકલવા લાગ્યા. જે જિહાદમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સ્વજાતે શામેલ થયા તેને અહલે સિયર (જીવન ચરિત્ર લખનારા) ગઝ્વહ કહે છે અને જે લશ્કર આપે મોકલી દીધું, પોતે તેમાં શામેલ ન થયા તેને સરીય્યહ કહે છે. દરેક ગઝ્વાહ અને સરીય્યહનો વિસ્તૃત અહેવાલ રજૂ કરવો મુશ્કેલ છે. માટે અમુક અમુકનો એકદમ અલ્પતમ અહેવાલ રજૂ કરવામાં આવે છે અને સમયગાળાની એક્યતાના સંબંધે અમૂક અન્ય વાકિઅહ લખવામાં આવે છે.

**હિજરતના પ્રથમ વર્ષે :** જિહાદ ફર્ઝ થયો. હઝરત હમઝહ (રદી.)ને ત્રીસ મુહાજીરો સાથે મોકલ્યા કે કુરૈશના કાફલા સાથે બાથ ભીડે. આ વાકિઅહ રમઝાનમાં બન્યો. શવ્વાલમાં હઝરત ઉબય્દહ બિન અલ્ હારિષને સાઈઠ (૬૦) મુહાજિરો સાથે બતને રાબિગ તરફ મોકલ્યા. હઝરત સઅદ બિન વક્કાસ (રદિ.)ને વીસ મુહાજિરો સાથે ખરાર તરફ જે જુહ્ફહ એક જગ્યા છે, ઝીલકઅ્દહમાં રવાના કર્યા કે કુરૈશી કાફલા સાથે બાથ ભીડે. આ બધા સરીય્યહ હતા. પછી સફર મહીનામાં ગઝવએ અબવાઅ વાકેઅ થયો. તેમાં સ્વજાતે તશરીફ લઇ ગયા. મક્કા અને મદીના વચ્ચે અબવાઅ એક ગામ હતું. આને ગઝવએ વુદાન પણ કહે છે. આ જ વર્ષે અઝાનની શરૂઆત થઈ, આ જ વર્ષે હઝરત આયશા (રદિ.) રૂખ્સત થઈને આવ્યાં અને આ જ વર્ષે મુહાજિરો અને અન્સારો વચ્ચે ભાઈચારાની સંધી થઈ.

**હિજરી સન બે (૨) :** રબીઉલ અવ્વલમાં ગઝ્વએ બુવાત આ વર્ષે

થયો, બુવાત નાહિયએ રઝવીમાં એક સ્થળ છે. કુરૈશી કાફલા સાથે બાથ ભીડવાનો ઈરાદો હતો, પરંતુ મુકાબલો કરનાર કોઈ ન મળ્યું. પછી જમાદીઉલ અવ્વલ અને જમાદિઉલ આખરમાં ગઝવએ ઉશૈરહ વાકેઅ થયો કે જે એક ઝમીન છે બનૂ મુદલિજની નાહિયએ યમ્બુઅ્માં. તેમાં કુરૈશી કાફલા સાથે બાથ ભીડવાનો ઈરાદો હતો, જે મક્કાથી શામ તરફ જતો હતો, પરંતુ તે ન મળ્યો અને આ તે કાફલો છે, જેની વાપસી વેળા આપ પોતે તશરીફ લઈ ગયા હતા જે ન મળ્યો અને ગઝવએ બદરનું કારણ બન્યો. એટલા જ માટે આ ગઝવહ ઉશૈરહને ગઝવએ બદર પ્રથમ પણ કહેવામાં આવે છે. પછી રજબમાં અબ્દુલ્લાહ બિન જહ્શ અસદીને બતને નખ્લહ તરફ મોકલ્યા અને એ જ વાકિઅહમાં આ આયતો નાઝિલ થઈ.

يَسْـَٔلُوْنَكَ عَنِ الشَّهْرِ الْحَرَامِ قِتَالٍ فِيْهِ ؕ

(ભાવાર્થ : (હે નબી (સલ.) !) લોકો આપને હુરમતવાળા માસમાં લડાઈ કરવા સંબંધી પુછે છે.) (સુ. બકરહ આ. /૧૭, પા./૨) સાથે સર્વશ્રેષ્ઠ ગઝવએ બદરની ઘટના બની જેનું ઉપનામ બદરે કુબરા છે. રમઝાનમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ખબર સાંભળી કે કુરૈશી કાફલો શામથી મક્કા જઈ રહ્યો છે. તેને આંતરવાના હેતુસર આપ સહાબાને લઈને જે ત્રણ સો તેર (૩૧૩) હતા, મદીનાથી રવાના થયા. આ ખબર મક્કા પહોંચી. કુરૈશી કાફિરો એક હઝાર હથિયારબંદ માણસો લઈ રવાના થયા. ભલે કાફલો બીજા રસ્તે થઈને મક્કા જઈ પહોંચ્યો, પરંતુ તે છતાં અહિંયા કુરૈશી લોકો એ મકસદથી આગળ વધ્યા કે બદર મુકામે જઈને પડાવ નાંખીશું અને ખૂબ જશ્ન મનાવીશું, જેથી આખા અરબસ્તાનમાં અમારો રૂઆબ છવાઈ જાય અને આ શક્યતા પણ ન હતી કે ત્રણ સો માણસો અને તે પણ સરસાધન હથિયાર વિનાના અમારી સાથે મુકાબલો કરશે, મફતમાં પ્રસિધ્ધી મળશે. અલ્લાહ તઆલાને ઈસ્લામને ઈઝ્ઝત આપવી અને કુફ્રને ઝિલ્લત આપવી મંજૂર હતી. તો પરસ્પર મુકાબલો થયો. ઈસ્લામવાળાઓ વિજયી અને સહાયતા પ્રદિત થયા અને કાફિરો કતલ થયા, કેદી બન્યા અને જલીલ થયા. સૂરએ અન્ફાલમાં આ જ કિસ્સો છે અને આ સંપૂર્ણ કિસ્સાથી શવ્વાલમાં ફારીગ થયા. ત્યાર બાદ સાત દિવસ પછી બનૂ સુલૈમના ગઝવહ માટે તશરીફ લઈ ગયા, પરંતુ

લડાઈ ન થઈ. પછી બદરના બે મહિના પછી ગઝવએ સવીક થયો. તે એ રીતે થયો કે કાફિરો જ્યારે બદરમાં પરાજિત થઈ મક્કા પહોંચ્યા. પછી અબૂ સુફિયાન બસો (૨૦૦) સવારોને લઈ લડાઈના ઈરાદાથી મદીના તરફ રવાના થયા. મદીનાના નઝદીક પહોંચ્યા જ હતા કે મુસલમાનોને જાણ થઈ ગઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે મુસલમાનોને લઈને નીકળ્યા. કાફિરો નાસી છૂટયા અને ભાર હલકો કરવા માટે સફરનું ભાથું સત્તુ ફેંકી ગયા. એટલા જ માટે તેનું ઉપનામ ગઝવએ સવીક પડયું. આ બનાવ ઝિલ્હિજ્જહમાં બન્યો. પછી બાકીનો ઝિલ્હિજ્જહ મદીનામાં રોકાણ કર્યું. ત્યાર પછી નજદમાં ગિત્ફાન સાથે ગઝવો કરવા માટે રવાના થયા અને સફર મહિનો પૂરો થતાં સુધી ત્યાં રોકાણ કર્યું, પરંતુ લડાઈ ન થઈ. આ જ વર્ષે અડધી શાબાનમાં કિબ્લાની ફેરબદલી થઈ, રોઝા ફર્ઝ થતાં પહેલાં ઝકાત ફર્ઝ થઈ, અને શાબાનના અંતમાં રોઝા ફર્ઝ થયા, રમઝાનના અંતમાં સદ્કએ ફિત્ર વાજિબ થયો, બન્નેવ ઈદોની નમાઝ તેમજ કુરબાની આ વર્ષે જ નક્કી થઈ અને જુમ્આ આનાથી આગલા વર્ષે ફર્ઝ થઈ ગઈ હતી. આ જ વર્ષે બદરની વાપસીના એક દિવસ પહેલાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દિકરી હઝરત બીબી રૂકૈયા (રદિ.)ની વફાત થઈ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની બીજી દિકરી હઝરત ઉમ્મે કુલષુમ (રદિ.)નો નિકાહ હઝરત ઉષ્માન (રદિ.) સાથે કર્યો. એટલા જ માટે હઝરત ઉષ્માન (રદિ.) ઝુન્નુરૈન કહેવાય છે અને બદર પછી જ હઝરત ફાતિમા (રદિ.)નો નિકાહ થયો.

**હિજરી સન ત્રણ (૩)** : રબીઉલ અવ્વલ પછી ફરી કુરૈશનો પીછો કરવા માટે રવાના થઈ, નજ્રાન સુધી પહોંચ્યા. રબીઉલ અવ્વલ અને જમાદીઉલ અવ્વલ ત્યાં રહ્યા, પરંતુ લડાઈ ન થઈ તો મદીના મુનવ્વરહ પરત આવી ગયા. પછી બનૂ કયૂનુકાઅ્નો કે જેઓ મદીનાના યહૂદીઓમાંથી હતા, સંધિ તોડવા બદલ પંદર દિવસનો ઘેરાવ કર્યો. પછી અબ્દુલ્લાહ બિન ઉબયની સિફારિશના કારણે છોડી મૂક્યા. આ અબ્દુલ્લાહ બિન સલામની બિરાદરી છે, આ સંધિ તોડવા બદલ કઅબ બિન અશરફને કતલ કરવાનો હુકમ આપ્યો, જેમ કે તેને કતલ કરવામાં આવ્યો અને એ જ વર્ષે શવ્વાલની શરૂઆતમાં ગઝ્વએ ઉહૂદ વાકેઅ થયો, જેનો કિસ્સો ચોથા સિપારાના પા થી શરૂ થઈ

અડધાથી થોડાક આગળ સુધી પહોંચે છે. પછી ગઝવએ હમરાઉલ અસદ (કે જે એક સ્થળ છે) વાકેઅ થયો. ઉહુદમાંથી જ્યારે કાફિરો ચાલ્યા ગયા તો પછી રસ્તામાંથી મદીના પરત ફરવાનો ઈરાદો કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ ખબર સાંભળી પોતે સહાબા (રદિ.)ને લઈને રવાના થયા. જ્યારે કાફિરોએ આ સાંભળ્યું તો ડરીને પાછા ફરી ગયા, કેમ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હમરાઉલ અસદ સુધી પહોંચ્યા હતા તો તેના નામથી ગઝવહનું નામ નક્કી થયું. પછી બાકી શવ્વાલ, ઝીલકઅ્દહ અને ઝિલ્હિજ્જહમાં કોઈ ઘટના બનવા નથી પામી. જ્યારે મુહર્રમનો ચાંદ દેખાયો તો તલહા બિન ખુવય્લદ અને સલમા બિન ખુવય્લદ લડાઈ માટે આવી રહ્યાની ખબર સાંભળી. હઝરત અબૂ સલમા (રદિ.)ને દોઢ સો (૧૫૦) મુહાજિરો અને અન્સારો સાથે મુકાબલા માટે મોકલ્યા. પરંતુ લડાઈ ન થઈ અને ગનીમતના જે જાનવરો હાથ આવ્યા, તે લઈને મદીના આવી ગયા. પછી પાંચમી મુહર્રમે ખાલિદ બિન સુફિયાનની લશ્કર એકઠું કરવાની ખબર સાંભળી તો હઝરત અબ્દુલ્લાહ બિન અનસ (રદિ.)ને મુકાબલા માટે મોકલ્યા. તેઓએ તેને કતલ કરી તેનું મસ્તક હાજર કર્યું અને તેઓ અઢાર (૧૮) દિવસ પછી ત્રેવીસ (૨૩) મુહર્રમના પરત થયા હતા. પછી સફર મહિનામાં રજીઅ સરીયહની ઘટના થઈ. મક્કાના કાફિરોના બહેકાવવાના કારણે અઝલ અને કારહ (કબીલા)નાં અમુક લોકોએ ધોકાના રસ્તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થઈ, જાહેરમાં મુસલમાન થયા અને અરઝ કરી કે અમારી સાથે અમુક લોકો મોકલી આપો કે (જેઓ) અમોને ઈસ્લામ શિખવાડે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દસ વ્યક્તિઓ સાથે કરી દીધી. જ્યારે આ લોકો રજીઅ પર કે જે કબીલએ હુઝૈલનું એક તળાવ છે ત્યાં પહોંચ્યા તો કબીલએ હુઝૈલને મદદ માટે બોલાવ્યા અને ધોકો કર્યો. અમુક સહાબા તે જ સમયે શહીદ થયા જેમ કે હઝરત આસિમ (રદિ.), અને અમુકને પકડી લેવામાં આવ્યા જેમ કે હઝરત ખુબૈબ (રદિ.), બાદમાં તેઓને શહીદ કરી દેવામાં આવ્યા. આ સફરના મહિનામાં બીરે મઉનાની ઘટના બની. આ મક્કા અને અસ્ફાનના વચ્ચે બિલાદે હુઝૈલમાં એક સ્થળ છે. એ રીતે (આ ઘટના) બની કે બનૂ આમિરના લોકોમાંથી નજદનો

એક રહેવાસી હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થયો અને કહ્યું કે હું મુસલમાન થઈ જતો, પરંતુ કૌમનો વિચાર આવે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમુક લોકો મારી સાથે મોકલો જે કૌમને ઈસ્લામની દા'વત આપે, પછી મને પણ કોઈ સંકોચ નહિ રહે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે મને નજદવાસીઓનો ડર છે. તેણે કહ્યું કે ડરની કોઈ વાત નથી. હું પોતાની પનાહ (સુરક્ષા)માં લઈ લઈશ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સિત્તેર સહાબીઓને કે જેઓ કારી કહેવાતા હતા સાથે મોકલી દીધા, જ્યારે આ બધા બીરે મઉનહ પહોંચ્યા તો બુખારી શરીફના વર્ણન પ્રમાણે જેમાં રઅલ, ઝકવાન અને અસીય્યહ પણ હતા. ભેગા મળી લગભગ બધા સહાબાને શહીદ કરી નાખ્યાં. આમાં બુખારી શરીફના વર્ણન પ્રમાણે હરામ બિન મિલ્હાન પણ હતો અને આ ગદ્દારીનો મુખ્ય સૂત્રધાર આમિર બિન તુફૈલ હતો, જે આ આમિરનો ભત્રીજો હતો. આમિર બિન માલિકને આ વાતનો ઘણો રંજ લાગ્યો કે તેની પનાહમાં તેના ભત્રીજાએ વિકાર તેમજ વાંધો નાખ્યો અને આ જ દિવસોમાં તે મરી ગયો. આ આમિર બિન તુફૈલે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કહેવાડયું કે યા તો મને મુલ્ક વહેંચી આપો, યા તો તમારા પછી મને ખલીફહ નક્કી કરી દો. નહિ તો મોટું લશ્કર લાવી તમારી સાથે જંગ કરીશ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બદ્દુઆ ફરમાવી અલ્લાહુમ્મક્ફીની આમિરનૂ. હે અલ્લાહ ! આમિરના મુકાબલામાં તુ મારા માટે પર્યાપ્ત બની જા. તે પ્લેગથી મરી ગયો, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક મહિના સુધી આ કારીઓના કાતિલો પર કુનૂતમાં બદ્દુઆ ફરમાવી. પછી તેઓ મુસલમાન થઈને આવી ગયા તો બદ્દુઆ કરવાનું છોડી દીધું. આ બીરે મઉનહની ઘટનાના દિવસોમાં ગઝવએ બનૂ નઝીર થયો. આ લોકો મદીનાના યહૂદીઓમાંથી હતા. આ કહાની આ પ્રમાણે થઈ કે બીરે મઉનહની ઘટનામાં અમ્ર બિન ઉમય્યહ ઝમરી પણ કેદ થયા હતા, પરંતુ ઉપરોક્ત આમિર બિન તુફૈલે તેમના કપાળના વાળ કાપી છોડી મૂક્યા. તેની માંના શિરે એક ગુલામ આઝાદ કરવાની જીમ્મેદારી હતી તેના બદલામાં અમ્ર બિન ઉમય્યહને છોડી મૂક્યા. આપ ત્યાંથી પાછા ફર્યા તો રસ્તામાં બનૂ આમિરની બે મુશ્રિક

વ્યક્તિઓ મળી. તેમણે એ બન્નેવને કત્લ કરી નાંખી. દિલમાં એમ સમજ્યા કે આ પણ આમિર બિન તુફૈલથી એક પ્રકારનો બદલો છે કે જેણે બધા બીરે મઉનાવાળા સહાબાને કત્લ કરાવ્યા હતા અને તે બન્નેવ મુશ્રિકો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પનાહમાં હતા. અમ્ર બિન ઉમય્યહને આ વાતની ખબર ન હતી. આપે આ કતલ બાબતે જે ભૂલથી હતું દીય્યત નક્કી કરી, જયારે કે બનૂ આમિર અને બનૂ નઝીર પરસ્પર સંધિ ધરાવતા હતા, આપ માટે એ જરૂરી બન્યું કે તેઓના મશ્વેરાથી દીય્યતના આ મામલાને નક્કી કરે અને આ તે મામલો છે જે ગઝવએ બનૂ નઝીરનું કારણ બન્યો. આની કહાણી એવી છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે હિજરત ફરમાવી મદીના તય્યિબહ પધાર્યા તો બનૂ કુરૈઝહ અને બનૂ નઝીરના યહૂદીઓ કે જેઓ મદીના બહાર એક મહોલ્લામાં રહેતા હતા. તેઓએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે સંધિ કરી કે અમો તમારા અનુરૂપ રહીશું. કોઇ પ્રકારનો દુર્ભાવ નહિ રાખીએ અને આપના શત્રુઓની મદદ નહિ કરીએ. જયારે આપ આ દીય્યત (દંડ)ના મામલામાં બનૂ નઝીરના મહોલ્લામાં પધાર્યા અને તેમની સાથે આ બાબતે વાતચીત કરી. તે લોકો આપને એક દિવાલ નીચે બેસાડી પરસ્પર મશ્વેરો કરવા લાગ્યા એ હેતુસર કે દિવાલ પરથી એક પથ્થર ગબડાવી આપને કતલ કરી નાખીએ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વહી મારફતે જાણ થઈ ગઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉભા થઈ મદીના તશરીફ લઈ ગયા. આપે કહેવડાવ્યું કે તમોએ વચનભંગ કર્યો છે, દસ દિવસના અંદર બહાર નીકળી જાઓ, નહિ તો લડાઈ થશે. તેઓ લડાઈ માટે તૈયાર થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમના પર લશ્કરી કાર્યવાહી કરી અને તેઓના કિલ્લાને ઘેરી લીધો. અંતે તંગ થઇ ત્યાંથી નિકળી જવા પર તૈયાર થઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે બધા હથિયાર મુકીને જાઓ અને જેટલો સામાન સાથે લઈ શકો એટલો લઈ જાઓ. અમુક ખૈબરમાં જઈ વસ્યા, અમુક શામમાં તો અમુક બીજી જગ્યાએ. સૂરએ હશ્રમાં આ જ કિસ્સો છે અને આ જ વર્ષે અથવા આગલા વર્ષે દારૂ—શરાબ હરામ થયો અને હઝરત ઈમામ હસન (રદિ.)નો જન્મ થયો.

**હિજરી સન ચાર (૪) :** ઉહુદથી પાછા ફરતી વેળા અબૂ સુફિયાન કહી ગયા હતા કે આવતા વર્ષે ફરી બદરમાં લડાઈ થશે, જ્યારે તે સમય નઝદીક આવ્યો અને અબૂ સુફિયાનની બદર સુધી જવાની હિમ્મત ન થઈ તો એની ઈચ્છા થઈ કે કોઈ એવી પરિસ્થિતી ઉત્પન્ન થઈ જાય કે આપ પણ બદર ન જાય, જેથી અમારે શરમ અને લજ્જા ન વેઠવી પડે. તો નઈમ બિન મસ્ઊદ નામની એક વ્યક્તિને મદીના મોકલી કે મુસલમાનોને એવી ખબર આપે કે અબુ સુફિયાને ઘણું મોટું લશ્કર ભેગું કર્યું છે જેથી તેઓ ભયભીત થઈ જાય. મુસલમાનોએ સાંભળીને કહ્યું કે ... حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ

(ભાવાર્થ : અમને અલ્લાહ બસ છે, અને તે જ સારો કાર્ય સાધક છે) (સુ. આલિ ઈમરાન આ. /૧૭૨, પા. /૪) અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દોઢ હજાર વ્યક્તિઓ લઈ બદર તશરીફ લઈ ગયા અને અમુક દિવસો સુધી પડાવ નાખ્યો, કોઈ મુકાબલા પર ન આવ્યું. ત્યાં સહાબાએ વેપારમાં ઘણો નફો મેળવ્યો અને હસતા ચેહરે લડાઈ તેમજ કોઈ રંજ વિના પરત ફર્યા. આ ગઝવહને બદરે ષાની, બદરે સુગરા અને બદરે મવઅદ પણ કહે છે. એ હેતુસર આ વાકિઅહ શાબાનમાં અને અમુકના કહેવા પ્રમાણે ઝિલકઅ્દહમાં થયો અને આજ વર્ષે ઈમામ હુસૈન (રદિ.)નો જન્મ થયો.

**હિજરી સન પાંચ (૫) :** રબીઉલ અવ્વલમાં ગઝ્વએ દવ્મતુલ જુન્દુલ થયો. આ દમિશ્કથી પાંચ મંઝિલ દૂર છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સાંભળ્યું હતું કે ત્યાં અમુક કાફિરો ભેગા થયા છે, જે મદીના પર ચઢાઈ કરવાની ઈચ્છા ધરાવે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક હજાર વ્યક્તિઓને લઈ રવાના થયા. તેઓ ખબર સાંભળી વેરવિખેર થઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમુક દિવસો સુધી ત્યાં રહી મદીના પરત પધાર્યા. આ જ વર્ષે શાબાનમાં ગઝવએ મુરય્સીઅ થયો. તેને ગઝવએ બનૂ મુસ્તલિક પણ કહેવાય છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આમ ખબર પહોંચી કે બનૂ મુસ્તલિક લડાઈનો ઈરાદો ધરાવે છે. આપ પોતે સહાબાને લઈને રવાના થયા અને તે લોકોએ મુકાબલો ન કર્યો. તેઓનો માલસામાન મુસલમાનોના હાથમાં આવ્યો. હઝરત ઝુવૈરીયહ (રદિ.) આજ ગઝવહમાં હઝરત ષાબિત બિન કૈસના ભાગમાં આવી. તેમણે

મુકાતબ (અમુક માલી ભારણ ચુકવી આઝાદી મેળવતો ગુલામ કે લોંડી) બનાવી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એ બદલે કિતાબત (માલીભારણ) ભરીને તેણી સાથે નિકાહ ફરમાવ્યો. આ જ ગઝ્વહમાં ઈફ્કનો કિસ્સો એટલે કે હઝરત આયશા સિદીકહ (રદિ.) પર તોહમત લગાડવાનો દુ:ખદાયી વાકિઅહ બન્યો. આ જ વર્ષે ગઝવએ ખંદક જેનું નામ ગઝવએ અહઝાબ પણ છે, વાકેઅ થયો. આ કહાણી એમ બની કે બનૂ નઝીરને જ્યારે નિર્વાસિત કરવામાં આવ્યા. બનૂ નઝીરમાં હુયય્ બિન અખ્તબ ઘણો મોટો ફસાદી હતો, જે ખૈબરમાં જઈને રહ્યો હતો. અમુક ફસાદીઓને લઈ મક્કા પહોંચ્યો અને કુરૈશને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે લડવા માટે ઉશ્કેરણી કરી, યુક્તિ–પ્રયુક્તિ તેમજ મદદ આપવાનો વાયદો કર્યો. જુદા જુદા કબીલા મળી સંખ્યા દસ હજારની થઈ, ત્યાર બાદ મદીના તરફ પ્રયાણ કર્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ સાંભળી હઝરત સલમાન (રદિ.)ના મશ્વેરાથી મદીના નઝદીક કોહે સિલઅ્ પાસે ખાય (ખંદક) ખોદવાનો હુકમ ફરમાવ્યો. જયારે બીજી બાજુ તો નગર કોટ અને ઈમારતોથી મજબૂત હતી. ખંદક ખોદાય ગયા પછી ત્યાં પોતાનું લશ્કર ગોઠવ્યું અને લડાઈનું આયોજન કર્યું. જ્યારે કાફિરોનું લશ્કર આવી પહોંચ્યું તો ખંદક જોઈને ડઘાઈ ગયું, કેમ કે અરબોએ કોઈ દિવસ આ પ્રકારના આયોજનનું વિચાર્યું પણ ન હતું. ખંદકથી અડીને તંબુ તાણીને તીર પથ્થરથી લડતા રહ્યા. આ તરફથી પણ તેઓને તીર પથ્થરથી જવાબ અપાતો હતો અને હુયય્ બિન અખ્તબે બનૂ કુરૈજાને પણ પોતાની સાથે શામેલ કરી લીધા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ જુથોમાં તિરાડ પાડવા માટે મશ્વેરો ફરમાવ્યો. એક વ્યક્તિ નુઐમ બિન મસ્ઊદ કે જે કબીલએ ગત્ફાનના હતા, નવા મુસલમાન થયા હતા અને હજુ તેમના ઈસ્લામની કાફિરોને જાણ ન હતી. (તેમણે) પ્રસ્તાવ મૂક્યો કે હું બનૂ કુરૈજા અને કુરૈશ વચ્ચે ફુટ નાંખવાની એક યુક્તિ કરી શકું છું, કેમ કે મારા ઈસ્લામની તેઓને જાણ નથી. તેઓ મારો ભરોસો કરશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ "**અલ્ હરબુ ખિદ્અહ**" લડાઈ તો ધોકાનું નામ છે, ના કાયદા પ્રમાણે પરવાનગી આપી દીધી. તેઓ બનૂ કુરૈજામાં ગયા અને કહ્યું કે તેઓએ જે કુરૈશ અને ગિત્ફાન સાથે મૈત્રી (દોસ્તી)

અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે કરારભંગ કર્યો, જો આ લોકો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિના કામ પુરૂ કરીને પરત ફરી ગયા તો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમારા પર ચઢાઈ કરશે અને તમો એકલા તેમનો મુકાબલો કરવાની ક્ષમતા નથી ધરાવતા. યહૂદીઓએ કહ્યું કે હવે તેનો શું ઉપાય છે ? નુઐમે કહ્યું કે તમો એમને કહેણ મોકલી દો કે અમુક સરદાર અથવા સરદારોની અવલાદને રહન એટલે કે ગીરો રૂપે સોંપી દો કે જે અમારી પાસે રહેશે. જો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમારા વિરોધમાં આવશે તો તેઓ આ સરદારોના રક્ષણના હેતુએ તમારી મદદ માટે જરૂર આવશે. જો આ લોકો આ મંજૂર કરી લે તો સમજી લો કે તેઓના દિલમાં તમારો ખ્યાલ છે અને ન માને તો તેઓ દિલથી તમારા મિત્ર નથી. તેઓએ કહ્યું કે અમો હમણાં જ આ સંદેશો પહોંચાડીએ છીએ. પછી નુઐમ ત્યાંથી કુરૈશ પાસે આવ્યા અને પોતે તેઓના હિતેચ્છુક હોવાનું જાહેર કરીને કહ્યું કે અમે સાંભળ્યું છે કે બનૂ કુરૈજા પડદા પાછળ મુહમ્મદ સાથે મળી ગયા છે અને મુહમ્મદે તેમને કહેવડાવ્યું છે કે અમારું દિલ ત્યારે સાફ થશે, જ્યારે તમે લોકો કુરૈશના અમુક મોટા માથા અમારા હાથે પકડાવી દો, તો તેઓએ આ બાબતે વાયદો કરી લીધો છે. તો તેઓ તમારી પાસે માણસોની માંગણી કરે તો કોઈ સંજોગે ન આપશો. ત્યાંથી ઉઠીને ગત્ફાનના લોકોથી પણ આ પ્રમાણે કહી આપ્યું. કુરૈજા તરફથી અહિંયા એવો જ પયૂગામ આવ્યો. કુરૈશે ના પાડી દીધી અને સંપૂર્ણ રીતે એકબીજા સાથે દુર્ભાવના ઉત્પન્ન થઈ અને તેમાં ઘણો બગાડ થઈ ગયો, જ્યારે આ સ્થિતિ પર વધુ દિવસો વિતી ગયા આ તરફ બનૂ કુરૈજા સાથેની કડવાશનાં લઈ તેમના દિલ ઉદાસીન થઈ ગયા. અલ્લાહ તઆલાએ એક ઝંઝાવાતી હવા મોકલી કે તંબૂ ઉડી ગયા, ઘોડા ભાગવા લાગ્યા. અબૂ સુફયાને કહ્યું કે હવે રોકાવવું સારૂં નથી અને એ જ રાતે કાફિરોનું લશ્કર ચાલ્યું ગયું. સૂરએ અહ્ઝાબમાં આ જ ગઝવહનો ઉલ્લેખ છે.

ગઝ્વએ ખંદકની સાથે જ ગઝવએ બનૂ કુરૈજા થયો. તે એ રીતે થયો કે જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગઝ્વએ અહ્ઝાબ (ખંદક)થી વિજેતા થઈ પોતાના દૌલતખાના પર પધાર્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ ગુસલ (મુબારક) કરી રહ્યા હતા. અચાનક હઝરત જિબ્રઈલ (અલૈ.) બિરાજમાન થયા અને કહ્યું કે અલ્લાહ તઆલાનો હુકમ છે કે અત્યારે જ બનૂ કુરૈજા ઉપર ચઢાઈ કરવામાં આવે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તે જ સમયે લશ્કર રવાના કર્યું અને લશ્કર સાથે બનૂ કુરૈજાનો ઘેરો નાંખ્યો. તેઓએ ગભરાઈને કહ્યું કે અમો એ રીતે ઉતરીએ છીએ કે સઅદ બિન મુઆઝ અમારા માટે જે હુકમ આપે તે અમને માન્ય છે. તે સહાબી ઔસ કબીલાના હતા, જે બનૂ કુરૈજા સાથે કરાર ધરાવતા હતા. બનૂ કુરૈજાને એમ હતું કે હલીફ હોવાના લઈ રિઆયત કરશે. તેમણે ઉતરીને આમ હુકમ આપ્યો કે તેમના પુરૂષોને કતલ કરવામાં આવે અને સ્ત્રીઓ તેમજ છોકરાઓને ગુલામ, લોંડી બનાવવામાં આવે, જયારે માલ–જાયદાદ બધી જપ્ત કરી લેવામાં આવે. અંતે આ રીતે જ કરવામાં આવ્યું અને તે જ સમયમાં અબૂ રાફેઅ યહૂદીને કતલ કરવામાં આવ્યો. આ મોટો માલદાર સોદાગર હતો અને ખૈબર પાસે એક કોઠીમાં રહેતો હતો. ટુકડીઓને લડાઈ માટે પ્રેરણા આપવામાં શામેલ હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અબ્દુલ્લાહ બિન અતીક (રદિ.)ને અમુક અન્સારીઓના સરદાર બનાવીને તેના કતલ માટે મોકલ્યા. તેઓએ પહોંચીને રાત્રિ વેળા તેને કતલ કર્યો.

હદીષોમાં આ કિસ્સાનું વિગતવાર વર્ણન મવજૂદ છે.

ખંદક અને કુરૈજા પછી પ્રથમ ગઝવએ ઉસ્ફાન થયો, (અલબત્ત સચોટપણે તારીખનો ઉલ્લેખ મુશ્કેલ છે). જેમાં તિરમિઝીની રિવાયત પ્રમાણે સલાતુલ ખૌફ (લડાઈ વેળા પઢાતી ફર્ઝ નમાઝ) નાઝિલ થઈ, અને તેના પછી સરિય્યએ ખબ્ત થયો. ખબ્ત કહે છે ખરેલા પાંદડાને, સહાબાએ સખત ભૂખના કારણે પાંદડા ઝાળી ઝાળીને ખાધા હતા, એટલા માટે આ નામ પડયું. આમાં મદીનાથી પાંચ દિવસના રસ્તા પર દરિયા કિનારાથી અડીને એક કબીલએ જુહય્નહના મુકાબલા માટે હઝરત અબૂ ઉબૈદહ (રદિ.)ને ત્રણસો મુહાજિરીન સાથે મોકલ્યા હતા. આ જ સફરમાં દરિયામાંથી દરિયાઈ મોજાઓના જોરે અંબર નામી માછલી કિનારા પર આવી ગઈ હતી, જે ઘણી મોટી હતી અને આ ગઝવહનું નામ ગઝવએ સૈફુલ બહ્ર પણ છે. અમુક રિવાયતોમાં છે કે કુરૈશી કાફલાને અવરોધવાના હેતુસર આ લશ્કર ગયું હતું.

આ વર્ષમાં અને અમુક લોકોના મતાનુસાર આનાથી અગાઉના વર્ષમાં આયતે હિજાબ (પડદાની આયત) નાઝિલ થઈ.

**હિજરી સન છ (૬) :** બનૂ કુરૈઝાના છ મહિના પછી આપ બનૂ લહ્યાન તરફ ગઝવહના ઈરાદાથી નીકળ્યા. તેઓ ખબર સાંભળી પહાડોમાં ભાગી છૂટયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ત્યાં બે દિવસ રોકાણ ફરમાવી ફૌજી ટુકડીઓને જુદા જુદા ભાગોમાં મોકલી, પરંતુ તે લોકો હાથ ન લાગ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચૌદ (૧૪) દિવસ પછી મદીના પરત પધાર્યા. પછી સરીય્યએ નજ્દ વાકેઅ થયો. એટલે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ નજ્દ તરફ એક લશ્કર મોકલ્યું. તેઓ બનૂ હનીફહના સરદાર સુમામહ બિન અસ્સાલને પકડી લાવ્યા. તેઓ વાતચીત પછી મુસલમાન થઈ ગયા. તે જ વર્ષે ઝુલકઅદમાં હુદયબિય્યહની ઘટના બની. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ખ્વાબ (સ્વપ્ન) જોયું કે આપ મક્કા તશરીફ લઈ ગયા, ઉમરહ અદા કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબા (રદિ.) સમક્ષ સ્વપ્નનું વર્ણન કર્યું. સહાબા (રદિ.) તો મક્કાના શોખ અને તમન્નામાં તલપાપડ હતા. ખ્વાબ સાંભળીને સફરની તૈયારી શરૂ કરી દીધી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ મદીના તય્યિબહથી રવાના થયા, ત્યાં સુધી કે મક્કાના નઝદીક પહોંચી ગયા. કુરૈશે સાંભળીને કહ્યું કે અમો મક્કામાં કદાપિ નહિ આવવા દઈએ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ત્યાંથી પાછા ફરી હુદયબિય્યહ પર રોકાણ કર્યું. આ એક કૂવો છે, તેની પાસે મેદાન છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાં રોકાયા. ત્યાર બાદ એક લાંબા કિસ્સા પછી જેનો બુખારી શરીફમાં ઉલ્લેખ છે, એ વાત પર સુલેહ થઈ કે આગલા વર્ષે આવીને ઉમરહ કરે અને ત્રણ દિવસથી વધુ રોકાય નહિ અને સુલેહની મુદત દસ વર્ષ નક્કી થઈ. આ ગાળામાં આપણા દરમિયાન લડાઈ ન થાય અને આપના હલીફોથી કુરૈશ નહિ લડે અને કુરૈશના હલીફો સાથે આપ નહિ લડો. હલીફ મૈત્રી વચન આપનારને કહેવાય છે. બનૂ બક્ર અને બનૂ ખુઝાઅહ બે કબીલા હતા. ખુઝાઅહએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે સંધિ કરી અને બનૂ બક્રએ કુરૈશ સાથે. ત્યાર બાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મદીના પરત આવી ગયા.

આ વર્ષમાં વાકિદી (એક ઈતિહાસ લેખક)એ હુદયબિય્યહથી પહેલાં અમુક સરીય્યહનો ઉલ્લેખ કર્યો છે, જેમ કે રબીઉલ અવ્વલ અથવા આખરમાં ઉક્કાશા બિન મુહસનને ચાળીસ સાથીદારો સાથે ગમર (એક જગા છે) મોકલ્યા. તે લોકો જાણ થતાં ભાગી છૂટયા. તેઓના બસો ઉંટ હાથ લાગ્યા, જેને લઈ મદીના પાછા ફર્યા. અબૂ ઉબૈદા બિન જર્રાહ (રદિ.)ને ઝિલ કસ્સહ (એક જગા છે) તરફ મોકલ્યા. તે લોકો પણ ભાગી છૂટયા. એક વ્યક્તિ હાથ ચઢયો તે મુસલમાન થઈ ગયો. મુહમ્મદ બિન મુસ્લિમહને દસ વ્યક્તિઓ સાથે મોકલ્યા. દુશ્મન સંતાઈને બેસી ગયા, જ્યારે મુસલમાનો સૂઈ ગયા તો અચાનક તેઓ મુસલમાનો પર તૂટી પડયા અને બધાને શહીદ કરી નાંખ્યા, ફક્ત મુહમ્મદ બિન મુસ્લિમહ ઝખ્મી થઈ પરત આવ્યા. આ જ વર્ષે ઝૈદ બિન હારિષહનો સરિય્યો જમૂહ (એક આબાદી) તરફ રવાના થયો, અમુક કેદીઓ અને જાનવરો હાથ લાગ્યા. જમાદિઉલ અવ્વલમાં આ જ ઝૈદ બિન હારિષહને પંદર માણસો સાથે તરિફ તરફ રવાના કરવામાં આવ્યા અને વીસ ઉંટો હાથ લાગ્યા. આ જ મહિનામાં સદર ઝૈદ (રદિ.)ને ઈસ તરફ રવાના કરવામાં આવ્યા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દામાદ અબુલ આસ બિન રબીઅ એટલે કે હઝરત ઝયનબ (રદિ.)ના શૌહર કુરૈશનો વેપારનો માલ શામ (સિરીયા)થી લઈને આવી રહ્યા હતા, તે બધો માલ લઈ લેવામાં આવ્યો. અબુલ્ આસે મદીના શરીફમાં આવી હઝરત ઝયનબ (રદિ.)ની પનાહ લીધી અને દરખ્વાસ્ત કરી કે આ માલ મને પરત કરાવી આપો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બધા મુસલમાનોની પરવાનગી લઈ બધો માલ પરત કર્યો. તેમણે મક્કામાં આવીને બધાની અમાનતો અદા કરી અને મુસલમાન થઈ ગયા, પરંતુ ઝાદુલ મઆદ (કિતાબ)માં આ કિસ્સાનું હુદયબિય્યહ પછી હોવાનું બયાન છે અને તેને અબૂ બશીર સાથે સંબંધિત કર્યું છે અને તેમણે જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈરશાદની ખબર સાંભળી માલ પરત કર્યો હતો. આ જ વર્ષે અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.)નો સરિય્યો દવ્મતુલ જુન્દુલ તરફ મોકલવામાં આવ્યો હતો. તે લોકો મુસલમાન થઈ ગયા અને આ જ વર્ષે શવ્વાલમાં ઉરૈનહવાળાઓના મુકાબલા માટે કુર્ઝ બિન ખાલિદ ફહરીનો સરિય્યો થયો. વીસ માણસો મોકલ્યા હતા, તેઓ બધા પકડાઈ ગયા અને શહીદ કરવામાં

આવ્યા. જેમ કે હદીષોમાં છે. આ બધા (સરીય્યહ) પછી હુદયબિય્યહ થયો. હુદયબિય્યહ પછી ગઝવએ ગાબહ થયો, જેનું નામ ગઝવએ કરદ પણ છે. જે એક તળાવ છે અને ગાબહ મદીના તય્યિબહના નઝદીક એક ગૌચર સ્થળ હતું જ્યાં આપના ઊંટ ચરી રહ્યા હતા કે અબ્દુર્રહમાન ફુઝારી ગોવારીયાને કતલ કરી ઉંટો હાંકી ગયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમુક માણસો લઈને નીકળ્યા. સલમા બિન અક્વઅ (રદિ.)એ તે દિવસે ઘણું કામ કર્યું, તેઓને કરદ સુધી ભગાડી લઈ ગયા અને બધા ઉંટો છોડાવી લીધા. સહીહ મુસ્લિમમાં આ કિસ્સાનો વિગતવાર ઉલ્લેખ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હુદયબિય્યહથી પરત આવી લગભગ વીસ (૨૦) દિવસ થોભ્યા હશે કે ગઝ્વએ ખૈબર થયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાં સવારમાં પહોંચ્યા. તે લોકો ખેતીના સાધનો લઈ સવારે નીકળ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઈ કિલ્લામાં જતા રહ્યા અને દરવાજો બંધ કરી દીધો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઘેરો નાખ્યો. ખૈબરમાં સાત કિલ્લા હતા. ધીરે ધીરે બધા કિલ્લા ફતેહ થઈ ગયા. ખૈબર ફતેહ થયા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ખૈબરના યહૂદીઓને દેશ નિકાલનો હુકમ આપ્યો. તેઓનો માલ, બાગ, ઝમીન બધુ કબજે કરી લીધું. યહૂદીઓએ દરખ્વાસ્ત કરી કે આપને અહિંયા કામ કરવા માટે મજૂરોની જરૂરત પડશે, જો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમને તડીપાર (નિર્વાસીત) નહિં કરો તો આ કામ અમે કરીશું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તે લોકોની આ વાત માન્ય રાખી અને ફરમાવ્યું કે જ્યાં સુધી અમારી ઈચ્છા હશે તમોને રાખીશું અને જ્યારે ઈચ્છા થશે તો કાઢી મુકીશું. બટાઈ પર ખિદમત માટે તેઓને રાખી લીધા અને ઉપજનો અડધો ભાગ તેમના માટે નક્કી કર્યો. પછી હઝરત ઉમર (રદિ.)એ પોતાના ખિલાફત કાળમાં જ્યારે અરબ ટાપુને કાફિરોથી ખાલી કરાવવાનું નક્કી થયું તો ખૈબરના યહૂદીઓને પણ કાઢી મૂક્યા. તેઓ શામ ચાલ્યા ગયા. ખૈબરથી અડીને એક જગા ફદક હતી, ત્યાંના લોકોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે એ રીતે સુલેહ કરી કે ફદકની અડધી ઝમીન આપને આપીએ અને અડધી પોતાની પાસે રાખીએ. આપે માન્ય રાખ્યું. ખૈબરના માલે ગનીમત (શત્રુધન)માંથી હઝરત સફિય્યહ (રદિ.) હઝરત દિહ્‌યહના ભાગમાં આવ્યા હતા. આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમની પાસેથી લઈ આઝાદ કરી તેણી સાથે નિકાહ કરી લીધા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખૈબરમાં બિરાજમાન હતા. હઝરત જઅ્ફર બિન અબૂ તાલિબ (રદિ.) હબશહના મુહાજિરો સાથે ત્યાં જ પધાર્યા અને તેમની સાથે નાવડીમાં અબૂ મૂસા અશઅરી, અશઅરી લોકો સાથે આવ્યા, અને ખૈબરમાં જ એક યહૂદી સ્ત્રીએ ગધેડાના ગોશ્તમાં ઝેર મેળવી આપને આપ્યું. આપે એક લુકમો મોઢામાં મૂક્યો અને ફરમાવ્યું કે આ ગધેડાએ મને કહી આપ્યું કે મારામાં ઝેર મેળવેલું છે. આ જ ગઝ્વહમાં ગધેડાનો ગોશ્ત હરામ થયો. આ જ ગઝવહમાં મુત્અહ[1]ની મનાઈ ફરમાવી અને ગઝવએ અવતાસમાં ફરી મુબાહ (ઉચિત) થયો હતો. ત્યાર બાદ હરામ થઈ ગયો, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે મુત્અહ હરામ છે કયામત સુધી. આ હદીષ સહીહ મુસ્લિમમાં છે. પછી આપ ખૈબરથી પરવારીને વાદીયુલ કુરા તરફ પ્રવૃત્ત થયા. ત્યાં કેટલાક યહૂદીઓ અને અરબો હતા. લડાઈ બાદ તે પણ ફતેહ થયું. આપ વાદીયુલ કુરામાં ચાર દિવસ સુધી રહ્યા, જ્યારે તયમાના યહૂદીઓને આ ખબરો મળી તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે સુલેહ કરી લીધી અને તેમના માલો પર કબજો યથાવત રાખવામાં આવ્યો. હઝરત ઉમરે (રદિ.) ખૈબર અને ફદકવાળાઓને કાઢયા હતા, જયારે કે તયમા અને વાદીયુલ કુરાવાળાઓને એટલા માટે ન કાઢયા હતા કે આ મુલ્કે શામની જગાઓમાંથી છે. પછી ખૈબરથી પરત આવી શવ્વાલ હિજરી સન સાત (૭) સુધી આપ કોઈ જગાએ તશરીફ નથી લઈ ગયા અને આ મુદતમાં જુદા જુદા સરીય્યહ રવાના ફરમાવ્યા.

(૧) સરીય્યહએ અબૂબક્ર (રદિ.) નજદ તરફ બનૂ ફુઝારહના મુકાબલામાં.
(૨) સરીય્યહએ ઉમર (રદિ.) હવાઝિન તરફ.
(૩) સરીય્યહએ અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.) બશીર બિન દારામ યહૂદી તરફ.
(૪) સરીય્યહએ બશીર બિન સઅદ (રદિ.) બનૂ મુર્રહ તરફ.

[1]મુત્અહ :– કોઈ વ્યકિત કોઈ સ્ત્રીને આમ કહે કે તારી ઝાતથી નિકાહની જેમ આટલા રૂપિયા પૈસામાં આટલા દિવસો માટે અથવા સમયનો ઉલ્લેખ કર્યા વિના મને ફાયદો ઉઠાવવા માટે તારી ઝાતને મારા હવાલે કરી દે.

(૫) એક સરીય્યો કબીલએ જુહયૂનહ સંબંધિત હરકાત તરફ.

(૬) સરીય્યએ ગાલિબ બિન અબ્દુલ્લાહ કલબી કદીદ મકામ પર બનુલ મલુહ તરફ.

(૭) સરીય્યહએ બશીર બિન સઅદ યમન, ગત્ફાન અને હય્યાન સંબંધિત જમાઅતે ઉયય્નહ તરફ.

(૮) સરીય્યહએ અબૂ હદરદ અસ્લમી.

(૯) એક સરીય્યો ઈઝમ તરફ.

(૧૦) સરીય્યહએ અબ્દુલ્લાહ બિન હુઝાફહ સહમી અને ખયબર પછી એક ગઝવએ ઝાતુર્રિકાઅ થયો, તેમાં ગત્ફાન સાથે મુકાબલો થયો. આને ગઝવએ નજદ અને ગઝવએ અન્માર પણ કહેવાય છે. આ જ વર્ષે દુષ્કાળ પડયો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દુઆથી રમઝાનમાં વરસાદ પડયો.

**હિજરી સન સાત (૭)** : ઉપરોકત અમુક સરીય્યા આ જ વર્ષે થયા, પરંતુ તારીખની છણાવટ શકય ન થતાં મેં બધાને ખયૂબરના આધિન તેની સાથે બયાન કરી દીધા. આ જ વર્ષે ઝીલકઅદના મહિનામાં ઉમરતુલ કઝા થયો. સુલ્હે હુદયબિય્યહમાં જે શરતો નક્કી થઈ હતી તે પ્રમાણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના સહાબા સાથે હુદયબિય્યહના એક વર્ષ પછી ઉમરતુલ કઝા માટે મક્કા તશરીફ લઈ ગયા હતા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હુકમ ફરમાવ્યો કે હુદયબિય્યહનાં સફરમાં જે લોકો સાથે હતા તેઓ જરૂર (અત્યારે) સાથે આવે. મક્કા પહોંચીને ઉમરહ કર્યો અને ત્યાં હઝરત મયમૂનહ બિન્તે હારિષ (રદિ.) સાથે નિકાહ કર્યા. ત્રીજા દિવસે શર્ત પ્રમાણે મદીનહ રવાના થયા, સદર રવાનગી વેળા હઝરત હમઝહ (રદિ.)ની પુત્રી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પોકારતી પોકારતી પાછળ થઈ ગઈ હતી. આપે (સ.અ.વ.) તેની માસીને જે હઝરત જઅ્ફર (રદિ.)ના નિકાહમાં હતાં તેમના સુપરદ કરી, જેમ કે હદીષોમાં છે.

**હિજરી સન આઠ (૮)** : ગઝ્વએ મુતહ જમાદિઉલ અવ્વલમાં થયો. તેનું કારણ આ હતું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના એક પ્રતિનિધિ (કાસિદ) હઝરત હારિષ બિન ઉમૈર (રદી.) આપનો મુબારક

પત્ર બસરાના હાકિમ પાસે લઈને જઈ રહ્યા હતા. રસ્તામાં મુતહ શહેરના હાકિમે જે સિરીયા પ્રદેશનું એક શહેર છે, જેનું નામ શુરહબીલ બિન અમ્ર ગસ્સાની હતું (પ્રતિનિધિ)ને કતલ કરી નાખ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ કાતિલના વિરૂધ્ધ ત્રણ હઝારનું લશ્કર મોકલ્યું અને હઝરત ઝૈદ બિન હારિષહ (રદિ.)ને અમીર બનાવ્યા સાથે ફરમાવ્યું કે જો તેઓ શહીદ થઈ જાય તો જઅ્ફર બિન અબૂ તાલિબ (રદિ.)ને અમીર બનાવજો, જો તેઓ પણ શહીદ થઈ જાય તો અબ્દુલ્લાહ ઈબ્ને રવાહાને અને જો તેઓ પણ શહાદતને વરે તો મુસલમાનોમાંથી કોઈ એક મુસલમાનને અમીરે લશ્કર બનાવી લેવામાં આવે, જયારે એમ જ બન્યું કે બધા આ ક્રમ અનુસાર શહીદ થયા ત્યારે મુસલમાનોએ હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.)ને અમીર બનાવ્યા અને લડાઈ જીતી લીધી.

આ જ વર્ષે જમાદિઉલ ઉખ્રામાં ગઝ્વએ ઝાતુસ્સલાસિલ થયો. આ વાદીયુલ કુરાની આગળ છે. અહિંયાથી મદીના મુનવ્વરહ દસ દિવસના અંતરે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સાંભળ્યું હતું કે કુઝાઅહની એક જમાઅત મદીના તરફ આવવા માગે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન આસ (રદિ.)ને ત્રણ સો માણસોને લઈ તે તરફ રવાના કર્યા. પછી આપને જાણ થઈ કે દુશ્મનોની સંખ્યા વધારે છે તો વધુ બસો (૨૦૦) માણસો સાથે હઝરત અબૂ ઉબય્દહ બિન જર્રાહ (રદિ.)ને મોકલ્યા અને તેમાં હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) પણ હતા. આ લોકો આગળ વધતા જતા હતા. અમુક દુશ્મનો મળ્યા, મુસલમાનોએ હુમલો કર્યો તો બધા નાસીને વેરવિખેર થઈ ગયા. ઈસ્લામી લશ્કરે એક પાણીના સ્થળ પાસે પડાવ નાખ્યો હતો, જેનું નામ સલ્સલ્ હતું. એટલા માટે આ ગઝ્વહનું નામ ઝાતુસ્સલાસિલ પડયું. અમુક લોકોનું મંતવ્ય છે કે સલાસિલ સિલસિલાવાર રેતીને કહે છે. તે ઝમીન આવી જ હતી. બુખારી શરીફમાં ગઝવએ ઝાતુસ્સલાસિલ પહેલાં ગઝ્વએ ઝીલ ખલસાનો પણ ઉલ્લેખ છે, જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદિ.)ને અહમસના દોઢ સો (૧૫૦) સવારો સાથે એક

મકાન તોડી પાડવા માટે મોકલ્યા હતા, જે (મકાન) કબીલએ ખષ્અમમાં (કે જેઓ યમનવાસીઓમાંથી હતા) કા'બાના નામે નક્કી કરવામાં આવ્યું હતું. પછી આ જ વર્ષે રમઝાનમાં મક્કા ફતેહ થયું અને આ સર્વશ્રેષ્ઠ જીત ઈસ્લામની પ્રતિષ્ઠાનું કેન્દ્ર અને દીનના પ્રચાર–પ્રસારની ચાવી છે.

આનું કારણ આ બન્યું કે ખુઝાઆ કે જેઓ સુલહે હુદયબિય્યહ વેળા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પ્રતિજ્ઞામાં અને બનૂ બક્ર જેઓ કુરૈશની પ્રતિજ્ઞામાં થઈ ગયા હતા, પરસ્પર લડયા. અને વાંક બનૂ બક્રનો હતો કે તેઓએ બનૂ ખુઝાઆ પર રાત્રિ આક્રમણ કર્યું અને કુરૈશે તેમની મદદ કરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કુરૈશની પ્રતિજ્ઞા ભંગની પરોક્ષપણે અંદરખાનેથી ખબર સાંભળી, મક્કા પર સૈન્ય આક્રમણની તૈયારી ફરમાવી અને મુહાજિરીન, અન્સાર અને બીજા અરબી કબીલાઓના લશ્કર સાથે રવાનગી ફરમાવી. વિજયપતાકા ફરકાવતા લશ્કરમાં બાર હજાર માણસો હતા. બરકતવંત સવારીએ મક્કામાં પ્રવેશ કર્યો અને લડાઈ થઈ, ઘણા કાફિરો માર્યા ગયા, મોટા મોટા કુરૈશી સરદારો શહેર છોડી નાસી છુટયા અને જે લોકો હાજર થયા તે લોકોને જીવનદાન આપવામાં આવ્યાં અને તે દિવસે થોડા સમય માટે અલ્લાહ તઆલા તરફથી હરમમાં જંગ કરવાની પરવાનગી મળી ગઈ હતી. વિજયનો કિસ્સો ઘણો વિસ્તૃત છે, તવારીખે હબીબે ઈલાહમાં જોઈ લેવામાં આવે, અહિંયા સંક્ષિપ્તિકરણનો ખ્યાલ રાખવામાં આવ્યો છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કા'બાની મૂર્તિઓ પોતે નષ્ટ ફરમાવી. અમુક મૂર્તિઓ મક્કાની આજુ બાજુએ હતી તેને તોડવા અને નષ્ટ કરવા માટે સરાયા રવાના કર્યા, જેમ કે હઝરત ખાલિદ (રદિ.)ને ઉઝ્ઝાને નષ્ટ કરવા માટે કે જે કુરૈશ અને બનૂ કનાનહની મૂર્તિ હતી. હઝરત અમ્ર બિન આસ (રદિ.)ને સુવાઅ તરફ કે જે હુઝૈલની મૂર્તિ હતી અને સઅદ બિન ઝૈદ અશહલી (રદિ.)ને મનાત તરફ કે જે મુશલ્લલમાં કુદૈદ નઝદીક, ઔસ, ખઝરજ અને ગસ્સાન વગેરેની મૂર્તિ હતી રવાના ફરમાવ્યા અને આ બધા કામ પૂર્ણ કરી પરત આવ્યા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મક્કાના રોકાણ કાળમાં હઝરત

ખાલિદ (રદિ.)ને બનૂ જુઝૈમહ તરફ ઈસ્લામની દા'વત માટે મોકલ્યા, પછી ફત્હે મક્કા બાદ ગઝવએ હુનૈન થયો. તેને ગઝવએ અવતાસ પણ કહેવાય છે. આ બન્નેવ સ્થળો તાઈફ અને મક્કા વચ્ચે છે. અને ગઝ્વએ હવાઝિન પણ કહેવાય છે, કેમ કે આ લોકો પોતે જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે લડાઈ માટે આવ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાંના તે કાફિરો વિરૂધ્ધ કે જેઓ લડાઈના ઈરાદાથી એકત્ર થયા હતા, બાર હજારનું લશ્કર લઈ ગયા અને લડાઈ શરૂ થઈ. તે દરમિયાન ઈસ્લામી લશ્કરમાં થોડીક વ્યાકુળતા ફેલાઈ ગઈ, પરંતુ છેવટે અલ્લાહ તઆલાએ વિજયી બનાવ્યા. આ બનાવ હુનૈનના મકામ પર બન્યો. ફરી કાફિરો નાસીને અવતાસમાં એકત્ર થયા. ઈસ્લામી લશ્કરના હુમલાથી ત્યાં પણ પરાજિત થયા. ત્યાર બાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ શવ્વાલના મહિનામાં તાઈફનો ઘેરાવ કર્યો કે જ્યાં બનૂ સકીફ હતા. આ લોકો અવતાસથી નાસી છૂટી તાઈફના કિલ્લામાં શરણાર્થી બન્યા હતા, પરંતુ ઈલ્મે ઈલાહીમાં તેની જીતનો સમય આવ્યો ન હતો, માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાંથી પરત આવી ગયા અને ગઝ્વએ તબૂક પછી કે જેનો ઉલ્લેખ આગળ થશે તેઓ પોતે આપની સેવામાં હાજર થઈ મુસલમાન થઈ ગયા. તેમના ત્યાં લાત નામી મુર્તી હતી તેને નષ્ટ કરી દેવામાં આવી. પછી આ જ વર્ષે મુહર્રમમાં ઉયયૂનહ બિન હિસ્ન ફઝારી (રદી.)ને બનૂ તમીમ તરફ પચાસ સવાર સાથે ગઝવહ માટે મોકલ્યા. તે લોકો મુકાબલાથી નાસી છુટયા, અમુક સ્ત્રી–પુરૂષો ગિરફતાર થયા અને મદીના લાવવામાં આવ્યા. પછી તેમના અમુક સરદારો અક્રઅ બિન હાબિસ વિગેરે મદીનામાં આવ્યા અને નસ્ર–નઝમ (ગદ્ય–પદ્ય સાહિત્ય રચનાઓ)ના મુકાબલા પછી મુસલમાન થઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેઓને ઘણું ઈનામ આપ્યું. ત્યાર બાદ સફર મહીનામાં હઝરત કુત્બહ બિન આમિરને ખષ્અમ તરફ રવાના કર્યા, જયાં લડાઈ પણ થઈ. પછી અમુક માલે ગનીમત (શત્રુધન) લઈને મદીના પાછા આવી ગયા. આ જ વર્ષે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સુપૂત્ર હઝરત ઈબ્રાહીમ (રદિ.)નો જન્મ થયો અને આપની સાહબઝાદી (સુપૂત્રી) ઝયનબ (રદિ.)ની વફાત થઈ.

**હિજરી સન નવ (૯) :** રબીઉલ અવ્વલમાં હઝરત ઝહ્હાક બિન સુફિયાન (રદી.) સાથે બનૂ કિલાબ તરફ એક લશ્કર મોકલ્યું. લડાઈ બાદ કાફિરોનો પરાજય થયો. પછી રબીઉલ આખરમાં હઝરત અલ્કમહ બિન મુજરીઝ મુદલજી (રદી.)ને હબ્શા તરફ મોકલ્યા. કાફિરો નાસી છૂટયા. પછી હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફહ સહમી સાથે એક લશ્કર રવાના ફરમાવ્યું. આ જ વર્ષે હઝરત અલી (રદિ.)ને કબીલએ તય્નું એક મૂર્તીઘર (મંદિર) તોડી પાડવા માટે મોકલ્યા. હાતિમ તાઈ આ જ કબીલાનો હતો. છેવટે તે મૂર્તીઘર તોડી પાડવામાં આવ્યું, અમુક કેદીઓ પકડાયા, હાતિમનો પૂત્ર અદી નાસી છૂટયો અને તેમની બહેનને કેદ કરવામાં આવી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમની બહેનને તેણીની ભલામણના લઈ છોડી મૂકવામાં આવી તદ્ઉપરાંત સવારી પણ આપી. તેણે અદી પાસે જઈને પ્રશંસા કરી. અદી આવ્યા અને મુસલમાન થઈ ગયા. પછી રજબમાં ગઝ્વએ તબૂક થયો. આ શામની આજુબાજુ એક જગ્યાનું નામ છે. આને ગઝ્વએ ઉસ્રત પણ કહેવાય છે, કેમ કે તકલીફના દિવસોમાં તેની તૈયારી થઈ હતી.

આ ગઝ્વહનું કારણ એ બન્યું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જાણ થઈ કે રોમનો બાદશાહ હિરક્લ આપ પર ચઢાઈ કરવાનો ઈરાદો ધરાવે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એમ યોગ્ય લાગ્યું કે પોતે જ તેના પર ચઢાઈ કરે. અરબ કબીલાઓને કહેવાડયું ઘણાં બધા એકત્ર થઈ ગયા. આ ગઝવહમાં ત્રીસ (૩૦) હઝારની જનસંખ્યા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે હતી. આપ લશ્કર સાથે તબૂક મકામ પર પહોંચી ગયા અને રાહ જોવા લાગ્યા. હિરક્લએ ડરના કારણે, કેમ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તે સાચા પયગમ્બર સમજતો હતો, તે તરફ મોઢુ ન કર્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ચોમેર લશ્કરો મોકલ્યા. હઝરત ખાલિદ (રદિ.)ને દવ્મતુલ જુન્દુલનાં હાકિમ અકીદર તરફ મોકલ્યા. તેઓ તેને પકડી લાવ્યા. અમુક લોકોએ લખ્યું છે કે તેના પર કંઈક નઝરાણું નક્કી કરી આપ્યું અને છોડી મૂકવામાં આવ્યો. અમુક કહે છે કે મુસલમાન થઈ ગયો. જયારે આપના રોકાણને બે મહિના થઈ ગયા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સહાબા સાથે મશ્વેરો ફરમાવી મદીના પરત

આવી ગયા. આ જ સમયમાં મસ્જિદે ઝિરારને તોડી પાડવાની ઘટના બની. તે આમ થયું કે અબૂ આમિર રાહિબ કબીલએ ખઝ્રજનો એક મોટો ફસાદી હતો જે કિતાબો પઢી નસરાની (ઈસાઈ) થઈ ગયો હતો. પહેલાં તો આપની નુબુવ્વતની ખબર બયાન કરતો હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે મદીના આવ્યા ત્યારે (ઈર્ષા)ના કારણે મુસલમાન ન થયો અને દુશ્મનીમાં પ્રવૃત્ત રહેતો. ગઝ્વએ બદર પછી મદીનાથી નાસી છૂટી કુરૈશ સાથે મળી ગયો. ઉહુદમાં આવ્યા પછી રોમ ચાલ્યો ગયો કે જેથી રોમના બાદશાહનું લશ્કર આપ પર ચઢાઈ કરે. જ્યારે આ પ્રમાણે પણ ન થયું તો મદીનામાં મુનાફિકોને કહેવાડયું કે એક મસ્જિદ બનાવો, તે જગા મશ્વેરાની હશે. તબૂકના સફરથી પહેલાં મસ્જિદે કુબાને અડીને મસ્જિદ બનાવી ચૂક્યા હતા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આમંત્રિત કર્યા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આવીને તેમાં નમાઝ અદા ફરમાવી લો. મતલબ એ હતો કે આ કારણે તેની રોનક થઈ જશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે અત્યારે જિહાદ માટે જઈ રહ્યો છું, પરત થયા પછી વિચારાશે. પરત થયા બાદ ફરી આમંત્રિત કર્યા. અલ્લાહ તઆલાએ તેઓની ચાલથી માહિતગાર કરી દીધા અને આ આયતો નાઝિલ ફરમાવી :

وَالَّذِيْنَ اتَّخَذُوْا مَسْجِدًا ضِرَارًا وَّكُفْرًا وَّتَفْرِيْقًا بَيْنَ الْمُؤْمِنِيْنَ وَاِرْصَادًا لِّمَنْ حَارَبَ
اللّٰهَ وَرَسُوْلَهٗ مِنْ قَبْلُ ؕ وَلَيَحْلِفُنَّ اِنْ اَرَدْنَآ اِلَّا الْحُسْنٰى ؕ وَاللّٰهُ يَشْهَدُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ۝

(ભાવાર્થ :– અને કેટલાક એવા પણ છે જેઓએ એક મસ્જિદ (ઈસ્લામને) નુકસાન પહોંચાડવા અને તે માણસના ઉતારા માટે બનાવી છે, જે અલ્લાહ અને તેના રસૂલ (સલ.) સાથે પ્રથમથી જ વિરૂધ્ધ કરી રહ્યો છે અને તેઓ (એ સંબંધી પૂછતાં) સોગંદો ખાશે કે અમે તો (એ વડે) માત્ર ભલાઈ જ ઈચ્છી હતી, પણ અલ્લાહ સાક્ષી આપે છે કે તેઓ તદ્દન જૂઠા છે.) (સુ. તવબહ આ./૧૦૭, પા./૧૧)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને ખોદાવી નાખી અને સળગાવી દીધી. આ જ વર્ષે હજ્જ ફર્ઝ થઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સ્વજાતે (આવનાર) પ્રતિનિધિ મંડળોને એટલે કે અલગ અલગ કબીલા અને સ્થળોના પ્રતિનિધિઓ જેનો ઉલ્લેખ બાદમાં આવી રહ્યો છે,

તા'લીમ તેમજ આદેશ–નિર્દેશ માટે અને (આ લોકો હિજરી સન ૯ માં વધુ આવ્યા હતા) અને ગઝવાઓની વ્યવસ્થાના લઇ (કે દરેક સમયે તેની શકયતા રહેતી હતી) સ્વજાતે તશરીફ ન લઇ જઇ શક્યા. હઝરત અબૂબક્રને અમીરૂલહાજ (હાજીઓના અમીર) નક્કી કરી મક્કા રવાના કર્યા કે લોકોને ઈસ્લામી શરીઅત પ્રમાણે હજ્જ કરાવે અને અહ્દ (સંધિ) તોડવા બાબતના અહકામ સંભળાવવા માટે સૂરએ બરાઅત આપી દીધી. ત્યાર બાદ પાછળ થી અરબોની આદત પ્રમાણે કે સંધિ બાબતે સંબંધીઓનો પયગામ જ કબૂલ રાખે છે, હઝરત અલી (રદિ.)ને રવાના કર્યા. આ હુકમોનું વિવરણ સૂરએ બરાઅતમાં છે. અને એ જ વર્ષે આપની સુપૂત્રી હઝરત ઉમ્મે કુલષુમ (રદિ.)નો ઈન્તિકાલ થયો.

**હિજરી સન દસ (૧૦) :** આ વર્ષે આપ પોતે હજ્જ માટે તશરીફ લઇ ગયા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એવી વાતો બયાન ફરમાવી, જેમ કે કોઇ વિદાય લઇ રહ્યું હોય એટલા માટે હજ્જતુલ્ વિદાઅ્ કહેવામાં આવે છે. આપના હજ્જની ખબર સાંભળી મુસલમાનો ભેગા થઇ ગયા, એક લાખ લોકોથી વધુ ભેગા થઇ ગયા હતા, અને એ જ વર્ષે અરફઅ્ના દિવસે આ આયત નાઝિલ થઇ :

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِيْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا ۚ

(ભાવાર્થ :– આજે મેં તમારા માટે તમારા ધર્મને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે અને (એથી મેં તમારા ઉપર) પોતાનો ઉપકાર પૂરો કર્યો છે અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મને (સદાના માટે) પસંદ કર્યો છે.) (સુ. માઈદહ આ. /૩, પા. /૬)
આ હજ્જથી પરત ફરતી વેળા ગદીરે ખુમ નામી એક સ્થળે હઝરત અલી (રદિ.) સાથે મુહબ્બત બાબતે તાકીદ કરતા ખુત્બો આપ્યો, કેમ કે અમુક લોકોએ જેઓ યમનમાં હઝરત અલી (રદિ.) સાથે હતા તેમની ખોટી શિકાયતો આપ સમક્ષ કરી હતી. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મદીના પહોંચીને મખલૂકની હિદાયત તેમજ ઉપદેશ અને અલ્લાહની ઈબાદતમાં મશ્ગૂલ થઇ ગયા અને રબીઉલ અવ્વલમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આખિરતનો સફર ઈખ્તિયાર ફરમાવ્યો.

**આપના ગઝવાત બાબતે કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :**

(૧) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક મેદાને જંગમાં કાફિરો સાથે લડતા રહ્યા. ત્યાં સુધી કે મુજાહિદીનની બરછીઓના લઈ દુશ્મનોની સ્થિતિ તે ગોશ્ત જેવી હતી જે કસાઈના માંચડા પર નિર્જીવ તેમજ બેહરકત રાખેલ હોય.

(૨) દીને ઈસ્લામ દરિયામાંથી તે લશ્કરને જે ઝડપી તેમજ ધીમી ગતિએ ઘોડા ઉપર સવાર છે, તેને ખેંચી રહ્યો છે, એવી પરિસ્થિતિમાં કે તે દરિયો બહાદૂરોના મોજાને જે પરસ્પર ટકરાય છે, બહાર ફેંકી રહ્યા છે. (એટલે કે બહાદૂરોની સફો પરસ્પર ટકરાઈ રહી છે).

(૩) ઈસ્લામી લશ્કર (અડીખમ રહેવામાં) પહાડોની જેમ છે. (જો તને મારી વાતમાં તથ્ય ન લાગતું હોય તો) તેઓની પરિસ્થિતિ (અને દઢતા સ્થિતિ) તેઓના હરીફથી જાણી લે કે તેણે દરેક લડાઈના મેદાનમાં તેઓની શું સ્થિતિ જોઈ છે.

(૪) અને તેઓનો હાલ લડાઈના સ્થળોથી એટલે કે હુનૈન, બદર અને ઉહુદથી કાફિરોના મોતના પ્રકારોને પૂછી લે જે તેઓના હકમાં નુકસાની બાબતે વબાથી પણ વધુ સખત છે.

(૫) જેની મદદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ થકી હોય તો તે વ્યકિત જો સિંહોને તેઓના જંગલોમાં પણ મળે તો તે સિંહો પણ સ્તબ્ધ રહી જાય.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેઓ સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૧૮

## પ્રતિનિધિ મંડળો બાબત

અરબોના દિલોમાં ખાન-એ-કા'બાની મહાનતા ઘણી હતી. અસ્હાબે ફીલના કિસ્સાને થોડાક જ દિવસો વિત્યા હતા, માટે અરબોની શ્રધ્ધા હતી કે અહલે બાતિલ કા'બા પર પ્રભુત્વ નહિ મેળવી શકે. ફત્હે મક્કા પછી બધા અરબોને ઈસ્લામની સચ્ચાઈનું યકીન થઈ ગયું અને અરબોના ટોળેટોળા ઈસ્લામમાં દાખલ થયા. ગામડા અને કબીલાના લોકો મુસલમાન થઈ ગયા. ઈસ્લામી શરીઅત શીખવા માટે અમુક માણસોને આપની પવિત્ર ખિદમતમાં મોકલતા, જે લોકો આપની સેવામાં હાજર થતા તેઓ મંડળ (વફ્દ) કહેવાતા હતા. વુફૂદ એ વફ્દનું બહુવચન છે. જે વર્ષમાં વફ્દ વધુ પ્રમાણમાં આવ્યા એટલે કે હિજરી સન ૯ (તે વર્ષ) આમુલ વુફૂદ કહેવાય છે. આપ પ્રતિનિધિ મંડળોની ઘણી આગતા- સ્વાગતા તેમજ સન્માન કરતા અને ઈનામ આપી રવાના કરતા હતા. સાથે સર્વે અરબો એ વાતના પણ ઈન્તિઝારમાં હતા કે આપનો વર્તાવ પોતાની કૌમ સાથે કેવો રહે છે. કુરૈશના ઈસ્લામ સ્વીકારથી પણ બીજા લોકો નરમ પડયા. વધુ પડતા વફ્દો તબૂક પછી હાજર થયા. હવે અમુક વફ્દોનો ઉલ્લેખ અનુક્રમણિકા સાથે કરવામાં આવે છે. તેઓના કિસ્સા સીરતની કિતાબોમાં મવજૂદ છે.

(૧) વફ્દે સકીફ જેનો ઉલ્લેખ ગઝ્વએ તાઈફમાં થઈ ચૂક્યો છે કે તે લોકો પોતે હાજર થઈ મુસલમાન થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગઝ્વએ તબૂકથી રમઝાનમાં પરત પધાર્યા હતા અને એ જ મહિનામાં આ લોકો હાજર થયા હતા.

(૨) વફ્દે બનૂ તમીમ જેમનો ઉલ્લેખ ગઝ્વએ તાઈફ પછી થયો કે અક્રઅ્ બિન હાબિસ વગેરે હાજર થયા હતા.

(૩) વફ્દે તય્-ગઝ્વએ તબૂકથી પહેલાં ઉલ્લેખ થયો હતો, જેમાં અદી હાજર થઈ મુસલમાન થઈ ગયા.

(૪) વફ્દે અબ્દુલ કૈસ.

(૫) વફ્દે બનૂ હનીફા—તેમાં મુસયૂલમા કઝ્ઝાબ પણ આવ્યો હતો, અને તેમાં અમુક લોકો મુસલમાન થયા પછી મુર્તદ (દીન સ્વીકાર કર્યા બાદ તેને તરછોડી બેદીન થઈ જનાર) થઈ ગયા હતા અને આ લોકો હિજરી સન ૧૦ ના અંતમાં આવ્યા હતા.

(૬) બીજો વફ્દે તય—જેમાં ઝૈદ આવ્યા હતા.

(૭) વફ્દે કિન્દહ—તેમાં અશ્અષ બિન કૈસ પણ હતા.

(૮) વફ્દે અશ્અરીય્યીન અને અહલે યમન.

(૯) વફ્દે અઝ્દમાં સુરદ બિન અબ્દુલ્લાહ પણ આવ્યા હતા.

(૧૦) વફ્દે બનુલ હારિષ બિન કઅબ રબીઉલ આખર અથવા જમાદિઉલ અવ્વલ હિજરી સન ૧૦ માં.

(૧૧) વફ્દે હમદાન.

(૧૨) વફ્દે મુઝૈનહ.

(૧૩) વફ્દે દૌસ.

(૧૪) વફ્દે નજરાન.

(૧૫) વફ્દે બનૂ સઅદ બિન બક્માં આવનાર ઝમામ બિન ષઅ્લબહ હતા.

(૧૬) તારિક બિન અબ્દુલ્લાહ પોતાની કૌમ સાથે.

(૧૭) વફ્દે તુજૈબ.

(૧૮) વફ્દે બનૂ સઅદ હુઝૈમ કબીલએ કુઝાઅહથી.

(૧૯) વફ્દે બનૂ ફઝારહ તબૂક પછી.

(૨૦) વફ્દે બનૂ અસદ.

(૨૧) વફ્દે બહરા.

(૨૨) વફ્દે ઉઝ્રહ સફર મહીનો હિજરી સન નવમાં.

(૨૩) વફ્દે બલીય્યી રબીઉલ અવ્વલ હિજરી સન નવમાં.

(૨૪) વફ્દે ઝી મુર્રહ.

(૨૫) વફ્દે ખવ્લાન શઅ્બાન હિજરી સન દસમાં.

(૨૬) વફ્દે મુહારિબ હજ્જતુલ વિદાઅના વર્ષે.

(૨૭) વફ્દે સુદાઅ હિજરી સન આઠમાં.

(૨૮) વફ્દે ગસ્સાન રમઝાન હિજરી સન દસમાં.

(૨૯) વફ્દે સલામાન શવ્વાલ હિજરી સન દસમાં.

(૩૦) વફ્દે બનૂ અબસ.

(૩૧) બીજો વફ્દે અઝદ જેમાં સુવૈદ બિન અલ્ હારિષ આવ્યા હતા.

(૩૨) વફ્દે બનૂ મુન્તફિક.

(૩૩) વફ્દે નખ્અ અને આ છેલ્લું વફ્દ (મંડળ) છે, જેમ કે ઝાદુલ્ મઆદમાં ઉલ્લેખ છે.

**કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :**

(૧) જો નજરાનને ઈસ્લામ ન લાવવાના લઈ કાઢી મુકવામાં આવે અને અઝદ અને તય એમ બન્નેવ મંડળોને એક ગણવામાં આવે તો ત્રીસ થાય છે.

(૨) એ સર્વશ્રેષ્ઠ તેઓના કે સવાલી દોડતા અને પૂરઝડપ ઉંટણીઓની પીઠ પર સવાર થઈ તેમની બારગાહનો ઈરાદો કરે છે. (જેમ કે વફ્દો આવતા હતા).

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેઓ સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૧૯

## હાકિમો તેમજ કાર્યકર્તાઓને નક્કી કરવા બાબત

**પ્રાદેશિક વહીવટ, સદકો અને ટેક્સ વસૂલાત :** જે દેશોમાં ઈસ્લામનો કબજો હતો ત્યાં આ કામ માટે આ આદરણીય વ્યક્તિઓની નિયુક્તિ ફરમાવી. (૧) મુહાજિર બિન અબૂ ઉમય્યહ બિન અલ્ મુગીરહને સન્આ પર, (૨) ઝિયાદ બિન લબીદ અન્સારીને હઝરમૂત પર, (૩) અદીને તય્ (કબીલા) અને બનૂ અસદ પર, (૪) માલિક બિન નુવયૂરહ યરબૂઈને બનૂ હન્ઝલહ પર, (૫) ઝબરકાન બિન બદરને બનૂ સઅદના અમૂક ઈલાકાઓ પર, (૬) કૈસ બિન આસિમને બનૂ સઅદના બીજા અમુક ઈલાકાઓ પર, (૭) અલા બિન અલ હઝરમીને બહરીન પર વસૂલી માટે, (૮) હઝરત અલીને નજરાનવાળાઓ પર, આ રીતે સીરતે ઈબ્ને હિશામ અને હદીષોથી (સાબિત) છે, (૯) ઉતાબ બિન ઉસૈદને મક્કા પર, (૧૦)મુઆઝ બિન જબલ અને (૧૧) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)નું યમન પર હાકિમ નિયુક્ત થવું સાબિત છે.

**કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :**

(૧) અસ્હાબે કિરામમાંથી દરેક દા'વતે હકને કબૂલ કરનારા (કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જયાં મોકલ્યા, ત્યાં ચાલ્યા ગયા) અને અલ્લાહના ઈનામના ઉમેદવાર છે (કે સવાબ અર્થે ચાલ્યા ગયા), જે હુમલો કરે છે એવા હથિયાર વડે કે જે કુફ્રની જડને ઉખાડી ફેંકે.

(૨) ત્યાં સુધી કે ઈસ્લામ ધર્મ પોતાની ગુરબત અને કમઝોરી પછી રિશ્તેદારીના નઝદીક થઈ ગયો. એ સ્થિતિમાં કે ઈસ્લામ ધર્મ તેઓની સાથે લાગી ગયો એટલે કે એવું સમર્થન કર્યુ કે જાણે તે તેમનો રિશ્તેદાર હોય એ રીતે ઈસ્લામની સેવા કરી. (ઈત્રૂલ વરદહમાંથી થોડા ફેરફાર સાથે.)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સ.અ.વ.) પર કે જેઓ સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૨૦

## બાદશાહો તરફ નિર્દેશો મોકલવા બાબત

(૧) હિરકૂલ શાહે રૂમને હઝરત દિહયહ બિન ખલીફાના હાથે મુબારક પત્ર રવાના કર્યો અને નુબુવ્વતનું યકીન હોવા છતાં તે ઈમાન ન લાવ્યો.

(૨) શાહે ફારિસ કિસ્રાને હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફહ સહમીના હાથે પત્ર પાઠવ્યો. તેણે પત્ર મુબારક ફાડી નાંખ્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સાંભળીને ફરમાવ્યું કે અલ્લાહ તઆલા તેની સલ્તનતના ટુકડે ટુકડા કરશે. અંતે એવું જ થયું.

(૩) શાહે હબ્શા નજ્જાશીને હઝરત અમ્ર બિન ઉમય્યહ ઝમિરીના હાથે. આ રીતે મવાહિબમાં છે. અને આ તે નજ્જાશી નથી જેના સમયમાં હબ્શાની હિજરત થઈ હતી અને જેના પર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ નમાઝ પઢી હતી. આ તે નજ્જાશી પછી થયો અને તેના ઈસ્લામ સ્વીકારની ખબર નથી. આ રીતે ઝાદુલ મઆદમાં છે.

(૪) શાહે મિસ્ર મુકવકિસને હઝરત હાતિબ બિન અબૂ બલતઅહના હાથે. આ ઈમાન ન લાવ્યો, પરંતુ હદિયા મોકલ્યા.

(૫) મુન્ઝિર બિન સાવા શાહે બહરીનને હઝરત અલા બિન અલ હઝરમીના હાથે. આ મુસલમાન થઈ ગયા અને તેઓને હુકૂમત પર યથાવત રાખવામાં આવ્યાં.

(૬) ઉમ્માનના બે બાદશાહો (૧) જયફર બિન જુલંદી અને (૨) અબ્દ બિન જુલંદીને હઝરત અમ્ર બિન આસના હાથે. આ બન્નેવ મુસલમાન થઈ ગયા.

(૭) યમામહના હાકિમ હવઝહ બિન અલીને હઝરત સલીત બિન અમ્ર આમિરીના હાથે નિર્દેશ પત્ર પાઠવ્યો, તે મુસલમાન ન થયો.

(૮) દમિશ્ક ગૂતહના હાકિમ હારિષ બિન અબૂ શિમ્ર ગસ્સાનીને

હઝરત શુજાઅ્ બિન વહબના હાથે હુદયૂબિય્યહથી પરત થતી વેળા, આ રીતે ઝાદુલ મઆદમાં છે.

(૯) જબ્લહ બિન અય્હમ ગસ્સાનીને હઝરત શુજાઅ્ બિન વહબના હાથે, આ રીતે સીરતે ઇબ્ને હિશામમાં છે. એની સાથે તે અરજીઓનો ઉલ્લેખ કરવો પણ ઉચિત ગણાશે, જે બાદશાહોએ આપ સમક્ષ મોકલી, તે બાદશાહો સિવાય જેમણે આપના ફરમાનોના જવાબ આપ્યા, જેનો ઉલ્લેખ ઉપર થઇ ચૂક્યો છે. સીરતે ઈબ્ને હિશામમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તબૂકથી પરત તશરીફ લઇ આવ્યાં તો હિમ્યરના બાદશાહોએ મુલ્કે યમનથી પોતાના ઈસ્લામ બાબતની અરજીઓ એલચીઓ દ્વારા મોકલી તેઓના નામ આ પ્રમાણે છે :

(૧) હારિષ બિન અબ્દે કિલાલ, (૨) નુઐમ બિન અબ્દે કિલાલ, (૩) ઝુરૂઐન મઆફિર અને હમદાનના હાકિમ નોઅ્માન, (૪) ઝુરઅહ ઝૂયઝ્ન, આ બધા યમનના બાદશાહો છે, (૫) ફરવહ બિન અમ્રએ કે જે રૂમી સલ્તનતનો આયકરાધિકારી હતો, પોતાના ઈસ્લામની ખબર એલચી સાથે મોકલી. રૂમીઓએ પ્રથમ તેને કેદ કર્યો અને પછી કત્લ કરી નાંખ્યો. આ રીતે સીરતે ઈબ્ને હિશામમાં છે, (૬) કિસ્રા તરફથી યમનના સુબેદાર બાઝાને પોતાના બન્નેવ દિકરા અને તે લોકો સાથે ઈસ્લામ સ્વીકાર કર્યો, જેઓ ફારીસ અને યમનના વતનીઓ હતા અને તેની પાસે હતા, ઈસ્લામ લાવ્યો અને પોતાના ઈસ્લામની ખબર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં મોકલી આપી. આ રીતે તવારીખે હબીબે ઈલાહમાં તેના ઈસ્લામ સ્વીકારનું કારણ પણ સાથે છે. આ બધા પત્રો જેના તરફ લખવામાં આવ્યાં અને જેણે લખ્યાં બન્નેવ મળીને પંદર થયાં. સીરતે ઈબ્ને હિશામમાં રિફાઆ બિન ઝૈદ જુઝામીના હાથે કે જેઓ મુસલમાન થઇ ગયા હતા તેમની કૌમ તરફ એક ફરમાન લખવાનો તેમજ તે લોકોનો મુસલમાન થઇ જવાનો ઉલ્લેખ પણ થયો છે.

બુખારીની શરહ કિરમાનીમાં યમની બાદશાહોમાંથી ઝુલકિલાઅ્ અલ્‌હિમ્યરી અને ઝૂ અમ્રનું મુસલમાન થઇ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમની સેવામાં હાજર થવા માટે રવાના થવું, પરંતુ આપની હયાતીમાં ન પહોંચી શકવાનું લખ્યું છે.

**કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :**

(૧) આપના સ્પષ્ટ હુકમો કોઈનાથી છૂપા નથી (જેમ કે આ બાદશાહો પર સ્પષ્ટ થઈ ગયા કે સ્વીકાર કર્યો અથવા પરાસ્ત થયા). આ હુકમો વગર લોકોમાં ઈન્સાફ સ્થાપિત ન થયો.

(૨) હુકમો (એટલે ઝઘડાની બાબતોમાં) મધ્યસ્થી અને નિર્ણાયક નિયુક્ત કરવામાં આવે છે તો આપ કોઈ દુશ્મન માટે શંકા છોડતા નથી અને તે હુકમો પણ આપ સિવાય બીજા કોઈ નિર્ણાયકના મોહતાજ નથી હોતા (કેમ કે આપ પોતે તેના માટે કાફી છે).

(૩) આ હુકમોથી કદી ઝઘડો એટલે કે મુકાબલો કરવામાં નથી આવ્યો, પરંતુ તેનો અંજામ આ જ આવ્યો કે દુશ્મનથી દુશ્મન પણ લડાઈ છોડી તેમના સમક્ષ સુલેહની ઢાલ ધરતા દેખાયા (જેમ કે આ બાદશાહોએ આજિઝીનો ઈઝહાર કર્યો). (ઈત્રુલ વરદહમાંથી થોડા ફેરફાર સાથે).

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેઓ સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૨૧

## આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અમુક સદ્ગુણો અખ્લાક તેમજ આદતો બાબત

આ વિષયમાં હઝ. મવ. મુફ્તી ઈલાહી બખ્શ સા. કાંધલવી ખાતિમે મષનવીનો શિયમુલ હબીબ નામી રિસાલો તરજુમા સાથે મુકવાનું કાફી લાગે છે કે જેનો સંકલિત ભૂમિકામાં ઉલ્લેખ થયો છે, એ કારણે કે તે શમાઈલ સદ્ગુણોના માતબર પ્રમાણ પર સંકલિત છે. મૂળ લેખને તર્જુમા સહિત પ્રસ્તુત કરવાને ઉચિત જણાય છે અને તેનું નામ શમ્મુત્તિબ તરજુમહ શિયમુલ હબીબ છે. આ પ્રકરણના ભાગોને વસ્લના શબ્દોથી લખવામાં આવશે. વમિનલ્લાહિત્તવ્ફીક.

**શિયમુલ હબીબ :-** અરબીમાં છે. જેનો અનુવાદ ઉર્દુમાં **શમ્મુત્તીબ**ના નામથી થયો છે.

<u>*બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ*</u>

હું અલ્લાહની પ્રશંસા કરૂં છું, જેણે આપણી તરફ એક રસૂલ મોકલ્યા, જેઓ અરબી, હાશમી, મક્કી, મદની, સરદાર, અમાનતદાર, સાચી ખબરો આપવાવાળા અને તેઓને સાચી ખબરો આપવામાં આવી હતી તેવા કુરૈશી છે. અલ્લાહ તઆલા આપ પર અને આપની અવલાદ તેમજ સહાબા પર કે જેઓ આપના ખાસ ચાહકો અને ખુસૂસી રાઝદારો હતા, રહમત નાઝિલ ફરમાવે.

હમ્દો-સલાત બાદ મુખ્ય હેતુ આ છે કે આલિમો (પહેલેથી જ) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શમાઈલ સદ્ગુણોને એકત્રિત કરતા રહ્યા છે અને આ બાબતે એક જ રસ્તે અને સીધા રસ્તે ચાલતા રહ્યા, પરંતુ અમુકે એટલું વિસ્તૃત વર્ણન કર્યું કે જેનાથી દિલ ઉક્તાય જાય અને અમુકે એટલુ ટૂંકું વર્ણન કર્યું કે મતલબ સમજવામાં પણ મુશ્કેલી ઉભી થાય. લોકો પ્રકાર

પ્રકારના (માનસધારી) હોય છે. અમુક (વિસ્તૃત અથવા ટૂંકા અહેવાલથી) ભાગતા હોય છે, જ્યારે અમુક તેના રસીયા તેમજ ચાહક હોય છે. સારાંશ કે વિસ્તૃત અને ટૂંકા અહેવાલથી આમ ફાયદો નથી થતો એથી વિપરિત ઉચિત દરમિયાની અહેવાલ દરેક વ્યક્તિની રૂચિના પ્રમાણસર હોય છે. એટલા માટે મેં ઈરાદો કર્યો કે આપની સિફતો, આચારો, અખ્લાક તેમજ આદતોની ખુબીઓમાંથી એક ટૂંકો પરંતુ પર્યાપ્ત તેમજ લાભદાયી અહેવાલ રજૂ કરું, કેમ કે વિરહની વેદના વેઠતો સાચો જીગરી આશિક જ્યારે મહરૂમુલ વિસાલ (મુલાકાતથી વંચિત) હોય છે તો મહબૂબની મંઝિલ અને રૂપરેખાને યાદ કરીને પોતાના દિલને સમજાવે છે. મહબૂબના જમાલ અને ગુણોનું વર્ણન અને ઉલ્લેખ કરીને પોતાના દિલને સંતોષે છે. આની સાથે હું આ (સદ્કાર્ય)માં સવાબ અને અઝાબથી છૂટકારો, મહબૂબે રબ્બુલ અરબાબની શફાઅત અને તાલીબીન તેમજ મિત્રવર્તુળની દુઆની ઉમ્મીદ ધરાવું છું અને આ ઉમ્મીદ કેમ ન ધરાવું ? જ્યારે કે સદ્કાર્યનો કોઈ વસીલો મારી પાસે નથી. જીંદગી આખી ગુનાહો અને કોતાહીયોમાં પસાર થઈ એટલા માટે મેં આપના સદ્ગુણો, પ્રશંસાપાત્રો અને ફઝીલતોના ઉલ્લેખનો પાલવ પકડયો. અલ્લાહ તઆલા મારા તેમજ બધા મુસલમાનો તરફથી તેને કબૂલ ફરમાવે અને પ્રત્યેક પ્રશંસાને પાત્ર તે રબ્બુલ આલમીન જ છે.

જ્યારે ઈમામ તિરમિઝી (રહ.)ની કિતાબુશ્શમાઈલ અને કાઝી અયાઝ (રહ.)ની કિતાબુશિફા આ વિષય પર અતિ યોગ્ય અને સુરચિત હતી. માટે મેં આ બન્નેવ કિતાબોથી એવા વિષયો પસંદ કર્યા, જે આ વિષયમાં રૂચી ધરાવતા વાંચકને (બીજી કિતાબોથી) બેનિયાઝ કરી દે અને જેનાથી વિરહ (જુદાઈ)માં મગ્ન હૃદયોને સાંત્વના આપી શકાય.

તો અમો ઈમામ હસન બિન અલી (રદિ.)ની રિવાયતથી જેનું હિંદ (રદિ.)થી વર્ણન થયું છે, શરૂ કરીએ છીએ કેમ કે તે સાહિત્યિક શૃંગાર સોપાનોની હોય છે અને નુબુવ્વતો–રિસાલતના સ્ત્રોત એટલે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેઓ એકદમ કામિલ તેમજ પૂર્ણ કરવાવાળા કે તેઓનું બયાન વિશેષતાઓના ઉંચા દરજ્જામાં છે તો હું કહું છું.

**પ્રથમ વસ્લ આપના હુલ્યા–મુખાકૃતિ વિશે :**

કાઝી સા. મોસુફે પોતાની સનદે અન અનહૂથી જે ઈમામ ઝયનુલ આબિદીન સુધી પહોંચે છે રિવાયત કરી છે. તેમણે કહ્યું કે હઝરત હસન બિન અલી (રદિ.)એ ફરમાવ્યું કે મેં પોતાના મામું હિંદ બિન અબૂ હાલહથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુખાકૃતિ બાબત પૂછયું, તેઓ હુઝૂરની સિફતોનું વર્ણન ખૂબ ખૂબ કર્યા કરતા હતા, માટે મેં આશાવાદી બની અરજ કરી કે આપ (સ.અ.વ.)ના સદ્‌ગુણોમાંથી કંઈક મારી સમક્ષ પણ બયાન કરો, જેને હું મારી યાદશકિતમાં સમાવી લઉં.

તો તેઓએ ફરમાવ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (સ્વજાતે) મહાન હતા, (નઝરોમાં) સમ્માનિત હતા. આપનો બરકતવંત ચહેરો ચૌદમીના ચાંદ જેમ ચમકતો હતો. એકદમ નાના કદવાળા આદમીથી તો થોડા ઉંચા હતા અને લાંબા કદવાળાથી નીચા કદના હતા. મસ્તક મુબારક સપ્રમાણ મોટુ હતુ. માથાના વાળ સીધા સહેજ વાંકોડિયા હતા.

જો માથાના વાળ ઓળતી વેળા (આપમેળે) માંગ (સેંથો) નીકળી આવતી તો રહેવા દેતા (અને ન નીકળે) તો બનાવતા ન હતા. એટલે કે પ્રારંભિક સમયે આ પ્રકારનો અમલ હતો. પછીથી તો ચિવટપૂર્વક માંગ બનાવતા હતા. આપના માથાના વાળ કાનની ટીસીથી વધી જતા હતા જ્યારે આપ વાળ વધારતા હતા. આપનો રંગ મુબારક ચમકદાર હતો. પેશાની મોકળી હતી. ભંવો વાંકાં વાળોથી ભરપૂર હતી અને એક બીજી સાથે મળેલી ન હતી. એ બન્નેવ વચ્ચે એક નસ હતી, જે ગુસ્સામાં ઉભરી આવતી. ઉંચી નાકના હતા, નાક મુબારક પર એક નૂર તાદશ્ય થતું હતું કે જો કોઈ વધુ વિચાર ન કરે તો આપને લાંબી નાકના સમજે. દાઢી મુબારક ભરાવદાર હતી, પાતળી અને એકદમ કાળી હતી. ગાલ મુબારક નરમ હતા. મુખ મુબારક (સમતુલિત) મોટું હતું (એટલે કે સાંકડું કે એકદમ પહોળું ન હતું). દાંત મુબારક પાતળા ચમકદાર હતા તેમાં (થોડી થોડી) જગ્યા હતી. છાતીથી દૂંટી સુધી વાળની એક પાતળી લીટી હતી. ગરદન મુબારક એવી સુંદર હતી, જેમ કે તસ્વીરની ગરદન (જે સુંદર બનાવવામાં આવે છે). સફાઈમાં ચાંદી જેવી હતી. શરીર સુડોળ

સમતોલ ગોશતથી ભરપૂર અને કસાયેલું હતું. પેટ અને છાતી મુબારક સમતોલ હતાં અને છાતીનો ભાગ સહેજ બહાર ઉભરતો હતો. આપના બન્નેવ ખભાના દરમિયાન થોડું (અન્યોથી વધુ) અંતર હતું. સાંધા ઉપરના હાડકાં મોટાં હતાં, કપડાં કાઢેલી હાલતમાં આપનું શરીર રોશન હતું. છાતી અને દૂંટીના વચ્ચે લીટીની જેમ વાળની એક સરખી ધારી જતી હતી. આ વાળ સિવાય સ્તનો પર વાળ ન હતા, પરંતુ બાજુ, ખભા અને સીનાની ઉપરના ભાગે (યોગ્ય પ્રમાણમાં) વાળ હતા. કાંડાઓ લાંબા હતા. હથેળી પહોળી હતી. હથેળી અને ચરણ (કદમ) ગોશતથી ભરપૂર હતા. (હાથ–પગની) આંગળીઓ લાંબી હતી. વર્ણન કર્તાએ કહ્યું છે કે બુલંદ હતી (તેનો મતલબ પણ એ જ છે) સ્નાયુઓ આપના સમતોલ હતા. આપના (પગના) તળીયા (થોડાક) ઉંડા હતા. (જે ચાલવામાં ઝમીન સાથે લાગતા ન હતા). કદમ મુબારક એટલા સમતોલ અને એવા સાફ હતા કે પાણી તેના ઉપરથી એકદમ સરકી જતું (એટલે કે મેલ જેવી ગંદકીથી પાક હતા. ચીકણા હોવાના લઈ તેની સાથે બિલકુલ પાણી લાગેલું ન રહેતું). (જ્યારે ચાલવા માટે) પગ ઉઠાવતા તો તાકાતથી પગ ઉઠતો હતો અને પગના પગલાં એ રીતે મુકતા હતા કે આગળ વળી જતા અને નમ્રતા સાથે કદમ આગળ કરી ચાલતા. ચાલતી વેળા એમ જણાતું જાણે (કોઈ ઉંચાઈએથી) નીચાણમાં ઉતરી રહ્યા હોય. જ્યારે કોઈ નઝદીક વસ્તુ તરફ જોવા માંગતા તો સંપૂર્ણ ફરીને જોતા હતા. એટલે કે આંખના એક ખૂણા (કાતર)થી જોવાની આદત ન હતી. નઝર નીચી રાખતા, આકાશ તરફના બદલે આપની નઝર ઝમીન તરફ વધુ રહેતી. સામાન્યતઃ આપની આદત નીચી આંખે જોવાની હતી. (મતલબ કે એકદમ શરમના લઈ આખુ માથુ ઉઠાવીને સંપૂર્ણ નઝરે ન જોતા હતા). ચાલવામાં પોતાના અસ્હાબને આગળ કરતા. જેનાથી મળતા પોતે સલામની શરૂઆત કરતા.

પછી મેં (એટલે કે ઈમામ હસન રદિ.એ હિંદ બિન અબૂ હાલહથી) કહ્યું કે આપની વાતચીત બાબતે મને કંઈ સંભળાવો? તો તેમણે કહ્યું : કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હરઘડી (આખિરતના) ગમમાં અને સદા (આખિરતના કામોની) સોચમાં રહેતા. કોઈ ઘડી આપને ચેન

નહોતું રહેતું અને વિના જરૂરતે વાતચીત કરતા ન હતા. આપની ખામોશી લાંબો સમય સુધી રહેતી. વાતચીતની શરૂઆત અને અંત મોઢું ભરીને કરતા હતા (એટલે કે વાતચીત શરૂઆતથી અંત સુધી સાફ રહેતી). વાતચીત વ્યાપક કરતા હતા (જેના શબ્દો ટૂંકા હોય, પરંતુ સંપૂર્ણ અર્થ ધરાવતા હોય.) આપની ગુફ્તગૂ (હક્ક અને બાતિલ બાબતે) નિર્ણાયક રહેતી, જે મતલબ સ્પષ્ટ કરવામાં જરૂરતથી વધારે પણ ન રહેતી અને ન એકદમ ટૂંકી રહેતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નરમ સ્વભાવના હતા, સખત સ્વભાવના ન હતા અને ન શ્રોતાનું અપમાન કરતા. નેઅમત જો થોડી હોય તો પણ તેનો આદર કરતા અને કોઈ નેઅમતની નિંદા કરતા ન હતા. હાં, ખાવાની વસ્તુમાં નિંદા તેમજ પ્રશંસા બન્નેવ ન કરતા હતા. (નિંદા એટલા માટે ન કરતા કે તે નેઅમત હતી અને વધુ વખાણ એટલા માટે ન કરતા હતા કે વિશેષ કરી તેનું કારણ લાલચ–લાલસા હોય છે). જ્યારે સાચી વાતનો કોઈ જરાક પણ વિરોધ કરતો તો તે સમયે કોઈ આપના ગુસ્સાને સહન પણ ન કરી શકતું હતું. ત્યાં સુધી કે તે હક્કને પ્રભુત્વ ન આપી દેતા હતા. સ્વાર્થનો ગુસ્સો ન કરતા હતા અને પોતાની જાત માટે કોઈનાથી બદલો પણ ન લેતા હતા. વાતચીત વેળા જ્યારે હાથથી ઈશારો કરતા હતા તો સંપૂર્ણ હાથથી ઈશારો કરતા હતા અને જ્યારે કોઈ વાત પર અચરજ પામતા તો હાથ પલટાવી દેતા. જ્યારે આપ વાત કરતા તો જમણા અંગુઠાને ડાબી હથેળી સાથે મિલાવી દેતા એટલે કે તેના પર મારતા. જ્યારે આપને ગુસ્સો આવતો તો આપ તે બાજુથી મોઢું ફેરવી લેતા અને પાસુ બદલી લેતા. જ્યારે ખુશ થતા તો આંખો નીચી કરી લેતા. (આ બન્નેવ વાતો શરમથી ઉત્પન્ન થાય છે). માત્ર આપનું હાસ્ય વિશેષ કરી સ્મિત પર સિમિત રહેતું. આ હાસ્ય ક્રિયામાં મુબારક દંતાવલીની આછેરી ઝલક વરસાદી કરાનો આભાસ સર્જી જતી.

## બીજો વસ્લ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું સમય કોષ્ટક તેમજ આપની સામાજીક જીવન પદ્ધતિ બાબત :

હઝરત હસન (રદિ.) ફરમાવે છે કે મેં એક સમય સુધી હુસૈન બિન અલી (રદી.)થી આ છુપાવી રાખ્યું. પછી જ્યારે મેં તેમના સમક્ષ બયાન કર્યું તો જાણવા મળ્યું કે તેઓ મારાથી પહેલાં પોતાના વાલિદ (પિતા)થી

આપનું ઘરમાં આવવા–જવા, ઉઠવા–બેસવાની પધ્ધતિ પ્રણાલિ વિષે પૂછી ચૂક્યા છે અને કોઇ વાત પણ તહકીક કર્યા વગર પડતી નથી મૂકી. મકસદ એ કે ઇમામ હુસૈન (રદિ.) ફરમાવે છે કે મેં પોતાના માનનીય વાલિદ સાહબથી જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ઘરમાં પધારવા બાબત પૂછયું ? તો તેમણે ફરમાવ્યું : કે આપનું પોતાની આગવી જરૂરત (ખાવું, સૂવું વગેરે) અર્થે ઘરમાં પધારવા બાબતે આપ (અલ્લાહ તરફથી પરવાનગી પામેલ હતા). તો આપ જ્યારે અંદર પધારતા તો પોતાના અંદર રહેવાના સમયને ત્રણ ભાગોમાં વહેંચી નાંખતા હતા. એક ભાગ અલ્લાહની (ઇબાદત) માટે, એક ભાગ પોતાના ઘરવાળાઓના (હક્ક અદા કરવા માટે) જેમ કે તેઓ સાથે હસવું, બોલવું અને એક ભાગ પોતાની જાતી રાહત માટે. પછી પોતાના ભાગને પોતાની જાત અને લોકો વચ્ચે વહેંચી નાંખતા (એટલે કે તેમાંથી પણ ઘણો ખરો સમય ઉમ્મતનાં કામોમાં ખર્ચ કરતા) અને સમયના તે ભાગને ખાસ સહાબા (રદિ.) મારફતે આમ લોકોના કામમાં લગાવી દેતા (એટલે કે તે ભાગમાં આમ લોકો તો હાજર થઇ શકતા ન હતા, પરંતુ ખાસ લોકો હાજર થતા હતા અને દીનની વાતો સાંભળી આમ લોકો સુધી પહોંચાડી દેતા. આ રીતે આમ લોકો પણ ફાયદામાં શામેલ થઇ જતા હતાં) આપ લોકોથી કોઇ વસ્તુ છુપાવતા ન હતા (એટલે કે દીનના હુકમો હોય કે દુન્યાનો કોઇ ફાયદો દરેક વસ્તુનો ફાયદો વિના સંકોચે પહોંચાડી દેતા) અને લોકોના આ ભાગમાં આપની રીત એ હતી કે એહલે ફઝલ (એટલે કે ઇલ્મ અને અમલવાળાને) એ વાતમાં આપ અન્યો પર પ્રાધાન્ય આપતા એટલે કે તેઓને હાજરીની પરવાનગી આપતા અને એ સમયને આપ તેઓ ઉપર તેઓના મરતબા પ્રમાણે વહેંચી આપતા. તો તેમાં કોઇને એક જરૂરત રહેતી, કોઇને બે જરૂરતો રહેતી, કોઇની એથી વધુ જરૂરતો રહેતી તો આપ તેઓની જરૂરતોમાં લાગી જતા હતા અને તેઓને એવા કામમાં વ્યસ્ત કરી દેતા કે જેમાં તેઓની અને બાકી કૌમની ઇસ્લાહ થાય. તે કામ આ હતું કે તે લોકો આપને પૂછતા અને તેઓને યોગ્ય લાગતા કામોની જાણકારી આપતા અને આમ ફરમાવતા રહેતા કે જે તમારામાં હાજર હોય તે ગેરહાજરને પહોંચાડી આપે, સાથે (આ પણ ફરમાવતા) કે જે કોઇ વ્યક્તિ પોતાની જરૂરત મારા સુધી (કોઇ કારણસર જેમ કે પડદો, કમઝોરી અથવા દૂરી વગેરેના

લઈ) ન પહોંચાડી શકે. તો તમે લોકો તેની જરૂરત મારા સુધી પહોંચાડી આપો, કેમ કે જે માણસ આવા વ્યક્તિની જરૂરત કોઇ અધિકાર ધરાવતી વ્યક્તિ સુધી પહોંચાડી આપે અલ્લાહ તઆલા કયામતના દિવસે તેને પુલસિરાત પર સાબિત કદમ રાખશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં આ જ વાતોનો ઉલ્લેખ થતો હતો. આ સિવાય અન્ય વાતોને કબૂલ ફરમાવતા ન હતા. (મતલબ કે લોકોની જરૂરતો અને ફાયદા સિવાય બીજી જરૂરત વિનાની અથવા નુકસાન કરતી વાતો સાંભળતા પણ ન હતા).

સુફિયાન બિન વકીઅની હદીષમાં હઝરત અલી (રદિ.)ની આ વાત પણ છે કે લોકો આપ સમક્ષ તાલિબ બનીને આવતા અને કંઈને કંઈ ખાઈને પરત જતાં (એટલે આપ ઈલ્મી નફાના સિવાય કંઈને કઈ ખવડાવતા પણ હતા) અને હાદી એટલે કે ફકીહ બનીને આપની પાસેથી બહાર જતા હતા.

ઈમામ હુસૈન (રદિ.) ફરમાવે છે કે મેં (મારા વાલિદ સા.)થી અર્ઝ કરી કે આપના બહાર તશરીફ લઈ જવાના હાલાત પણ મારી સમક્ષ વર્ણન કરો, તે સમયે આપ શું કરતા હતા ? તેમણે ફરમાવ્યું કે આપ પોતાની ઝુબાનને કામ વગરની વાતોથી સુરક્ષિત રાખતા હતા, લોકોના દિલોને જોડતા હતા અને તેઓમાં ફૂટ ન પડવા દેતા હતા. દરેક કૌમના આદરણીય વ્યક્તિનો આદર રાખતા હતા અને આવા વ્યક્તિને તે કૌમનો સરદાર નિયુક્ત ફરમાવતા હતા. લોકોને (નુકસાનકારક) કાર્યોથી બચવાની તાકીદ ફરમાવતા હતા અને તેઓની શરારતથી પોતાનો પણ બચાવ ફરમાવતા હતા, અલબત્ત કોઈ પણ વ્યક્તિ સાથે પ્રસન્ન વદન મળવામાં કે સદ્‌વર્તન કરવામાં કમી રાખતા ન હતા. પોતાને મળતા લોકોની પરિસ્થિતિ વિશે જાણકારી મેળવતા રહેતા. લોકોમાં જે ઘટનાઓ ઘટતી હતી તે બાબતે લોકોથી પૂછતા રહેતા હતા. (જેથી મઝલૂમની મદદ અને ફસાદીઓને રોકી શકાય). સારી વાતની પ્રશંસા તેમજ યથાર્તતા અને બુરી વાતની ટીકા કે તેનો તિરસ્કાર ફરમાવતા હતા. આપનો દરેક નિયમ અત્યંત સમતોલ હતો. તેમાં અનિયમિતતા ન થતી હતી (કે કદી કોઈ રીતે કર્યા તો કદી બીજી રીતે કરી લીધા). લોકોની આવશ્યક તા'લીમ શિક્ષાથી ગફલતનો વર્તાવ ન કરતા હતા, એ શક્યતાના લઈ કે (જો તેઓને તેમના હાલ પર છોડી દેવામાં આવે તો અમુક તો પોતે દીનથી) ગાફિલ થઈ

જશે અથવા (અમુક દીનના કામોમાં મધ્યમ માર્ગથી હટીને વધુ મશગૂલ થઈ) દીનથી ઉબકાય જશે. દરેક સ્થિતિનો આપના ત્યાં એક ખાસ નિયમ હતો. હક્કથી કદી સંકુચિતતા રાખતા ન હતા. નાહક તરફ કોઈ દિવસ આગળ વધીને જતા ન હતા. લોકોમાંથી આપના મુકર્રબ (નિકટવર્તી) સર્વશ્રેષ્ઠ લોકો રહેતા હતા. સૌથી અફઝલ આપ સમક્ષ તે વ્યક્તિ રહેતો હતો, જે સામાન્યત: બધાનો હિતેચ્છુ હોય અને સૌથી મોટો દરજ્જો તે વ્યક્તિનો રહેતો જે લોકોની સહાનુભૂતિ તેમજ સારી રીતે મદદ કરતો. પછી મેં આપને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજલિસ બાબતે પૂછયું કે તેમાં આપનો શું નિયમ હતો ? તેઓએ વર્ણન કર્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ઉઠવું–બેસવું બધુ અલ્લાહના ઝિક્ર સાથે થતું હતું. પોતાના માટે બેસવાની કોઈ (એવી) જગ્યા નક્કી ન ફરમાવતા. (ગમે તે કરીને તે જગ્યાએ જ બેસે અને જો કોઈ બેસી જાય તો તેને ઉઠાડે). બીજા લોકોને આ રીતે જગા નક્કી કરવાની મનાઈ ફરમાવતા. જ્યારે કોઈ મજલિસમાં પધારતા તો જે જગ્યાએ મજલિસ પૂરી થતી ત્યાં જ બેસી જતા અને બીજા લોકોને પણ આ જ હુકમ ફરમાવતા. પોતાની સાથે બેસનારાઓમાંથી દરેક વ્યક્તિને તેનો ભાગ (પોતાનો ભાષણ તેમજ ધ્યાનથી) આપતા (એટલે કે દરેક તરફ અલગ અલગ ધ્યાન કેન્દ્રિત કરી વાતચીત ફરમાવતા). ત્યાં સુધી કે આપ સાથે બેસનાર દરેક એમ સમજતો હતો કે મારાથી વધુ આપને કોઈની દિલદારી મંજૂર નથી. જે વ્યક્તિ કોઈ જરૂરત માટે આપને લઈ બેસી જતો અથવા ઉભો રહેતો તો જ્યાં સુધી તે વ્યક્તિ પોતે ન ચાલ્યો જાય ત્યાં સુધી આપ મશ્ગુલ રહેતા, જે વ્યક્તિ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ પોતાની જરૂરત રજૂ કરતો તો તેની જરૂરત પૂરી ફરમાવ્યા વિના અથવા નરમીથી જવાબ આપ્યા વિના તેને પરત ન કરતા હતા. આપની સદ્ભાવના અને સદ્વર્તાવ બધા લોકો માટે વ્યાપક હતો, જાણે કે તેઓના બાપની જગ્યાએ થઈ ગયા હતા અને બધા લોકો આપ સમક્ષ હક્ક બાબતે એક સરખા હતા, અલબત્ત તકવાના કારણે તફાવત હતો (એટલે કે તકવો વધારે હોવાના લઈ એકને બીજા પર પ્રાધાન્ય આપતા હતા, જયારે બીજા ક્ષેત્રોમાં એકસરખા હતા).

બીજી એક રિવાયતમાં છે કે હક્કમાં બધા આપ સમક્ષ બરાબર હતા.

આપની મજલિસ ઉદારતા, ઈલ્મ, હયા, સહનશીલતા અને અમાનતદારીની મજલિસ રહેતી હતી. તેમાં ઉંચા સાદે વાતો થતી ન હતી. કોઈની આબરૂ પર કોઈ બટ્ટો લગાડવામાં આવતો ન હતો. કોઈની ભૂલોને ફેલાવવામાં આવતી ન હતી. આપના અનુયાયીઓ એક બીજા સાથે તકવાના કારણે નમ્રતાપૂર્વક મળતા હતા, તેઓ મોટેરાઓનું સન્માન અને નાનાઓ પર મહેરબાની કરતા હતા. જરૂરતમંદની મદદ કરતા હતા અને પરદેશી પર રહમ કરતા હતા.

પછી મેં તેઓથી આપના મજલિસના સાથીઓ સાથેના વર્તાવ બાબત સવાલ કર્યો ? તેઓએ ફરમાવ્યું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સદા ખુશમિજાઝ અને મૃદુ સ્વભાવ રહેતા હતા. સરળતાથી સહમત થઈ જતા હતા. ઉગ્ર પ્રકૃતિના ન હતા, ન તો કડક શબ્દોમાં વાતચીત કરતા હતા, ન મોટા સાદે બોલતા કે ન અયોગ્ય વાત ફરમાવતા, ન કોઈનો ઐબ બયાન ફરમાવતા તેમજ ન ભારોભાર કોઈની પ્રશંસા કરતા. જે વાત (એટલે કે કોઈની ચાહત) આપને મિજાઝથી વિરૂધ્ધ લાગતી તો આપ તેનાથી આંખ આડા કાન કરી લેતા (એટલે કે તેના પર પકડ ન ફરમાવતા) અને (સ્પષ્ટપણે) તેનાથી માયૂસ (પણ) ન કરી દેતા હતા, (બલ્કે ચૂપ થઈ જતા હતા). આપે ત્રણ વસ્તુઓથી પોતાને બચાવીને રાખ્યા હતા. રિયા (દેખાવ)થી, વધુ બોલવાથી અને બેફાયદા વાતથી. ત્રણ વસ્તુઓથી બીજી વ્યક્તિઓને બચાવી રાખ્યા હતા. કોઈની નિંદા ન કરતા, કોઈને શરમમાં નાંખતા ન હતા અને કોઈનો ઐબ પણ ન ઢૂંઢતા હતા. એવી વાતચીત ફરમાવતા, જેમાં સવાબની અપેક્ષા હોય, જ્યારે આપ ગુફ્તગૂ ફરમાવતા તો આપના બધા સાથીઓ અથવા સહાબીઓ એ રીતે મસ્તક નમાવી બેસી જતા, જાણે એમના માથા પર પક્ષીઓ આવીને બેસી ગયા હોય અને જ્યારે આપ ચૂપ રહેતા ત્યારે તે લોકો વાત કરતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ કોઈ ઝઘડો કરતા ન હતા. આપ સમક્ષ જ્યારે કોઈ બોલતુ ત્યારે તેની વાત પૂરી થતાં સુધી બધા ચૂપ રહેતા (એટલે કે વાતચીત દરમિયાન કોઈ બોલતું ન હતું.) મજલિસના હાજરજનોમાંથી દરેક વ્યક્તિની વાતચીત એવી રૂચી સાથે સાંભળવામાં આવતી જાણે બધા વ્યકિતઓમાં પ્રથમ વ્યકિતની વાત હોય. (એટલે કે કોઈની વાતની બેકદરી કરવામાં આવતી ન હતી). જે વાતથી બધા હસતા હતા આપ પણ

હસતા હતા. જેનાથી બધા અચરજ પામતા આપ પણ અચરજ અનુભવતા. (સારાંશ કે ઉચિત હદ મર્યાદાનુસાર પોતાના સાથીઓ સાથે શામિલ રહેતા). પરદેશી વ્યક્તિની વિવેક હીન વાણી પર સહનશીલતા દાખવતા અને ફરમાવતા કે જ્યારે કોઈ જરૂરતમંદને યાચક અવસ્થામાં જુઓ તો તેની મદદ કરો. જ્યારે કોઈ આપની પ્રશંસા કરતું આપ તેને ઉચિત ન ઠેરવતા, પરંતુ જો કોઈ (એહસાનના) બદલાની રીતે (પ્રશંસા) કરતું તો ભલે ! પ્રશંસા શરીઅતમાં જાઈઝ હોવાના લઈ અને હદથી વધુ ન હોવાની શરતે મંજૂર ફરમાવી લેતા. કોઈની વાત કાપતા ન હતા, અલબત્ત જો તે મર્યાદાથી આગળ વધવા લાગે તેવા સમયે તેને બંધ કરાવી દેતા અથવા ત્યાંથી ઉભા થઈ જઈ તેને બંધ ફરમાવી દેતા.

એક રિવાયતમાં છે કે મેં કહ્યું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ચૂપકીદી કયા પ્રકારની હતી ? તેમણે કહ્યું કે આપની ચૂપકીદી ચાર વાતો પર આધારિત હતી. સહનશીલતા, સભાનતા, યોગ્ય અનુમાન અને ચિંતન-મનન (આગળ દરેકનું વર્ણન છે). તો યોગ્ય અનુમાન ખ્યાલ તો એમ છે કે હાજરજનો તરફ નજર કરવામાં અને તેઓની અરજીઓ સાંભળવામાં સમાનતા રાખતા હતા અને બાકી તેમજ ફાનીમાં ફિકર ફરમાવતા હતા (એટલે કે દુન્યાનો નાશ અને આખિરતના સ્થાયી હોવા બાબતે વિચારતા રહેતા હતા) અને આપની સહનશીલતા આપના સંયમ સાથે જમા કરી દેવામાં આવી હતી. (આગળ તે સંયમનું વર્ણન છે). સારાંશ કે આપને કોઈ વસ્તુ એવા ક્રોધિત ન કરતી હતી કે આપ સંયમની મર્યાદા ઓળંગી બેકાબૂ થઈ જાય. આપની સભાનતા ચાર વાતોથી સંગ્રહિત રહેતી હતી. એક નેક વાતને ઈખ્તિયાર કરવી, જેથી બીજા લોકો આપનું અનુકરણ કરે. બીજી બુરી વાતને છોડી દેવી, જેથી બીજા લોકો પણ દૂર રહે. ત્રીજી વાત પોતાનો મત એવા કામોમાં ખર્ચ કરવો, જે આપની ઉમ્મતના હિતમાં હોય. ચોથી વાત તે કામોમાં લાગી રહેવું, જેમાં તેઓ (ઉમ્મતીઓ)ની દુન્યા અને આખિરત બન્નેવના કામોની ભલાઈ હોય.

**ત્રીજો વસ્લ પ્રથમ વસ્લની પૂર્ણતામાં :**

આ જાણી લેવું જોઈએ કે આ પ્રકારના સદ્ગુણો વિવિધ હદીષોમાં આ બુઝુર્ગોના હવાલાથી વર્ણનબધ્ધ થયા છે. હઝરત અનસ (રદિ.), હઝરત

અબૂ હુરયરહ (રદિ.), હઝરત બર્રાઅ બિન આઝિબ (રદિ.), હઝરત આયશા (રદિ.), હઝરત અબૂ હુઝય્ફહ (રદિ.), હઝરત જાબિર બિન સમુરહ (રદિ.), હઝરત ઉમ્મે મઅ્બદ (રદિ.), હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હઝરત મુઅર્રિઝ બિન મુઐકીબ (રદિ.), હઝરત અબૂ તુફૈલ (રદિ.), હઝરત અદ્દાઅ બિન ખાલિદ (રદિ.), હઝરત ખુરૈમ બિન ફાતિક (રદિ.), હઝરત હકીમ બિન હિઝામ (રદિ.) અમો પણ સવાબ પ્રાપ્તિ માટે તેમાંથી થોડુંક વર્ણન કરીએ છીએ.

આ બધા બુઝુર્ગોએ રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો રંગ મુબારક ચમકદાર હતો. આપની (કીકી) આંખની પુતલી એકદમ કાળા રંગની હતી. મોટી મોટી આંખો હતી. આંખોમાં રાતા ડોરા હતા. આપની પલકો લાંબી હતી. બન્ને ભમ્મરો વચ્ચે થોડીક જગ્યા હતી. ભમ્મરોના વાળ વણાકદાર હતા. દાંત મુબારકમાં અમુક રેખાઓ હતી (એટલે કે એકદમ ઉપર નીચે ચઢેલા ન હતા). મુખ મુબારક ગોળ હતું, જેમ કે ચાંદનો ટુકડો. દાઢી મુબારક ભરાવદાર હતી, એ રીતે કે સીના મુબારકને ભરી દેતી હતી. પેટ અને સીનું એકસરખું હતું. સીનું વિસ્તૃત હતું. બન્ને મૂંઢા મોટા હતા. હાડકાં ભારે હતાં. બન્નેવ હાથ (કાંડાથી કોણી સુધીનો ભાગ) તેમજ બાઝૂ (કોણીથી ખભા સુધીનો ભાગ) અને શરીરની નીચેનો ભાગ (પીંડી) વગેરે ભરેલા હતા. બન્નેવ હથેળીઓ અને કદમ પહોળા હતા. સીનાથી દૂંટી સુધી વાળોની એક પાતળી લીટી હતી.

કદમ મુબારક સમતોલ હતા, અતિશય લાંબા પણ ન હતા અને એકદમ ઠીંગણા કદ–કાઠીના પણ ન હતા કે અવયવો એક બીજામાં ઘૂસેલા હોય. ચાલવામાં કોઈ આપની સાથે રહી ન શકતું (એટલે કે ચાલવામાં મહદ્અંશે ઝડપ હતી વિના સંકોચે) આપનું કદ (ઉંચાઈ) થોડીક લંબાઈ સાથે સંબંધિત હતું (એટલે કે લાંબા તો ન હતા, પરંતુ દેખાવમાં કદ ઉંચું જણાતું હતું). વાળ થોડા વણાકદાર હતા. જ્યારે હસતા તો દાંત મુબારક જાહેર થતાં, જેમ કે વીજળીનું અજવાળું પ્રગટ થાય છે અને જેમ કે કરા વરસે છે, જ્યારે આપ ગુફ્તગૂ ફરમાવતા તો આગળના દાંતોની વચ્ચેથી એક નૂર જેવું પ્રગટ થતું જણાતું હતું. ગરદન એકદમ સુંદર હતી. મોઢું મુબારક ફૂલેલું ન હતું અને

એકદમ ગોળ પણ ન હતું. (બલ્કે ગોળ પડતું હતું). શરીર કસાએલું હતું, ગોશ્ત નરમ હતો.

બીજી રિવાયતોમાં છે કે આંખોમાં સફેદી સાથે રાતાશ પણ હતી. સાંધાઓ મોટા હતા. જ્યારે ઝમીન પર કદમ મૂકતા તો સંપૂર્ણ કદમ મૂકતા હતા. પગના તળિયા વધારે ઉંડા ન હતા. આ બધું શિફા નામી કિતાબના લેખનનો ટૂંકસાર છે.

ઈમામ તિરમિઝી (રહ.)એ પોતાની શમાઈલ નામી કિતાબમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત બયાન કરી છે કે આપણા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બન્ને હથેળીઓ અને કદમ મુબારક ગોશ્તથી ભરપૂર હતા. મુબારક મસ્તક મોટું હતું. સાંધાની હાડકીઓ મોટી હતી. એક દમ લાંબા કદના પણ ન હતા અને ઠીંગણા કદના પણ ન હતા કે શરીરનો ગોશ્ત એક બીજામાં દાખલ થઈ ગયો હોય. આપની મુબારક મૂખાકૃતિમાં કંઈક અંશે ગોળાવો હતો. રંગ ગોરો હતો. તેમાં લાલી ચમકતી હતી. આંખો શ્યામ હતી. પલકો લાંબી હતી. ખભાના હાડકાં અને ખભા મોટા મોટા હતા. શરીર મુબારક વાળ વિનાનું હતું (એટલે કે આખા શરીર પર વાળ ન હતા), પરંતુ સીનાથી દૂંટી સુધી વાળની પાતળી ધારી હતી. જ્યારે કોઈ બાજુની વસ્તુ તરફ જોવા ચાહતા તો સંપૂર્ણ ફરીને જોતા હતા. આપના બન્નેવ ખભાની વચ્ચે મુહરે નુબુવ્વત (નુબુવ્વતની મહોર) હતી. આપ ખાતમુન્નબિય્યીન (અંતિમ નબી) હતા.

હઝરત જાબિર બિન સમુરહ (રદિ.)ની રિવાયતમાં છે કે આપનું મુબારક મુખારવિંદ (સંતુલિતતા સાથે) પહોળું હતું. એડીઓનો ગોશ્ત નરમ હતો. આંખોમાં લાલ ધારી હતી. જ્યારે આપની તરફ નજર કરો તો એવો ભાસ થતો હતો કે જાણે આપની આંખોમાં સૂરમો લગાવેલ ન હોવા છતાં સૂરમો લાગેલો છે.

હઝરત અબૂ તુફૈલ લયૂષી (રદિ.)એ ફરમાવ્યું કે આપ ગોરા, રૂપાળા, સમતોલ કદના હતા. હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ સમતોલ કદ, સુંદર તેમજ ઘઉંવર્ણા રંગના હતા. માથાના વાળ કાનોની ટીસી સુધી લાંબા

હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે એક લાલ લાઈનીંગવાળો પોશાક હતો.

શમાઈલે તિરમિઝીમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ન અતિશય લાંબા હતા કે ન તો ઠીંગણા હતા અને ન તો આપ (સ.અ.વ.) એકદમ ગોરાચટ (ભૂરિયા) હતા કે ન તો શ્યામ હતા. આપના વાળ મુબારક ન તો એકદમ વાંકોડીયા હતા કે ન તો એકદમ સપાટ હતા, (પરંતુ થોડાક જ વણાકદાર હતા). અલ્લાહ તઆલાએ આપને ચાળીસ વર્ષના અંતે નબી બનાવ્યા. પછી મક્કામાં દસ વર્ષ સ્થાયી રહ્યા. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના કથન પ્રમાણે તેર વર્ષ રહ્યા, આપ પર વહી ઉતરતી હતી. (દસ વર્ષવાળી રિવાયતમાં કસરને ગણતરીમાં નથી લીધું. આમ બન્નેવ રિવાયતો સમાન છે). અને મદીનામાં દસ વર્ષ રહ્યા પછી સાઈઠ વર્ષની વયે અને ઈબ્ને અબ્બાસના કથન પ્રમાણે ત્રેસઠ (૬૩) વર્ષની વયે અલ્લાહ તઆલાએ આપને વફાત આપી. ઈમામ બુખારી (રહ.) ફરમાવે છે કે ત્રેસઠ વર્ષવાળી રિવાયતો વધુ છે અને આટલી ઉંમર હોવા છતાં આપના માથામાં અને દાઢી મુબારકમાં સફેદ વાળની સંખ્યા વીસ પણ ન હતી. અને તજજ્ઞોના મતે આપના માથામાં અને દાઢીમાં સફેદ વાળ કુલ સત્તર હતા.

હઝરત જાબિર બિન સમુરહ (રદિ.)એ ફરમાવ્યું કે મેં મુહરે નુબુવ્વતને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બન્નેવ ખભાની વચ્ચે એક રાતા અને ઉભરેલા ગોશતની કબૂતરના ઈંડા આકારમાં નિહાળી છે.

હઝરત સાઈબ બિન યઝીદ (રદિ.)થી રિવાયત છે કે તે બાજઠ (એવો આટલો કે જેની ચારેવ બાજુ પડદા હોય)ની ગુંડી જેમ હતી.

હઝરત અમ્ર બિન અખતબ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે થોડાક વાળ ભેગા હતા અને હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે આપની કમર પર ઉભરેલા ગોશતનો એક ટુકડો હતો. એક રિવાયતમાં છે કે (મોહર) મુઠ્ઠીની જેમ હતી. તેની આજુ બાજુ તલ હતા, જેમ કે મસા હોય છે. (આ રિવાયતોમાં કોઈ વિરોધાભાસ નથી. બધા ગુણો ભેગા હોય તે શકય છે.)

હઝરત બર્રાઅ (રદિ.) ફરમાવે છે કે મેં કોઈ વાળવાળો માનવી રાતો પોશાક (એટલે કે ધારીદાર લૂંગી ચાદર) પહેરેલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વધુ ખુબસૂરત નથી જોયો.

હઝરત અબૂ હુરય્રહ (રદિ.) ફરમાવે છે કે મેં કોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વધુ ખુબસૂરત નથી જોયા. જાણે કે આપના મુખ મુબારક ઉપર સૂરજ ઝગમગી રહ્યો છે અને જ્યારે આપ હંસતા હતા તો દિવાળો પર ચમકાર પડતી હતી.

હઝરત જાબિર (રદિ.)ને પૂછવામાં આવ્યું કે શું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ચેહરો તલવારની જેમ (સાફ) હતો ? તેમણે ફરમાવ્યું કે ના ! અલબત્ત સૂરજ અને ચંદ્રના જેમ ગોળ હતો. (તલવાર સાથે સરખાવવામાં ખામી એ હતી કે તે ગોળ નથી હોતી).

હઝરત ઉમ્મે મઅ્બદ (રદિ.)એ ફરમાવ્યું કે આપ દૂરથી સૌથી વધારે ખુબસૂરત, નઝદીકથી સૌથી વધારે લાવણ્યમય અને રૂપાળા દેખાતા હતા.

હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ આપને પ્રથમ વખત નિહાળતી તે મરઉબ (પ્રભાવિત) થઈ જતી અને જે વ્યક્તિ જુની ઓળખ સાથે મળતી હતી તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુહબ્બત કરતી. મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેવા સુંદર અને સર્વગુણ સંપન્ન આપથી પહેલાં કે આપના પછી કોઈને જોયા નથી.

### ચોથો વસ્લ આપના સૌરંભમય પાવન વ્યક્તિત્વ બાબત :

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે મેં કોઈ અંબર, કસ્તૂરી કે અન્ય કોઈ (સુગંધિત) પદાર્થ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મહેકથી વધુ સુગંધીદાર નથી જોઈ. આપ કોઈ સાથે મુસાફો (હાથ મિલાવવા) કરતા તો આખો દિવસ તે વ્યક્તિને મુસાફાની સોળમ આવતી રહેતી હતી અને જ્યારે કોઈ બાળકના માથા પર હાથ મૂકી દેતા તો તે (બાળક) ખુશ્બૂના કારણે બીજા બાળકોમાં ઓળખાઈ જતું હતું. આપ એક વેળા હઝરત અનસ (રદિ.)ના ઘરમાં આરામ ફરમાવતા હતા. આપને પસીનો થયો હતો તો અનસ (રદિ.)ની વાલિદહ એક બોટલ લાવી આપનો પસીનો ભેગો કરવા માંડયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમએ તેણીને તે બાબતે સવાલ કર્યો. તેણીએ અર્ઝ કરી કે અમો તેને પોતાની ખુશ્બૂમાં મેળવીશું અને આ પસીનો ઉચ્ચ કક્ષાની ખુશ્બૂ છે.

ઈમામ બુખારી (રહ.)એ તારીખે કબીરમાં હઝરત જાબિર (રદિ.)થી વર્ણન કર્યું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જે રસ્તેથી પસાર થતા હતા અને કોઈ વ્યક્તિ આપની શોધમાં નીકળે તો તે મહેકથી ભાળ મેળવી લેતી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ રસ્તેથી પસાર થયા છે.

હઝરત ઈસ્હાક બિન રાહ્વય (રહ.)એ ફરમાવ્યું કે આ મહેક કોઈ ખુશ્બૂ લગાવ્યા વિના (આપના શરીર મુબારકમાં) હતી.

હઝરત ઈબ્રાહીમ બિન ઈસ્માઈલ મુઝની (રહ.)એ હઝરત જાબિર (રદિ.)ના હવાલાથી રિવાયત બયાન કરી છે કે મને (એક વેળા) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની પાછળ સવારી પર બેસાડી લીધો. મેં મુહરે નુબુવ્વત પોતાના મોઢામાં લઈ લીધી તો તેમાંથી કસ્તૂરીની મહેક આવતી હતી.

એક રિવાયતમાં છે કે આપ જ્યારે બયતુલ ખલા જતા હતા તો ઝમીન ફાટી જતી હતી અને આપના પેશાબ–પાખાનાને ગળી જતી હતી અને તે સ્થળેથી એકદમ પાકીઝહ મહેક આવતી હતી. હઝરત આયશા (રદિ.)એ પણ આ રીતે જ વર્ણન કર્યું છે. એટલા જ માટે ઉલમા આપના પેશાબ–પાખાનાને પાક હોવાનો મત ધરાવે છે, હઝરત અબૂબક્ર બિન સાબિક માલિકી અને હઝરત અબૂ નસ્રએ પણ નકલ કર્યું છે. હઝરત માલિક બિન સિનાન (રદી.) ઉહુદના દિવસે આપના (જખમનું) લોહી ચૂસીને પી ગયા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કે "તેઓને કદી દોઝખની આગ નહીં લાગે".

હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.)એ આપની હજામત*થી નિકળેલ લોહી પી લીધું હતું. હઝરત બરકહ (રદિ.) અને આપની ખાદિમહ ઉમ્મે અયૂમન (રદિ.)એ આપનો પેશાબ પી લીધો, તો તેઓને

*હજામત : બદનમાંથી ખરાબ લોહી ખેંચી કાઢવા માટે ધારવાળા ઓજારોથી જખમ (નસ્તર) કરવાની શસ્ત્રક્રિયાને કહેવામાં આવે છે.

પાક મધુર પાણી જેમ લાગ્યું. આપ કુદરતી રીતે ખત્ના કરેલ, નાળ કપાયેલ અને સૂરમો લગાવેલ જનમ્યા હતા.

આપના વાલિદહ હઝરત આમિનહ (રદિ.) ફરમાવે છે કે મેં આપને પાક–સાફ જનમ આપ્યો. કોઈ ગંદકી આપ સાથે લાગેલ ન હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ રીતના સૂતા હતા કે નસ્કોરા પણ બોલવા લાગતા તે છતાં પણ વગર વુઝૂએ નમાઝ પઢી લેતા હતા (એટલે કે સૂવાના કારણે આપનું વુઝૂ તૂટતુ ન હતું). આ રિવાયત હઝરત ઈક્રમહ (રદિ.)ની છે અને (તેનું કારણ એ હતું કે) આપ ઉંઘવામાં હદષ (બદનમાંથી નીકળતી તે નાપાકી જેનાથી વુઝૂ તૂટી જાય છે) થી સુરક્ષિત હતા.

**પાંચમો વસ્લ આપની દ્રષ્ટિ તથા અંતરદ્રષ્ટિની તાકાત વિશે :**

હઝરત વહબ બિન મુનબ્બહ (રહ.) ફરમાવે છે કે મેં ઈકોતેર (૭૧) કિતાબોમાં પઢયું છે અને દરેકમાં આ લખાણ જોયું છે કે પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અક્કલ–હોશિયારીમાં તમામ પર પ્રભુત્વ ધરાવતા હતા. આપનો મત સૌથી અફઝલ રહેતો. આપ અંધારામાં પણ એ રીતે જોતા હતા, જે રીતે અજવાળામાં જોતા હતા. જેમ કે હઝરત આયશા (રદિ.)એ રિવાયત બયાન ફરમાવી છે. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દૂરથી પણ એવી જ રીતે જોતા હતા, જેવી રીતે નઝદીકથી જોતા હતા અને પોતાની પાછળ થી એવું જ જોતા હતા જેવું પોતાની આગળથી જોતા હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ નજ્જાશીનો જનાઝો (હબશામાં) જોયો હતો. તેના પર નમાઝ (મદીના) પઢી. આપે બયતુલ મુકદસ મક્કા મુકર્રમહથી જોઈ લીધું હતું, જ્યારે કે કુરૈશ સમક્ષ તેનો નકશો બયાન ફરમાવ્યો (આ ઘટના મેઅ્રાજની સવારે બની હતી). અને મદીના મુનવ્વરહમાં આપે જ્યારે પોતાની મસ્જિદનું નિર્માણ શરૂ ફરમાવ્યું તે સમયે આપે ખાન–એ–કા'બાને જોઈ લીધું હતું અને આપને સુરય્યામાં અગિયાર તારા દેખાતા હતા.

**છઠ્ઠો વસ્લ આપની શારિરીક શક્તિ વગેરે બાબતે :**

આપની શારિરીક શક્તિની કૈફિયત આ હતી કે આપે રૂકાનહને કે જે

પોતાના સમયમાં અત્યંત શક્તિશાળી (પ્રખ્યાત) પહેલવાન હતો. તેને કુશ્તીમાં પછડાત આપી હતી, જ્યારે કે તેઓને આપે ઈસ્લામની દા'વત આપી (અને તેઓએ) પોતાના ઈસ્લામને એ વાત પર અવલંબિત રાખ્યો કે મને કુશ્તીમાં પછાડી દેવામાં આવે. ઈસ્લામ સ્વીકારતાં પહેલાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અબૂ રૂકાનહને કુશ્તીમાં પછાડી દીધા હતા અને તે બે વાર, ત્રણ વાર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ મુકાબલામાં આવ્યા. દરેક વખતે તેઓને પછડાત આપતા રહ્યા. આપ ઝડપથી ચાલતા હતા. જાણે કે ધરતી સમેટાયને આવતી હોય. હઝરત અબૂ હુરયૂરહ (રદિ.) ફરમાવે છે કે અમોએ ઘણાં પ્રયત્નો કર્યા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે ચાલી શકીએ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈ આયોજન પણ ન ફરમાવતા હતા, તો પણ અમો થાકી જતા હતા. આપ હંસતા તો સ્મિત ફરમાવતા અને જ્યારે (કિનારાની) કોઈ વસ્તુ તરફ જોતા હતા તો સંપૂર્ણ તે તરફ ફરીને જોતા હતા (એટલે કે ચોર નઝરથી જોતા ન હતા).

**સાતમો વસ્લ આપની અમુક વિશેષતાઓ બાબતે :**

સમગ્ર ધરતી આપના માટે મસ્જિદ અને પાકી પ્રાપ્તિનું માધ્યમ બનાવવામાં આવી (એટલે કે એવું નથી કે ખાસ મસ્જિદમાં જ નમાઝ અદા થાય અને બીજી જગ્યાએ અદા ન થાય. એવી જ રીતે દરેક જગ્યાની માટીથી એ શરતે કે પાક હોય તયમ્મુમ કરવું સહીહ છે). આપ માટે શત્રુધન (માલે ગનીમત) હલાલ કરવામાં આવ્યું, જયારે કે આગલી શરીઅતોમાં શત્રુધનને ખાવું હલાલ ન હતું. શફાઅતે કુબરા અને મકામે મહમૂદ આપ માટે ખાસ કરવામાં આવ્યો અને આપ જિન્નાતો, માનવો અને સમગ્ર સૃષ્ટિ તરફ (નબી બનાવી) મોકલવામાં આવ્યા હતા.

**આઠમો વસ્લ આપની વાણી, ખાવા-પીવા, સૂવા તેમજ ઉઠવા બાબતે :**

આપ અરબોની બધી ભાષાઓ જાણતા હતા. હું કહું છું કે બલ્કે બધી ભાષાઓ (આ મંતવ્ય અમુક લોકોનું છે).

ઉમ્મે મઅ્બદ ફરમાવે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મીઠી વાણી તેમજ સ્પષ્ટ વાત કરવાનો ગુણ ધરાવતા હતા. એકદમ ઓછા

બોલા પણ ન હતા કે જરૂરી વાતમાં પણ ખામોશી ઈખ્તિયાર કરે અને એકદમ બોલકણા પણ ન હતા (કે ગેર જરૂરી કામોમાં વ્યસ્ત થાય). આપની વાતચીત એ પ્રકારની હતી જાણે મોતીના દાણાં પરોવવામાં આવ્યા હોય. આપનું ખાવાનું તેમજ સૂવાનું ઓછું હતું. ખાતી વેળા ટેકો દઈને ખાતા ન હતા, વિશેષજ્ઞોના મતે આનો અર્થ આ છે કે એવી વસ્તુનો સહારો લેતા ન હતા, જે આપની નીચે હોય (જેમ કે ગાદલું વગેરે) અને ન કોઈ પાસા ઉપર (હાથ અથવા તકીયાના સહારે) વજન દઈ બેસતા, આપની ખાવા માટેની બેઠક એ પ્રકારની હતી, જેમ કે ઉભો થવા માટે કોઈ તૈયાર થઈને બેસે છે. એટલે કે ઉકડું બેસતા હતા. આપ ફરમાવતા હતા કે હું ગુલામની જેમ ખાવું છું અને ગુલામની જેમ બેસું છું. આપ જમણી કરવટ પર સૂતા હતા કે જેથી ઓછી ઊંઘ લેવામાં મદદરૂપ થાય.

**નવમો વસ્લ આપના અમુક ગુણો, આચારો, નૈતિકતા, વિરતા, સખાવત, રોબ, દબદબો, નિખાલસતા અને ઈસાર-કુરબાની વગેરે બાબતે :**

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ત્રીસ મર્દોની તાકાત આપવામાં આવી હતી. આ રિવાયત ઈમામ નસાઈએ બયાન ફરમાવી છે. બીજી એક રિવાયતમાં છે કે આપને હમબિસ્તરીમાં ચાળીસ મર્દોની તાકાત આપવામાં આવી હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી રિવાયત છે કે મને બીજા લોકો પર ચાર બાબતોમાં ફઝીલત આપવામાં આવી. (૧) સખાવત, (૨) બહાદૂરી, (૩) શારીરિક તાકાત અને (૪) પ્રતિસ્પર્ધી ઉપર ગલબો. આપ નુબુવ્વત પહેલાં અને પછી પણ પ્રતિભા સંપન્ન હતા.

હઝરત કૈલહ (રદિ.)થી રિવાયત છે કે તેણીએ જ્યારે આપને જોયા તો રોબના લઈ ધ્રૂજવા લાગી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે (એ અલ્લાહની બંદી!) દિલ મજબૂત રાખ (એટલે કે ભયભીત ન થા).

હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે આપના રૂબરૂ ઉક્બહ બિન અમ્ર ઊભા થયા તો ડરના કારણે ધ્રૂજવા લાગ્યા. આપ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે તબીઅત ઉપર આસાની કરો. હું કોઈ કડપદાર (ઝાલિમ) બાદશાહ નથી. આપને સમગ્ર સૃષ્ટિના ખઝાના અને બધા શહેરોની ચાવીઓ ("કશ્ફ" અવસ્થામાં) આપવામાં આવી હતી. આપની હયાતીમાં હિજાજ યમનના શહેરો, સમગ્ર અરબ ટાપુઓ અને શામ ઈરાકના ઈલાકા જીતી લેવામાં આવ્યા હતા. આપ સમક્ષ ખૂમ્સ (પેદાવારનો પાંચમો ભાગ), ઉશ્ર (દસમો ભાગ) અને સદકાત પેશ કરવામાં આવ્યા હતા અને બાદશાહો તરફથી હદિયા પણ મોકલવામાં આવતા હતા. આ બધા (હદિયા) આપે અલ્લાહ ખાતર ખર્ચ કર્યા અને મુસલમાનોને માલદાર બનાવી દીધા અને ફરમાવ્યું કે મને આ વાત સારી નથી લાગતી કે મારા માટે ઉહુદ પહાડ સોનું બની જાય અને પછી રાત્રે એક દીનાર પણ મારી પાસે તેમાંથી બાકી રહી જાય. એવા દીનાર સિવાય કે જે વાજિબ મુતાલબાના લઈ રોકી રાખું, આ આપની કામીલ સખાવત, દાનવીરતા અને પ્રદાનતા છે. એથી જ તો (આ પ્રકારની કામીલ સખાવતના લઈ આપ કર્ઝા હેઠળ રહેતા). આપ જ્યારે વફાત પામ્યા તો આપનું બખ્તર બાલ–બચ્ચાઓના નિભાવ ખર્ચ માટે ગીરો મૂકેલું હતું. આપ પોતાના અંગત ખર્ચ પોશાક અને રહેઠાણ ફક્ત જરૂરત મુજબ રાખતા હતા. વિશેષ કરી આપ કમ્બલ અને જાડી ચાદર પહેરતા હતા. અમુક સમયે પોતાના સહાબાને દીબા (રેશમી કાપડ)ની કબાઓ (ઢીલી અચકન જેવું પહેરણ) જેમાં સોનાના તાર જોડેલા રહેતા તે વહેંચી દેતા હતા અને જેઓ હાજર નહોતા રહેતા, તેઓ માટે સાચવીને રાખી મૂકતા હતા.

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે આપનું જીવનચરિત્ર કુર્આન હતું. તેની ખુશીની વાતોથી આપ ખુશ થતા હતા અને તેની અપ્રિય વાતોથી આપ પણ નારાજ થતા હતા. (એટલે કે કુર્આનથી હક તઆલાની ખુશી અથવા નારાજગીની કોઈ વાત સાબિત થાય છે તો આપની ખુશી અથવા નારાજગી તેના તાબે રહેતી હતી. એટલે સુધી કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે આપ મહાન સદ્‌ગુણોથી સંપન્ન છો). અલ્લાહ તઆલાએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઉચ્ચતમ્ સદ્‌ગુણો ધીર–ગંભીર પ્રકૃતિ અને સમતોલ મિજાઝ પર પૈદા કર્યા હતા.

હઝરત આમિનહ બિન્તે વહબ (રદિ.) ફરમાવે છે કે જે સમયે આપનો જન્મ થયો તે વેળા આપના બન્નેવ હાથ ઝમીન તરફ ખુલ્લા હતા અને મસ્તક આકાશ તરફ ઉઠેલું હતું.

## દસમો વસ્લ આપની પવિત્રતા બાબતે :

હઝરત પય્ગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે જ્યારે મારામાં સમજ આવી તે વેળા મૂર્તિઓ અને શાયરી કહેવાથી મને નફરત હતી અને કદી કોઈ જહાલતયુક્ત કાર્ય (એટલે કે ગેરઉચિત કાર્યનો) મને ખ્યાલ સુધ્ધાં નથી આવ્યો. માત્ર બે વખતે એમ બન્યું પરંતુ અલ્લાહ તઆલાએ મને તેનાથી પણ સુરક્ષિત રાખ્યો. ત્યાર બાદ આ ખ્યાલ સુધ્ધાં પણ નથી આવ્યો.

## અગિયારમો વસ્લ નવમાં વસ્લની યાદપૂર્તિ રૂપે :

આપ લોકો તરફથી પહોંચાડવામાં આવતી તકલીફો પર સૌથી વધુ સંયમી હતા. સૌથી વધુ સહનશીલ હતા. ઘમંડીને માફ ફરમાવતા હતા. જે વ્યક્તિ આપ સાથે કુવર્તાવ કરતો હતો તેની સાથે પણ આપ સદ્વર્તન ફરમાવતા હતા. જે વ્યક્તિ આપને મહરૂમ રાખતો તેને આપ અર્પણ કરતા હતા. જે વ્યક્તિ આપ પર અત્યાચાર કરતો આપ તેને માફ ફરમાવતા. કોઈ કામના બે વિકલ્પોમાં જે આસાન હોય તેને આપ ઈખ્તિયાર ફરમાવતા એ શરતે કે ગુનાહિત કાર્ય ન હોય, આમાં પોતાના અનુયાયીઓ માટે સહુલતની રીઆયત ફરમાવી. (તદ્ઉપરાંત આ વાત અનુભવસિધ્ધ છે કે સહુલતપસંદ સ્વભાવવાળો બીજા લોકો માટે પણ સહુલત ઈખ્તિયાર કરે છે). રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની જાત માટે કદી બદલો નથી લીધો, એટલે સુધી કે સીરતે ઈબ્ને હિશામમાં છે કે હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસના ભાઈ ઉત્બહ બિન અબૂ વક્કાસે ઉહુદના દિવસે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર પથ્થરો ફેંક્યા તેનાથી નીચેના ડાબી બાજુના દાંત તૂટી ગયા (એટલે કે પડી ગયા અને આગળના ચારેવ દાંતોની બાજુના ઉપર નીચેના ચારેવ દાંતોને રૂબાઈ કહેવાય છે.) અને ચહેરો મુબારક ઝખ્મી થઈ ગયો. લોકોએ કહ્યું કે આપ તેના માટે બદ્દુઆ ફરમાવો. આપે ફરમાવ્યું કે

હે મારા અલ્લાહ ! મારી કૌમને હિદાયત–સાચો માર્ગ બતાવ, કેમ કે તેઓ જાણતા નથી. આપે કદી કોઈને (એટલે કે માનવી કે જાનવરને) નથી માર્યો, પરંતુ અલ્લાહના રસ્તામાં જે જિહાદ કર્યો તે અલગ બાબત છે. કોઈ સ્ત્રીને પણ નથી મારી કે કોઈ ખાદિમને પણ નથી માર્યો.

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી કોઈ વસ્તુ માંગવામાં નથી આવી કે જેની આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે નકાર કરી હોય. કોઈએ કેટલું સારું કહ્યું છે કે કદી આપની ઝબાન મુબારક પર "લા" એટલે કે "ના" નથી આવ્યું, અલબત્ત અશ્હદુ અલ્લા ઈલા–હ ઈલ્લલ્લાહુ માં (આ ફરઝદકના અરબી શેરોનો ગુજરાતી તર્જુમો છે.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કર્ઝદારોનો બોજો ઉઠાવી લેતા હતા. ગરીબ વ્યક્તિને માલ આપતા અથવા અપાવતા હતા. મહેમાનની મહેમાની કરતા અને ઉચિત કાર્યોમાં મદદનીશ બનતા હતા, જેમ કે સહીહ બુખારીમાં છે, ઈમામ તિરમિઝી (રહ.)એ રિવાયત બયાન ફરમાવી છે કે આપની પાસે એક વેળા નેવું (૯૦) હજાર દિરહમ આવ્યા (લગભગ પચ્ચીસ હજાર રૂપિયા થાય છે.) એને એક ચટાઈ પર મૂકવામાં આવ્યા. તો આપે કોઈ માંગનારને બહાનુ નથી બતાવ્યું, એટલે સુધી કે બધા વહેંચીને ફારિગ થઈ ગયા. પછી આપ સમક્ષ એક વ્યક્તિ આવ્યો, તેણે કંઈક માંગ્યું. આપે ફરમાવ્યું કે મારી પાસે હવે કાંઈ બાકી નથી રહ્યું (જે તને આપી શકું), પરંતુ તું મારા નામ પર (જરૂરતની વસ્તુ) ખરીદી લે, જ્યારે અમારી પાસે કંઈક આવશે, અમો ચૂકતે કરી દઈશું. હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે જે વસ્તુ આપની તાકાત બહાર છે, અલ્લાહ તઆલાએ તે વસ્તુના આપને જવાબદાર નથી બનાવ્યા. (તો પછી આપ આટલી તકલીફ કેમ ઉઠાવો છો). પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ વાત સારી ન લાગી. પછી અન્સારમાંથી એક વ્યક્તિએ કહ્યું કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખૂબ ખર્ચ કરો અને અર્શના માલિક (એટલે અલ્લાહ તઆલા)થી કસોટીનો ડર ન રાખો. આપે સ્મિત આપ્યું અને આપના મુબારક ચહેરા પર ખુશી જાહેર થઈ. આપ આગલા દિવસ માટે કોઈ વસ્તુ મૂકી રાખતા ન હતા, જેમ કે હઝરત અનસે (રદિ.) હઝરત અબ્બાસ (રદિ.)ના હવાલાથી રિવાયત બયાન ફરમાવી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ભલાઈ કરવામાં

વરસાદ ખેંચી લાવવાવાળી હવાથી પણ વધુ સખી હતા.

**બારમો વસ્લ અમુક સદ્‌ગુણો અને સામાજિક પ્રણાલિ બાબતે :**

હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વધીને મેં કોઈ બહાદૂર નથી જોયા, ન કોઈ તાકાતવર જોયા, ન કોઈ સખી જોયા અને ન તો (બીજા સદ્‌ગુણો બાબતે) અન્ય કોઈ પસંદગીપાત્ર ઠર્યો. અમો બદરની લડાઈના દિવસે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આડમાં રક્ષણ મેળવતા હતા અને મોટો બહાદૂર તેને ગણવામાં આવતો જે (લડાઈના મેદાન)માં આપથી નજીક રહેતો. જ્યારે આપ દુશ્મનના નજીક રહેતા (કેમ કે આવી પરિસ્થિતિમાં) તે વ્યકિતને પણ દુશ્મનથી નજીક રહેવું પડતું હતું.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે આપ શર્મ–લજ્જામાં એ કુંવારી સ્ત્રીથી પણ વધુ ચઢિયાતા હતા જે પર્દામાં હોય છે. આપ એકદમ નરમ ચામડીધારી અને કોમળ શરીર ધરાવતા હતા. કોઈને અપ્રિય વાત કહેતા ન હતા.

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે આપ કઠોર વાણીની આદત ધરાવતા ન હતા કે ન તો કૃત્રિમ રીતે કડકવાણી અપનાવતા હતા. બજારોમાં મર્યાદાવિરોધી વાતો કરવાવાળા પણ ન હતા. બુરાઈનો બદલો બુરાઈથી દેતા ન હતા, બલ્કે માફ ફરમાવી દેતા હતા.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે અત્યંત શરમાળ હોવાના લઈ આપની નઝર કોઈ વ્યકિતના ચહેરા પર એકીટશે જામતી ન હતી (એટલે કે આંખોમાં આંખો નાંખી વાત કરવાની આદત ધરાવતા ન હતા) અને જો કોઈ અયોગ્ય વાતનો ઉલ્લેખ કરવાની જરૂરત પડતી તો ફક્ત સાંકેતિક શબ્દો (ઈશારા)માં જણાવી દેતા.

હઝરત અલી (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે આપ ખુલ્લા દિલના અને વાતના સાચા હતા. સ્વભાવે નરમ હતા. સમાજમાં અત્યંત શરીફ હતા. જે આપને દા'વત આપતો આપ તેની દા'વત મંજૂર ફરમાવી લેતા અને હદીયો (ભેટ) કબૂલ ફરમાવતા. ચાહે તે (હદિયો કે ખાવાની દા'વત)

ગાય કે બકરીના પાયા હોય. હદિયાનો બદલો પણ આપી દેતા. ગુલામ, આઝાદ વ્યક્તિ, લોંડી કે ગરીબ દરેકની દા'વત કબૂલ ફરમાવી લેતા. જો કોઈ બીમાર મદીનાની વસ્તીના છેવાડે હોય તો તેના પણ ખબર—અંતર લેતા અને ક્ષમા ચાહકની ક્ષમા કબૂલ ફરમાવતા. પોતાના સાથીઓ સાથે મુસાફહામાં પહેલ ફરમાવતા અને કદી પોતાના સહાબાની મજલીસમાં પગ ફેલાવેલ જોવામાં નથી આવ્યા, જેના લઈ બીજા લોકો માટે તંગી ઉભી થાય. જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે આવતું આપ તેને માન આપતા. અમુક સમય તેને (બેસવા માટે) પોતાનું કપડું બિછાવી દેતા અને ગાદલું, તકીયો છોડી તેને આપી દેતા. કોઈ વ્યક્તિની વાત વચ્ચેથી કાપી ન નાખતા. સ્મિત આપવામાં અને ખુશમિજાઝ રહેવામાં અગ્રેસર હતા. જ્યારે કે વહી ઉતરવાની સ્થિતિ અથવા તો વઅઝ કે ખુત્બાની સ્થિતિમાં ન હોય (કેમ કે આવી પરિસ્થિતિમાં આપ એક જુસ્સામાં રહેતા હતા, જેમાં મુસ્કાન અને ખુશમિજાઝી જાહેર થતી ન હતી.) અમુક સમયે અન્યોના પ્રતિનિધિઓની પોતે સેવા ફરમાવતા, જેમ કે નજ્જાશી બાદશાહના પ્રતિનિધિઓ આવ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કિયામતમાં અખિલમાનવ સમૂહનાં સરદાર હશે અને સર્વ પ્રથમ આપની કબર મુબારકની જમીન ખુલશે (અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બહાર તશરીફ લાવશે). સર્વપ્રથમ આપની સિફારીશ કબૂલ કરવામાં આવશે. આપ (અત્યંત વિનમ્રતાના લઈ) ગધેડા ઉપર પણ સવારી ફરમાવતા હતા. કોઈક વાર પોતાની પાછળ પણ કોઈને બેસાડી લેતા અને ગરીબોની બીમારપુર્સી—ઈયાદત ફરમાવતા હતા. જરૂરતમંદો પાસે બેસતા હતા. પોતાનાં કપડામાં પોતે જૂ જોઈ લેતા હતા. (કોઈ ખાદિમ પર આધારિત ન હતા) અને આ જોવાનું એ ખ્યાલથી હતું કે કોઈ બીજાની (જૂ) ન ચઢી ગઈ હોય. પોતાની બકરીનું દૂધ સ્વજાતે દોહી લેતા હતા. પોતાનાં કપડાંમાં સ્વજાતે થીંગડા લગાવી લેતા હતા. પોતાના પગરખાં સ્વજાતે (જરૂરત વેળા) સીવી લેતા હતા. પોતાનું અને ઘરવાળાનું કામ કરી લેતા હતા. ઘરમાં ઝાડુ લગાવી લેતા હતા. ખાદિમ સાથે ખાવુ ખાઈ લેતા હતા અને તેની સાથે આટો ગુંદાવી લેતા હતા. પોતાની વસ્તુ બજારથી પોતે લાવી લેતા હતા. સૌથી વધીને એહસાન કરવાવાળા, ઈન્સાફ કરવાવાળા, પાકદામન અને સાચાબોલા હતા. એટલે સુધી કે અબૂ જહલ બિન હિશામ આપનો

કટ્ટર શત્રૂ હતો, તે છતાં અખ્નસ બિન શરીકે બદરનાં રોજ તેને પૂછયું કે હે અબૂ હકમ ! અહિંયા મારા અને તારા સિવાય કોઇ હાજર નથી, જે આપણી વાત સાંભળી લે. તુ મને એ બતલાવ કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાચા છે કે જુઠા ? અબૂ જહલે કહ્યું કે અલ્લાહની કસમ ! મુહમ્મદ સલ્લલ્લાહુ અયહિ વ સલ્લમ સાચા છે અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કદી જૂઠું બોલ્યા નથી.

## તેરમો વસ્લ આઠમાં વસ્લની પૂર્તતામાં :

હઝરત ખારીજહ બિન ઝૈદ (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની મજ્લિસમાં સૌથી વધુ પ્રતિષ્ઠિત હતા.

હઝરત અબૂ સઈદ (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે જ્યારે આપ મજ્લિસમાં બેસતા તો બન્ને પગ ઉભા રાખી બન્નેને ભેગા કરી તેની આજુબાજુ હાથોમાં હાથ નાંખી બેસતા હતા અને એમ પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશેષ કરી આ જ પ્રમાણે બેસતા. (આને ઈજ્તિબાઅ કહેવાય છે, આ સાદગી અને નમ્રતાની બેઠક છે).

હઝરત જાબિર બિન સમુરહ (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે આપથી પલાંઠી વાળીને બેસવું પણ સાબિત છે. અમુક સમયે ઉકડુ બગલમાં હાથ નાંખી બેસી જતા અને જ્યારે આપ ચાલતા તો સંતોષપણે (એટલે કે ઈત્મિનાન)થી ચાલતા. આપની ચાલથી એમ સ્પષ્ટ થઇ જતું હતું કે આપનાં દિલમાં ન કોઇ તંગી છે (કે ગભરાઇને ચાલે) કે ન તો તબિઅતમાં સુસ્તી છે (કે પગ ન ઉપડે). સારાંશ કે એકદમ ઝડપથી પણ ચાલતા ન હતા કે ન તો સાવ ધીમી ગતિએ ચાલતા હતા).

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે આપની ગુફ્તગૂમાં અત્યંત સ્પષ્ટતા રહેતી હતી.

હઝરત આયશા (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે એ રીતે ગુફ્તગૂ ફરમાવતા હતા કે કોઇ (શબ્દોને) ગણવા ચાહતું તો ગણતરી કરી શકતુ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુગંધીદાર વસ્તુ અને ખુશબૂને વધુ પસંદ ફરમાવતા હતા અને વધુને વધુ તેનો ઉપયોગ ફરમાવતા અને બીજા લોકોને

પણ તેનો શોખ અપાવતા. ખાવા–પીવાની વસ્તુઓમાં ફૂંક મારતા ન હતા. આંગળીઓ અને હાડકાનાં સાંધાઓને સાફ રાખવાનું પસંદ ફરમાવતા, (કારણ કે આ મેલ લાગવાની જગ્યા છે).

હઝરત આયશા (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કદી લગાતાર ત્રણ દિવસ રોટલીથી પેટ નથી ભર્યું, એટલે સુધી કે આખિરત તરફ રવાના થઈ ગયા.

હઝરત હફ્સહ (રદિ.) રિવાયત બયાન કરે છે કે આપની પથારી એક તાટની હતી અને કદી કદી આપ પલંગ ઉપર આરામ ફરમાવતા હતા, જે ખજૂરની લાકડીઓથી બનેલ હતો. એટલે સુધી કે પાસાઓમાં તેના નિશાન પડી જતા હતા.

## ચૌદમો વસ્લ રોઝી-રોટીમાં તંગી ઈખ્તિયાર કરવા બાબતે :

હઝરત આયશા (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું પેટ કદી ભરપેટ ખોરાકથી પૂર નથી થયું અને કોઈના સમક્ષ શિકાયતનો ઈઝહાર નથી ફરમાવ્યો. આપને માલદારી કરતાં ભૂખ્યા રહેવું વધારે પસંદ હતું. આપ આખો દિવસ ભૂખમાં પસાર કરી દેતા હતા. આખી રાત ભૂખનાં કારણે કરવટો બદલતા રહેતા હતા અને જો આપ ચાહત તો પોતાનાં રબથી ધરતી જગનાં બધા ખઝાના, તેની પેદાઈશો અને ઐશ–આરામનો બધો સામાન માંગી લેતા, પરંતુ આપ એમ જ ફરમાવ્યા કરતા કે મારો દુનિયા સાથે શું સંબંધ ? મારા ઉલૂલ અઝમ (હિંમતવાન) પયગમ્બર ભાઈઓએ આનાથી વધુ સખત પરિસ્થિતિઓમાં પણ સબ્ર કર્યો અને એવી જ હાલતમાં ચાલ્યા ગયા.

## પંદરમો વસ્લ આપનો (અલ્લાહથી) ડર અને પરિશ્રમ બાબતે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહથી ઘણાં ડરતા હતા. એટલી હદે કે આપે ફરમાવ્યું કે કાશ ! હું એક (ઝાડ) વૃક્ષ બની જાઉં જેને કાપી નાખવામાં આવતુ. આપ એટલી હદે (નફિલ) નમાઝો પઢતા રહેતા હતા કે કદમ મુબારકમાં વરમ આવી જતો. આ સંદર્ભમાં હક્ક તઆલા વ

તકદુસે રહમ ખાઈને ફરમાવ્યું કે તાહા ! (અંત સુધી) એટલે કે "અમોએ કુર્આન મજીદ આપ પર એટલા માટે નથી ઉતાર્યું કે આપ તકલીફમાં પડો". આપ નમાઝ પઢતા અને આપના સિનામાં હાંડીની જેમ જોશ મારતો અવાઝ (સંભળાતો) હતો. આ રીતે અબ્દુલ્લાહ બિન શિખ્ખીર (રદિ.)એ રિવાયત ફરમાવી છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સદા ગમગીન રહેતા હતા, કોઈ સમયે આપને ચેન ન પડતું. (આ સ્થિતિ આખિરતની ફિક્રનાં કારણે હતી). દિવસભરમાં સિત્તેર વાર અથવા સો વાર ઈસ્તિગફાર કરતા હતા. હું કહું છું કે આ ઉમ્મતને બોધ આપવા માટે હતું અથવા ઉમ્મતની મગફિરત માટે જ હતું અથવા કારણ એ જ હતું કે આપ ખુદાની નિકટતા અને મઅરિફતનાં સમુદ્રમાં ગરકાવ હતા અને પ્રતિપળે તરક્કી ફરમાવતા રહેતા હતા, કેમ કે તજલ્લિયાતમાં નાવિન્યતા થતી રહે છે અને તજલ્લી તજલ્લીસ્થળની લાયકાત પ્રમાણે થતી હોય છે અને આપની ક્ષમતામાં બરાબર વધારો થઈ રહ્યો હતો. (એટલા માટે તજલ્લિયાત પણ એ પ્રમાણે થતી હતી કે તમો કોઈ ખાસ હદ નથી જાણી શકતા.) તો આપ જ્યારે પાછળનો મરતબો બુલંદ જોતા હતા તો પોતાને આગળનાં મરતબાની રૂએ કુસુરવાર સમજતા હતા. શું તમે સાંભળ્યું નથી કે નેક લોકોની નેકીઓ પણ મુકર્રબો માટે બદીઓ સમાન છે.

### સોળમો વસ્લ આપના જમાલ અને સૌંદર્ય બાબતે :

ઈમામ તિરમિઝી (રહ.)એ હઝરત કતાદહ (રદિ.)થી તેઓએ હઝરત અનસ (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે અલ્લાહ તઆલાએ કોઈ એવા નબી પૈદા નથી ફરમાવ્યા, જે ખુશ અવાજ અને ખૂબ સૂરત ન હોય અને તમારા પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચહેરા–મોહરામાં પણ અને અવાઝમાં પણ આ બધાથી ખુબસૂરત હતા. હું કહું છું કે (આટલા સૌંદર્ય અને જમાલ છતાં) પણ આમ લોકોનું આપ પર એ રીતે આશિક ન થવું જે રીતે હઝરત યૂસુફ (અલૈ.) પર લોકો આશિક થઈ જતા હતા, એનું કારણ ગૈરતે ઈલાહી છે કે આપનું જમાલ જે પ્રમાણે હતું તે રીતે લોકો પર સ્પષ્ટ કરવામાં નથી આવ્યું, જેમ કે હઝરત યૂસુફ (અલૈ.)નું જમાલ પણ જે હદે હતું તે પ્રમાણે હઝરત યાકુબ (અલૈ.) અને ઝુલેખાં સિવાય બીજા લોકો ઉપર જાહેર કરવામાં ન આવ્યું.

## સત્તરમો વસ્લ આપની નરમી, નમ્રતા અને તબિઅતની પાકીઝગી બાબતે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘણાં સહનશીલ હતા. કોઈને પણ ગાળો આપતા ન હતા અને કોઈને સખત વાત પણ કહેતા ન હતા. લા'નતનો શ્રાપ પણ ન આપતા અને નઝદીક જવા માટે ગધેડા પર સવારી ફરમાવતા હતા. દૂર જતી વેળા ઉંટણી પર, લડાઈના મેદાનોમાં ખચ્ચર પર અને કોઈ મદદ માંગનારની મદદ માટે ઘોડા પર સવારી ફરમાવતા. (જેથી જલ્દી પહોંચી શકાય અને લડાઈનાં મેદાનમાં દઢપણે રહેવામાં કમાલ છે, એટલા માટે ઘોડાની જરૂરત ન રહી, બલ્કે એવું જાનવર પસંદ ફરમાવ્યું કે જે જલ્દી નાસી ન છૂટે એટલે કે ખચ્ચર. જયારે બીજી સામાન્ય પરિસ્થિતિમાં નમ્રતા દાખવી એટલે ગધેડાની સવારી. અને દૂરનાં સફરમાં જોરાવર જાનવરની જરૂરત હતી અને તે ઉંટ છે). આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કાફિર અને દુશ્મન સાથે પણ તેની દિલજોઈની ઉમ્મીદ સાથે હસતા ચેહરે પેશ આવતા હતા અને જાહિલની (બદ્તમીઝીની) વાત ઉપર પણ સબર ફરમાવતા હતા. પોતાના ઘરમાં આવીને ઘરવાળાઓનાં કામોનો બંદોબસ્ત ફરમાવતા. ચાદર ઓઢવામાં ઘણી ચિવટ રાખતા કે તેમાંથી હાથ–પગ કંઈક જાહેર ન થાય. (શક્ય છે આ પ્રકારની ચિવટ બેસવાની સ્થિતિમાં રાખતા હશે) અને આપનો મિલનસાર સ્વભાવ તેમજ ન્યાયી વર્તન દરેક માટે આમ હતો. ગુસ્સો આપને ભડકાવતો ન હતો. પોતાની સાથે બેસનારાઓથી કોઈ વાત (જાહેર વિરુધ્ધ) દિલમાં ન રાખતા હતા. આપમાં આંખોની ખયાનત (એટલે કે ચોરીથી જોવું) ન હતી, તો દિલની ખયાનતની શંકાને તો સ્થાન જ નથી. આપ દરેક પરિસ્થિતિઓમાં, કામોમાં, વાતોમાં, કબીરા ગુનાહોથી અને વિશેષજ્ઞોનાં મતે સગીરહ ગુનાહોથી પણ માસૂમ (સુરક્ષિત) હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કોઈ પ્રકારની વાયદાખિલાફી કે હક્કથી હટી જવાના અમલની કોઈ શક્યતા જ નથી. જાણી જોઈને પણ નહીં અને ભૂલથી પણ નહીં. તંદુરસ્તીમાં અને બીમારીમાં પણ નહીં. સરળ સાદા સંજોગોમાં પણ નહીં કે દિલ્લગીમાં પણ નહીં અને ગુસ્સામાં પણ નહીં.

**અઢારમો વસ્લ શૃંગાર બાબતે આપ (સ.અ.વ.)ની માધ્યમિકતા :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જે સમયે મક્કા મુઅઝ્ઝમામાં પધાર્યા છે (એટલે કે ફત્હે મક્કાનાં દિવસે) આપના માથાનાં વાળ ચાર ભાગમાં વહેંચાયલા હતા. આ રિવાયત હઝરત ઉમ્મે હાનીએ બયાન ફરમાવી. આપ શરૂમાં પોતાના વાળમાં માંગ (સેંથો) કાઢયા વિના ભેગા કરી લેતા હતા. ત્યાર બાદ આપ માંગ કાઢવા લાગ્યા હતા.

એક રિવાયતમાં છે કે આપ એક દિવસ છોડીને કાંસકી કરતા હતા અને હઝરત અનસ (રદિ.)ને આપના ખિઝાબ બાબતે પૂછવામાં આવ્યું તો તેમણે ફરમાવ્યું કે આપ ખિઝાબની હદ સુધી પહોંચ્યા ન હતા. (એટલે કે આપના એટલા વાળ સફેદ જ ન થયા હતા). બસ, વાળની બન્નેવ બાજુમાં થોડી સફેદી થઈ હતી, પરંતુ હઝરત અબૂબક્ર (રદિ.)એ મેંહદી અને તેલનો ખિઝાબ કર્યો છે. (એટલે એવી તરકીબથી કે વાળ કાળા ન થાય). એક રિવાયતમાં છે કે આપનાં વાળ લાલ રંગમાં પાકતા હતા (એટલે કે કાળા પરથી લાલ થયા હતા, સફેદ થયા ન હતા). હઝરત અબ્દુલ્લાહ બિન અકીલ (રદિ.) ફરમાવે છે કે મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો બાલ મુબારક હઝરત અનસ (રદિ.) પાસે ખિઝાબની હાલતમાં જોયો. વિશેષજ્ઞોનાં મતે આ રિવાયતોમાં સામ્યતા આ પ્રમાણે થઈ શકે છે કે વાળ પાકવા લાગ્યા હતા, પરંતુ ઓછી સંખ્યામાં. જેમાં અમુક લાલ હશે અને અમુક સફેદ, પરંતુ આપે સ્વેચ્છાએ કદી ખિઝાબ નથી કર્યો, પરંતુ આપની આદત મુબારક વિશેષત્ દર્દ–તકલીફમાં મેંહદી લગાવવાની હતી, આવો ઈત્તેફાક થયો હશે. તેનાથી તે સફેદ વાળ રંગીન થઈ ગયા. હવે બધી રિવાયતો સમાન થઈ ગઈ. અલ્લાહ પાક વધુ જાણકાર છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આપ સૂતા પહેલાં દરેક આંખમાં ત્રણ ત્રણ સળી સુરમો લગાવતા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફેદ કપડું તેમજ કુર્તો પસંદ ફરમાવતા હતા. આપની આસ્તીન કાંડા સુધીની હતી. આપ યમની ચાદર પસંદ ફરમાવતા. કદી વાળથી બનેલ કાળી ચાદર (પણ) પહેરતા હતા અને (એક વખત) ચુસ્ત આસ્તીનનો રૂમી ઝભ્ભો (પણ) પહેરેલ છે. (આથી મનાઈ ફરમાવેલ ગૈરો સાથેની

સમાનતા નકલનું અનુકરણ લાઝિમ નથી આવતું, કેમ કે એ વાત સાબિત નથી કે એ પોશાક ખાસ રૂમી લોકોનો હતો. પોશાકનું રૂમી હોવું બનાવટની દૃષ્ટિએ હોય શકે) અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ચામડાનાં કાળા તેમજ સાદા મોજા પહેરેલા છે અને તેના પર (વુઝૂમાં) મસહ ફરમાવ્યો છે, આપનાં નઅ્લયૂન શરીફૈન (જૂતીઓ મુબારક)માં આંગળીઓમાં પહેરવા માટે બે બે પટ્ટીઓ હતી. (એક અંગુઠા અને તેની પાસેની આંગળી વચ્ચે, એક વચલી અને તેની બાજુવાળી આંગળીના વચ્ચે) અને ઉપરવાળી પટ્ટી પણ બેવડી હતી. આપ વાળ સાફ કરેલા ચામડાનાં નઅ્લયૂન પહેરતા હતા અને વુઝૂ કરીને તેમાં કદમ મુબારક દાખલ ફરમાવી લેતા. આ રિવાયત હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ બયાન ફરમાવી છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (કદી કદી) ગુંથેલા નઅ્લયૂનમાં નમાઝ પણ પઢી લેતા હતા, (કેમ કે તે પાક રહેતા હતા અને ત્યારે સામાજીક રિવાજ પ્રમાણે આવું કરવું અદબ વિરુધ્ધ પણ નહીં હોય). આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ચાંદીની અંગુઠી બનાવડાવી હતી અને તેનાથી સિક્કો લગાવતા હતા, તેને (જરૂરી સમજીને તેમજ કાયમી) પહેરતા ન હતા, જેમ કે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ વર્ણન કર્યું છે. હઝરત અનસ (રદિ.)એ કહ્યું છે કે તેનો નગીનો હબશાંનો હતો. બુખારીની શરહમાં ઉલ્લેખ છે કે હબશા મુલ્કનો એક પથ્થર હતો અથવા તેનો રંગ હબશીઓ જેવો (એટલે કે કાળો) હતો. અને તે યમની સિક્કો અથવા અકીક હતો. તેઓથી એમ પણ રિવાયત છે કે આપની અંગુઠી ચાંદીની હતી અને તેનો નગીનો પણ ચાંદીનો જ હતો. (મારા મતે નગીનાનો મતલબ નગીનાનું ખાનું છે, એટલે કે નગીનો મુકવાનું ખાનું બીજી કોઇ વસ્તુ સોનું વગેરેનું ન હતું, જેમ કે અમુક લોકો બનાવી લે છે) અને એમનાથી જ એક રિવાયતમાં છે કે જાણે તેની સફેદી (અને ચમક) આપના હાથમાં અત્યારે મારી આંખો સમક્ષ છે. હું કહું છું કે આ રિવાયતોનો વિરોધાભાસ જુદી જુદી પરિસ્થિતિનાં કારણે છે. તે સારી પેઠે સમજી લો અને વિરોધને ત્યાગી દો.

અને આ અંગુઠી ઉપર મુહમ્મદુર્રસૂલુલ્લાહ કોતરેલું હતું. એ રીતે કે મુહમ્મદ એક લીટી, રસૂલ એક લીટી અને અલ્લાહ એક લીટી. આ રિવાયત

હઝરત અનસ (રદિ.)એ બયાન ફરમાવી છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે બયતુલ ખલા (સંડાસ) જતા તો અંગુઠી કાઢી લેતા હતા. જ્યારે (તેને પહેરતા) તો સીધા હાથમાં પહેરતા. ઈમામ બુખારી (રહ.)એ પોતાની સહીહમાં આ રિવાયત હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર બિન અબૂ તાલિબનાં હવાલાથી નકલ ફરમાવી છે.

હઝરત અનસ, હઝરત જાબિર અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું છે કે આપ સીધા હાથમાં અંગુઠી પહેરતા હતા અને આપની તલવાર બનૂ હનીફહ કબીલાની બનાવટની હતી અને તેની મુઠની ગુંદી (એટલે કે તલવાર પકડવામાં જે જગ્યાએ હાથ રહે છે તેના છેડે જે પકડ રહે છે તે) ચાંદીની હતી, (કેમ કે તે હાથથી અલગ રહે છે. એટલા માટે ચાંદીની હોય તે સહીહ છે).

ઉહુદની લડાઈમાં આપે બે બખ્તરો અને ફત્હે મક્કાના દિવસે આપે ખૌદ (એટલે કે લોખંડી ટોપી હેલ્મેટ) પહેરેલા હતા. આપ જ્યારે પાઘડી બાંધતા હતા તો તેને બન્નેવ મુંઢા વચ્ચે છોડી મૂકતા હતા. સીરતની કિતાબોમાં સહીહ રિવાયતોથી સાબિત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કદી શમ્લો (પાઘડીનો અંતિમ વર) બન્નેવ ખભા વચ્ચે છોડી મૂકતા હતા અને કદી વગર શમ્લાની પાઘડી બાંધતા હતા.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આપ કદી ટોપી વગર (અમામહ) પાઘડી પહેરી લેતા હતા અને આપ પાસે એક કાળો અમામો હતો. આપ અડધી પિંડલી સુધીની લૂંગી બાંધતા હતા અને તેનાથી નીચે સુધીની પણ પરવાનગી આપેલી છે, પરંતુ આમ પણ ફરમાવી દીધું છે કે પાયજામાનો ઘૂંટીઓમાં કોઈ હક નથી (એટલે કે ઘૂંટીઓને ન અડવો જોઈએ).

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે બેસતા તો જાંઘો ફરતે હાથનો હલકો બનાવી લેતા. આપ મસ્જિદમાં એક પગ બીજા પગ ઉપર મૂકીને ચટ્ટાપાટ સૂતેલા છે.

હઝરત જાબિર બિન સમુરહ (રદિ.)થી રિવાયત છે કે મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ડાબી કરવટ પર એક તકિયાના સહારે

બેઠેલા જોયા છે અને હઝરત અનસ (રદિ.)એ આપને એવી હાલતમાં જોયા કે આપ પર એક કુતરી કપડું હતું, જે બગલનાં નીચેથી કાઢીને ખભા પર નાંખેલું હતું અને લોકોને (એવી જ રીતે) નમાઝ પઢાવી. (કુતર બહરૈનનું એક ગામ છે, ત્યાંથી ચાદરો આવે છે, જેનું કપડું જાડુ હોય છે).

**ઓગણીસમો વસ્લ અઢાર અને તેરમાં વસ્લની યાદપૂર્તિરૂપે :**

એમના (અનસ રદિ.)થી જ રિવાયત છે કે જ્યારે આપ ખાવું ખાતા હતા તો પોતાની ત્રણેય આંગળીઓ ચાટી લેતા હતા.

હઝરત અબૂ હુઝૈફહ (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હું તો ટેક લગાવીને નથી ખાતો. આપ ત્રણ આંગળીઓથી ખાતા હતા અને તેને (ખાધા પછી) ચાટી લેતા હતા. વધુ પડતો આપનો ખોરાક જવની રોટી રહેતી. આપે કદી ચોકી (ટેબલ) પર ખાવું નથી ખાધુ અને ન કદી રકાબીમાં, બલ્કે દસ્તરખ્વાન પર ખાતા હતા અને ન કદી આપના માટે ચપાટી પકાવવામાં આવી.

હઝરત આયશા (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે આપ સિરકો, ઝયૂતુનનું તેલ, મીઠી વસ્તુ મધ અને કદુ (દૂધી)ને પસંદ ફરમાવતા હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મરઘા, સુરખાબ, બકરી, ઉંટ અને ગાયનો ગોશ્ત આરોગેલ છે. આપ ષરીદને (એટલે કે રસામાં તોડેલ રોટી) પસંદ ફરમાવતા હતા. આપ કાળી મરી અને મસાલા પણ આરોગતા હતા. આપે ખજૂરો અને ખારેક, ચુકંદર અને હૈસ (એટલે કે ખજૂર, ઘી અને પનીરનો મલીદો) પણ આરોગેલ છે. આપને પોપડા પસંદ હતા. આપે ફરમાવ્યું છે કે ખાણાંની બરકત આમાં છે કે ખાધા પહેલાં પણ હાથ ધોવે અને ખાધા પછી પણ ધોવે. આપ ખજૂર સાથે કાકડી પણ ખાતા હતા, જેમ કે હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)એ રિવાયત બયાન ફરમાવી છે. હઝરત આયશા (રદિ.)એ રિવાયત બયાન ફરમાવી છે કે આપ ખજૂર સાથે તડબૂચ ખાતા હતા અને ફરમાવતા કે તેની ગરમી તડબૂચની ઠંડકથી બરાબર થઈ જાય છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એવું પાણી પસંદ હતું, જે મીઠું

અને શીતળ હોય. આપ ખજૂર પાણીમાં પલાળી તેનું સ્વચ્છ ઠંડુ મધુર રસ દૂધ અને પાણી બધું એક જ પ્યાલામાં પીતા હતા, તે પ્યાલુ મોટું લાકડીનું બનેલ હતું અને તેમાં લોખંડનાં પતરા લાગેલા હતા. આપે એમ પણ ફરમાવ્યું છે કે દૂધ સિવાય કોઈ એવી વસ્તુ નથી જે ખાવા–પીવા બન્નેવમાં કામ આવી શકે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આપે ઝમઝમનું પાણી ઉભા થઈ પીધું. અમ્ર બિન શુઐબે પોતાના વાલિદથી અને તેમણે પોતાના દાદાથી રિવાયત બયાન ફરમાવી છે કે મેં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઉભા રહીને તેમજ બેસીને બન્નેવ રીતે પાણી પીતા જોયા છે. આપ (સ.અ.વ.) જ્યારે પાણી પીતા હતા તો (વચમાં) બે વાર શ્વાસ લેતા હતા. ઈમામ બુખારી (રહ.)એ આ જ રિવાયતમાં આટલું બીજું વધાર્યું છે કે અથવા તો ત્રણ વાર શ્વાસ લેતા હતા. આપ જ્યારે પોતાની શૈયા (આરામ ગાહ) પર જતા તો પોતાનો જમણો હાથ પોતાના જમણા ગાલ નીચે રાખતા. આ રિવાયત હઝરત બર્રાઅ્ બિન આઝિબ (રદિ.)એ બયાન ફરમાવી અને જ્યારે આપ સૂતા તો (નસ્કોરાની) અવાઝથી સૂતા હતા. આ રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ બયાન ફરમાવી છે.

હઝરત આયશા (રદિ.) બયાન ફરમાવે છે કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો બિસ્તર જેના પર આપ આરામ ફરમાવતા હતા એવા ચામડાનો હતો, જેના અંદર ખજૂરનાં પાંદડાં ભરેલાં હતાં. હઝરત હફ્સા (રદિ.)એ ફરમાવ્યું કે આપનો બિસ્તર એક કમ્બલ હતો, જેને અમો બેવડ કરી દેતા હતા, જેના પર આપ આરામ ફરમાવતા હતા.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ બીમારોની ખબરગીરી ફરમાવતા હતા અને જનાઝહમાં શામેલ થતા હતા અને ગધેડા પર સવાર થતા હતા. ગુલામ જેવાની પણ દા'વત કબુલ કરી લેતા હતા. ગઝ્વએ બનૂ કુરૈઝહમાં આપ એક ગધેડા પર સવાર હતા, જેની લગામ ખજૂરની છાલની દોરડીની હતી અને ખજૂરની છાલથી જ બનેલ તેનું સાદ (કંતાન–છાલકુ) હતું. તેમનાથી એક રિવાયત છે કે આપ (સ.અ.વ.) ઝમીન પર બેસી જતા હતા. પોતાની બકરીનું દૂધ દોહી લેતા હતા અને ફરમાવતા કે બકરીનો હાથ (આગળનો પગ) ખવડાવવા માટે જો મારી દા'વત કરવામાં આવે તો મંજૂર

કરી લઉં. રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક જુના છાલકા (સવારી વેળા બેસવા અર્થે ઊંટ પર મુકાતુ કંતાન) ઉપર હજ્જ ફરમાવી અને તે છાલકા ઉપર એક ચાદર હતી, તે ચાર દિરહમ (એક રૂપિયા)ની પણ ન હતી. આવા સાદગીપૂર્ણ હાલતમાં પણ આ દુઆ ફરમાવતા હતા કે હે અલ્લાહ ! આને એક એવો (મકબૂલ) હજ્જ બનાવી દે, જેમાં દેખાવ અને શોહરતનો ઈરાદો ન હોય.

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે આપ હદિયો કબૂલ ફરમાવતા અને તેનો એવજ–બદલો પણ આપતા. પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે મારા ઉપર (એક વેળા) ત્રીસ રાતો અને ત્રીસ દિવસ એ હાલતમાં પસાર થયા છે કે મારી પાસે ખાવા માટેની કોઈ વસ્તુ ન હતી, જેને કોઈ સજીવ ખાઈ શકે, એટલી થોડી માત્રા સિવાય કે જે બિલાલની બગલમાં આવી જતી હતી. આ રિવાયત હઝરત અનસે (રદિ.) બયાન ફરમાવી. સાથે હઝરત અનસે (રદિ.) આ પણ ફરમાવ્યું છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે કદી ગોશ્ત–રોટીનાં પ્રકારનું સવાર અથવા સાંજનું ખાવું જમા નથી થયું, સિવાય એ કે ખાવાથી ખાવાવાળા વધારે રહેતા હતા.

### વીસમો વસ્લ આપની વફાત શરીફ (અવસાન) બાબતે :

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અંતિમ ઝિયારત જે મને પ્રાપ્ત થઈ તે આ રીતે થઈ કે પોતાનાં મરણ રોગમાં સોમવારનાં રોજ આપે પડદો ઉઠાવીને જોયું તે સમયે આપનો ચહેરો મુબારક એ રીતના જોયો, જેમ કે કુર્આન મજીદનો વરક (પેજ) પાક–સાફ હોય છે.

હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)એ આપની વફાત બાદ આપનો બોસો લીધો. પોતાનું મોઢું તો આપની બન્નેવ આંખોની વચમાં રાખ્યું, હાથને આપે કલાઈઓ પર મૂક્યા અને આ શબ્દો કહ્યા કે હાય નબી, હાય સફી, હાય ખલીલ.

હઝરત સુફિયાન બિન ઉયયૂનહ જઅ્ફર બિન મુહમ્મદથી અને તેઓ પોતાના વાલિદથી રિવાયત બયાન કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સોમવારે વફાત પામ્યા. તો તે દિવસ અને મંગળવારની રાત અને

મંગળવારના દિવસે આપની દફનવિધિમાં (અત્યંત ગમ અને અફસોસ તથા મુસલમાનોની જમઈય્યતના અમુક કાર્યોના બંદોબસ્તના કારણે) મોડું થયું. પછી રાત્રે આપને દફન કરવામાં આવ્યા. મોડી રાત્રે ઝમીન ખોદવાના પડઘાઓ સંભળાતા હતા. હઝરત અબ્દુર્રહમાન બિન ઔફે ફરમાવ્યું છે કે સોમવારે વફાત થઈ અને મંગળવારની રાત્રે દફન કરવામાં આવ્યા. હઝરત અબૂ ઈસા તિરમિઝી (રહ.)એ આ રિવાયતને "ગરીબ"(એટલે કે વર્ણન કરવામાં વર્ણનકર્તા એકલા હોય) બતલાવી છે, હું કહું છું કે સહીહ એ છે કે આપ બુધવારની રાતમાં દફન થયા છે.

## એકવીસમો વસ્લ સાતમા વસ્લના અનુસંધાને :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે મારી આંખો સૂઈ જાય છે જયારે કે મારું દિલ નથી સૂતું અને આ પણ ફરમાવ્યું છે કે હું એવી હાલતમાં રાત પસાર કરું છું કે મારો પાલનહાર મને ખવડાવી–પીવડાવી દે છે. બીજું એમ પણ ફરમાવ્યું છે કે હું ભૂલતો નથી, પરંતુ ભૂલાવી દેવામાં આવે છે (જેથી તે બાબતે હુકમો સુન્નત બને). અને આમ પણ ફરમાવ્યું છે કે હું પોતાની પાછળથી પણ એવી જ રીતે જોઉં છું જે રીતે પોતાની આગળથી જોવું છું. આપ હંમેશા દિલથી જાગૃત રહેતા હતા (અને દિલથી જાગૃત રહેવા છતાં) પણ આપની ફજરની નમાઝ કઝા થઈ જવી એ ખુદાઈ હિકમતના કારણે હતું. જે હિકમતનો તકાઝો આ હતો કે ઉમ્મત પર કઝાનો હુકમ જાહેર થઈ જાય.

## બાવીસમો વસ્લ આપના હાસ્ય તેમજ વિનોદપ્રિયતા બાબતે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આમ પણ ફરમાવ્યું છે કે હું મઝાક પણ કરું છું, પરંતુ (તેમાં પણ) વાત સાચી કહું છું. ભલે ! આપ ઈમાનવાળાઓ સાથે તેઓનું દિલ ખુશ કરવા ખાતર કદીમદી તેઓની મઝાક પણ કરી લેતા હતા, જેમ કે આપે એક ગામડીયાને (જેંણે સવારી માટે જાનવરની માંગણી કરી હતી) ફરમાવ્યું હતું કે હું તને ઉંટણીના બચ્ચા પર સવાર કરીશ. (તે એમ સમજયો કે વાત કરતી વેળા જે બચ્ચું છે તેના પર સવાર ફરમાવશે. એટલા માટે કહ્યું કે હું બચ્ચાને લઈને શું કરીશ ? આપના જવાબથી સ્પષ્ટ થઈ ગયું કે ભૂતકાળમાં જે બચ્ચુ હતું તે મુરાદ છે) અને જેમ

કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક (ઘરડી) સ્ત્રીને ફરમાવ્યું હતું કે કોઈ ઘરડી જન્નતમાં નહીં જાય (જ્યારે તે ગભરાઈ ગઈ ત્યારે આપના જવાબથી સ્પષ્ટ થઈ ગયું કે મતલબ આ છે કે જતી વેળા કોઇ ડોશી ઘરડી નહીં રહે, બધી જવાન હશે).

**તેવીસમો વસ્લ બાવીસમાં વસ્લની પૂર્તતામાં :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અફ્ઝલુલ અમ્બિયા (નબીઓમાં સર્વશ્રેષ્ઠ) ખાતમુલ મુરસલીન રસૂલો, નબીઓની રિસાલત નુબુવ્વતને સમાપ્ત કરનાર, નબિય્યોના અંતિમ ફર્દ હતા અને હઝરત ઈસા (અલૈ.) શરીઅતના હુકમોમાં આપની તાબેદારી કરશે.

**ચોવીસમો વસ્લ આપના અમુક હાલાત, પરિસ્થિતિઓના સંદર્ભે આપના માનવ હોવાની દર્શનાવલિ તથા તેની હિકમતો :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પણ બીજા માનવોની જેમ તકલીફો વેઠવી પડી છે કે જેથી આપના સવાબમાં વધારો થાય, દરજ્જા બુલંદ થાય. આપ બિમાર પણ પડયા અને દર્દ વગેરેની શિકાયત પણ થઈ અને શરદી–ગરમીનો પણ અસર થયો. ભૂખ–તરસ પણ લાગી છે અને આપને (યોગ્ય સમયે) ગુસ્સો અને ઉદાસીનતા પણ સાંપડી છે. આપને થાક–કમઝોરી પણ લાગતી, તેમજ વૃદ્ધાવસ્થામાં પણ પહોંચ્યા. સવારી પરથી નીચે પડીને આપને ઉઝરડા પણ પડયા. ઉહુદની લડાઈના દિવસે કાફિરોના હાથથી આપના ચહેરા અને માથામાં ઝખમ પણ લાગ્યા. તાઈફનાં કાફિરોએ આપનાં કદમ મુબારકને લોહીલુહાણ પણ કર્યા. આપને ઝેર પણ આપવામાં આવ્યું. આપ પર જાદૂ પણ કરવામાં આવ્યો. આપે દવા પણ કરી. હજામત પણ કરાવી. જાડફૂંકનો પણ ઉપયોગ કર્યો અને પોતાનો સમય સમાપ્ત ફરમાવી પરલોકમાં ચાલ્યા ગયા અને આ મુસીબત તેમજ આજમાઈશના ઘરથી આઝાદ થઈ ગયા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અલ્લાહ તઆલાએ ઘણી વખત (દુશ્મનો તરફથી કરવામાં આવતા) કતલ તેમજ હલાક કરવાનાં આયોજનથી સુરક્ષિત રાખ્યા. એટલે સુધી કે ઉહુદનાં દિવસે બદર બિન

કમ્મહએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર પથ્થર ફેંક્યો તેના લઇ આપનો રૂખ્સાર મુબારક ઝખ્મી થઇ ગયો અને લોખંડી બખ્તરની બે કડીઓ રૂખ્સાર મુબારકમાં ઘુસી ગઈ, તે વેળા અલ્લાહ તઆલાએ આપને બચાવ્યા. જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જબલે ષૌર તરફ તશરીફ લઇ ગયા તે વખતે કુરૈશી લોકોની આંખો પર પરદો નાંખી દીધો. ગૂરિષ (બિન હારિષ)ની તલવારને, અબૂ જહલનાં પથ્થરને, સુરાકહ બિન માલિકનાં ઘોડાને અને લબિદ ઇબ્ને અઅ્ષમનાં જાદૂને (તેની હેતુલક્ષી અસર) અને (એવી જ રીતે) યહૂદી સ્ત્રીનાં ઝહેર (હેતુસરની અસર)ને આપથી દૂર કરી દીધો. આ પ્રમાણે (હલાકત)થી આપના સુરક્ષિત રહેવામાં અને (સામાન્ય) તકલીફ પહોંચી જવામાં હિકમત આપની ફઝીલતનો ઈઝહાર (આ હિકમત તો સુરક્ષિત રહેવાની છે) અને આપને સવાબ આપવાનો છે. (આ હિકમત તકલીફ થવામાં છે) અને (એટલા માટે પણ તકલીફ પહોંચી કે) જેથી કરીને લોકો મોઅ્જિઝા તેમજ અનોખી વાતો પ્રગટ કરવામાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશે ગેરમાર્ગે ન દોરાય જાય (એટલે કે જો શારીરિક પીડા ન હોત તો કદાચ કોઇને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાબતે ઈશ્વર હોવાની શંકા ઉત્પન્ન થાત), જેમ કે હઝરત ઇસા (અલૈ.) અને હઝરત ઉઝૈર (અલૈ.) વિશે (ખાસ અજાયબીઓના કારણે) લોકો ગુમરાહીમાં પડી ગયા અને એટલા માટે કે તકલીફોમાં આપની ઉમ્મત માટે દિલાસો છે (કે જ્યારે સય્યિદુલ અમ્બિયા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પણ તકલીફો પહોંચી છે તો આપણે કોણ છે ?

**પચ્ચીસમો વસ્લ આપની રૂહ પર આપત્તિઓનો કોઈ અસર થતો ન હતો તે બાબતે :**

ઉપરોક્ત આપત્તિઓ ફક્ત આપના જાહેરી શરીર મુબારક પર માનવસમાજ સાથેની સમાનતાના લઇ આવતી હતી. રહી વાત આપના મુબારક દિલની તો માનવ સમાજ સાથેના સંબંધથી પાક–સાફ અને હક્ક તઆલાના દિદારમાં વ્યસ્ત હતું, કેમ કે આપ તો દરેક ક્ષણ, હરઘડી અલ્લાહની જ સાથે, અલ્લાહના જ માટે, અલ્લાહમાં જ વ્યસ્ત અને અલ્લાહની જ સંગતમાં હતા. એટલે સુધી કે આપનું ખાવું, પીવું, પહેરવું,

હલન–ચલન, સ્થિરતા, બોલવું, ચૂપ રહેવું, દરેક વસ્તુ અલ્લાહના જ માટે અને અલ્લાહના જ હુકમથી હતું, (જેમ કે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે) કે "આપ મનેચ્છાથી કંઈ જ નથી બોલતા. આ બધુ વહી જ છે, જે આપ ઉપર ઉતારવામાં આવે છે". (કુર્આન, સૂરએ નઝમ, પારહ ૨૭) અલ્લાહ તઆલા આપ પર અને આપની આલ અને સહાબા પર કયામત સુધી રહમતે કામિલહ નાઝિલ ફરમાવતા રહે. આ (જે કાંઈ લખવામાં આવ્યું) વિસ્તૃત કિતાબોનો ટુંકસાર છે, આને યાદ રાખો. આ વસ્તુઓ પર મુહક્કિક ઉલમા સિવાય અને તે પણ ઘણી બધી કિતાબો અને પુસ્તકોમાંથી સંશોધન કર્યા પછી પણ દરેક વ્યક્તિ વાકેફ નથી થઈ શકતી. અમોએ આપને ફાયદામંદ, મનપસંદ અને સંતોષકારક સંગ્રહ તાત્કાલિક આર્પણ કર્યો છે, જેને ઘણી ટૂંક મુદતમાં યાદ કરી શકો છો. હે અલ્લાહ ! આના પઢનારને, લખનારને, સાંભળનારને, યાદ કરનારને, કોઈ સમક્ષ રજુઆત કરનારને, સંગ્રહ કરનારને (અને ભાષાંતર કરનારને) બખ્શી આપજે, (આમીન).

અમો અમુક પંક્તિઓ પર (આને) સમાપ્ત કરીએ છીએ, જે આપના દરબાર શરીફમાં હદિયાના તૌર પર (સલાતો–સલામ પહોંચાડનારના માધ્યમથી) મોકલવામાં આવે છે.

આ અશ્આરના સંગ્રહકર્તા (હઝરત મવલાના અશરફ અલી સા. થાનવી (રહ.)ના છે.

(૧) મારા નબી હાથ પકડી લ્યો, દ્વિધામાં તમોજ મારા વલી છો.

(૨) આપ સિવાય મારા માટે કોઈ પનાહની જગા નથી. તકલીફોનો સમુદ્ર મારા ઉપર છવાઈ ગયો છે.

(૩) હે અબ્દુલ્લાહ ના સૂપુત્ર ! જમાનો વિરૂધ્ધ છે, હે મારા મવલા ! મારી ખબર રાખજો.

(૪) મારી પાસે કોઈ કર્તવ્ય પણ નથી અને આજ્ઞાપાલન પણ નથી, પરંતુ દિલમાં આપની મુહબ્બત જરૂર છે.

(૫) હે રસૂલુલ્લાહ ! ફકત હું છું અને આપનું દર છે. દુ:ખ અને સંતાપના વાદળો મારા ઉપર ના છવાઈ જાય એનો ખ્યાલ રાખજો.

(૬) સ્વપ્નમાં મુબારક ચેહરાની દેખા દિજો અને મારા કરતૂતોને સંતાડી આપજો.

(૭) ભુલો અને ઐબોથી ક્ષમા તેમજ માફ કરવું, આપની બધી આદતોમાં શ્રેષ્ઠ આદત છે.

(૮) સમગ્ર સૃષ્ટી માટે આપ રહમત છો, ખાસ કરીને તે લોકો માટે જે ગુનેહગાર અને માથાભારે છે.

(૯) કાશ ! હું મદીનાની ધૂળ થઈ જતો, તો આપના પગરખાનું ચુંબન પર્યાપ્ત થઈ જાતે.

(૧૦) આપ પર પુષ્કળ રહમતો વરસે અલ્લાહ તઆલા તરફથી સદા માટે.

(૧૧) દુન્યામાં જેટલા રજકણો અને શ્વાસ ચાલે છે અને જેટલી પણ વસ્તુઓ જમીનથી ઉગે છે.

(૧૨) તમારી આલ અને સહાબા પર, જયાં સુધી કે આખિરત બાકી રહેશે.

શીયમુલ હબીબ નામી આ રિસાલો ભોપાલ શહેરમાં હિજરી સન ૧૨૦૯ના અંતે ઝિલ્હિજજહમાં સમાપ્ત થયો અને તેનો ઉર્દૂ અનુવાદ શમ્મુત્તીબ, થાના ભવન કસ્બામાં, રમઝાન માસના અંતિમ દિવસોમાં હિજરી સન ૧૩૨૮માં અલ્હમ્દુ લિલ્લાહ સમાપ્ત થયો.

**રવ્ઝની અમુક પંક્તિઓ :**

(૧) તમો મખ્લુકની શ્રેષ્ઠતમ્ વ્યક્તિના ગુણો મારી પ્રશંસામાં જુઓ. જાણે કે તે શૃંગારચિન્હો છે, જ્યારે કે તેના ઉપર ધારીદાર કપડું ફખ્ર (અભિમાન) કરે છે (એટલે કે જે રીતે તે કપડાનું સૌંદર્ય વેલબુટ્ટાથી થાય છે, એવી રીતે તઅ્રીફી કલામનું સૌંદર્ય આપના ગુણો છે).

(૨) આપ ઉપકારી છો, મહેરબાન છો, દયાળુ છો, આપને સૌંદર્ય અર્પિત કર્યું છે, એવા આચારોએ જે વસંતના પવનની જેમ (હર્ષવર્ધક) છે. આપ કડક સ્વભાવના પણ નથી અને આપના અખલાકમાં તંગી પણ નથી.

(૩) આપ શર્મો—હયા ક્ષેત્રે પર્દામાં રહેનારી તે કુંવારી છોકરીથી પણ વધુ શરમાળ છો, જે પોતાના પર્દામાં રહેતી હોય, જેને શર્મો—હયાના કારણે

સૌંદર્ય મળતું હોય છે.

(૪) તમામ નબીઓ (અલૈ.)થી અખલાક, મુઅ્જિઝહ અને દરજ્જામાં શ્રેષ્ઠ થઈ ગયા છો, તો જો સર્વે એકત્રિત હોય તો આગેવાનીનો હક માત્ર આપનો જ છે.

(૫) આપ શારીરિક સૂરતમાં પણ કામિલ છો કે કોઈ મખલૂક આપના સમકક્ષ નથી. આપ સંતુલિત હતા, ન એકદમ લાંબા હતા, ન એકદમ થીંગણા (નીચા કદના) હતા.

(૬) આપના સફેદ દેખાતા રંગમાં લાલી ચમકતી હતી. આપનો ચહેરો ચાંદની જેમ ચમકતો હતો.

(૭) આપ મોટી પેશાની અને પાતળી ભમ્મરો ધરાવતા હતા. સૂરમો આંજેલી આંખોવાળા, આપની ખૂબસુરતીથી આંખોની તરસ છીપાતી ન હતી.

(૮) ગાલ મુલાયમ હતા. સુંદર અને પુલકિત દંતાવલી હતી. દાંતોના વચમાં અંતર હતું. તે દાંત ચમકદાર હતા. તે દાંતો સમક્ષ મોતીની શી વિશાત ?

(૯) ઉંચી–સુડોળનાક, લાંબી અને ચમકદાર ગરદન એવી શુધ્ધ ચાંદીની જેમ હતી જે સાફ કરેલ હોય અને તેમાં મેલ ન હોય.

(૧૦) ભરાવદાર દાઢીવાળા હતા, જેણે આપની ખૂબસુરતીને વધુ સુંદર બનાવી હતી, જેમ કે કોમળ શરીરની સ્ત્રીની આંખોને આંખની સફેદી અને કાળાશપણાની તેજી શોભા આપે છે.

(૧૧) માથા ઉપર વાળ રાખતા હતા, જે કાનો સુધી પહોંચતા હતા. જે સુગંધીદાર હતા. રંગ અને સુગંધમાં કસ્તૂરીની જેમ હતા, જ્યારે કે મહેક ફેલાતી હતી.

(૧૨) આપના સાંધા જોડ મોટા હતા. સીનુ મોટુ અને વિશાળ હતું. તેના ઉપર અમુક વાળ દેખાતા હતા, જેને અલ્લાહની કુદરતે લીટીની જેમ બનાવ્યા હતા.

(૧૩) આપની હથેળીઓ ગોશ્તથી ભરપૂર હતી. પેટ પાતળુ અને

ખાલી હતું, જેમાં ભૂખના કારણે કરચલીઓ પડેલી રહેતી હતી. ઘણા વખતે તેના પર પથ્થર બાંધવામાં આવતો હતો.

(૧૪) બન્નેવ હાથ અને પિંડલીઓ મોટી હતી અને શરીર ગોશ્તથી ભરપૂર હોવાના લઈ લૂંગી પૂર (ફિટ) રહેતી હતી. આપ અડધી પિંડલી સુધી લૂંગી બાંધતા હતા.

(૧૫) ચાલતી વેળા આપની આદત ઝુકીને ચાલવાની હતી. એમ આભાસ થતો કે ચાલતી વેળા જાણે આપ કોઈ નીચાણવાળા ભાગે ઉતરી રહ્યા છે.

(૧૬) આપના પસીનામાં જે ચાંદીના મોતી જેવો હતો મુશ્ક (કસ્તૂરી)ની ખૂશ્બુ મહેકતી હતી. ખૂબસુરત સ્ત્રીઓ અત્તરની જગ્યાએ તેને લગાવતી હતી.

(૧૭) આપની ઉંમર પૂરી થઈ ગઈ, પરંતુ એક દિવસ પણ જવથી પેટ ભરવાનો મોકો ન સાંપડયો. આપનો ફર્શ (બિસ્તર) ચટાઈનો હતો.

(૧૮) ઉપરોક્ત પરિસ્થિતિ ત્યારે હતી જ્યારે કે આપ સમગ્ર દુનિયાના માલિક બની ગયા હતા (એટલે કે વિશાળ હુકૂમત કબજામાં હતી). બસ, જ્યારે કે દુન્યા પર આપ પ્રભુત્વશાળી હતા તે છતાં ઈબાદતે આપને દુનિયાથી દૂર કરી દીધા હતા.

(૧૯) આપ કપડાંને થીંગડા લગાવી લેતા હતા અને બકરીનું દૂધ દોહી લેતા હતા. નિર્ધનને કદી આપે તુચ્છ નથી ગણ્યા.

(૨૦) ઘરમાં ઝાડુ લગાવી લેતા હતા અને પોતાનો જોડો (મુબારક) સીવી લેતા હતા. જો કોઈ આપની દા'વત કરતું તો આપ કબૂલ ફરમાવી લેતા હતા અને દઅવત સ્વિકારથી બચવાનો પ્રયાસ કરતા ન હતા.

(૨૧) આપ માટે બુરાક હતો, ઘોડા હતા, જેના પર આપ સવારી ફરમાવતા હતા. એવી જ રીતે ઉંટ ઉપર અને ખચ્ચર અને ગધેડા ઉપર પણ સવારી ફરમાવતા હતા.

(૨૨) જે ખાવું આપ સમક્ષ લાવવામાં આવ્યું આપે કદી તેમાં ઐબ

નથી કાઢી. આપ કદી અડિયલ સવાલી (માંગણયાત)ને પણ હડધૂત કરતા ન હતા.

(૨૩) આપ પોતાની મહેરબાનીથી ભૂલ કરનારની ભૂલને માફ ફરમાવી દેતા, જે કોઇ ઉઝર કરતો આવતો તેનો ઉઝર કબૂલ ફરમાવી લેતા.

(૨૪) આપ ગુસ્સો ન ફરમાવતા હતા, (પરંતુ બે પરિસ્થિતિઓમાં) (૧) અલ્લાહ તઆલાએ મના ફરમાવેલ વસ્તુ ઈખ્તિયાર કરવામાં આવે ત્યારે (૨) અથવા કોઈનું રહસ્ય (રાજ) ખોલવામાં આવે.

(૨૫) આપ પાસે કોઈ એવો સાઈલ (માંગનાર) નથી આવ્યો, જે આપના હાથ મુબારકની બખ્શિસની ઉમ્મીદ ધરાવતો હોય, પરંતુ તે એવી હાલતમાં પરત થયો કે તેના હાથમાં માલદારી ન આવી ગઇ હોય અને તે વ્યક્તિ માલદારીમાં મશ્હૂર ન થઈ જતો (એટલે કે આપ ખૂબ આપતા હતા, જેનાથી તેની માલદારી સ્પષ્ટ થઈ જતી હતી).

**એકવીસમું પ્રકરણ સમાપ્ત થયું.**

# પ્રકરણ-૨૨

## આપના અમુક મુઅ્જિઝહ બાબત

જો સહીહ દષ્ટિથી કામ લેવામાં આવે તો આપના મુઅ્જિઝહ ગણત્રી અને સંગ્રહથી પણ વિશેષ છે, કેમ કે આપની દરેક વાત, દરેક કાર્ય, દરેક સ્થિતિ હિકમત, મસ્લિહત અને રહસ્યની દષ્ટિએ મુઅ્જિઝહ છે. અને આ વાત સ્પષ્ટ છે કે દરેક વાત, કાર્ય અને સ્થિતિઓના દરેક અંશોની ગણતરી સ્વભાવિક રીતે શક્ય નથી અને એમ થયું પણ નહી. આ હિકમતોની વિગતવાર જાણકારી તો અલ્લાહની ઓળખ ધરાવતા લોકો તેમજ બુધ્ધિજીવીઓના દિલો અને સીનામાં ઉતરે છે અને સંક્ષિપ્ત રીતે શરીઅતના રહસ્યો બાબતના પુસ્તકોમાં જેમ કે ઈમામ ગઝાલી (રહ.), ઈમામ શઅ્રાની (રહ.), શાહ વલીયુલ્લાહ (રહ.) અને હુસૈન જસર (રહ.)એ લખેલ પુસ્તકોમાં ક્યાંક ક્યાંક મળે છે. તો આ રીતે આપના મુઅ્જિઝહ અનહદ અને અગણિત થયા, પરંતુ કેમ કે સામાન્ય લોકો તેને સમજી નથી શકતા. એટલા માટે તે તરફ ધ્યાન કેન્દ્રિત કર્યા વિના ફક્ત એવા જ મુઅ્જિઝહ બયાન કરવામાં આવે જે બાહ્ય દષ્ટિ તેમજ સામાન્ય વ્યક્તિની નઝરમાં પણ મુઅ્જિઝહ છે. તે પણ દસ હજારથી ઓછા નથી, જેમ કે સાત હજાર સાત સો (૭,૭૦૦) મુઅ્જિઝહ તો કુર્આન મજીદમાં પોતાની બલાગત (સાહિત્ય શૈલી)ની દષ્ટિએ સામેલ છે. ગૈબ બાબતની ખબરો આપવામાં આવી છે. તેના તરફ નઝર કર્યા વિના જેનું બયાન જેમ કે કાઝી ઈયાઝ (રહ.)એ ફરમાવ્યું છે કે અલ્લાહના કલામમાં જેટલું કલામ "સૂરએ ઈન્ના અઅ્તયૂના" બરાબર છે તે મુઅ્જિઝહ છે. અને સૂરએ ઈન્ના અઅ્તયૂનામાં દસ કલિમહ (વાક્યો) છે, અને આખા કુર્આન મજીદમાં સિત્તોતેર હજારથી વધુ કલિમહ છે, તો સિત્તોતેર હજાર (૭૭,૦૦૦)ને દસની સંખ્યાથી ભાગાકાર કરવામાં આવે તો સાત હજાર સાત સો (૭,૭૦૦) થાય છે, તો કલામુલ્લાહમાં સાત હજાર સાત સો મુઅ્જિઝહ છે. વળી જો તેની ભવિષ્યવાણીઓને ગણવામાં આવે જેમાંથી તેર (૧૩) અલ્ કલામુલ્ મુબીનમાં એકત્ર કરવામાં આવી છે અને

સિત્તોતેર હજારથી ઉપરના જે છે તેને પણ દસમાં વહેંચવામાં આવે અને ભાગે આવતાને મેળવવામાં આવે તો આ ગણતરી (૭,૭૦૦) માં બીજો પણ વધારો થાય છે. આ તો કુર્આન મજીદના મુઅ્જિઝહ થયા, મુહદ્દિષીન અને સીરત લેખકોએ પોતાની જાણકારી પ્રમાણે આપના જે મુઅ્જિઝહ લખ્યા છે તે મુહદ્દિષોના કથન પ્રમાણે ત્રણ હજાર છે, જેમાંથી એક હજાર મુઅ્જિઝહ ઈમામ સુયૂતી (રહ.)એ ખસાઈસે કુબરામાં નકલ કર્યા છે અને ત્રણસોથી વધુનો ઉલ્લેખ અલ્ કલામુલ્ મુબીનમાં છે. તો આ ગણતરી દસ હજારથી વધુ થાય છે.

જો ખસાઈસે કુબરા પ્રાપ્ત ન હોય અથવા અરબીથી અજ્ઞાનીઓની સમજમાં ન આવતું હોય તો આ સંદર્ભે અલ્ કલામુલ્ મુબીન કિતાબનું વાંચન પણ કાફી તેમજ ઈમાન મજબૂત કરવાનું સાધન છે. આ કિતાબમાં એક ભૂમિકા લખી છે, જેમાં આપના મુઅ્જિઝહનું આલમ (લોક)ના દરેક પ્રકાર સાથે સંબંધ હોવાનું વર્ણન કર્યું છે. પછી તેની સાબિતી માટે દરેક પ્રકારના મુઅ્જિઝહનું અલગ અલગ વર્ણન કર્યું છે, કેમ કે મારી આ કૃતી સંક્ષિપ્ત છે. એટલા માટે આમાં ફક્ત તે વર્ણનને તેના રૂચીકર અને દિલચશ્પ હોવાના લઈ રજૂ કરી દરેક પ્રકારના મુઅ્જિઝહમાંથી બે થી ચારના વર્ણન પર સંતોષ માનીશ.

## તે વર્ણન સંક્ષિપ્તમાં આ પ્રમાણે છે

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا رَحْمَةً لِّلْعٰلَمِيْنَ۝ (ભાવાર્થ : અને (હે મુહમ્મદ સલ.!) અમે આપને તમામ જગતમાટે રહમત બનાવી મોકલ્યા છે.) સહીહ મુસ્લિમમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે કિયામત ત્યારે આવશે જ્યારે કે ધરતી પર કોઈ અલ્લાહ અલ્લાહ કહેવાવાળું બાકી નહી રહે. (સ્પષ્ટ છે કે અલ્લાહ અલ્લાહ કહેવાવાળા આપની રિસાલતને માનવાવાળા જ છે) તો આપની રિસાલત દરેક જગતની સ્થિરતા અને શાંતિનું કારણ છે અને ફક્ત માનવજાત જ નહિ, બલ્કે દરેક પ્રકારના જગતો આપની રિસાલતથી ફાયદો પ્રાપ્ત કરે છે. એટલા જ માટે અલ્લાહ તઆલાએ આપને દરેક પ્રકારના જગતમાં મુઅ્જિઝહ અર્પિત કર્યા, (અને મુઅ્જિઝહ) કેમ કે નુબુવ્વતની સાબિતીની દલીલો છે અને દલીલ સાક્ષી હોય છે તો આ વાતથી સાબિત થયું કે દરેક પ્રકારના જગત મુઅ્જિઝહના સંબંધના લઈ આપની નુબુવ્વત પ્રત્યે દલીલ અને સાક્ષી આપવાવાળા છે. તો

આપની શાન કેટલી મહાન છે કે જે રીતે તૌહીદ (એકેશ્વરવાદ) પર સર્વ જગત સાક્ષી છે એ જ રીતે આપની રિસાલત પર સર્વ જગતો ગવાહ છે, જેમ કે તેની વઝાહત આ પ્રમાણે છે કે આલમ બે પ્રકારના છે : (૧) આલમે મઆની, (૨) આલમે અઅ્યાન.

**(૧) આલમે મઆની :** એટલે કે એવી વસ્તુઓ જે બીજી વસ્તુઓના સથવારે અસ્તિત્વમાં આવે છે, સ્વજાતે તેનો વજૂદ નથી હોતો અને તેને અર્ઝ પણ કહે છે, જેમ કે વાર્તાલાપ, જ્ઞાન, રંગ, ગંધ વિગેરે.

**(૨) આલમે અઅ્યાન :** એટલે કે એવી વસ્તુઓ જેનું અસ્તિત્વ બીજાના સહારે ન હોય, જેને જોહર (તત્વ) પણ કહીએ છીએ, જેમ કે ધરતી, આકાશ, માનવ અને વૃક્ષ. વળી આલમે અઅ્યાનના બે પ્રકાર છે. (૧)આલમે જવીલ ઉકૂલ (બુધ્ધિધારીઓ) એટલે કે તે લોકો જે અક્કલ ધરાવતા હોય, જેમ કે માનવ અને જિન્નાત. (૨) આલમે ગૈર જવીલ ઉકૂલ એટલે કે તે જે અક્કલ ધરાવતા નથી. જેમ કે ઝાડ, પદાર્થો, પ્રાણીઓ. વળી આલમે જવીલ ઉકૂલના ત્રણ પ્રકારો છે.

(૧) આલમે મલાઈકા (યમલોક), (૨) આલમે ઈન્સાન (માનવ જગત), (૩) આલમે જિન્નાત (જિન જગત), આલમે ગૈર જવીલ ઉકુલ અલવી છે એટલે કે આકાશ અને તારા, અથવા સિફલી છે એટલે કે તે પદાર્થો જે આકાશ નીચે છે. આલમે સિફલી બે પ્રકારના છે. (૧) આલમે બસાઈત (૨) આલમે મુરક્કબાત, આલમે બસાઈત અર્થાત કે ચાર તત્ત્વો એટલે કે હવા, માટી, આગ અને પાણી. વળી, આલમે મુરક્કબાતના ત્રણ પ્રકારો છે. (૧) જડ પદાર્થ જગત, (૨) વનસ્પતિ જગત, (૩) પ્રાણી જગત અને આ ત્રણેવને સૃષ્ટિ જન્મના વર્ગ કહેવાય છે. તો વિસ્તૃતપણે આલમના નવ પ્રકાર થયા છે. (૧) આલમે મઆની, (૨) યમલોક, (૩) માનવ જગત, (૪)જિન્નાત જગત, (૫) ખગોળ જગત, આકાશ, તારા, (૬) આલમે બસાઈત એટલે કે તત્ત્વો, (૭) આલમે જમાદાત (જડ પદાર્થ), (૮) આલમે નબાતાત, વનસ્પતિ, (૯) આલમે હયૂવાનાત, (પ્રાણી જગત) આ આજિઝ મુરક્કબાતની વહેંચણી આ પ્રમાણે કરે છે. એક એ જેમાં એવો સ્વભાવ છે જે મુરક્કબાતના મિશ્રણને એકદમ સુરક્ષિત રાખી શકે. બીજું એ કે જે સુરક્ષિત

ન રાખી શકે. બીજા પ્રકારને કાઈનાતુલ જવ્વ (વિસ્તૃત ભૂમિ અથવા બ્રહ્માંડ) કહેવાય છે, જેમ કે વાદળો વગેરે અને પ્રથમના એ ત્રણ પ્રકારો છે, જેને મવાલીદે સલાષહ (સૃષ્ટિ જન્મના ત્રણ વર્ગો) કહેવાય છે. તો આ રીતે તો કુલ દસ થયા. નવ તે જેનું વર્ણન થઇ ગયું અને દસમું કાઈનાતુલ જવ્વ (વિસ્તૃત ભૂમિ બ્રહ્માંડ). અને દરેક પ્રકારના જગતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુઅ્જિઝહ પ્રગટ થયા છે. (તેના પછી નવ સ્વાધ્યાયો રજૂ કર્યા છે અને દરેકમાં ઘણાં બધા મુઅ્જિઝા વર્ણન કર્યા છે. અહ્કરે (મેં) તેમાંથી બે થી ચાર મુઅ્જિઝહ લીધેલ છે, જેને જગતના ક્રમ પ્રમાણે વર્ણન કરૂં છું).

**(૩) આલમે મઆની :** (૧) કુર્આન મજીદ પોતાના સાહિત્ય અને ગૈબની ખબરો આપવાના એતિબારથી, (૨) તે ખબરો જેના વજૂદમાં આવતાં પહેલાં આપે બયાન ફરમાવી, જેમ કે બુખારી શરીફ, મુસ્લિમ શરીફમાં હઝરત હુઝયૂફહ (રદિ.)થી રિવાયત છે કે જનાબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક પ્રવચનમાં કિયામત કાયમ થતાં સુધી ઘટિત થવાવાળી દરેક ઘટનાઓ બયાન ફરમાવી, જેણે યાદ રાખી તેને યાદ રહી અને જે ભૂલી ગયા તે ભૂલી ગયા, મારા આ સાથીઓને તે પ્રવચનની જાણ છે, જયારે તેમાંથી અમુક વસ્તુઓ બને છે, જેને હું ભૂલી ગયો હતો, પછી હું જ્યારે તેને જોઉં છું તો મને તે યાદ આવી જાય છે એટલે કે ઘટના ઘટિત થયા બાદ ઓળખી લઉં છું કે આ તે જ વાત છે જેની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જાણકારી આપી હતી. એ રીતે કે કોઈ વ્યક્તિની સૂરત માણસને યાદ હોય, પરંતુ તે વ્યક્તિ ગાયબ થઈ જાય, પછી જયારે તેને જુએ છે ઓળખી લે છે. (૩) હાલની તે ઘટનાઓ જેને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વગર જોએ બયાન ફરમાવી દીધી, જેમ કે ઈમામ બુખારી (રહ.)એ અનસ બિન માલિક (રદિ.)ના હવાલાથી રિવાયત બયાન ફરમાવી છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ (ગઝ્વએ મૂતહના કિસ્સામાં) હઝરત ઝૈદ (રદિ.), હઝરત જઅ્ફર (રદિ.) અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.)ની શહાદતની ખબર આવતાં પહેલાં લોકોને સંભળાવી દીધી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે ઝંડો હઝરત ઝૈદ (રદિ.)એ લીધો, તેમના શહીદ થયા પછી ઝંડો હઝરત જઅ્ફર

(રદિ.)એ લીધો, તે પણ શહીદ થયા, પછી ઝંડો ઈબ્ને રવાહા (રદિ.)એ પકડયો, તે પણ શહીદ થયા, પછી આપની આંખોથી આંસુ પડતા હતા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે અંતે અલ્લાહની એક તલવાર (એટલે કે હઝરત ખાલિદ રદિ.)એ ઝંડો પકડયો અને જીત મળી (પછી આ જ પ્રમાણેની ખબર આવી).

**(૪) આલમે મલાઈકહ :** સહીહ મુસ્લિમમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે મુસલમાનોમાંથી એક વ્યક્તિ બદરના દિવસે મુશ્રિકોમાંના એક વ્યક્તિ પાછળ દોડી રહ્યો હતો. અચાનક તેણે એક ચાબૂક મારવાની અને એક સવારની અવાજ સાંભળી. તેને કહ્યું કે હે હૈઝૂમ ! આગળ વધ, ભલા તેઓ શું જુએ છે કે તેની આગળ પેલો મુશ્રિક ચતાપાત પડેલો છે. કોરડાના મારથી તેની નાક તૂટી ગએલ છે, મોઢું ફાટી ગએલ છે અને બધી જગ્યા લીલા રંગની થઈ ગએલ છે. તે વ્યક્તિ મુસલમાન અન્સારી હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બારગાહમાં તેમણે આ ઘટનાનું વર્ણન કર્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તેં સાચી વાત કરી છે, આ ત્રીજા આસમાનમાંથી મદદનો ફરિશ્તો હતો.

**ફાયદો :** હૈઝૂમ ફરિશ્તાના ઘોડાનું નામ છે. અલ્લાહ તઆલાએ ઘણાં બધા ગઝ્વહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મદદ માટે ફરિશ્તાઓને મોકલ્યા, જેમ કે બદર, ઉહુદ અને હુનૈનમાં ફરિશ્તાઓએ મદદ ફરમાવી.

(૫) ઈમામ બયૂહકીએ ''દલાઈલુન્નુબુવ્વત''માં અને ઈબ્ને સઅદે તબ્કાતમાં હઝરત અમ્માર બિન યાસીર (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હઝરત હમ્ઝહ (રદિ.)એ અર્ઝ કરી કે મને જિબ્રઈલ (અલૈ.) તેમની અસલી સૂરતમાં દેખાડી આપજો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે તમો નહી જોઈ શકો. તેમણે કહ્યું કે આપ દેખાડી આપો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે બેસી જાઓ. તેઓ બેસી ગયા. હઝરત જિબ્રઈલ (અલૈ.) કા'બા ઉપર ઉતર્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત હમ્ઝહને કહ્યું કે આંખો ઉંચી કરો. તેઓએ આંખો ઉઠાવીને

જોયું. હઝરત જિબ્રઈલ (અલૈ.)નું શરીર લીલા રંગના જમુર્રદ (પથ્થર)ની જેમ ચમકતું હોય એમ હતું, આ જોઈ તેઓ બેહોશ થઈ ઢળી પડયા.

**(૬) આલમે ઈન્સાન :** હિદાયતનું પ્રગટ થવું, જેમ કે સહીહ મુસ્લિમમાં અબૂ હુરય્રહ (રદિ.)થી રિવાયત છે કે તેમણે ફરમાવ્યું કે હું મારી વાલિદહને ઈસ્લામની દા'વત આપતો હતો. તેણી મુશ્રિક હતી. એક દિવસ મેં તેણીને ઈસ્લામ સ્વીકારવા બાબતે કહ્યું. તેણીએ જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં અદબ વિરૂધ્ધ વાક્યો કહ્યા, જે મને સારા ના લાગ્યા. હું વિલાપ કરતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબારમાં હાજર થયો. મેં અર્ઝ કરી. હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! દુઆ ફરમાવો કે અલ્લાહ તઆલા મારી માંને હિદાયત અર્પિત કરે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, અલ્લાહુમ્મહ્દી ઉમ્મ અબી હુરૈરહ : હે અલ્લાહ ! અબૂ હુરય્રહની વાલિદહને હિદાયત દે. હું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દુઆ સાંભળી ખુશ થયો. મારે ઘરે આવ્યો, જોયું દરવાજો બંધ છે. મારી વાલિદહએ મારા પગની અવાજ સાંભળી કહ્યું કે હે અબૂ હુરય્રહ ! ત્યાં જ ઉભા રહો. મેં પાણી પડવાનો અવાજ સાંભળ્યો અને મારી વાલિદહએ સ્નાન કરી કપડાં પહેરીને દરવાજો ખોલ્યો અને કહ્યું, હે અબૂ હુરયરહ ! અશહદુ અલ્લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહુ વરસૂલુહ્. હું ખુશ થઈ એકદમ હર્ષના કારણે રડતો ફરી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબારમાં હાજર થયો અને મારી વાલિદહના ઈસ્લામ સ્વીકારવાની ખબર આપી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અલ્લાહના ગુણગાન કર્યા.

**(૭) બરકત જાહેર થવી :** જેમ કે ઈમામ બયૂહકી (રહ.)એ રિવાયત બયાન કરી છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત હંઝલહ બિન હુઝૈમ (રદી.)ના માથા પર હાથ રાખ્યો અને તેઓના હકમાં બરકતની દુઆ ફરમાવી, તો પરિસ્થિતિ એવી થઈ ગઈ કે જો કોઈ વ્યકિતને મોઢામાં સોજો થઈ જાય અથવા બકરીના થનમાં સોજો (વરમ) થઈ જતો તો સોજા (વરમ)વાળો ભાગ તે ભાગ સાથે લગાવી લે, જયાં હંઝલહના માથામાં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હાથ મૂકયો

હતો, તો તે સોજો (વરમ) એકદમ ખતમ થઈ જતો હતો.

**(૮) બીમારોને શિફા :** જેમ કે ઈમામ બયૂહકી, તબૂરાની અને ઈબ્ને અબી શયૂબહ (રહ.)એ રિવાયત બયાન ફરમાવી છે કે હબીબ બિન ફુદૈકના બાપની આંખોમાં ફુલું પડી ગયું અને બિલકુલ આંધળા થઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમની આંખો પર દમ કરી આપ્યો. એ જ સમયે તેમની આંખો સારી થઈ ગઈ. રાવી (વર્ણનકર્તા) કહે છે કે એંસી (૮૦) વર્ષની વયમાં પણ મેં તેઓને સોયમાં દોરો પરોવતા જોયા.

**(૯) બેઅદબો (અપમાનકર્તા) પર પ્રકોપ :** ઈમામ મુસ્લિમ (રહ.)એ સલમહ બિન અક્વઅ (રદિ.)થી રિવાયત કરી છે કે એક વ્યક્તિ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ ડાબા હાથથી ખાવું ખાતો હતો. આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું જમણા હાથથી ખા. તેણે કહ્યું કે હું સીધા હાથથી નથી જમી શકતો, જ્યારે કે (તેનો) હાથ ખરેખર સારો હતો. આ વાત તેણે નિઃસંકોચ જૂઠી વાતને મામુલી સમજી કહી હતી. તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તું સીધા હાથે નહી જમી શકે. એનો એવો જ હાલ થયો કે તેનો સીધો હાથ કામનો ન રહ્યો, જે મોઢા સુધી પહોંચી શકતો ન હતો.

**(૧૦) આલમે જિન્નાત :** ખતીબ (રહ.)એ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી એક લાંબી રિવાયત બયાન ફરમાવી છે. તેઓ એક વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે એક સફરમાં હતા. રસ્તામાં એક ગામડામાં ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આગમનની ખબર સાંભળી તે ગામના લોકો ગામની બહાર રાહ જોતા હતા. જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાં પહોંચ્યા તો તેમણે અર્ઝ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આ ગામમાં એક નવજુવાન સ્ત્રી છે, જેના ઉપર એક જિન્નાત આશિક થયો છે અને વળગી પડયો છે, ખાતી પણ નથી અને પીતી પણ નથી, મૃત્યુના નજદીક છે. હઝરત જાબિર (રદિ.) કહે છે કે મેં તેણીને જોઈ ઘણી જ ખૂબસુરત હતી, જેમ કે ચાંદનો ટુકડો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેણીને બોલાવીને ફરમાવ્યું કે હે જિન્નાત ! તું જાણે છે કે હું કોણ છું ? અલ્લાહનો રસૂલ મુહમ્મદ છું. આ સ્ત્રીને છોડી મૂક અને ચાલ્યો જા ! આપે આટલું કહ્યું કે તેણી હોશિયાર થઈ ગઈ અને નકાબ મોઢા પર ખેંચી લીધો.

પુરૂષોથી શરમાવા લાગી અને એકદમ તંદુરસ્ત થઈ ગઈ.

**(૧૧)** ઈમામ તિરમિઝી (રહ.)એ હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.) થી રિવાયત બયાન ફરમાવી છે કે તેઓના એક ભંડારમાં ખારેક (સુકી ખજૂર) ભરેલી હતી, તો એક જિન્નાત સ્ત્રી આવીને તેમાંથી ખજૂર કાઢી જતી હતી. તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ તેની ફરિયાદ કરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે જાઓ અને હવે તેને જુઓ તો આમ કહેજો "બિસ્મિલ્લાહિ અજિબી રસૂલલ્લાહિ" એટલે કે અલ્લાહનું નામ લઈને કહું છું કે રસૂલુલ્લાહના બોલાવા પર ચાલ ? તો તેમણે તેણીને પકડી લીધી. પછી તેના કસમ ખાવા પર કે હવે નહી આવું, છોડી મૂકી હતી. (હદીષ શ.ના અંત સુધી)

**ફાયદો :** આ આપનો મુઅ્જિઝહ છે કે મુઅ્મિન ના હોવા છતાં ફક્ત આપના નામની બરકતથી ગિરફ્તાર થઈ ગઈ.

**(૧૨-૧૩) આલમે અલવી** (ખગોળ જગત) : આકાશ અને (નક્ષત્ર) તારા. ચાંદના બે ટુકડા થઈ જવું, તારા સંબંધિત. મેઅ્રાજમાં આસમાનોનો સફર કરવો, અફ્લાક (ખગોળ) સંબંધિત, આપના સ્પષ્ટ અને મહાન મુઅ્જિઝહ છે.

**(૧૪) આલમે બસાઈત :** એટલે કે તત્ત્વો (જમીન સંબંધે) જેમ કે બુખારી, મુસ્લિમમાં હઝરત અબૂબક્ર (રદિ.)ની રિવાયત છે કે અમારો પીછો કર્યો, (હિજરતના સફરમાં) (આ રિવાયત તિરમિઝીમાંથી લેવામાં આવી છે) સુરાકહ બિન માલિકે તો મેં તેને જોઈ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આપણને એક વ્યક્તિએ પકડી પાડયા. આપે ફરમાવ્યું કે "**લા તહ્ઝન ઈન્નલ્લાહ મઅના**" એટલે કે ગભરાઓ નહિં, અલ્લાહ આપણી સાથે છે. પછી આપે સુરાકહ માટે બદ્દુઆ (શ્રાપ) ફરમાવી, તો તેનો ઘોડો સખત જમીનમાં પેટ સુધી ઘુસી ગયો અને તેણે કહ્યું કે મને એમ લાગે છે કે તમો બન્નેવ સાથીઓએ મારા માટે બદ્દુઆ કરી છે. હવે દુઆ કરો કે હું છૂટકારો મેળવું અને હું કસમ ખાઉં છું કે તમોને ઢુંઢવાવાળાઓને તમારાથી ગૈર માર્ગે દોરી જઈશ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ

તેના છૂટકારા માટે દુઆ ફરમાવી તો તેને છૂટકારો મળ્યો, તે પરત ગયો અને જે કોઇ તેને મળતું હતું તેને પરત કરી દેતો અને કહેતો હતો કે આ તરફ કોઇ નથી આવ્યું.

**(૧૫) પાણી સંબંધિત** જેમ કે બુખારી શરીફ, મુસ્લિમ શરીફમાં હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે હુદયૂબિય્યહમાં લોકોને તરસ લાગી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ એક લોટો હતો. આપે તેનાથી વુઝૂ ફરમાવ્યું. બધા લોકોએ કહ્યું કે આપણા લશ્કરમાં પીવા માટેનું પણ પાણી નથી અને વુઝૂ કરવા માટે પણ નથી, પરંતુ એટલું જ છે જે આપના લોટામાં છે, (કેમ કે પાણીની તંગીના લઇ હુદયૂબિય્યહના કૂવામાં એક ટીપું પણ પાણી ન હતું, બધું પાણી ખેંચી લીધું હતું. આ બુખારી શરીફનું વર્ણન છે.) તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના હાથ મુબારકને લોટામાં મૂક્યો અને આપની આંગળીઓમાંથી પાણી જોશ મારવા લાગ્યું. અમો બધા લોકોએ પાણી પીધું અને વુઝૂ કર્યું. હઝરત જાબિર (રદિ.)થી પૂછવામાં આવ્યું કે તમો કેટલા લોકો હતા ? તેમણે કહ્યું કે જો લાખ હોત તો પણ કાફી થઇ પડતુ (મતલબ કે પાણી ઘણું બધું હતું), પરંતુ અમો (૧૫૦૦) માણસો હતા.

**(૧૬) આગ સંબંધિત** જેમ કે બુખારી શરીફ, મુસ્લિમ શરીફમાં હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે ગઝવએ ખંદકના દિવસોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દા'વત માટે તેમણે એક બકરીનું બચ્ચું ઝબહ કર્યું અને એક સાઅ્ (એટલે ત્રણ સેરથી કંઇક વધુ) જવનો આટો (લોટ) તૈયાર કર્યો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ ધીરેથી તેની જાણ કરી, અર્ઝ કરી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમૂક વ્યક્તિઓ સાથે બિરાજમાન થાઓ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બધા ખંદકવાળાઓને જે એક હજાર હતા અવાજ લગાવી એકત્ર ફરમાવી સાથે લઇ ગયા અને હઝરત જાબિર (રદિ.)ને ફરમાવ્યું કે હાંડી (તપેલુ) ઉતારશો નહિ અને આટો (લોટ) પકવશો નહિ, જ્યાં સુધી કે હું ન આવું. ત્યાર બાદ આપ બિરાજમાન થયા અને મોઢા મુબારકનું થૂંક તૈયાર કરેલ આટા (લોટ)માં અને હાંડી (તપેલા)માં નાખ્યું અને બરકતની દુઆ ફરમાવી. ત્યાર બાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે બીજી પણ

એક પકાવવાવાળી સ્ત્રી બોલાવી લો અને હાંડીમાંથી રસો કાઢી કાઢીને આપો, તેને ચૂલા પરથી ઉતારશો નહિ. હઝરત જાબિર (રદિ.) કહે છે કે હજાર વ્યક્તિઓ હતા. અલ્લાહની કસમ બધાએ ખાધુ, અમારી હાંડી એટલી જ જોશમાં રહી અને આટો (લોટ) એટલો જ રહ્યો, જેટલો પહેલાં હતો.

**ફાયદો** : આથી આગ જગતમાં પણ એક મુઅ્જિઝહ પ્રગટ થયો એ કે આગનો અસર છે રસાને કમ કરી દેવું, તે પણ ન થયું, (બલ્કે તેનાથી વિપરીત તે વધારવાનું કારણ બની ગયું, જેમ કે ચૂલા ઉપરથી ઉતારવાનું મના કરવું. સ્પષ્ટ થાય છે કે વધારવામાં આગનો પણ ભાગ છે).

**(૧૭) હવા** : હવા સંબંધિત, જેમ કે ગઝ્વએ ખંદકમાં બન્યું કે અલ્લાહ તઆલાએ કાફિરો પર ઠંડી પૂર્વિય હવા ચલાવી, એક દમ કડાકાની ઠંડી પડી. હવાએ તે લોકોને અત્યંત લાચાર અને તંગ કરી દીધા. ખાસી એવી ધૂળ તેઓના મોઢા પર ઉડાવી. તેઓની આગ ઓલવી નાંખી. તેઓની હાંડીઓ પલટી નાંખી. તેઓના ખીલા ઉખાડી ફેંક્યા, જેને લઈ તેઓના તંબુ પડી ગયા. તેઓના ઘોડા છૂટીને માંહો માંહે ધમાચકડી કરવા લાગ્યા અને લશ્કરમાં તોફાન મચાવી દીધું. તે સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત હુઝયૂફા (રદિ.)ને કાફિરોની ખબર લાવવા માટે નક્કી કર્યા અને સખત ઠંડીથી રક્ષા માટે દુઆ ફરમાવી. હઝરત હુઝયૂફા (રદિ.) ફરમાવે છે કે આપની દુઆની બરકતથી આવવા–જવામાં મને કાંઈ પણ તકલીફ ન થઈ, સ્થિતિ આમ હતી કે જાણે હું હમ્મામખાનામાં ચાલ્યો જાઉં છું. (તવારીખે હબીબે ઈલાહનો થોડોક હિસ્સો)

**ફાયદો** : આટલી સખત હવાનું એમના ઉપર કોઈ અસર ન કરવું સ્પષ્ટ મુઅ્જિઝહ છે.

**(૧૮) આલમે કાઈનાતુલ જવ્વ (બ્રહ્માંડ જગત)** : બુખારી શરીફ, મુસ્લિમ શરીફમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જમાનામાં એક વેળા દુકાળ પડયો, તો એક વેળા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્આનો ખુત્બો આપી રહ્યા હતા. એક ગામડીયાએ ઉભા થઈને અર્ઝ કરી. યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ ! માલ હલાક થઈ ગયો, બાલ–બચ્ચાં ભૂખે મરી રહ્યા છે. આપ વરસાદ માટે દુઆ ફરમાવશો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બન્ને હાથ ઉઠાવ્યા જયારે કે તે સમયે આકાશ ઉપર વાદળનો એક ટુકડો પણ ન હતો. અલ્લાહની કસમ હજી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉઠાવેલા હાથ નીચે પણ ન કર્યા હતા કે પહાડોની જેમ ચારેય બાજુથી વાદળો ઘેરાયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મિમ્બર ઉપરથી ઉતરી પણ ન શકયા હતા કે દાઢી મુબારક પરથી વરસાદના ટીપાં ટપકવા લાગ્યા. તો તે દિવસથી લઈ બીજી જુમ્આ સુધી વરસાદ વરસ્યો. ફરી જુમ્આના દિવસે એ જ ગામડીયાએ અથવા બીજા કોઈ વ્યક્તિએ ઉભા થઈને અર્ઝ કરી કે મકાનો પડી ગયા, માલ ડૂબી ગયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુઆ ફરમાવો કે વરસાદ રોકાઈ જાય. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બન્નેવ હાથ ઉઠાવીને દુઆ ફરમાવી કે હે અલ્લાહ ! અમારી આજુબાજુ જરૂરત મુજબ વરસાદ વરસે, અમારા ઉપર ન વરસે. અને જે વખતે વાદળ તરફ આપે ઈશારો ફરમાવ્યો, તરત વાદળ ખૂલી ગયું. મદીના પર તો બિલકુલ વરસાદ બંધ થઈ ગયો અને મદીનાની આજુબાજુ વરસતો રહ્યો. આજુબાજુથી જે લોકો આવતા હતા તેઓ વધુ વરસાદ હોવાનું બયાન કરતા હતા.

**ફાયદો :** આપની દુઆથી એકદમ વાદળનું વિખેરાઈ જવું અને ઈશારાથી વાદળ હટી જવું, આ બન્નેવ બાબતોમાં વાદળમાં મુઅ્જિઝહ પ્રગટ થયો છે.

(૧૯) જલાલૈન શરીફમાં જેમાં (કમાલૈનમાં ઈશારાથી) નસાઈ અને બઝ્ઝારથી સંબંધિત કર્યું છે તેને નકલ કર્યું છે કે આપે એક વ્યક્તિ પાસે ઈસ્લામની દા'વત માટે કોઈને મોકલ્યા. તે વ્યક્તિએ આપ અને અલ્લાહની શાનમાં અપશબ્દો કહ્યા કે અલ્લાહના રસૂલ કોણ હોય છે ? અલ્લાહ કેવો હોય છે ? સોનાનો–ચાંદીનો કે તાંબાનો. તે જ વેળા તેના પર વીજળી પડી અને તેની ખોપડી ઉડાવી દીધી.

**ફાયદો :** આ ઘટનામાં આપની શાનમાં ગુસ્તાખી કરવાને પણ સંબંધ છે, એ સ્પષ્ટ છે. આ રીતે પણ મુઅ્જિઝહ પ્રગટ થયો, વીજળી પડવામાં. વીજળી બ્રહ્માંડમાંથી છે.

**(૨૦) આલમે જમાદાત અને આલમે નબાતાત (જડ પદાર્થ અને વનસ્પતિ જગત) :** ઈમામ તિરમિઝી (રહ.)એ હઝરત અલી (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે હું મક્કામાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે હતો તો આપ મક્કાના અમુક વિસ્તારમાં નીકળ્યા અને હું પણ આપ સાથે હતો. તો જે પહાડ અથવા વૃક્ષ સામે આવતું હતું તે કહેતું હતું કે "અસ્સલામુ અલયૂક યા રસૂલલ્લાહ" હે અલ્લાહના રસૂલ ! આપ પર અલ્લાહની સલામતી નાઝિલ થાય.

**ફાયદો :** પહાડ જડ પદાર્થમાંથી છે અને વૃક્ષ વનસ્પતિમાંથી છે. તો બન્નેવમાં મુઅ્જિઝહ પ્રગટ થયો.

**(૨૧)** સહીહ બુખારીમાં હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદના એક થાંભલાનો ખુત્બો આપતી વેળા સહારો લેતા હતા, જે ખજૂરના ઝાડનો હતો. જ્યારે મિમ્બર બન્યો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મિમ્બર પર ખુત્બો પઢવાનું શરૂ ફરમાવ્યું. ખજૂરનો તે થાંભલો એકદમ અવાજથી ચિચિયારી સાથે એટલી હદે રડવા લાગ્યો કે જાણે હવે તે ફાટી જશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મિમ્બર પરથી ઉતર્યા અને તે થાંભલાને પોતાના શરીરની સાથે લગાડયો તો તે થાંભલો હિબકા લેવા લાગ્યો, જે રીતે કે તે બાળક જેને રડવાથી ચૂપ કરવામાં આવે છે તે હિબકીયો લે છે. અંતે તે ચૂપ થઈ ગયો. હઝરત જાબિર (રદિ.)એ ફરમાવ્યું કે આ થાંભલો કાયમ ઝિક્ર સાંભળ્યા કરતો હતો, હવે જ્યારે ન સાંભળ્યું તો રડવા લાગ્યો.

**ફાયદો :** આ થાંભલો પોતાની અસલ સ્થિતિ પ્રમાણે વનસ્પતિમાંથી છે અને વર્તમાન પરિસ્થિતિમાં જડ પદાર્થ (જમાદાત)માંથી છે. તો આ મુઅ્જિઝહનો સંબંધ બન્નેવ પ્રકારથી છે. આ રડવામાં જે રીતે ઝિક્રથી દૂર રહેવાનો સંબંધ છે એ જ રીતે (ઝાકિર) ઝિક્ર કરનાર એટલે કે નબીની પવિત્ર જાતનું દૂર થઈ જવાને પણ સંબંધે છે. નહિતર સીના સાથે લગાવવાથી ચૂપ ન થઈ જતો. આ રીતે આ પણ આપનો મુઅ્જિઝહ છે.

**(૨૨)** ઈમામ તિરમિઝી (રહ.)એ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત ફરમાવી છે કે હું જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમની સેવામાં થોડાક ખજૂરો લઈ હાજર થયો અને અર્ઝ કરીકે આ ખજૂરો માટે બરકતની દુઆ ફરમાવી આપશો. આપે તે ખજૂરો ભેગી કરીને તેમાં બરકતની દુઆ ફરમાવી અને ફરમાવ્યું કે આને લઈ તમારા થેલા (ભાથા)માં મૂકી દો, જ્યારે તમારું દિલ ચાહે તેમાંથી હાથ નાખીને કાઢી લો, પરંતુ તેને ખંખેરશો નહિ. અબૂ હુરયૂરહ (રદિ.) ફરમાવે છે કે તે ખજૂરોમાં એવી બરકત થઈ કે મેં આટલા આટલા વસક (જે સાઈઠ સાઅ્નો થાય છે અને એક સાઅ્ એ વાસણ છે, જેમાં સાડા ત્રણ શેર ઘઉં સમાઈ શકે) અલ્લાહના રસ્તામાં ખર્ચ કર્યો અને અમો કાયમ તેમાંથી ખાતા રહ્યા, ખવડાવતા રહ્યા અને તે થેલો કાયમ મારી કમ્મરમાં લટકેલો રહેતો હતો. ત્યાં સુધી કે હઝરત ઉષ્માન (રદિ.)ની શહાદતના દિવસોમાં (જે લગભગ ત્રીસ વર્ષનો જમાનો થાય છે) મારી કમ્મરમાંથી કપાઈને ક્યાંક પડી ગયો અને ખોવાઈ ગયો.

**ફાયદો :** (આ મુઅ્જિઝહ એવી વસ્તુમાં જાહેર થયો જે અસલમાં તે નબાતાત (વનસ્પતિ)નું ફળ છે અને વર્તમાનમાં જમાદ (જડ પદાર્થ) છે. આ મુઅ્જિઝહને પણ બન્નેવ સાથે સંબંધ છે.

**(૨૩) આલમે હય્વાનાત :** ઈમામ અહમદ અને દારમી (રહ.)એ હઝરત જાબિર (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક બાગમાં પધાર્યા. ત્યાં એક ઘણું તોફાની ઉંટ હતું, જે કોઈ બાગમાં જતું હતું તેની પાછળ દોડતું હતું અને કરડવા માટે ત્રાટકતું હતું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેને બોલાવ્યું. તે આવ્યું. તેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ સજદો કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેની નાકમાં નકેલ નાખી દીધી અને ફરમાવ્યું કે આસ્માન અને જમીનમાં જેટલી વસ્તુઓ છે નાફરમાન ઈન્સાન અને જિન્નાતના સિવાય દરેક જાણે છે કે હું અલ્લાહનો રસૂલ છું.

**(૨૪)** ઈમામ બયહકી (રહ)એ હઝરત સફીના (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે હું દરિયાએ શોર (ખારા પાણીના સમુદ્ર)માં હતો. જહાજ તૂટી ગયું. હું એક પાટીયા પર બેસી ગયો વહેતા વહેતા એક વગડામાં પહોંચી ગયો. ત્યાં મને એક સિંહ મળ્યો જે મારા તરફ આવ્યો. મેં તેને કહ્યું કે હું જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આઝાદ કરેલ ગુલામ છું. તે સિંહ મારા તરફ આગળ વધ્યો અને મારા શરીરને પોતાનો ખભો માર્યો. પછી

મારી સાથે ચાલ્યો. ત્યાં સુધી કે મને રસ્તે પહોંચાડી દીધો અને થોડી થોડી વારે ઉભો રહીને હલકી હલકી કંઈક અવાજ કરતો રહ્યો અને મારા હાથ સાથે પોતાની પૂંછડી સ્પર્શ કરી દીધી. હું સમજ્યો કે મને રવાના કરે છે.

**ફાયદો :** પ્રથમ કિસ્સો ખાય શકાય એવા પ્રાણીનો હતો, જ્યારે આ ખાય ન શકાય એવા જાનવરનો છે. પ્રથમ આપના જીવનમાં બન્યો હતો, જ્યારે આ વફાત પછી, આમાં ચમત્કારનું મજબૂત કારણ એ છે કે વફાત પછી તો અસર કરવાની બીજી કોઈ તાકાતની પણ સંભાવના રેહતી નથી.

**(૨૫)** બુખારી શરીફમાં હઝરત અબૂ હુરય્રહ (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઘરમાં દૂધનો એક પ્યાલો પ્રાપ્ત થયો. હુકમ આપ્યો કે અસ્હાબે સુફ્ફા (ચબૂતરા પર બેસી ઈલ્મ પ્રાપ્ત કરનારાઓ)ને બોલાવી લો. તેઓ ભૂખ્યા હતા તો એમણે પોતાના દિલમાં કહ્યું કે મને જ આપી દેતા તો હું પેટ ભરીને પી લેતો. ત્યાર બાદ મેં તે બધાને બોલાવ્યા. આપે ઈરશાદ ફરમાવ્યો કે તે બધાને દૂધ પીવડાવો. મેં પીવડાવવાનું શરૂ કર્યું. ત્યાં સુધી કે બધાએ પેટ ભરીને પીધું. પછી મને કહ્યું કે તમે પીઓ. મેં પીધું. આપે ફરમાવ્યું, હજુ પીઓ ! હું પીતો જતો હતો ત્યાં સુધી કે મેં કસમ આપીને કહ્યું કે હવે પેટમાં જગા નથી. ત્યારબાદ વધેલું દૂધ આપે પીધું.

**ફાયદો :** આ પ્રાણીના અંશોમાં મુઅ્જિઝહ પ્રગટ થયો. અહિંયા સુધી અલ્ કલામુલ્ મુબીનમાં હદીષો લાવી જગતના નવેય પ્રકાર સંબંધિત મુઅ્જિઝાને કુર્આન મજીદથી પણ સાબિત કર્યા છે, જેને શોખ હોય તેનું વાંચન કરી લે, બસ.

**રવ્ઝની અમુક પંક્તિઓ :**

(૧) આપનો હાથ એવો છે કે તેમાં નફો પણ છે અને નુકસાન પણ છે. માનનાર માટે તે નફો છે અને ઈન્કાર કરવાવાળા માટે (નુકશાન છે). તે તો બીમારીનો સબબ પણ છે અને જરૂરત પૂરી કરવાનો પણ સબબ છે.

(૨) તે હાથે ઘણા દુ:ખોને સારાં કર્યા અને ઘણાં આસેબો (વરગણો) દૂર કર્યા અને ઘણાં માથાના વાળ જાહેર કર્યા કે જેના કારણે (વાળ વિનાના માથામાં) વાળ જામી ગયા.

(૩) ઘણાં બીમારોને શીફા આપી અને ઘણી મદદ જાહેર કરી, ઘણાં

રંજોને દૂર કર્યા એવા લોકોથી જેમાં કોઇ ખલલ હતો.

(૪) આ હાથોથી બકરીએ દૂધ આપ્યું, કાંકરીઓએ વાત કરી અને વૃક્ષો તેમજ ડાળીઓ પર પત્તા આવ્યા.

(૫) કાફિર કૌમ તે હાથો વડે માટી ફેંકવાથી આંધળી બની ગઇ અને તે હાથની આંગળીઓથી પાણી વહેતું હતું.

(૬) આપના લુઆબ (થૂંક મુબારક)ના કારણે પાણીની નિકાસ વધી ગઇ. ખજૂરનું ઝાડ એ જ વર્ષે ફળદાયી થઇ ગયું.

(૭) વૃક્ષનું થડ આપની જુદાઇના કારણે રડવા લાગ્યું. એટલે સુધી કે માનવ મહેરામણમાં તેની અવાજ બુલંદ થવા લાગી.

(૮) વરૂ અને ઘોએ આપની (રિસાલતની) સાચી ગવાહી આપી. આનું વર્ણન હદીષ શરીફ કરે છે.

(૯) ઉંટ આપને પોતાના માલિકના ઝુલ્મની ફરિયાદ કરતું હતું અને તેની આંખોથી આંસુ જારી હતા.

(૧૦) એક મોટા લશ્કરને એક સાઅ્ (પાત્ર)થી પેટ ભરી ખાણું ખવડાવ્યું અને તેનાથી સંતુષ્ટ કરી દીધા, જ્યારે તે લશ્કરને તંગી સાંપડી હતી.

(૧૧) એ શ્રોતા ! આપના જે મુઅ્જિઝહ પ્રગટ થયા તેની ગણતરી કરવાનો ઈરાદો ન કર, હાં ! ત્યારે જ્યારે કે રેતી અને કાંકરીઓની ગણતરી કરવામાં આવે.

(૧૨) કુર્આન મજીદનો મુઅ્જિઝહ કાફી છે કે લાંબા સમય સુધી તિલાવત થતી રહેશે અને લખાતો રહેશે.

(૧૩) તેમાં ઘણાં બધા વિષયો એકત્ર છે તો કોઇ ગ્રંથ એવો નથી કે જેના મતલબો પર કુર્આન સમ્મિલિત ન હોય, એવી જ રીતે કોઇ કિતાબ પણ નથી.

(૧૪) તો કુર્આન તે શીફા છે, જેનાથી દિલો જિવંત બને છે તેનાથી બોધપાઠ લેવાવાળા મકસદમાં કામિયાબ થાય છે.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ યુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૨૩

## આપના અમુક પવિત્ર નામો વિષયક સંક્ષિપ્ત સમજુતી સહિત

**"મુહમ્મદ"** આપનું "અલમ" એટલે કે ખાસ નામ છે.

**"અહમદ"** ઈસા (અલૈ.)એ આ નામથી આપની બશારત આપી છે.

**"મુતવક્કિલ"** (સંતોષી) અર્થ સ્પષ્ટ છે.

**"માહી"** આપની બરકતથી અલ્લાહ તઆલાએ કુફ્રને નાબૂદ કરી દીધું.

**"હાશિર"** એટલેકે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કિયામતમાં સર્વપ્રથમ જીવતા ઉઠાવવામાં આવશે અને બધા આપના પછી, તો જાણે તેઓનાં એકત્ર થવાનો સબબ આપ છે.

**"આક્બિ"** એટલે કે સર્વ નબીઓના (અકબ) બાદ અને અંતમાં પધાર્યા.

**"મુકફ્ફી"** તેનો પણ આ જ અર્થ છે.

**"નબીય્યુત્તવ્બહ"** એટલે કે આપની શરીઅતમાં ગુનાહોની બખ્શિશ માટે શર્તો આધિન તૌબા કાફી છે. અમુક પહેલી ઉમ્મતથી વિપરીત કે તેઓમાં જાનની કતલ શર્ત હતી.

**"નબીય્યુલ મલ્હમહ"** એટલે કે કિતાલ (જિહાદ)નાં નબી, કેમ કે આપની શરીઅતમાં જિહાદનો શરઈ આદેશ થયો છે.

**"નબીય્યુર્રહમહ"** આપનું સર્વ જગતો માટે રહમત હોવાનું સ્પષ્ટ છે. મુસલમાનો માટે તો આખિરતમાં પણ, અને કાફિરો માટે દુન્યામાં એ રીતે કે પહેલી ઉમ્મતો જેવા પ્રકોપો–અઝાબો નથી આવતા, અને દુન્યાનાં બાકી વર્ગો માટે પણ એ રીતે કે દુન્યાનું અસ્તિત્વ આપનાં દીનનાં અસ્તિત્વ સાથે સંકળાયેલુ છે, જ્યારે આપનાં દીનનો કોઈ અસર નહીં રહે એટલે સુધી કે અલ્લાહ અલ્લાહ કહેવાવાળો કોઈ નહીં રહે તો કયામત પ્રયોજાયને દુન્યા વેરવિખેર થઈ જશે.

**''ફાતિહ''** ખોલવાવાળા આપનાં કારણે હિદાયતનો દરવાજો ખુલ્યો, કાફિરોનાં શહેર અને મુલ્કો ફતેહ થયા. જન્નતના દરવાજા આપની પેરવીના કારણે ખુલશે.

**''અમીન''** (અમાનતદાર) અર્થ સ્પષ્ટ છે.

**''શાહિદ''** કિયામતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની ઉમ્મતનાં ગવાહ હશે.

**''મુબશ્શિર બશીર''** એટલે કે ઈમાનવાળાઓને ખુશખબરી સંભળાવનારા.

**''નઝીર''** કાફિરોને અઝાબથી ડરાવવાવાળા.

**''કાસિમ''** ફૈઝ અને માલની વહેંચણી કરવાવાળા.

**''ઝહૂક વ કિતાલ''** આ બન્નેવ શબ્દનો ઉપયોગ અલગ અલગ નથી થતો. અર્થાત ઈમાનવાળાઓ સાથે હંસવાવાળા અને કાફિરો સાથે જિહાદ કરવાવાળા.

**''અબ્દુલ્લાહ''** અર્થ સ્પષ્ટ છે (અલ્લાહના બંદા).

**''સિરાજુન્ મુનીર''** હિદાયતનાં ઉજ્જવળ દીપ.

**''સય્યિદુ વુલ્દિ આદમ''** એટલે કે આદમની બધી અવલાદ (માનવો)ના સરદાર.

**''હમ્દ''** નામી ઝંડાના ઝંડાધારી એટલે કે કિયામતના દિવસે ''હમ્દ'' નામી ઝંડો આપના હાથમાં રહેશે અને આગલી પાછલી બધી ઉમ્મતો તેના હેઠળ રહેશે.

**''સાહિબે મકામ''** એટલે કે સિફારીશના સ્થાને આપને ઉભા રાખવામાં આવશે.

**''સાદિક''** સાચી ખબર આપવાવાળા.

**''મસ્દૂક''** એટલે કે આપને બધી ખબરો વહી મારફતે સાચી મળે છે.

**''રઉફુર્રહીમ''** બન્નેવનો અર્થ મહેરબાન અને અત્યંત મહેરબાન થાય છે.

આ નામોમાંથી અમુક આપ સાથે ખાસ છે અને અમુકનો બીજા નબીઓ માટે પણ ઉપયોગ થયો છે. આ નામોમાં વધુ પડતા નામો તે છે જે કોઈ ખાસ ગુણ અથવા પ્રભુત્વશાળી ગુણ સૂચવે છે અને લોક પરિચયમાં આવી જ સંજ્ઞાઓને નામ અથવા લકબ કહેવાય છે. એટલા જ માટે પચ્ચીસ–ત્રીસનાં વચ્ચેની ગણતરી કરવામાં આવી છે, નહિં તો આપના ગુણોમાંના જો દરેક ગુણમાંથી એક નામ બનાવવામાં આવે તો બસો થી વધુ બલ્કે અમુક ઉલમાના કહેવા પ્રમાણે એક હઝાર સુધી પહોંચે છે. આ રીતે ઝાદુલ્ મઆદમાં છે.

**ર્વ્ઝની અમુક પંક્તિઓ :**

(૧) મુહમ્મદ છે અહમદ છે, આપનો પ્રશંસક આપ સાથે સંબંધિત થાય છે તો એ આ ગર્વ પર ગર્વ કરે છે.

(૨) આપ પ્રારંભકર્તા છે (કે આપના નૂરથી સૃષ્ટિનો પ્રારંભ થયો) અને આપ સમાપ્ત કરવાવાળા છે (કે આપ પર નુબુવ્વત સમાપ્ત થઈ). પોતાની દા'વત વડે સદ્માર્ગનાં પથદર્શક છે અને ખુદાઈ દીનની મદદ ફરમાવે છે.

(૩) આપ પછી બધાનો હશ્ર થશે. આપ બધા નબીઓ પછી આવ્યા છે. આપ પોતાની પયગમ્બરીથી અમારાથી અંધારપટને દૂર કરવાવાળા છે અને શિર્કની રાત નષ્ટ થઈ જવાની છે.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ ચુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૨૪

## આપની અમુક વિશેષતાઓ બાબત

એ બાબતોનું બયાન જે અલ્લાહ તઆલાએ તમામ અમ્બિયા (અલૈ.)માંથી ફક્ત આપને જ અર્પણ ફરમાવી અને તે અમુક પ્રકારની છે. એક બાબત જે આપની પવિત્ર જાતમાં દુન્યામાં આગમન થતાં પહેલાં જોવા મળી, જેમ કે સર્વપ્રથમ આપના પાક નૂરનું પૈદા થવું, સર્વપ્રથમ આપને નુબુવ્વત મળવી. અહદના દિવસે અલસ્તુ બિરબ્બીકુમ (શું હું તમારો રબ નથી ?) ના જવાબમાં સર્વપ્રથમ આપનું "બલા" (કેમ નહીં) કહેવું. આપના નામ મુબારકનું અર્શ પર લખાવું, સૃષ્ટિ સર્જનનો હેતુ આપ હોવું. આગલી બધી કિતાબોમાં આપની બશારત અને ફઝીલત (શ્રેષ્ઠતા)નો ઉલ્લેખ હોવો. હઝરત આદમ (અલૈ.), હઝરત નૂહ (અલૈ.) અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આપની બરકતો પ્રાપ્ત થવી. આ પ્રત્યેની રિવાયતો પહેલા તેમજ બીજા પ્રકરણમાં આવી ચૂકી છે, વગેરે.

બીજો પ્રકાર તે બાબતોનો છે, જે દુન્યામાં પધાર્યા તે સમયે નુબુવ્વત પહેલાં સ્પષ્ટ થઈ, જેમ કે મહરે નુબુવ્વતનું ખભા પર હોવું, આ વિશેની રિવાયતો છટ્ટા પ્રકરણમાં આવી ચૂકી છે, વગેરે.

ત્રીજો પ્રકાર એ બાબતોનો છે, જે નુબુવ્વત પછી જાહેર થઈ અને મુબારક ઝાત સાથે ખાસ છે, જેમ કે મેઅ્રાજ અને તેમાં આત્મલોકની અજાયબીઓ તેમજ જન્નત અને દોઝખથી માહિતગાર થવું, હક તઆલાનો દીદાર કરવો, જયોતિષી તેમજ શગુણશાસ્ત્રનું બંધ થઈ જવું. અઝાન -ઈકામતમાં આપનું નામ મુબારક હોવું, એવી કિતાબ અર્પણ થવી જે દરેક ક્ષેત્રે મુઅ્જિઝહ (ચમત્કાર) છે. શબ્દો અને અર્થની દષ્ટિએ પણ કોઈપણ જાતનાં ફેરફારથી સુરક્ષિત રહેવામાં, ઝબાની યાદ થઈ જવામાં પણ, સદકાનું હરામ હોવું (આપ પર), ઉંઘના કારણે વુઝૂ વાજિબ ન થવું, પાકીઝા બીવીઓનું સદાના માટે ઉમ્મત માટે હરામ હોવું. આપની સુપૂત્રીથી પણ

અવલાદનો વંશવેલો સાબિત હોવો. આગળ પાછળથી બરાબર જોવું, દૂર દૂર સુધી આપનો રોબ પહોંચવો, આપને જવામિઉલ્ કલીમ (અર્થોનો સાગર ધરાવતા ગાગર રૂપી સંક્ષિપ્ત વાકયો) અતા થવું, સમગ્ર સૃષ્ટિના પયૃગમ્બર હોવું, આપ પર નુબુવ્વતનું સમાપન થવું, આપનાં અનુયાયીઓનું બધા નબીઓના અનુયાયીઓથી વધુ હોવું, મખલૂકથી આપનું અફઝલ હોવું.

ચોથો પ્રકાર તે બાબતો જે આપની બરકતથી બીજી ઉમ્મતો કરતાં ખાસ આપની ઉમ્મતને અર્પિત થઈ છે, જેમ કે ગનીમત (શત્રુધન)ના માલનું (ધાર્મિક લડાઈમાં) હલાલ હોવું, સમગ્ર ધરતી પર નમાઝ પઢવું શરઈ દૃષ્ટિએ યથાયોગ્ય  હોવું, તયમ્મુમ (માટીથી પાકી હાસિલ કરવી) જાઈઝ હોવું, નમાઝમાં અઝાન–ઈકામતનું નક્કી હોવું, નમાઝમાં તેઓની સફોનું ફરિશ્તાઓની સફોની ઢબ પ્રમાણે હોવું, જુમ્આના દિવસનું એક ખાસ ઈબાદત અને દુઆની કબૂલિય્યતની ઘડી માટે નક્કી થવું, રોઝા માટે સેહરીની ઈજાઝત, રમઝાનમાં શબે કદ્રમાં એક નેકી કરે તો ઓછામાં ઓછા દસ ઘણો અને તેથી પણ વધુ સવાબનું હોવું, વસવસો–ગલતી અને ભૂલનું ગુનો ન હોવું. (કદાચ પહેલી ઉમ્મતોમાં ગુનાહના કારણોથી દૂર રહેવું પણ વાજિબ હશે, આ રીતે જ તે આ ઉમ્મત માટે વિશેષ હોય), સખત હુકમોનું ઉઠાવી લેવું, તસ્વીર–કૈફી દ્રવ્યોનું નાજાઈઝ હોવું (કેમ કે આ ઘણી બધી ખરાબીઓનો દરવાજો બંધ કરવા બરાબર છે અને ખરાબીઓથી બચાવવું રહમત છે, જેમ કે અમુક હુકમોમાં આસાની આપવી પણ રહમત છે).

ઉમ્મતના ઈજ્માઅ્ (એકમત)નું હુજ્જત (શરઈ દલીલ) હોવું અને તેમાં ગુમરાહીની શંકા ન હોવી. ફરઈ ઈખ્તિલાફ (પેટા મતભેદો)નું રહમત હોવું, આગલી ઉમ્મતો જેવા અઝાબ ન આવવા, પ્લેગની બીમારીમાં મોતનું શહાદત હોવું, ઉલમાથી દીનનું એવું કામ લેવું જે નબીઓ કરતા હતા. કયામતના નઝદીક સમય સુધી અહ્લે હકકની જમાઅતનું અલ્લાહનું સમર્થન મેળવી બાકી રહેવું, વગેરે.

પાંચમો પ્રકાર તે બાબતો જે દુન્યાથી વિદાય થયા બાદ બર્ઝખમાં જારી થવું અથવા કયામતમાં જાહેર થશે તેનું વર્ણન વફાત પછીના ત્રણ

પ્રકરણોમાં આવશે. આ બધું શબ્દો તેમજ ક્રમનાં થોડા ઘણા ફેરફાર સહિત શમામહમાંથી લીધેલ છે અને થોડું ઘણું મિશ્કાત શરીફમાંથી લીધેલ છે.

**કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :**

(૧) આપ તો આત્મિક તેમજ જાહેરી ફઝીલતોમાં કમાલનાં દરજ્જા સુધી પહોંચેલા છે. પછી અલ્લાહ તઆલા શાનુહૂએ જે સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર છે આપને પોતાના હબીબ બનાવી લીધા.

(૨) આપ એ વસ્તુથી ઘણાં પાક છે કે આપની ખુબીઓમાં બીજો કોઈ આપનો ભાગીદાર હોય.

(૩) સૌંદર્યનો જે જોહર (અલંકાર) આપમાં છે તે અવિભાજિત તેમજ બિનસંયુક્ત છે, બલ્કે ખાસ કરીને આપની સાથે જ છે. (ઈત્રૂલ વરદહ)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૨૫

## આપનાં ખાણાં-પીણાં અને સવારીઓ વગેરે બાબત

આ વસ્તુઓને આપની બરકતવંત જાત સાથે બે પ્રકારના સંબંધ છે. પહેલો સંબંધ ધર્મશાસ્ત્રનો કે તે શું જાઈઝ છે, કે નાજાઈઝ ? તેને લગતી રિવાયતો એકત્ર કરવી અને તેને લગતા હુકમો સાબિત કરવા આ ફકીહ (ધર્મશાસ્ત્રી)ની પદવી છે. બીજો સંબંધ તેનો જરૂરત અને સમય સૂચકતા માટે ઉપયોગ કરવો. એ પ્રમાણે કે આ સીરતનો વિભાગ છે. અહિંયા આ જ પ્રમાણે ઝાદુલ્ મઆદમાંથી ટૂંકમાં આપનાં ખાણાં–પીણાં આહાર તરીકે હોય કે પછી દવા તરીકે તેનું બયાન કરવામાં આવે છે. તેમાં અમુક એવી વસ્તુઓ છે, જેનો ઉપયોગ આપે કર્યો છે તે સાબિત છે અને અમુક એવી છે, જેના ગુણ બયાન ફરમાવ્યા છે, જે તે જગ્યાની હદીષોથી બધુ ક્રમવાર જણાય જશે.

**ઈસ્મિદ** એટલે કે ઈસ્ફહાની કાળો સુરમો.

**હદીષ શરીફ :** રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે તમો ઈસ્મિદનો ઉપયોગ કરો તે નજરને તેજ કરે છે અને વાળ જમાવે છે. આ રિવાયત ઈબ્ને માજહએ બયાન ફરમાવી. ઈબ્ને માજહની રિવાયત પ્રમાણે આપની આદત મુબારક પણ બન્નેવ આંખોમાં ત્રણ ત્રણ સળી અને તિરમિઝી શરીફની રિવાયત પ્રમાણે જમણી આંખમાં ત્રણ અને ડાબી આંખમાં બે સળીઓ આંજવાની હતી એટલે કે આદત બન્નેવ રીતે હતી.

**ઉત્રૂજ** એટલે કે તુરંજ.

**હદીષ શરીફ :** રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે જે મુઅ્મિન કુર્આન પઢે છે તેની મિસાલ તુરંજ જેવી છે કે સ્વાદ પણ સરસ અને મહેંક પણ સરસ. આ રિવાયત ઈમામ બુખારી અને

ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**બીત્તીખ** એટલે કે તડબૂચ.

**હદીષ શરીફ :** આપ તાજી ખજૂરો સાથે તડબૂચ આરોગતા હતા અને આમ ફરમાવતા હતા : આની ગરમીને તેની શીતળતા દૂર કરે છે (અને તેના માટે સુધારક છે). આ રિવાયત ઈમામ અબૂ દાઉદ (રહ.) અને તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**બલહ** એટલે કે લીલી–કાચી ખજૂર.

**હદીષ શરીફ :** આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે કાચી ખજૂરો, ખારેકો સાથે ખાયા કરો. શય્તાન માણસને બન્નેવ વસ્તુ ખાતાં જુએ છે તો (અફસોસ સાથે કહે છે કે) આ માણસ હજુ સુધી જીવે છે કે જુના ફળ સાથે નવું ફળ ખાય છે. આ રિવાયત ઈમામ નસાઈ (રહ.) અને ઈબ્ને માજહ (રહ.)એ બયાન ફરમાવી.

**બુસ્ર** એટલે કે અધકચરા ખજૂર.

સહીહ હદીષમાં છે કે જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) અબુલ હય્યૂષમના ત્યાં મહેમાન બન્યા તો તેઓ ખજૂરનો એક લુમ લાવ્યા. આપે ઈરશાદ ફરમાવ્યો કે પાકાં પાકાં કેમ ન વીણી લાવ્યા, (કે જેથી આખો લુમ ખરાબ ન થાત). તેઓએ અર્ઝ કરી કે મારી ઈચ્છા એમ થઈ કે આપ બુઝુર્ગો સ્વજાતે (પોતાની તબીઅત પ્રમાણે) પાકા અને અધકચરા વીણી લો (એટલે કે જેને જે સારા લાગે).

**બસલ** એટલે કે પ્યાઝ.

હઝરત આયશા (રદિ.)થી કોઈએ પ્યાઝ વિશે પૂછ્યું ? તેણીએ ફરમાવ્યું કે સૌથી અંતમાં જે ખાણું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આરોગ્યું તેમાં પ્યાઝ હતા. આ રિવાયત ઈમામ અબૂ દાઉદ (રહ.)એ બયાન ફરમાવી છે.

બુખારી, મુસ્લિમ શરીફમાં છે કે આપે પ્યાઝ ખાયને મસ્જિદમાં આવવાની મનાઈ ફરમાવેલ છે.

બીજી એક હદીષમાં આપનો ઈરશાદ છે કે જે કોઈ પ્યાઝ અને લસણ ખાય તે તેને રાંધીને દુર્ગંધ ખતમ કરી નાખે.

**તમ્ર** એટલે કે સુકી ખજૂર.

આપે તેની પ્રશંસા ફરમાવી છે કે જો કોઈ સવારનાં સાત ખજૂર ખાય લે તે દિવસે તેને જાદૂ અને ઝેર અસર કરશે નહિં. આપે ફરમાવ્યું છે કે જે ઘરમાં ખજૂર ન હોય તેમાં રહેનારા ભૂખા છે અને આપ મસ્કા સાથે, રોટી સાથે પણ અને એકલા ખજૂર પણ ખાતા હતા. આ બાબત અનેક રિવાયતોથી સાબિત છે.

**સલ્જ** એટલે બરફ.

સહીહ હદીષમાં છે કે આપે દુઆ ફરમાવી કે હે અલ્લાહ ! મને મારા ગુનાહોથી પાણી, બરફ અને કરા વડે ધોઈ નાખ. આથી બરફની પ્રશંસા સ્પષ્ટ થાય છે.

**ષુમ** એટલે કે લસણ. તેનું વર્ણન પ્યાઝ સાથે આવી ગયું.

**ષરીદ** એટલે કે ગોશતના રસામાં ચૂરેલી રોટલી.

આપે ફરમાવ્યું કે હઝરત આયશાની શ્રેષ્ઠતા બીજી સ્ત્રીઓ ઉપર એવી છે, જેવી કે ષરીદની શ્રેષ્ઠતા બીજા ખાણાંઓ ઉપર. આ રિવાયત બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં છે. (આથી ષરીદનું શ્રેષ્ઠ હોવું સ્પષ્ટ થયું).

**જુબ્ન** એટલે કે પનીર.

તબૂકનાં સફરમાં આપની સેવામાં લાવવામાં આવ્યું. આપે છરી મંગાવી અને બિસ્મિલ્લાહ પઢી તેનો ટુકડો કાપ્યો. આ રિવાયત ઈમામ અબૂ દાઉદ (રહ.)એ બયાન ફરમાવી.

**હિના** એટલે કે મહેંદી.

આપને કોઈ ફોડલી થતી અથવા કાંટો વાગતો તો આપ તેના ઉપર મહેંદી લગાવી લેતા. આ રિવાયત તિરમિઝી શ.માં છે.

**હબ્બએ સવદા** એટલે કે કલોંજી.

તેનું નામ શૂનીઝ પણ આવ્યું છે. આપે ફરમાવ્યું છે કે કલોંજીનો

ઉપયોગ કરતા રહો. તેમાં મૌત સિવાય દરેક રોગોથી શિફા છે. આ રિવાયત બુખારી શ., મુસ્લિમ શ.માં છે.

**હુર્ફ** એટલે કે રાઈ.

તેનું નામ હદીષમાં ષુફ્ફાઅ્ આવ્યું છે અને સામાન્ય બોલચાલમાં હબ્બુર્રશાદ બોલાય છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે બે વસ્તુઓમાં કેટલીક હદે શિફા છે, ષુફ્ફાઅ્માં અને એલ્વહમાં. આ રિવાયત હઝરત અબૂ ઉબૈદહ (રદી.) વગેરેએ બયાન ફરમાવી અને ઈમામ અબૂ દાઉદે મરાસીલમાં.

**હુલ્બહ** એટલે કે મેથી.

અબ્દુર્રહમાન બિન કાસિમ (રહ.)થી મરફૂઅન્ નકલ કરવામાં આવ્યું છે કે આપે ફરમાવ્યું, મેથીથી શિફા પ્રાપ્ત કરો.

**ખુબ્ઝ** એટલે કે રોટી.

રસામાં ચૂરેલી રોટલી આપને ઘણી પસંદ હતી. આ રિવાયત ઈમામ અબૂ દાઉદ (રહ.)એ બયાન ફરમાવી. આપે એક વેળા ઘી ચોપડેલ ઘઉંની રોટીની ઈચ્છા વ્યક્ત ફરમાવી તો એક સહાબી (રદિ.)એ લાવી આપી, પરંતુ આપે ઘીનાં વાસણની તહકીક ફરમાવી તો જાણવા મળ્યું કે તે સુસ્માર એટલે કે ઘોનાં ચામડાની કુપ્પીમાં હતું. આપે ફરમાવ્યું હટાવી લો. આ રિવાયત પણ ઈમામ અબૂ દાઉદ (રહ.)એ ફરમાવી.

**ખલ્લ** એટલે કે સિરકો.

આપે પીધો છે અને પ્રશંસા પણ ફરમાવી કે સિરકો ઘણી સારી તરકારી છે. આ રિવાયત ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**દુહ્ન** એટલે કે તેલ.

આપ માથામાં તેલ વધુથી વધુ લગાવતા હતા. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ શમાઈલમાં બયાન ફરમાવી.

આપે ફરમાવ્યું કે ઝયતૂનનું તેલ ખાઓ અને લગાવો. આ રિવાયત

પણ ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**ઝરીરહ્** એટલે કે એક પ્રકારનું મિક્ષ અત્તર.

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે મેં હજ્જે વિદાઅ્માં આપનાં એહરામ બાંધતી વેળા (એટલે કે પહેલાં) અને એહરામ ખોલતી વેળા (એટલે કે પછી) આપને પોતાના હાથોથી ખૂશ્બુ લગાવી. આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**રૂતબ** એટલે કે પાકી–તાઝી ખજૂરો.

હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.) કહે છે કે મેં આપને પાકી–તાઝી ખજૂરો સાથે કાકડી આરોગતા જોયા છે. આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝથી પહેલાં તાજી ખજૂરોથી ઈફતારી ફરમાવતા અને જો તાજી ખજૂરો ન મળતી તો ખારેકથી ઈફતારી ફરમાવતા અને જો આ પણ ન મળતું તો પાણીથી. આ રિવાયત ઈમામ અબૂ દાઉદ (રહ.)એ બયાન ફરમાવી છે.

**રય્હાન** એટલે કે સુગંધીદાર ફૂલ.

આપે ઈરશાદ ફરમાવ્યો કે જે વ્યક્તિને રય્હાન અર્પણ કરવામાં આવે તેને રદ ન કરે, કેમ કે તેમાં (એહસાનનો) બોજ હલકો છે અને મહેક પણ સારી છે (એટલે કે બીજાનું નુકસાન પણ નથી, પોતાનો ફાયદો છે). આ રિવાયત ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી (અને દરેક પ્રકારની ખૂશ્બુનો આ જ હુકમ છે).

**ઝૈત** એટલે કે ઝય્તૂનનું તેલ.

આનું વર્ણન દુહ્ન (તેલ)માં આવી ગયું.

**ઝન્જબીલ** એટલે કે સુંઠ.

રૂમનાં બાદશાહે સુંઠથી ભરેલ એક ઘડો આપને હદિયામાં મોકલ્યો હતો. આપે દરેકને એક એક ટુકડો ખાવા માટે આપ્યો. આ રિવાયત અબૂ

નુઐમએ કિતાબે તિબ્બે નબવીમાં બયાન કરી છે.

**સના** એટલે કે સનાની પત્તી.

પ્રખ્યાત છે. આપે એક સહાબિયા ઔરતને સનાનું રેચક લેવાનું ફરમાવ્યું અને કહ્યું કે જો કોઈ વસ્તુ મૌતથી શિફા આપવાવાળી હોત તો તે સના (ની પત્તી) હોત. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.) અને ઈબ્ને માજહ (રહ.)એ બયાન ફરમાવી.

**સન્નૂત** આના અર્થમાં મતભેદ છે. અમુક તબીબોએ એક ખાસ વ્યાખ્યાને પ્રાધાન્ય આપ્યું છે. એટલે કે તે મધ જે ઘીનાં વાસણમાં રાખવામાં આવ્યું હોય. આપે ઈરશાદ ફરમાવ્યો કે સના અને સન્નૂતનો ઉપયોગ કરતાં રહો, કેમ કે આ બન્નેવમાં મોત સિવાયના દરેક રોગોથી શિફા છે. આ રિવાયત ઈબ્ને માજહએ બયાન ફરમાવી છે. અમુક તબીબોએ પ્રાધાન્યનું કારણ આ દર્શાવ્યું છે કે મધ અને ઘી વડે સનાનો સુધારો થાય છે અને રેચકતામાં મદદ મળે છે.

**સફરજલ** એટલે કે સફરજન.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત અબૂઝર (રદિ.)ને એક સફરજન આપીને ફરમાવ્યું કે આ દિલને શકિત પ્રદાન કરે છે, તબીઅતને આનંદ આપે છે અને છાતીનો દુખાવો દૂર કરે છે. આ રિવાયત ઈમામ નસાઈએ બયાન ફરમાવી.

**સમ્ન** એટલે કે ઘી.

રોટીના વર્ણનમાં આપનું ઘીની તમન્ના કરવાનો ઉલ્લેખ થઈ ચૂકયો છે.

**સમક** એટલે કે માછલી.

આપે અંબર માછલીનો ગોશ્ત સહાબા પાસેથી લઈને આરોગ્યો. ઝાદુલ્ મઆદમાં અલ્ ખબ્ત નામી સરીય્યહના કિસ્સામાં તેનું વર્ણન બુખારી શરીફ, મુસ્લિમ શરીફના હવાલાથી થઈ ચૂક્યું છે.

**સિલ્ક** એટલે કે ચુકન્દર.

આપે હઝરત અલી (રદિ.)ને કે જેઓ કમઝોર અવસ્થામાં હતા જવ

અને ચુકન્દર ભેળવેલ ખોરાકને સ્વભાવ અનુરૂપ ગણાવ્યું. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.) અને ઈમામ અબૂ દાઉદ (રહ.)એ બયાન ફરમાવી.

**શૂનીઝ** એટલે કે કલોંજી.

આનો ઉલ્લેખ હબ્બતુસ્સવ્દાઅ્ના વર્ણનમાં થઈ ગયો છે.

**શઈર** એટલે કે જવ.

આપનો અમલ હતો કે ઘરવાળાઓમાંથી કોઈને તાવ આવતો તો જવનું સૂપ બનાવીને પીવડાવતા હતા અને ફરમાવતા હતા કે આ ગમગીન વ્યક્તિનાં દિલને શક્તિ આપે છે, બીમારનાં દિલની તકલીફ દૂર કરે છે. આ રિવાયત ઈબ્ને માજહમાં બયાન ફરમાવી અને આ વાત સૌ જાણે છે કે આપનો વધુ પડતો આહાર આ અનાજ જ હતું.

**શવા** એટલે કે ભુનેલો ગોશ્ત આરોગવો અમુક હદીષોમાં છે, જેનો તિરમિઝી શરીફમાં ઉલ્લેખ છે.

**શહ્મ** એટલે કે ચરબી.

એક યહૂદીએ આપની દા'વત કરી. જવની રોટલી અને ચરબી જેમાં થોડોક બદલાવ આવી ગયો હતો તે આપની સેવામાં હાજર કરી.

**સબર** એટલે એલવહ.

જેનો હુર્ફ (રાય)નાં વર્ણનમાં ઉલ્લેખ થઈ ગયો છે.

**તીબ** એટલે કે ખૂશ્બુ.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે મને દુનિયાની વસ્તુઓમાંથી નીકાહવાળી સ્ત્રીઓ અને ખૂશ્બુ (સુગંધ) પસંદ છે.

**અસલ** એટલે મધ.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે જે વ્યક્તિ દર મહિને ત્રણ દિવસ સવારમાં મધ ચાટી લે તેને કોઈ મોટી બલા નહીં પહોંચે. આ રિવાયત ઈમામ ઈબ્ને માજહ (રહ.)એ બયાન ફરમાવી.

**અજ્વહ** એટલે કે મદીના મુનવ્વરહની ખજૂરોમાંથી એક ખાસ પ્રકારની

ખજૂર છે. આપે ઈરશાદ ફરમાવ્યો કે અજ્વહ્ જન્નતથી છે અને તેના વડે ઝેરથી શિફા (મળે) છે. આ રિવાયત ઈમામ નસાઈ (રહ.) અને ઈમામ ઈબ્ને માજહ (રહ.)એ બયાન ફરમાવી.

**ઉદે હિન્દી.** આના બે પ્રકાર છે. એકને કુસ્ત કહેવાય છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે દવાની વસ્તુઓમાં સર્વોત્તમ હજામત અને કુસ્તે બહ્રી છે. આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમે બયાન ફરમાવી. આપે બીજો એક ઈરશાદ ફરમાવ્યો કે આ ઉદે હિન્દીનો ઉપયોગ કરતાં રહો તેમાં સાત શિફાઓ છે.

બીજો પ્રકાર ખૂશ્બુમાં વપરાય છે. આપ તેને સળગાવી સુગંધ લેતા હતા. આ રિવાયત ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**કિષ્શા** એટલે કે કાકડી.

આપે તાજી ખજૂરો સાથે કાકડીનો ઉપયોગ કર્યો છે. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.) વગેરેએ બયાન ફરમાવી.

**કુમાત** જેને અમુક લોકો કુકરમત્તા અને અમુક લોકો સાપની છત્રી કહે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે કુમાત મન્ન જેવું છે (જે બની ઈસ્રાઈલ પર ઉતર્યું હતું એટલે કે જે રીતે તે મફત તેમજ વધુ ફાયદાવાળું હતું એ રીતે આ (કુમાત) પણ છે). તેનો રસ આંખ માટે શિફા છે. આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**કુબાસ** એટલે પીલુડીનું ફળ, એક વેળા સહાબા (રદિ.) જંગલમાં તેને વીણી રહ્યા હતા. આપે ફરમાવ્યું કે કાળા લેજો, તે શ્રેષ્ઠ હોય છે. આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**લહ્મ** એટલે ગોશ્ત.

આપે ફરમાવ્યું કે દુન્યાવાળા અને જન્નતવાળાઓના દરેક ખોરાકનો સરદાર ગોશ્ત છે. આ રિવાયત ઈમામ ઈબ્ને માજહ (રહ.)એ બયાન ફરમાવી. આપ હાથ (આગળના પગ)નો ગોશ્ત પસંદ ફરમાવતા હતા. આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

આપે ફરમાવ્યું કે પીઠનો ગોશ્ત શ્રેષ્ઠ હોય છે. આ રિવાયત ઈબ્ને માજહ (રહ.)એ બયાન ફરમાવી અને આપે સસલાનો ગોશ્ત પણ કબૂલ ફરમાવ્યો છે. આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી. રોઝનું માંસ ખાવાની સહાબા (રદિ.)ને છૂટ આપી હતી. આ રિવાયત પણ ઈમામ બુખારી (રહ.) અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

આપે સુકાવેલું માંસ પણ આરોગ્યું છે. આ બાબતે સુનનમાં રિવાયત છે.

મરઘાનું માંસ પણ આપે આરોગ્યું છે. આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

સુનનમાં ચકલાનું માંસ ખાવાનું પણ વર્ણન છે. સહાબા (રદિ.)એ આપની સાથે બેસીને ટીડ્ડી ખાધી છે. આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**લબન** એટલે કે દૂધ.

આપે દૂધની પ્રશંસા પણ ફરમાવી છે કે દૂધ સિવાય બીજી કોઈ વસ્તુ મને એવી નથી જણાતી કે જે ખાવા–પીવા બન્નેવમાં કાફી થઈ શકે. આ રિવાયત સુનનમાં છે અને પોતે પણ પીધુ છે ત્યાર બાદ પાણી મંગાવી કોગળા કર્યા છે. આ રિવાયત બુખારી શ. અને મુસ્લિમ શ.માં છે.

**માઅ્** એટલે કે પાણી.

અમુક ખાસ પાણીની આપે ફઝીલત બયાન ફરમાવી છે, જેમ કે સય્હાન, જય્હાન, નીલ અને ફુરાતને જન્નતની નહેરો હોવાનું બતલાવ્યું છે. આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

(અમુક વિશેષજ્ઞોએ તેના કારણ બાબતે કહ્યું છે કે પાણીનાં શ્રેષ્ઠ હોવાનાં દરેક પાસા (તત્વો) તેમાં મવજૂદ છે, એટલા માટે જન્નતની નહેરો સાથે સરખાવ્યું).

ઝમઝમ સંદર્ભે ઈરશાદ ફરમાવ્યો કે ઝમઝમ જે નિય્યતથી પીવામાં આવે તેના માટે છે. આ રિવાયત ઈમામ ઈબ્ને માજહ (રહ.)એ બયાન ફરમાવી અને આ હદીષ "હસન" છે.

**મિસ્ક** એટલે કે મુશ્ક—કસ્તૂરી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે દરેક સુગંધોમાં પાકીઝા સુગંધ મુશ્ક છે. આ રિવાયત ઈમામ મુસ્લિમે બયાન ફરમાવી અને આપે એહરામ પહેલાં અને પછી તેનો ઉપયોગ ફરમાવ્યો છે. આ રિવાયત બુખારી શ. અને મુસ્લિમ શ.માં છે.

**મિલ્હ** એટલે કે મીઠું.

આપે ફરમાવ્યું કે તમારા ખોરાકમાં સરદાર મીઠું છે. આ રિવાયત ઈબ્ને માજહ (રહ.)એ બયાન ફરમાવી.

**નવ્રહ** એટલે કે ચૂનો.

આપ જ્યારે (વાળ સાફ કરવા માટે) તેનો ઉપયોગ ફરમાવતા તો સર્વપ્રથમ ગુપ્ત શરીરને લગાવતા હતા. આ રિવાયત ઈબ્ને માજહ (રહ.)એ બયાન ફરમાવી (એટલે કે કોઈ દિવસ તેનાં વડે પણ વાળ સાફ કરી લીધા હશે).

**નબિક્** એટલે બોર.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે આદમ (અલૈ.) જ્યારે ધરતી પર ઉતર્યા તો સર્વપ્રથમ બોર ખાધુ હતું. આ રિવાયત અબૂ નુઐમે પોતાની કિતાબ તિબ્બે નબવીમાં બયાન ફરમાવી.

**વર્સ** એટલે કે એક મુખ્ય પ્રકારની પીળી ઘાસ, જેનાં વડે કપડાં વગેરે રંગાય છે. આપે ઝાતુલ્ જન્નતમાં વર્સ અને ઝયતૂનના તેલની પ્રશંસા ફરમાવી. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

યક્તીન (દૂધી) અને ઝયતૂનના તેલની પ્રશંસા ફરમાવી. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**યક્તીન** એટલે દૂધી.

ઈમામ બુખારી (રહ.) અને મુસ્લિમ (રહ.)એ આપનું વાસણમાંથી

શોધી શોધીને ખાવું વર્ણન કર્યું છે. હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું કે જ્યારે હાંડી પકાવો તો દૂધી વધુ નાખ્યા કરો કે તે ગમગીન દિલને તાકાત આપે છે.

ખાતી વેળા આપની બેઠક બે પ્રકારની હતી. એક ઉકડુ, બીજુ બન્નેવ પગ પર એ રીતે કે ડાબા કદમનું તળિયુ જમણા કદમની પાતલી સાથે લાગેલું રહેતું. આપ ત્રણ આંગળીઓથી ખાતા હતા. ફારિગ થયા પછી તેને ચાટી લેતા, આપ ઠંડુ અને મીઠુ પાણી પીતા હતા. અબુલ હૈષમથી આપે વાસી પાણી માગ્યું હતું. આપ માટે સુકયા કુવાનું મીઠું પાણી લાવવામાં આવતું હતું. પાણી ત્રણ શ્વાસમાં પીતા હતા. બેસીને પાણી પીતા. આપ પાસે પાણી પીવા માટે એક લાકડીનો અને એક કાંચનો પ્યાલો હતો.

**પોષાક :** આપનો પોષાક ચાદર, લુંગી, કુરતો અને અમામો (પાઘડી) હતો. સફેદ કપડાંને ઘણું પસંદ ફરમાવતા હતા અને ધારીદાર ચાદર પણ પસંદ ફરમાવતા. અમામહ નીચે ટોપી પણ પહેરતા. અમુક સમયે ફક્ત ટોપી અથવા અમામહથી ચલાવી લેતા. શમ્લો (છેડો) કદી હોતો કદી ન પણ હોતો. આપે કબા પણ પહેરેલી છે. આપની ચાદરની લંબાઈ છ (૬) હાથ અને ચોળાઈ ત્રણ હાથ એક વેંત અને લુંઘીની લંબાઈ ચાર હાથ એક વેંત અને ચોળાઈ બે હાથ એક વેંત હોવાનું વર્ણન છે. ચાદર બુટ્ટાવાળી અને સાદી બન્નેવ પ્રકારની પહેરેલી છે. રોમનાં બાદશાહે એક ખાલ જેમાં રેશમની ગોટ લાગેલી હતી મોકલાવી. તે પણ પહેરેલી છે. પાયજામો આપે ખરીદયો છે. અમુક રિવાયતોમાં પહેરવાનો ઉલ્લેખ પણ છે. આપ પાસે લીલી (લીલી ધારીની) બે ચાદરો, એક કાળો ખેસ (કંબલ), એક લાલ ધારીદાર ખેસ અને એક બાલવાળો ખેસ એટલે કમ્બલ હતો અને કુરતો સુતનો હતો, જેના છેડા અને બાંયો લાંબી ન હતી. આપે કત્તાન અને ઉન પણ પહેર્યું છે, પરંતુ સુતી કપડાંનો વધુ ઉપયોગ ફરમાવતા હતા. કિંમતી કપડાંનો પણ ઉપયોગ ફરમાવ્યો છે. આપનો તકીયો ચામડાંનો હતો, જેમાં ખજૂરની છાલ ભરેલી હતી. આપ કદી પથારી ઉપર આરામ ફરમાવતા, કદી ચટાય પર, કદી ઝમીન પર, કદી ખાટલા પર, કદી કાળી કમલી પર. આપની એક પથારી ચામડાની હતી, જેમાં ખજૂરની છાલ ભરેલી હતી અને ઓઢવાનું પણ ઓઢતા હતા. પગરખાં અને મોઝા પણ પહેરતા હતા.

**સવારીઓ** : સાત ઘોડા હતા, જેના નામ આ છે : (૧) સકૂબ, (૨) મુર્તજિઝ, (૩) લુહયૂફ, (૪) લિઝાઝ, (૫) ઝરિબૂ, (૬) સબ્હા, (૭) વરદૂ.

પાંચ ખચ્ચર હતા. (૧) દુલ્દુલ, આ મીસરનાં બાદશાહ મુકવ્કિસે મોકલ્યું હતું. (૨) ફિઝ્ઝહ જે કબીલએ જુઝામથી ફર્વહએ મોકલ્યું હતું. (૩) સફેદ ખચ્ચર હતું, જે અય્લહનાં હાકિમે મોકલાવ્યું હતું. (૪) ચોથું એ કે જેને દવ્મતુલ્ જુન્દુલનાં હાકિમે મોકલાવ્યું હતું અને અમુક લોકોએ પાંચમાં ખચ્ચરનું પણ વર્ણન કર્યું છે, જે હબ્શહનાં બાદશાહ નજ્જાશીએ મોકલાવ્યું હતું.

ગધેડા ત્રણ હતા : (૧) ઉફૈર જે મિસરનાં બાદશાહે મોકલાવ્યું હતું. (૨) બીજું એક હતું, જે ઉપરોક્ત ફર્વહએ મોકલાવ્યું હતું. અને (૩) ત્રીજું હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.)એ મોકલાવ્યું હતું.

બે અથવા ત્રણ સાંઢણીઓ હતી. (૧) કસ્વા, (૨) અઝ્બા, (૩) જદ્આ.

પિસ્તાળીસ ઉંટણીઓ દૂધની હતી. સો બકરીઓ હતી તેનાથી વધારે થવા દેતા ન હતા, જ્યારે કોઈ બચ્ચુ પેદા થતું ત્યારે એક બકરી ઝબહ કરી લેતા. આ બધું ઝાદુલ્ મઆદમાંથી લીધેલું છે.

**નોટ** : આ પ્રકરણમાં જેનું વર્ણન થયું, એમાંથી અમુક વસ્તુઓમાં સાતત્ય હતું. અમુક ખાસ પરિસ્થિતિઓમાં અને અમુક ખાસ સમય સંબંધિત હતું. વધુ વિગત હદીષ શરીફની કિતાબોમાં છે.

**રવ્ઝની અમુક પંક્તિઓ :**

(૧) આપે પોતાની ઉંમર પૂરી ફરમાવી દીધી અને એક દિવસ પણ જવથી પેટ ભરવાની વારી ન આવી અને આપની પથારી ચટાઈ હતી.

(૨) આ હાલત હતી જ્યારે કે આપ સમગ્ર સૃષ્ટિનાં માલિક હતા, પરંતુ ઝુહ્દ (દુન્યાથી લગાવ ન હોવું)એ આપને દુન્યાથી દૂર રાખ્યા, એ છતાં કે આપ તાકાત ધરાવતા હતા.

(૩) આપ તો કપડાંને જાતે થીંગડા લગાવતા હતા. બકરીને જાતે દોહી

લેતા અને કોઈ નિર્ધનને અપમાનિત કરતા જોવામાં નથી આવ્યા.

(૪) ઘરમાં સ્વજાતે ઝાડુ ફેરવી લેતા, જોડા પોતે સીવી લેતા. જો આપની દાવત કરવામાં આવતી તો દાવત કરનારની આરજુ પૂરી ફરમાવતા વિમુખ થતા ન હતા.

(૫) આપ માટે બુરાક પણ હતો, ઘોડા પણ હતા, જેના પર આપ સવારી કરતા હતા. ઉંટ પર (સવારી કરતાં) એ રીતે ખચ્ચર ને ગધેડા ઉપર પણ.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ યુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૨૬

# આપનાં પરિવારજનો તેમજ ખાદિમો અને સેવકો બાબત

**પવિત્ર પત્નિઓ :** આપે સર્વપ્રથમ હઝરત ખદીજા (રદિ.) સાથે નિકાહ કર્યા. તે સમયે આપની ઉંમર પચ્ચીસ વર્ષની અને તેણીની ચાળીસ વર્ષની હતી. આપની બધી અવલાદ હઝરત ખદીજા (રદિ.)થી પૈદા થઈ, સિવાય હઝરત ઈબ્રાહીમ કે તેઓ મારિયહ કિબ્તીય્યાના પેટે જન્મ્યા. હિજરતથી ત્રણ વર્ષ પહેલાં તેણીની વફાત થઈ. તેણીની વફાતના અમુક દિવસો પછી હઝરત સવ્દહ બિન્તે ઝમ્અહ્ કુરૈશીય્યહ (રદી.) સાથે નિકાહ કર્યો. પછી થોડીક જ મુદત પછી હઝરત આયશા (રદી.) સાથે નિકાહ કર્યો. તે સમયે તેણીની ઉંમર છ (૬) વર્ષની હતી. હિજરતના પ્રથમ વર્ષે જ્યારે કે તેણીની ઉંમર નવ (૯) વર્ષની હતી, વિદાય થઈને આવ્યાં. આપની પત્નિઓમાં ફક્ત આ જ એક કુંવારા હતાં. પછી હઝરત હફ્સા બિન્તે ઉમર (રદી.) સાથે નિકાહ કર્યા. પછી હઝરત ઝય્નબ બિન્તે ખુઝયમહ કૈસીય્યહ (રદી.) સાથે નિકાહ કર્યો અને બે મહિના પછી તેણી વફાત પામી. પછી હઝરત ઉમ્મે સલમહ (રદી.) સાથે નિકાહ કર્યા અને તેણીની વફાત આપની બધી પત્નિઓ પછી થઈ. પછી હઝરત ઝયૂનબ બિન્તે જહશ (રદી.) સાથે નિકાહ થયો. તેણી આપની ફોઈ બહેન છે અને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત બાદ બધી પત્નિઓ પહેલાં તેણીની વફાત થઈ. ગઝ્વએ બનૂ મુસ્તલિકના સમયમાં હઝરત જુવયૂરિય્યહ (રદી.) સાથે નિકાહ કર્યો. તેણી આ ગઝ્વહમાં કૈદ થઈને આવી હતી. આઝાદ કરવામાં આવ્યા પછી તેણી સાથે નિકાહ કર્યો. પછી હઝરત ઉમ્મે હબીબહ (રદી.) સાથે હિજરી સન ૪ માં વકીલ મારફતે નિકાહ થયા, જ્યારે કે તેણી હબ્શામાં હિજરત કરીને ગઈ હતી, હબ્શાના બાદશાહ નજ્જાશીએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી ચાર સો (૪૦૦) દીનાર મહેર આપી. (આ હાલના હિસાબે એક હઝાર

રૂપિયાથી કંઈક વધારે થાય છે). ગઝ્વએ ખયૂબરના સમયમાં હઝરત સફિય્યહ (રદિ.) સાથે નિકાહ થયો. તેણી આ ગઝ્વહમાં કૈદી બનીને આવી હતી. આઝાદ કર્યા બાદ તેણી સાથે નિકાહ થયો. પછી ઉમ્રતુલ્ કઝાના સમયે હઝરત મયમૂનહ (રદી.) સાથે નિકાહ થયો. આ સંખ્યા અગિયાર થઈ જેમાંથી બે પત્નીઓનો આપની હયાતીમાં ઈન્તિકાલ થયો અને નવ (૯) આપની વફાત વેળા હયાત હતી, અમુક મંગણી તેમજ નિકાહ કરેલ સ્ત્રીઓનો પણ ઉલ્લેખ આવ્યો છે, પરંતુ તે બાબતે કથનોનો એક મત નથી.

**સરારી** એટલે તે કનીઝો જે (સહશયન) માટે હોય. (૧) હઝરત મારીયહ (રદી.) જેમની કુખે હઝરત ઈબ્રાહીમ (રદિ.)નો જન્મ થયો હતો. (૨)હઝરત રયૂહાનહ (રદી.), (૩) હઝરત જમીલહ (રહ.), બીજી (૪) એક તે જે હઝરત ઝયૂનબ (રદિ.)એ હદિયામાં આપી હતી.

**સંતાન :** સર્વપ્રથમ સુપૂત્ર કાસિમ (રદી.), આપ (સલ.)ની કુન્નિયત અબૂલ કાસિમ તેમના લઈને હતી. તેઓ બાળપણમાં જ વફાત પામ્યા. (સૌથી મોટી સુપૂત્રી હઝરત ઝયૂનબ રદી. છે.) પછી હઝરત રૂકૈયહ, હઝરત ઉમ્મે કુલષૂમ અને હઝરત ફાતિમા પૈદા થયા. આ ત્રણેવ વિશે મતભેદ છે કે મોટી કોણ છે ? પછી હઝરત અબ્દુલ્લાહ પૈદા થયા. તય્યિબ અને તાહિર તેઓનું જ ઉપનામ છે. આપ સહીહ કથનુસાર નુબુવ્વત મળ્યા બાદ પૈદા થયા. આપનો પણ બાળપણમાં ઈન્તિકાલ થઈ ગયો. આ બધાંનો હઝરત ખદીજા (રદિ.)ની કૂખે જન્મ થયો. પછી હિજરી સન આઠ (૮)માં હઝરત મારીયહ કિબ્તિય્યહ (રદી.)ની કૂખે હઝરત ઈબ્રાહીમનો જન્મ થયો. તેઓ પણ બાળપણમાં જ વફાત પામ્યા. ફક્ત હઝરત ફાતિમા (રદિ.) આપની વફાત વેળા હયાત હતાં અને છ (૬) મહિના પછી તેણી પણ વફાત પામી ગયા.

**કાકા :** (૧) હઝરત હમ્ઝહ (રદિ.), (૨) હઝરત અબ્બાસ (રદિ.), (૩) અબૂ તાલિબ, (૪) અબૂ લહબ, (૫) ઝુબૈર, (૬) અબ્દુલ કઅ્બહ, (૭) હારિષ, (૮) મુકવ્વમ. અમુક હઝરાતે આ બન્નેવ નામ એક વ્યક્તિના છે આમ જણાવ્યું છે. (૯) જરાર, (૧૦) કુષમ, (૧૧) મુગીરહ, (૧૨) ઈદાક. અમુકે આ બન્નેવને એક જ વ્યક્તિ બતલાવ્યા છે. તો આ

બાર થયા અથવા દસ (આમાંથી) ફક્ત બે ઈસ્લામ લાવ્યા. હઝરત હમ્ઝહ (રદી.) તથા હઝરત અબ્બાસ (રદી.) અમૂકે અન્ય કાકાઓનો પણ ઉલ્લેખ કર્યો છે.

**ફોઈ :** (૧) હઝરત સફિય્યહ. તેણીએ ઈસ્લામ સ્વીકાર કર્યો. (૨)આતિકહ, (૩) અરવા, આ બન્નેવના ઈસ્લામ બાબતે મતભેદ છે, (૪)બર્રહ, (૫) ઉમૈમહ, (૬) ઉમ્મે હકીમ.

**મવાલી એટલે કે ગુલામ અને કનીઝ :** (૧) હઝરત ઝૈદ બિન હારિષહ, (૨) અસ્લમ, (૩) અબૂ રાફિઅ્, (૪) ષવ્બાન, (૫) અબૂ કબ્શહ, (૬) સુલૈમ, (૭) શુકરાન, (૮) રબાહ, (૯) યસાર, (૧૦)મિદ્અમ્, (૧૧) કર્કરહ, (૧૨) અન્જશહ, (૧૩) સફીનહ, (૧૪)અનીસહ, (૧૫) અફ્લહ, (૧૬) ઉબૈદહ, (૧૭) તુહ્માન, (૧૮)કૈસાન, (૧૯) ઝકવાન, (૨૦) મહ્રાન, (૨૧) મરવાન, અમુક હઝરાતે જુદા જુદા મંતવ્યોના લઈ આ પાંચેવને એક જ ગણાવ્યા છે. (૨૨)હુનૈન, (૨૩) સુંદુર, (૨૪) ફુઝાલહ, (૨૫) માબૂર, (૨૬) વાકિદ, (૨૭) અબૂ વાકિદ, (૨૮)કસામ, (૨૯) અબૂ ઉસૈબ, (૩૦) અબૂ મુવૈહા આ બધા ગુલામોના નામો છે.

**કનીજો આ પ્રમાણે હતી :** (૧) સલમા, (૨) ઉમ્મે રાફેઅ્, (૩)મય્મૂનહ બિન્તે સઅદ, (૪) ખુઝૈરહ, (૫) રઝવી, (૬) રુશૈહા, (૭)ઉમ્મે જમીર, (૮) મય્મૂનહ બિનતે અબૂ ઉસૈબ, (૯) મારીયહ, (૧૦)રૈહાના.

**ખાદિમો** એટલે કે ઘરકામ અથવા ખાસ ખાસ કામ માટે : હઝરત અનસ (રદિ.), વધુ પડતા કામો તેઓની જવાબદારીમાં હતા. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) નઅલ (જુતી મુબારક) અને મિસ્વાકની સેવા આપની જવાબદારીમાં હતી. હઝરત ઉકબહ બિન આમિર જુહની (રદિ.) સફરમાં ખચ્ચર સાથે રહેતા. હઝરત અસ્લહ બિન શરીક (રદિ.) નાકહ (ઉંટણી) સાથે રહેતા. હઝરત બિલાલ મુઅઝ્ઝીન આવવા–જવાનો ખર્ચ તેઓ પાસે રહેતો. સઅદ હઝરત અબૂઝર ગિફારી (રદિ.) અને અય્મન બિન ઉબૈદાન પાસે વુઝૂ અને ઈસ્તિન્જાની સેવા હતી અને તેઓના વાલિદહ

ઉમ્મે અય્મન – મુઅય્કીબ પાસે અંગુઠી રહેતી હતી.

**મુઅઝ્ઝિન** કુલ ચાર હતા. બે મદીનામાં, (૧) હઝરત બિલાલ (રદિ.), (૨) હઝરત ઈબ્ને ઉમ્મે મક્તૂમ, (૩) કુબામાં હઝરત સઅદ અલ કુરઝ, અને (૪) મક્કામાં હઝરત અબૂ મહ્ઝૂરહ (રદિ.).

**ચોકીદારો :** જેઓ પહેરો–ચોકી આપતા હતા. હઝરત સઅદ બિન મુઆઝ (રદી.) બદરના દિવસે, હઝરત મુહમ્મદ બિન મુસ્લમહ (રદી.) ઉહુદના દિવસે, હઝરત ઝુબૈર બિન અવ્વામ (રદી.) ખંદકના દિવસે, હઝરત ઉબ્બાદ બિન બિશ્ર (રદી.)એ પણ અમુક વેળા આ કામ કર્યું. પરંતુ આયતે કરીમા : وَاللّٰهُ يَعْصِمُكَ مِنَ النَّاسِ (ભાવાર્થ : અને અલ્લાહ તઆલા લોકોથી આપની રક્ષા કરશે). (સુરએ માઈદહ આ. /૬૭, પા./૬) જ્યારે નાઝિલ થઈ આપે પહેરો બંધ કર્યો.

**કાતિબો એટલે કે આપના મુન્શી :** (૧) હઝરત અબૂબક્ર (રદિ.), (૨) હઝરત ઉસ્માન (રદિ.), (૩) હઝરત ઉમર (રદિ.), (૪) હઝરત અલી (રદિ.), (૫) હઝરત ઝુબૈર (રદિ.), (૬) હઝરત આમિર બિન ફુહૈરહ (રદિ.), (૭) હઝરત અમ્ર બિન આસ (રદિ.), (૮) હઝરત ઉબય્ બિન કઅબ (રદિ.), (૯) હઝરત અબ્દુલ્લાહ બિન અરકમ (રદિ.), (૧૦) હઝરત સાબિત બિન કૈસ બિન શમ્માસ (રદિ.), (૧૧) હઝરત હન્ઝલહ બિન રબીઅ અસદી (રદિ.), (૧૨) હઝરત મુગીરહ બિન શુઅ્બહ (રદિ.), (૧૩)હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.), (૧૪) હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.), (૧૫) હઝરત ખાલિદ બિન સઈદ બિન આસ (રદિ.), (૧૬) હઝરત મુઆવિયહ બિન અબૂ સુફયાન (રદિ.), (૧૭) હઝરત ઝૈદ બિન ષાબિત (રદિ.), આ સહાબી વધુ પડતુ આ કામ કરતા હતા.

**જારિબે અઅ્નાક** એટલે કે તે લોકો જે આપની ઉપસ્થિતિમાં કતલની સજા પામેલા લોકોને કતલ કરતા હતા. હઝરત અલી (રદિ.), હઝરત ઝુબૈર બિન અવ્વામ (રદિ.), હઝરત મિકદાદ બિન અમ્ર (રદિ.), હઝરત મુહમ્મદ બિન મુસ્લમહ (રદિ.), હઝરત આસિમ બિન સાબિત (રદિ.) અને હઝરત જહ્હાક બિન સુફિયાન (રદિ.).

**શાયરો અને ખતીબો** એટલે કે ઈસ્લામના તરફેણમાં કાવ્ય પંક્તિઓ કહેવાવાળા ને ભાષણો કરવાવાળા. હઝરત કઅબ બિન માલિક (રદિ.), હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.), હઝરત હસ્સાન બિન ષાબિત (રદિ.). આ બધા શાયરો હતા અને વક્તા તરીકે હઝરત સાબિત બિન કૈસ શમ્માસ (રદિ.) હતા.

**મવાહિબની અમુક પંક્તિઓ :**

(૧) જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નવ પત્નિઓ છોડી વફાત પામ્યા કે શિષ્ટાચારો તેણીઓ પ્રતિ સંબંધિત કરવામાં આવેલ છે.

(૨) તેણીઓ આ પ્રમાણે છે : મય્મૂનહ્, સફિય્યહ અને હફ્સહ છે. તેણીઓ પછી હિન્દ અને ઝૈનબ છે.

(૩) જુવૈરિય્યહ અને રમલહ છે, પછી સવ્દહ છે. આ કુલ નવ થઈ, જેમનો ઉલ્લેખ સ્પષ્ટ છે.

(૪) બસ અલ્લાહ તઆલા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર રહમત મોકલે, જ્યાં સુધી કે સૂરજ પૂર્વથી નિકળીને પશ્ચિમમાં અથમાય.

# પ્રકરણ-૨૭

## આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતના કારણે આપ પર અને આપની સઘળી ઉમ્મત પર અલ્લાહની ને'મત અને રહમત પૂર્ણ તેમજ સંપૂર્ણ થવા બાબત

ભલે આ ઘટના સ્વાભાવિક અને પ્રાકૃતિક રીતે એવી દુ:ખદ તેમજ હોશ ઉડાવી દેનાર હતી કે તેના જેવી બીજી ઘટના બની હોય કે ન હોય, પરંતુ આ ઘટનામાં આપના સર્વ જગતો માટે રહમત હોવાની શાન એવી વ્યાપક છે કે તે પણ સંપૂર્ણ રીતે જાહેર થઈ. અર્થાત આપ (સ.અ.વ.)ની વફાત પણ ઉમ્મત માટે અલ્લાહની રહમતના પ્રદર્શિત થવા માટે સૂચક બની અને જ્યારે આપ રહમતના સબબ છે તો સ્વઝાતે કેટલી હદે રહમત વર્ષાનું કેન્દ્ર સ્થાન રહ્યા હશે. તો આ વફાત પોતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે પણ ભવ્ય ને'મત બની, જેમ કે શરીઅતની દષ્ટિએ તેમજ નિ:શંક કથાનુસાર જે નીચે આવી રહ્યા છે, તેનાથી ઉપરોક્ત બન્નેવ દા'વા સાબિત થાય છે. માટે આપનું રહમત હોવું બૌધિક દષ્ટિએ ફઝીલતોની દલીલોથી સાબિત થાય છે. સારાંશ કે અહિંયા તેનું સંક્ષિપ્તમાં વર્ણન કરવામાં આવે છે નહિં તો ખુશીના મોકા પર ગમનો ઉલ્લેખ શા માટે હોય ?

**પહેલી રિવાયત :** તબરાનીએ હઝરત જાબિર (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે જ્યારે સૂરએ ઈઝા જાઅ નસ્રુલ્લાહ ઉતારવામાં આવી તો અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને ફરમાવ્યું કે મને (ઈશારામાં) મારી મોતની ખબર સંભળાવવામાં આવી છે તો જિબ્રઈલ (અલૈ.)એ જવાબ આપ્યો કે وَلَلْاٰخِرَةُ خَيْرٌ لَّكَ مِنَ الْاُوْلٰى અર્થાત : આખિરત આપના માટે દુન્યાથી વધુ ઉત્તમ અને (નફારૂપ) છે. (સુરએ દુહા આ. /૪, પા. /૩૦)

**ફાયદો :** આ રિવાયતમાં સ્પષ્ટતા છે કે મલએ અઅ્લા (આખિરત)નો

સફર આપ માટે વધુ નફામંદ છે. તેમાં અલ્લાહની ડાયરેકટ–નઝદીકી છે અને પોતાનાં સ્થાનની નેઅમતો જોવાની પરિપૂર્ણ ખુશી છે.

**બીજી રિવાયત :** ઈમામ બુખારી, ઈમામ મુસ્લિમ (રહ.)એ હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (મૃત્યુ રોગ) વેળા મિમ્બર ઉપર બિરાજમાન થયા અને ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ એક બંદાને દુન્યાની જાજરમાન સામગ્રી અને પોતાના પાસેની વસ્તુઓ બાબતે ઈખ્તિયાર આપ્યો, તે બંદાએ અલ્લાહ તઆલા પાસેની વસ્તુઓને પ્રાધાન્ય આપ્યું. બસ હઝરત અબૂબક્ર (રદિ.) રડવા લાગ્યા તો (અમોને પછીથી સમજમાં આવ્યું કે) આ બંદાથી મુરાદ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સ્વઝાતે છે, જેમ ને ઈખ્તિયાર આપવામાં આવ્યો, આ વાતને હઝરત અબૂબક્ર (રદિ.) સમજી ગયા.

**ફાયદો :** આ રિવાયતથી પણ નસ્સન (શરઈ સંદર્ભિત કથનાનુસાર) સાબિત થયું કે આપે આખિરતના સફરને પસંદ ફરમાવ્યો અને સ્પષ્ટ છે આખિરતના ઉત્તમ હોવા માટે આપની પસંદ હોવી કાફી છે.

**ત્રીજી રિવાયત :** ઈમામ બુખારી, ઈમામ મુસ્લિમ (રહ.)એ હઝરત આયશા (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવ્યા કરતા કે દરેક નબીને બીમારી વેળા ઈખ્તિયાર આપવામાં આવે છે એ વાતનો કે દુન્યામાં રહે અથવા આખિરતમાં, અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મરણ રોગમાં ખાંસી થતી હતી અને આમ ફરમાવતા **મઅલ્લઝીન અન્અમ્ત અલયૂહિમ મિનન્નબિય્યીન વસ્સિદ્દીકીન વશ્શુહદાઈ વસ્સાલિહીન.** અર્થાત : તે લોકો સાથે (રહેવા માંગુ છું) જેમના પર આપે ઈન્આમ ફરમાવ્યું છે. જેઓ નબીઓ, સિદ્દીકો, શહીદો અને સાલેહ વ્યકિતઓ છે. તો મને યકીન થઈ ગયું કે આપને ઈખ્તિયાર આપવામાં આવ્યો છે (દુન્યા પર આપે આખિરતને ઈખ્તિયાર ફરમાવી). આ પણ આપના ઉપરોક્ત દા'વા બાબતે નસ (શરઈ કથન–સ્પષ્ટતા) છે.

**ચોથી રિવાયત :** ઈમામ બુખારી, ઈમામ મુસ્લિમ (રહ.)એ હઝરત આયશા (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે આપ તંદુરસ્તી વેળા ફરમાવતા રહેતા કે જે નબીની વફાત થાય છે તેમને તેમનો જન્નતનો મકામ બતલાવીને ઈખ્તિયાર આપવામાં આવે છે, જ્યારે આપની બીમારીએ જોર પકડયું તો આંખો ઉપર ઉઠાવી ફરમાવતા, અલ્લાહુમ્મ અલ્ રફીકલ્ અઅ્લા. અર્થાત : હે અલ્લાહ ! આલમે બાલા (આખિરત)ના રફીકોને ઈખ્તિયાર કરૂં છું. (હદીષની કિતાબ) સહીહ ઈબ્ને હિબ્બાનમાં રફીકે આ'લા પછી મઅ જિબ્રઈલ વ મિકાઈલ વ ઈસ્રાઈલનો વધારો પણ મરફૂઅન્ સાબિત છે.

**ફાયદો :** આ રિવાયત પણ ઉપરોક્ત હદીષોની જેમ પોતાના મકસદમાં સ્પષ્ટ છે.

**પાંચમી રિવાયત :** અબ્દુર્રઝ્ઝાકે મુર્સલન હઝરત તાઉસ (રહ.)થી નકલ ફરમાવ્યું છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે મને બે ઈખ્તિયાર આપવામાં આવ્યા. એક આ કે દુન્યામાં એટલો રહું કે મારી ઉમ્મતની કામિયાબીઓ જોઉં, બીજો એ કે (આખિરત તરફ ચાલવામાં) જલ્દી કરૂં. મેં જલ્દી કરવાને જ પસંદ ફરમાવ્યું.

**ફાયદો :** જે ઉપર છે તે અહિંયા પણ છે, બલ્કે તેનાથી પણ વધુ સ્પષ્ટ છે કે ઉપરોક્ત રિવાયતોમાં તો આપેલ ઈખ્તિયાર સહાબાએ (પોતાની ફહમથી) સમજ્યો હતો અને અહિંયા તો પોતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં ઈરશાદથી મન્કૂલ છે.

**છઠ્ઠી રિવાયત :** બયહકીની એક લાંબી હદીષમાં છે કે હઝરત મલકુલ મૌત (મૌતના ફરિશ્તા)એ અર્ઝ કરી કે અલ્લાહ તઆલાએ મને મોકલ્યો છે, જો આપ ફરમાવો તો રૂહ કબ્ઝ કરૂં અને જો આપ ફરમાવો તો છોડી મૂકું ? મને હુકમ છે કે આપના હુકમનું પાલન કરૂં. આપે જિબ્રઈલ (અલૈ.) તરફ નઝર ફરમાવી. જિબ્રઈલ (અલૈ.)એ અર્ઝ કરી, હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! અલ્લાહ તઆલા આપની મુલાકાત માટે ઉત્સુક છે. આપે મલકુલ મૌતને રૂહ કબ્ઝ કરવાની પરવાનગી અર્પિત કરી. ઈમામ બયહકીએ **ઇન્નલ્લાહ કદિશ્તાક ઇલા લિકાઇક** ની તફસીરમાં ફરમાવ્યું

છે, જેનો મતલબ આ પ્રમાણે છે કે અલ્લાહ તઆલાએ આપની મુલાકાતનો ઈરાદો ફરમાવ્યો છે એ રીતે કે આપને દુન્યાથી આપની આખિરત તરફ પરત કરે, જેથી આપની કુર્બત (નઝદીકી) અને બુઝુર્ગીમાં વધારો થાય.

**ફાયદો :** આ રિવાયતથી પણ આખિરતના સફરનું ઉત્તમ હોવું જાહેર છે કે આપને અલ્લાહથી મુલાકાતની ઉત્સુકતા છે એ શાનથી જે તેના માટે લાયક છે, જેમ કે બયૂહકીએ તેનું વર્ણન ફરમાવ્યું છે. બસ, જે રીતે આપે આખિરતનાં સફરને પસંદ ફરમાવ્યો, હક તઆલાએ પણ આપ માટે તેને પસંદ ફરમાવ્યો. (આ બધુ મવાહિબ અને મિશ્કાત શરીફમાંથી છે).

**સાતમી રિવાયત :** મુસ્લિમ શરીફમાં હઝરત અનસ (રદિ.)થી એક લાંબી હદીષમાં (જેમાં ઉમ્મે અયૂમન (રદિ.) આપ (સલ.)ને યાદ કરી રડવા લાગ્યા), હઝરત અબૂબક્ર (રદિ.) તથા હઝરત ઉમર (રદી.)નું કથન સાબિત છે કે તમો કેમ રડો છો ? શું તમો જાણતા નથી અલ્લાહ તઆલા પાસેની ને'મતો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે (અહિંયાથી) ઉત્તમ છે ? અને તેણીએ પણ આ વાતની પુષ્ટિ કરી, પછી રડવાનું કારણ બતલાવ્યું કે આસમાનથી વહી બંધ થઈ ગઈ ! તો તે બન્નેવ હઝરાત પણ રડવા લાગ્યા.

**ફાયદો :** આ હદીષથી પણ ઉપરોક્ત દા'વો ત્રણ સહાબીની સહમતીથી સાબિત થયો.

**આઠમી રિવાયત :** ઈમામ મુસ્લિમ (રહ.)એ હઝરત અબૂ મૂસા (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓમાંથી કોઈ ઉમ્મત પર રહમ કરવાનો ઈરાદો ફરમાવે છે તો તે ઉમ્મતનાં પયૂગમ્બરને ઉમ્મતથી પહેલાં વફાત આપી દે છે અને તે પયૂગમ્બરને તે ઉમ્મત માટે અગ્રિમ્ય સામાન અને પૂર્વજ તરીકે આગળ મોકલી આપે છે, અને જયારે કોઈ ઉમ્મતને હલાક કરવાનો ઈરાદો ધરાવે છે તો પયૂગમ્બરની હયાતીમાં તેને સજા આપે છે અને તેને હલાક કરી દે છે અને પયૂગમ્બર જોતા રહે છે. આ રીતે તે ઉમ્મતના હલાક થવાથી પયૂગમ્બરની આંખોને ઠંડક પહોંચાડે છે, કેમ કે તે લોકોએ આ પયૂગમ્બરને જુઠા ગણાવી તેમની નાફરમાની કરી હતી.

**ફાયદો :** આ હદીષથી આપનો આખિરતનો સફર ઉમ્મત માટે રહમતની નિશાની છે, આમ સાબિત થયું. જે રીતે કે આગલી રિવાયતોથી ખૂદ આપનાં હકમાં સંપૂર્ણ ને'મત હોવાનું સાબિત થયું હતું.

**નવમી રિવાયત :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી તે હદીષમાં જેમાં આપ તે લોકોનાં સવાબનું વર્ણન ફરમાવી રહ્યા હતા, જેમના બાળકો બચપણમાં મરી જાય છે, રિવાયત છે કે હઝરત આયશા (રદિ.) એ સવાલ કર્યો કે જેનું કોઈ બાળક આગળ ન ગયું હોય ? તો આપે ફરમાવ્યું કે મારી ઉમ્મત માટે હું આગળ જાઉં છું, કેમ કે મારી વફાતનાં બરાબર તેઓ પર કોઈ મુસીબત નહીં હોય. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આ હદીષથી પણ આપની વફાતની એક હિકમત ઉમ્મત માટે જાણવા મળી કે તેના પર સબ્ર કરવાથી ભવ્ય સવાબની હકદાર બની.

**દસમી રિવાયત :** ઈબ્ને માજહમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે જેના પર કોઈ મુસીબત આવે તે મારી (વફાતનો વાકિઅહ) મુસીબતને યાદ કરી તસલ્લી મેળવે.

**ફાયદો :** આ રિવાયતમાં સવાબ સિવાય બીજી એક હિકમત તસલ્લીની જાણવા મળી.

**અગિયારમી રિવાયત :** હઝરત કૈસ બિન સઅદ (રદિ.)થી રિવાયત છે કે હું હયૂરહ મકામે એક રઈસ સમક્ષ લોકોને સજદહ કરતા જોઈને આવ્યો અને આપ સમક્ષ અર્ઝ કરી કે આપ સમક્ષ સજદો કરવો તો એથી પણ વધુ સુશોભિત છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તમો મારી કબ્ર પાસેથી પસાર થશો તો તેને પણ સજદો કરશો ? મેં અર્ઝ કરી, ના. આપે ફરમાવ્યું. બસ, આમ ન કરો. આ રિવાયત ઈમામ અબૂ દાઉદ (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આપના સવાલનો મતલબ આ બાબત સ્પષ્ટ કરવાનો હતો કે તમારા એકરારથી આ વાત સાબિત થઈ કે મસ્જૂદિય્યત (વંદનિય) માટે હયાત શર્ત છે અને સ્પષ્ટ છે કે વાસ્તવિક જીવંત ઝાત અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી, તો બસ સજદો તેને જ લાયક છે. આ હદીષથી પણ વફાતની એક હિકમતનું નિષ્કર્ષણ થાય છે કે જો આપ સદા જાહેરમાં હયાત રહેતા તો

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર હજારો નાદાન લોકોને ખુદા હોવાનો શક પૈદા થઈ જાત, તેમાં કોઈ તઅજ્જુબની વાત નથી, જેથી વફાતના કારણે ખાસ હયાતનો અંત અને તેનાં કારણે આપ ખુદા નથી, એ બાબતે દલીલ સ્પષ્ટ છે અને આ ઉમ્મત માટે મોટી કૃપા (રહમત) છે.

**બારમી રિવાયત :** હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે મેં પોતાની વફાત પછી સહાબાના મતભેદ વિશે અલ્લાહ તઆલાથી સવાલ કર્યો ? ઈરશાદ થયો કે હે મુહમ્મદ ! આપના સહાબા મારી સમક્ષ તારા સમાન છે કે કોઈ એક બીજાથી વધુ તાકાતવર હોય છે, પરંતુ રોશની (નૂર) બધામાં જ છે, તો જે વ્યક્તિ પણ તેઓના ઈખ્તિલાફનો કોઈ એક રસ્તો અપનાવી લેશે તે મારી સમક્ષ હિદાયત પર હશે. આ રિવાયત હઝરત રઝીને બયાન ફરમાવી.

**ફાયદો :** આ મતભેદ શરઈ દલીલોના વિવિધ તરીકાના લઈ અસ્પષ્ટ આંશિક મસ્અલાઓનો છે, જેમાં દરેક વ્યક્તિનો ઈરાદો શરઈ દલીલની પેરવી કરવાનો છે. અંતે આ રહમત છે એટલા માટે કે તેમાં ઉમ્મત માટે સવલત છે અને જાહેર છે કે આ ઈખ્તિલાફ આધારિત છે, ઈજ્તેહાદ* પર. અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હયાત રહેતા તો દરેક વાકિઅહમાં નસ (એટલે કે સ્પષ્ટ કથન) પ્રાપ્ત થઈ શકતું હતું તો પછી ઈજતેહાદનો વિષય કઈ રીતે વિસ્તૃત થતો ? આ સવલત જે ઈજતેહાદના અસ્તિત્વ સાથે ખાસ છે તે અલ્લાહની રહમત છે, જેનું આ હદીષ શરીફમાં વર્ણન છે, એ બાબત કઈ રીતે જાહેર થતી.

પ્રથમ સાત રિવાયતોથી ખૂદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં હકમાં મલએ અઅ્લા તરફ આપનું આકર્ષાવું એ ને'મત છે તે બાબત સાબિત થઈ. અને અંતિમ પાંચ રિવાયતોથી ઉમ્મતનાં હકમાં તેનું રહમત હોવાના કારણો સાબિત થાય છે, પરંતુ તેનો મતલબ આ નથી કે આ વાકિઅહ કોઈ રીતે મુસીબત નથી. પહેલાં તો ઉપરોક્ત રિવાયતોમાં અમુક હિકમતો મુસીબત હોવા પર સાબિત થાય છે. બીજું કે સહાબા (રદિ.) જે નબી (અલૈ.) પછી

*જયાં કુર્આન અને હદીષનો આદેશ સ્પષ્ટ ન હોય ત્યાં કલ્પના શકિતથી શરઈ ઉસૂલોને આધિન રહી ધાર્મિકતા સચવાય એવો ઉચિત માર્ગ કાઢવો.

માનવ સમાજમાં સર્વશ્રેષ્ઠ છે, ઈલ્મ, અમલ અને કૌલ (કથન/કહેણી)ની દૃષ્ટિએ તેઓથી એવા કામો અને એવી વાતો જારી ન થતી જયારે કે તેઓ તો બશર (ઈન્સાન) હતા, (એથી પણ વધુ નવાઈ પમાડે એવી બાબત) ફરિશ્તાઓ તરફથી અફસોસ અને રડવું સાબિત છે, જેમ કે બયૂહકીની રિવાયતમાં છે કે આપનાં અંતિમ સમય વેળા જિબ્રઈલ (અલૈ.)એ ફરમાવ્યું, જેનો અર્થ છે કે ધરતી પર મારું આ અંતિમ ઉતરાણ છે, એટલે કે વહી લઈને. આ વાક્ય રચનાથી અફસોસ કરવું સાબિત થાય છે.

હઝરત અબૂ નુએમ હઝ. અલી (રદિ.)થી રિવાયત બયાન ફરમાવે છે કે જ્યારે રૂહ કબ્ઝ થઈ તો મલકુલ્ મૌત રડતાં રડતાં આસ્માન પર ચઢયા અને મેં આસ્માન પરથી અવાજ સાંભળ્યો. વા મુહમ્મદાહ. આથી ઈઝરાઈલ (અલૈ.)નું રડવું સાબિત થયું.

ઈબ્ને અબિદુન્યાએ હઝરત અનસ (રદિ.)થી આપની વફાત પછી હઝરત ખઝિર (અલૈ.)નું સહાબા પાસે તાઝિયત અર્થે આવવા અને રડવાનું વર્ણન ફરમાવ્યું છે. જો હઝરત ખઝિર (અલૈ.) પયગમ્બર હોય અને અહલે હક સમક્ષ પયૂગમ્બર ફરિશ્તાઓથી અફઝલ હોય છે. તો તેઓનું રડવું ફરિશ્તાઓના રડવાથી પણ વધુ નવાઈ પમાડે એમ છે અને આ મુસીબત હોવાની દલીલ છે.

ત્રીજી વાત કે રિવાયતોમાં (આ વાકિઅહ) મુસીબત હોવાના કારણોની સ્પષ્ટતા છે, જેમ કે મરફૂઅ હદીષમાં ઈમામ મુસ્લિમ (રહ.)એ હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે હું મારા સહાબા માટે અમનનો સબબ છું, જ્યારે હું ચાલ્યો જઈશ તો વાયદો કરેલ મુસીબતો (ફિત્ના અને લડાઈઓ) તેઓ પર આવશે અને મારા સહાબા મારી ઉમ્મત માટે અમન (શાંતિ)નો સબબ છે, જ્યારે મારા સહાબા ચાલ્યા જશે તો વાયદો કરેલ મુસીબતો (બિદઅતો અને શરારતો) ઉમ્મત પર આવશે અને ઉપરોક્ત સાતમી રિવાયત હદીષે મૌકૂફમાં, ઉમ્મે અયૂમનનું કથન કે આસ્માનથી વહી બંધ થઈ ગઈ, જેણે હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ને પણ રડાવ્યા, આવી ગયું છે. આ ત્રણેવ બાબતો આ વાકિઅહનું મુસીબત હોવા પર સ્પષ્ટ દલીલ છે. અને એક વાકિઅહનો વિવિધ અંદાઝથી અલગ અલગ પ્રકારથી ઉલ્લેખ થાય એ કોઈ નવાઈ પમાડે તેવી વાત નથી. આ

તહકીક પછી ટૂંકમાં વાકિઅહનું વર્ણન કરવામાં આવે છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બીમારીની શરૂઆત હઝરત મય્મૂનહ (રદિ.)નાં ઘરેથી થઈ. અમુક લોકોનાં મત પ્રમાણે હઝરત ઝય્નબ બિન્તે જહશનાં ઘરેથી અને અમુકના મતે હઝરત રય્હાનહ (રદી.)ના ઘરે (તેણી આપના કનીઝ હતાં) સોમવારના રોજ શરૂઆત થઈ. અમુકના મતે શનિવારે તો અમુકના મતાનુસાર બુધના દિવસે. બીમારીની કુલ મુદ્દત અમુક લોકો તેર દિવસ કહે છે, અમુક ચૌદ, અમુકના મતે બાર, મારા મતે આ મતભેદમાં સામ્યતા આ પ્રમાણે છે કે બીમારીનાં બિલ્કુલ શરૂઆતના દિવસો અમુક લોકો ગણતરીમાં નથી લાવતા. અમુક લોકો ગણતરીમાં લાવે છે. હવે બધા કથનો એક થઈ જશે.

બીમારીની શરૂઆત સરદર્દથી થઈ, તેમાં તાવ વધી ગયો. અને ખૈબરમાં આપને યહૂદીઓએ ગોશતમાં જે ઝેર આપ્યું હતું, આપે તેમાંથી થોડોક ગોશ્ત ખાઈ લીધો હતો, પછીથી જ્યારે જાણ થઈ છોડી મૂક્યો, આપે આ બીમારીમાં આમ પણ ફરમાવ્યું કે તે ઝેરનો અસર કાયમ થતો રહ્યો, પરંતુ હવે ઝેરે પોતાનું સંપૂર્ણ કામ કરી લીધું છે. તો આ હકીકત પ્રમાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તે ઝેરના કારણે શહાદત થઈ.

હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) અને અમુક પૂર્વજો આ મંતવ્ય ધરાવતા હતા. અમુક ઝઈફ રિવાયતોમાં આપની બીમારીનું નામ ઝાતુલ્ જંબ આવ્યું છે. અમુક રિવાયતોમાં ખૂદ આપનાં ઈરશાદથી જ આ વાતને રદિયો મળ્યો છે. અમુક ઉલમાએ આ બન્નેવ વાતોને એકત્ર કરવાનો તરીકો આ પ્રમાણે બતાવ્યો છે કે ઝાતુલ્ જંબ બે બીમારીઓ ઉપર બોલાય છે, એક જે વ્યાપક ગરમીના લઈ વરમ થઈ જવાથી થાય, બીજી જે પાંસળીઓ વચ્ચે ગેસ રોકાવાનાં લઈને થાય, પ્રથમ બીમારીનો રદિયો છે, બીજી બીમારીનો સુબૂત છે, જેમ કે હઝરત ઈબ્ને સઅદ (રદિ.)ની રિવાયતમાં ચોખવટ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખાસિરહ એટલે કે કૂખનું દર્દ થતું હતું, તેમાં વધારો થયો. જ્યારે તેણે જોર પકડયું, હઝરત અબૂબક્ર (રદિ.)ને નમાઝ પઢાવવાનો હુકમ ફરમાવ્યો. તેઓએ સત્તર નમાઝો પઢાવી, તે દરમિયાન એક વખતની આપે પણ ઘણી તકલીફથી બેસીને નમાઝ પઢાવી

અને એક દિવસ સહાબા (રદિ.)ના રંજ અને ગમની વાત સાંભળી બહાર મસ્જિદમાં તશરીફ લાવી મિમ્બર પર બિરાજમાન થઇ વસિય્યતો અને નસીહતો ઈરશાદ ફરમાવી.

વાહિદીએ હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે આપે મરણ રોગનાં ઝમાનાથી પહેલાં પહેલાં અમો લોકોને હઝરત આયશા (રદિ.)નાં ઘરમાં એકત્ર કર્યા અને સફરનાં નઝદીક હોવાની ખબર સંભળાવી. અમોએ અર્ઝ કરી યા રસૂલલ્લાહ ! આપને ગુસલ કોણ આપશે? ફરમાવ્યું મારા ઘરવાળા. અમોએ અર્ઝ કરી : આપને કફન કયા કપડાંમાં આપવું ? ફરમાવ્યું આ જ કપડાંઓમાં (આપનો પોષાક ચાદર, ઈઝાર અને કુરતો રહેતો હતો). વળી, જો તમો ચાહો તો મિસ્રનાં સફેદ કપડાંઓમાં અથવા યમાની ચાદર જોટામાં. અર્ઝ કરી : યા રસૂલલ્લાહ આપ પર નમાઝ કોણ પઢશે? ફરમાવ્યું કે જ્યારે ગુસલ કફનથી ફારિગ થઈ જાઓ, તો મારો જનાઝો કબ્ર પાસે મુકીને હટી જશો. પહેલાં ફરિશ્તા નમાઝ પઢશે. પછી તમો એક જમાત બની આવતા જશો અને નમાઝ પઢતા જશો, તેમાં પણ પહેલાં અહલે બૈતના મર્દ લોકો પઢે, પછી તેઓની સ્ત્રીઓ, પછી તમે અને બીજા લોકો. અમોએ અર્ઝ કરી : કે કબ્રમાં કોણ ઉતારશે ? આપે ફરમાવ્યું કે મારા અહલે બૈત અને સાથે ફરિશ્તા હશે. આ રિવાયત તબ્રાનીએ બયાન ફરમાવી જે એકદમ ઝઈફ રિવાયત છે.

એક દિવસ જ્યારે કે મસ્જિદમાં હઝરત અબૂબક્ર (રદી.) સહાબાને નમાઝ પઢાવી રહ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દૌલતખાના (ઘર)નો પર્દો હટાવ્યો અને સહાબાને જોઈને મુશ્કુરાયા. લોકો સમજ્યા કે આપ તશરીફ લાવશે. તે વેળા સહાબાની બેચેનીનો અજીબ હાલ હતો, એટલે સુધી કે નમાઝમાં કંઈક પરેશાની થઇ જાય, જયારે હઝરત અબૂબક્ર (રદિ.)ની ઈચ્છા હતી કે પાછળ હટી જાય. આપે મુબારક હાથ વડે ઈશારો ફરમાવ્યો કે નમાઝ પૂરી કરો અને પરદો છોડીને દૌલતખાના (ઘર)માં તશરીફ લઈ ગયા.

બસ, આપની હયાતની આ અંતિમ ઝિયારત હતી અને વફાત નઝદીકનાં અમુક વાકિઅહનું ઉપરોક્ત રિવાયતોમાં વર્ણન થઇ ચૂક્યું છે.

આપની વફાત રબીઉલ અવ્વલની શરૂઆતમાં હિજરી સન દસ સોમવારનાં રોજ (ઝવાલ) સૂર્ય પતનથી પહેલાં અથવા પછી થઇ. અમુક લોકોને તો આશ્ચર્ય અને ડરનાં લઇ વફાતનું યકીન સુદ્ધાં ન થયું. અમુક લોકો હોશમાં ન રહ્યા.

આપનાં ગુસલ, કફન અને દફન સંબંધિત અમુક ખાસ હુકમો રાજમાં રહ્યા, કેમ કે સામાન્ય વફાતો પર આપની વફાતનો અંદાજો એટલા માટે નહીં કાઢયો કે મજબૂત સંભાવના વિશેષતાની હતી, જેમ કે અમુક વિશેષતાઓ વાસ્તવમાં પણ સાબિત થઇ અને નસ (સ્પષ્ટ કથન) એટલા માટે મશ્હૂર નથી કે સહાબાએ આમ સવાલોની જેમ આની પણ કોઇ તહકીક ન ફરમાવી અને દિલ પણ કઇ રીતે માનતું કે તે વાતનું નામ પણ ઝબાન પર લાવે. ભલે, દઢચિત્ત ખાસ મુકર્રબ સહાબા (રદિ.)એ આ અહકામનું જ્ઞાન પણ પ્રાપ્ત કરી રાખ્યું હતું. અમુક હુકમો સંબંધે સમયસર ઈલ્હામ થયો, જેવી રીતે કે આગળ આવી રહ્યું છે, પરંતુ તે છતાં પણ સામાન્ય રીતે આ બાબતની જાણકારીનો સ્ત્રોત બધા લોકો પાસે ન હતો. વળી, ઈસ્લામના ભવિષ્યના રક્ષણ માટેના બંદોબસ્તની ચિંતાનો એક અલગ વિષય હતો, સાચે જ આ ચિંતા અત્યંત મહત્ત્વપૂર્ણ હતી અને આ બાબત કોઇ એક વ્યક્તિને હાકિમ બનાવી તે વ્યક્તિ પર દરેકની સહમતિ પર આધારિત હતી. તો થોડુંક મોડું આ બાબતે થયું. બીજુ આપની નમાઝ લોકોએ અલગ અલગ પઢી એટલા માટે કે જમાઅત થઇ ન હતી, જેમ કે આગળ આવી રહ્યું છે એટલા માટે આ બાબતે મોડું થયું જાહેરી વાત છે. વળી શરીર મુબારકમાં કોઇ તબદીલીની તો કોઇ સંભાવના ન હતી, એટલા માટે આમ ઈચ્છનીય હતું કે બધા જ લોકો આ બરકતવંત નમાઝ પઢી બરકતવંત થાય. આ સામુહિક કારણોને લઇ દફનમાં મોડું થયું. છેવટે તે સોમવારનો દિવસ અને આગલો મંગળવારનો દિવસ પૂરો થયો, ત્યાર બાદ બુધવારના રાત્રે દફન કરવામાં આવ્યા.

બીજી એક રિવાયતમાં છે કે મંગળવારના રોજ દફન થયા, ત્રીજી એક રિવાયતમાં છે કે બુધવારના રોજ દફન થયા, પરંતુ આ બન્નેવ રિવાયતો પણ પ્રથમ રિવાયત પર અનુમાનિત છે. એ રીતે કે અરબોની ગણતરીમાં રાતની શરૂઆતથી તારીખ બદલાય જાય છે. બસ, એટલા માટે મંગળવાર પછીની

રાતને બુધવાર કહી દીધો અને અમુક ઉર્ફ તેમજ રિવાજોમાં શરૂ થતી રાતને વિતેલ તારીખના તાબે ગણે છે. તો એટલા માટે ઉપરોક્ત રાતને મંગળવાર કહી દીધો, અને સાચી વાત તો એ છે કે આ વાકિઅહ જેટલો હોશ ઉડાવી દેનાર હતો તે તરફ નઝર કરીએ તો આપ ઘણાં જલ્દી દફન થયા, નહિં તો મહિનાઓ સુધી મોડું થતું તો પણ કોઈ તઅજ્જુબની વાત ન હતી, આવી પરિસ્થિતિમાં સહાબા (રદિ.)ની આ પ્રમાણેની દઢતા પણ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સોહબત અને તરબિયતનો ફૈઝ હતો. જયારે ખાલી દિમાગ નિરસ ચિત્ત આક્ષેપબાજને આ વાતની કઈ રીતે રૂચિ હોય શકે છે.

**એ તુરા ખારે બયા ન શિકસ્તા કે દાની કેહ ચિસ્ત**
**હાલે શેરાને કેહ શમ્શીરે બલા બર સર ખૂરંદ**

શેઅરનો અર્થ : એ ભાઈ ! તને જયારે પગમાં કોઈ દી કાંટો પણ નથી વાગ્યો, તો તુ કઈ રીતે સમજી શકે તે ચિત્તાઓની પરિસ્થિતી જેઓ આપત્તીઓની તલવાર માથે મૂકીને ચાલે છે.

બયહકીએ હઝરત આયશા (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ગુસ્લ આપવાનો ઈરાદો કર્યો તો હૈરત થઈ કે બીજા લોકોની વફાતની જેમ આપનાં કપડાં ઉતારવામાં આવે અથવા કપડાં સાથે ગુસ્લ આપીએ ? જયારે આ બાબતે મતભેદ ઉભો થયો તો અલ્લાહ તઆલાએ તેઓને ઉંઘાડી દીધા અને ઘરનાં ખૂણામાંથી એક વાતચીત કરનારે વાતચીત કરી (આ લોકો જાણતા ન હતા કે આ કહેનાર કોણ છે ?) કે કપડાં સાથે ગુસલ આપો ! તો પછી કુરતાની ઉપરથી પાણી રેડતા હતા અને કુરતા સાથે ચોળતા હતા. ઈબ્ને સઅદ (રદિ.)ની રિવાયત પ્રમાણે તે સમયે એક સુગંધિદાર હવા ચાલી. પછી આપનો કુરતો નિચોડી નાખવામાં આવ્યો અને આપના કફન બાબતે ઘણાં કથનો છે.

હઝરત આયશા (રદિ.)ની આ હદીષને સૌથી વધુ સહીહ (અસહ્હ) કહેલી છે કે આપને ત્રણ સફેદ યમાની કપડાંમાં કફન આપવામાં આવ્યું, જેમાં કુરતો અને અમામો ન હતો. કોઈકે અમુક લોકોનું કથન વર્ણન કર્યું છે કે બે સફેદ કપડાં અને એક ધારીદાર કપડું. તેઓએ કહ્યું કે ધારીદાર કપડું

લાવવામાં તો આવ્યું હતું, પરંતુ પરત કરી દેવામાં આવ્યું, તેમાં આપને કફન આપવામાં નથી આવ્યું. બુખારી અને મુસ્લિમ શરીફની રિવાયત છે કે તે ત્રણેવ કપડાં સુતરાઉ હતા (અને હનફીઓ કુરતાને સુન્નત કહે છે એટલા માટે કે પોતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક મય્યિતને કુરતો આપ્યો છે. (આ રિવાયત ઈમામ બુખારી અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી). હઝરત આયશા (રદિ.)ની હદીષમાં કુરતાનો રદિયો છે. તેનાથી જાણવા મળે છે કે જે કુરતામાં આપને ગુસલ આપવામાં આવ્યું તે કાઢી નાખવામાં આવ્યો હતો. અલ્લામા નવવી (રહ.)એ આ વાતને દુરુસ્ત કહી છે અને બૌધ્ધિક દ્રષ્ટિએ પણ આને પ્રાધાન્ય આપ્યું છે કે જો કુરતો પહેરેલ રહેતો તો બાકીનું કફન પલળી જતું અને અબૂ દાઉદની રિવાયત જેમાં બે કપડાં અને તે કુરતો જેમાં આપની વફાત થઈનો ઉલ્લેખ છે તે રિવાયત વર્ણનકર્તા યઝીદ બિન ઝિયાદના કારણે ઝઈફ છે.

ઈબ્ને માજહમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જ્યારે આપનો જનાઝો તૈયાર થઈ ઘરમાં ગયો તો પ્રથમ પુરૂષોએ અલગ ટોળકીઓમાં નમાઝ પઢી, પછી સ્ત્રીઓ આવી, પછી બાળકો આવ્યા. આ નમાઝમાં કોઈ ઈમામ ન હતું. પછી દફન બાબતે બહષ (ચર્ચા) થઈ તો હઝરત અબૂબક્ર (રદિ.)એ ફરમાવ્યું કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે કે "અલ્લાહ તઆલા નબીઓની રૂહ એ જ સ્થળે કબ્ઝ કરે છે, જ્યાં તેઓ દફન થવાનું પસંદ ફરમાવે છે", આપને તે સ્થળે દફન કરો જ્યાં આપની પથારી હતી. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી છે. (આ રિવાયતથી એ જરૂરી નથી બનતું કે દરેક નબીનું દફન સ્થળ તેઓનું વફાત સ્થળ જ હોય, બલ્કે આ રિવાયતથી વફાતના સ્થળે દફન થવું પસંદીદહ સાબિત થાય છે અને લોકો પોતાની ઈચ્છા પ્રમાણે અથવા કોઈ સંજોગના કારણે બીજા સ્થળે દફન કરી આપે તો તે બીજી વાત છે).

હઝરત અબૂ તલ્હા (રદિ.)એ આપની લહદ (કબ્ર) ખોદી અને કબ્ર શરીફમાં ચાર બુઝુર્ગોએ ઉતાર્યા. (૧) હઝરત અલી (રદિ.), (૨) હઝરત અબ્બાસ (રદિ.) અને હઝરત અબ્બાસ (રદિ.)નાં બે સુપૂત્રો, (૧) કુષમ અને (૨) ફઝલ એ. આપની કબ્ર ઉપર નવ કાચી ઈંટો ઉભી કરવામાં આવી

અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં આઝાદ કરેલ ગુલામ શુકરાનએ પોતાની ઈચ્છા પ્રમાણે નજરાનની બનેલ એક ચાદર જેને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઓઢતા હતા, કબ્ર શરીફમાં પાથરી દીધી, પરંતુ ઇબ્ને અબ્દુલ બર્રના કથનાનુસાર તે કાઢી લેવામાં આવી.

હઝરત બિલાલ (રદિ.)એ પાણીથી ભરેલ એક મશક કબ્ર શરીફ પર છાંટી દીધી અને સર મુબારક તરફથી શરૂઆત ફરમાવી.

બુખારી શરીફમાં હઝરત સુફિયાન હઝરત તમ્મારથી રિવાયત છે કે તેઓએ આપની કબ્ર શરીફ કોહાન (ઉંટની ખૂંધ)ની શકલમાં જોઈ.

દારમીએ હઝરત અનસ (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે મેં મદીનામાં આપની પધરામણીના દિવસથી વધુ સુંદર અને રોશન બીજો કોઇ દિવસ, એવી રીતે આપની વફાતથી વધુ શોકાતુર તેમજ અંધકારમય બીજો કોઇ દિવસ નથી જોયો. ઈમામ તિરમિઝી (રહ.)એ આપથી રિવાયત બયાન ફરમાવી છે કે જે દિવસે હુઝૂર મદીનામાં પધાર્યા છે મદીનાની દરેક વસ્તુ પ્રકાશિત થઇ ગઇ, જે દિવસે આપની વફાત થઇ તેની દરેક વસ્તુ અંધકારમય થઇ ગઇ, હજુ દફન કરી માટી આપી હાથ પણ ખંખેર્યા ન હતા કે અમોએ દિલોમાં બદલાવની અનુભૂતિ કરી. આનો આ મતલબ નથી કે અલ્લાહની પનાહ ! અમારા અકીદા અથવા અમલમાં કોઇ ફરક પડયો હોય, બલ્કે આપની નઝદીકી સોહબત અને આંખો સમક્ષ હોવાનાં લઈ જે ખાસ નુરાનિયત હતી તે ના રહી. શૈખે કામિલથી દૂરી અથવા નઝદીકીનાં કારણે પૈદા થતો ફરક આજે પણ જોઇ શકીએ છે.

કબ્ર શરીફની ઝિયારત બાબતે સહીહ હદીષોનું વર્ણન કિતાબોમાં છે, જેમ કે દારે કુત્નીએ હઝરત ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે મન્ ઝાર કબ્રિ વજબત્ લહૂ શફાઅતી. અર્થાત : જેણે મારી કબ્રની ઝિયારત કરી તેના માટે મારી સિફારીશ વાજિબ થઇ ગઇ. અબ્દુલ હકકએ પોતાની કિતાબ અહકામે વુસ્તા વ શુગરામાં આ રિવાયતનું વર્ણન ફરમાવી ચૂપકીદી સેવી, જે દલીલ છે આ રિવાયતના સહીહ હોવા બાબતે કેમ કે તેઓએ આ રિવાયતનો

ઉલ્લેખ કરવો આવશ્યક ગણી તેના પર ચૂપકીદી સેવી.

મુઅ્જમે કબીર તબરાનીમાં છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, અર્થાત : જે વ્યક્તિએ મારી ઝિયારત કરી અને તે કોઈપણ બીજી જરૂરત વિના ફક્ત મારી ઝિયારત માટે આવ્યો તો તેનો હક્ક છે કે હું તેના માટે કિયામતનાં દિવસે તેનો સિફારિશી બનું. આ રિવાયતને ઈબ્નુસ્સકને સહીહ કહેલ છે. આ વિષય પર એવી રિવાયતો ઘણી છે, જેમાં મુહદ્દિષોનો મતભેદ છે અને વર્ણનના વિવિધ તરીકા તેમજ સહીહ હદીષોથી કુવ્વત મળવી એ રિવાયતોના જુઅ્ફ (કમઝોરી)ની પૂર્તિ થઈ જાય છે. આ તો દલીલોનો ફત્વો હતો અને રૂચિ આ ફતવાને આમ કહીને દઢ બનાવે છે કે,

(૧) આમિરીય્યહ લય્લાનાં ઘર પાસે થોડીક વાર ઉભું રહેવું મારા માટે જરૂરી છે, જેથી શોખ કોઈ લેખ લખાવે અને અશ્રુ લખવાવાળા હોય.

(૨) મારો ધર્મ છે ઘરોથી અને ઘરવાળાઓનાં ઈલાકાથી પ્રેમ કરવો, જયારે લોકોનો પોતાની મહબૂબ વસ્તુ બાબતે અલગ અલગ ધર્મ છે.

એક હદીષ લા તુશદુર્રિહાલુ ઈલ્લા ઈલા ષલાષતિ મસાજિદ. ભાવાર્થ ત્રણ મસ્જિદો સિવાય બીજા કોઈ સ્થળની ઝિયારત માટે સફર કરવામાં ન આવે. આ રિવાયત કબ્ર શરીફની ઝિયારત બાબતના સફરની મનાઈ નથી ફરમાવતી, કેમ કે અહિંયા ઈસ્તિષ્ના મુફરગ હોવાનાં લઈ મુસ્તષ્ના મિન્હુ મુકદર છે અને ઈસ્તિષ્નામાં અસલ મુત્તસિલ હોવું છે તો તે મુસ્તષ્નાની જિન્સમાંથી હશે અને જિન્સ હોવામાં જેટલી હદે નઝદીકી હશે એટલી જ હદે તેને નક્કી કરવાનું વધુ યોગ્ય રહેશે અને મસાજિદે સલાસહની નઝદીકી જિન્સ મફ્હૂમે મસ્જિદ હોવું સ્પષ્ટ છે, તો આ રીતે ઉપરોક્ત હદીષની વાક્યરચના આ પ્રમાણે થઈ લા તુશદુર્રિહાલ ઈલા મસ્જિદિન્ ઈલ્લા ઈલ! ષલાષતી મસાજિદ. આ સૂરતમાં કેવળ મશહદો તેમજ કબ્રો તરફ સફર કરવા બાબતે હદીષમાં ચૂપકીદી છે અને મનાઈ ઉપર પણ કોઈ નિર્દેશ નથી. આ વાતને એક સહીહ હદીષથી સમર્થન મળે છે, જે હદીષ મવલાના મુફતી સદરૂદીનખાં દહેલ્વી મર્હૂમ મગ્ફુરે પોતાની કિતાબ મુન્તહિયુલ્ મકાલમાં આ રીતે વર્ણન ફરમાવી છે. ભાવાર્થ મુસ્નદે અહમદમાં અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત

છે કે મુસાફિર માટે પોતાની નમાઝ પઢવા માટેના સફરની તૈયારી કરવી મુનાસિબ નથી, સિવાય મસ્જિદે હરામ, મસ્જિદે અકસા અને મારી આ મસ્જિદ માટે. આનો મતલબ આમ નીકળે છે કે બીજી મસ્જિદો તરફ જેમાં અનેકગણા ષવાબનો કોઈ વાયદો નથી, એ નિય્યતે સફર કરવો કે ત્યાં નમાઝ પઢવાથી વધુ ષવાબ મળશે, એ શારિઅ પર એક જૂઠ છે, એટલા માટે મનાઈ છે અને ખાસ કબ્રો બાબતે ખાસ બરકતો ષાબિત છે, વળી હદીષ "ઝૂરૂલ્ કુબૂર" કબ્રોની ઝિયારત કરોના હુકમમાં પણ આમ ઈજાઝત છે. અલબત્ત, આટલી શર્ત જરૂરી છે કે બીજી ખરાબીઓ ઉત્પન્ન ન થાય. આ વાતને સારી પેઠે સમજી લ્યો.

**હઝરત સફીય્યહ (રદિ.)ની અમુક શાયરીઓ મવાહિબમાંથી :**

(૧) યા રસૂલલ્લાહ આપ અમારી ઉમ્મીદો હતા. આપ અમારા ઉપર દયાળુ હતા અને સખત ન હતા.

(૨) આપ મહેરબાન, રસ્તો બતાવનાર અને જ્ઞાન પૂરું પાડનાર હતા, જેને રડવું હોય તે આજે આપ પર રડે.

(૩) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર ફિદા થાય મારા માં, ખાલહ, કાકા, મામૂ પછી મારી જાન અને માલ.

(૪) ભલે ! જો પરવરદિગારે આલમ અમારા નબીને બાકી રાખતા તો અમો સઆદત પ્રાપ્ત કરતા, પરંતુ તેનો હુકમ તો પૂરો થવાનો જ છે.

(૫) આપ ઉપર અલ્લાહ તઆલા તરફથી સલામ થાય અને આપને જન્નાતે અદ્દન (સદા માટેના બાગો)માં દાખલ કરવામાં આવે.

# પ્રકરણ-૨૮

## આલમે બરઝખમાં તશરીફ રાખવા સંદર્ભે આપની અમુક સ્થિતિઓ અને ફઝીલતો બાબત

**પ્રથમ રિવાયત :** ઈબ્નુલ મુબારકે હઝરત સઈદ બિન મુસય્યિબ (રદી.)થી રિવાયત બયાન ફરમાવી છે કે કોઈ દિવસ એવો નથી કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ સવાર–સાંજ આપની ઉમ્મતનાં આમાલ રજૂ કરવામાં ન આવતાં હોય, આ રીતે મવાહિબમાં છે.

**બીજી રિવાયત :** મિશ્કાત શરીફમાં હઝરત અબૂ દરદા (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ ઝમીન ઉપર હરામ કરી દીધું છે કે તે નબીઓ (અલૈ.)નાં શરીરને ખાઈ શકે. બસ, અલ્લાહના પયગમ્બર જીવંત હોય છે અને તેઓને રોઝી પહોંચાડવામાં આવે છે. આ રિવાયત ઈબ્ને માજહમાં છે.

**ફાયદો :** આપનું કબ્ર શરીફમાં જીવંત રહેવું પણ સાબિત થયું અને આ રોઝી તે આલમ પ્રમાણે હોય છે. શહીદો માટે પણ હયાત અને રોઝી મળવાનું સાબિત છે, પરંતુ નબીઓ (અલૈ.)માં આ બાબત સંપૂર્ણ તેમજ એકદમ મજબૂત હોય છે.

**ત્રીજી રિવાયત :** બયહકી વગેરેએ હઝરત અનસ (રદિ.)ની હદીષના હવાલાથી વર્ણન કર્યું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે નબીઓ (અલૈ.) પોતાની કબ્રોમાં જીવંત હોય છે અને નમાઝ પઢે છે. આ રીતે મવાહિબમાં છે.

**ફાયદો :** આ નમાઝ શરીઅત તરફથી પાબંદ કરેલ નહિ, પરંતુ લઝ્ઝત માણવા માટે, અને આ હયાતથી આમ સમજવામાં ન આવે કે આપને દરેક સ્થળેથી પોકારવું જાઈઝ છે, કેમ કે મિશ્કાત શરીફમાં બયહકીના હવાલાથી

હઝરત અનસ (રદિ.)ની રિવાયતમાં ખૂદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈરશાદનું વર્ણન છે કે જે વ્યક્તિ મારી કબ્ર પાસે દુરૂદ પઢે છે તેને હું પોતે સાંભળું છું અને જે વ્યક્તિ દૂરથી દુરૂદ મોકલે છે તે મને પહોંચાડવામાં આવે છે, એટલે કે ફરિશ્તા મારફતે. દા.ત. મિશ્કાતમાં જ નસાઈ અને દારમીના હવાલાથી ઈબ્ને મસ્ઊદની રિવાયતથી આપના ઈરશાદનું વર્ણન છે કે અલ્લાહ તઆલાના અમુક ફરિશ્તા ઝમીન પર યાત્રા કરવા માટે નિયુક્ત કરેલ છે, જે મારી ઉમ્મત તરફથી મારા પર સલામ પહોંચાડતા રહે છે.

**ચોથી રિવાયત :** મિશ્કાત શરીફમાં નુબય્યીહ બિન વહબથી રિવાયત છે કે કઅબે અહ્‌બાર (રદી.) હઝરત આયશા (રદિ.) પાસે આવ્યા, તે વેળા હાજરજનોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઝિક્ર કર્યો તો હઝરત કઅબ (રદી.)એ ફરમાવ્યું કે કોઈ દિવસ એવો નથી આવતો કે જેમાં સત્તર હજાર ફરિશ્તા આવતા ન હોય, એટલે સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબ્ર શરીફને પડ મારીને ઘેરાવ કરી લે છે અને આપ પર દુરૂદ પઢે છે. એટલે સુધી કે જ્યારે સાંજ પડે છે તેઓ આસ્માન પર ચઢી જાય છે અને બીજા ફરિશ્તા એ જ પ્રકારના ઉતરે છે અને તે પણ એવું જ કરે છે, ત્યાં સુધી કે જ્યારે કિયામતના દિવસે કબ્રની ઝમીન ફાટશે તો આપ સિત્તેર હજાર ફરિશ્તાઓ સાથે બહાર તશરીફ લાવશે, જેઓ આપને લઈ જશે. આ રિવાયત દારમીએ બયાન ફરમાવી છે.

**ફાયદો :** આ રિવાયતથી બર્‌ઝખમાં આપનો ઉચ્ચતમ મરતબો જાહેર થાય છે.

**પાંચમી રિવાયત :** મિશ્કાત શરીફમાં ઈમામ અબૂ દાઊદ અને બયહકીનાં હવાલાથી હઝરત અબૂ હુરૈરહ (રદિ.)ની રિવાયતમાં અલ્લાહના નબીનો ઈરશાદ નકલ ફરમાવ્યો છે કે જે વ્યક્તિ મારા પર સલામ મોકલે છે અલ્લાહ તઆલા મારા પર મારી રૂહને પરત કરી દે છે, ત્યાં સુધી કે હું તેના સલામનો જવાબ આપું છું.

**ફાયદો :** આ રિવાયતથી હયાત સંદર્ભે શંકા કરવામાં ન આવે, કેમ કે આનો મતલબ આ પ્રમાણે છે કે મારી રૂહ જે મલકૂત વ જબરૂત (આત્મલોક અને શક્તિલોક)માં વ્યસ્ત હતી, જે રીતે કે દુન્યામાં વહી ઉતરાણ વેળા સ્થિતિ

રહેતી હતી, તેનાથી સ્વસ્થ થઇ સલામ તરફ તવજ્જુહ કરૂં છું. આ વાતને રૂહ શબ્દ વડે વર્ણવી દીધી. આ રીતે લમ્આતમાં છે.

## ટૂંકસાર

સઘળી રિવાયતોથી બરૂઝખ (યમલોક)માં આપની હયાતની ફઝીલત અને ફરિશ્તા તરફથી સન્માનની સાબિતી ઉપરાંત આ પ્રકારની પ્રવૃત્તિઓ પણ સાબિત થાય છે.

(૧) ઉમ્મતના આ'માલ નિહાળવા, (૨) નમાઝ પઢવી, (૩) તે આલમને ઉચિત રોઝી ખાવી, (૪) નઝદીકથી પોતે સલામનું સાંભળવું અને દૂરથી ફરિશ્તાઓ મારફતે. સલામનો જવાબ આપવો આ બાબતો તો કાયમી છે. જયારે કે અમુક સમય ઉમ્મતના ખાસ લોકોથી બેદારીમાં આપની ગુફ્તગૂ અને હિદાયત ફરમાવવાનો પણ ખબરોમાં ઉલ્લેખ છે. અને સ્વપ્ન તેમજ કશ્ફમાં તો આ પ્રકારના વાકિઅહની ગણતરી નથી થઇ શકતી વળી એક જ સમયમાં આ પ્રકારની પ્રવૃત્તિઓમાં એક સાથે વ્યસ્ત રહેવાથી એક સાથે બધા કામો કઇ રીતે કરી શકાય એવો વસવસો કરવામાં ન આવે, કેમ કે બરૂઝખમાં રૂહને વળી ખાસ કરીને રૂહ મુબારકને તો ઘણી વિશાળતા મળે છે, પરંતુ આ વિશાળતાને લઇ એવી બાબતો જે દલીલે સહીહથી સાબિત નથી, એટલે કે મના કરેલ અથવા એવી બાબતો જેનાં વિશે ચૂપકીદી સેવવામાં આવી છે અથવા એવી બાબતો જે કદી કદી સાબિત થતી હોય તેને કાયમના માટે સાબિત માનવું જાઇઝ નથી. આ વાત સારી પેઠે સમજી લ્યો.

**રવ્ઝની અમુક પંક્તિઓ :**

(૧) હું સમ ખાઉં છું કે આપ સમક્ષ (મઝાર શરીફ પાસે) કોઇ દુઃખી (દુઆ કરવા માટે) નથી ગયો, પરંતુ તેના દુઃખની દવા થઇ ગઇ (એ રીતે કે બરૂઝખની હયાતના લઇ આપે સાંભળી દુઆ ફરમાવી અને તે કામિયાબ થઇ ગયો).

(૨) જયારે પણ કોઇ પનાહ લેનારે ગભરાઇને આપની પનાહ લીધી છે તો તે અમન અને શાંતિ સાથે પરત થયો અને તેને પોતાની પરિસ્થિતિ પર કોઇ શરમ પણ ન આવી (જે રીતે કે નાકામ થઇ જવામાં આવે છે).

(૩) જ્યારે પણ આપ સમક્ષ (મઝાર શરીફ પર) કોઈ ફકીરહાલ ઉમેદવાર (દુઆની અર્ઝ કરવા માટે) આવ્યો છે તો તેના પગના નિશાનોથી જ તેના માટે (જરૂરતો પૂરી કરવાની) નહેર વહેવા લાગી. (એ રીતે કે બરઝખની હયાતના કારણે આપે સાંભળી તેના માટે દુઆ ફરમાવી અને તે કામિયાબ થઈ ગયો).

(૪) જ્યારે કોઈ વ્યક્તિ આપ સમક્ષ (મઝાર શરીફ પાસે) પોતાના ગુનાહોથી ડરીને (મગફિરતની દુઆ કરાવવા માટે) આવ્યો તો તે મુઆફી સાથે બખ્શાયને ગયો (એ રીતે કે બરઝખની હયાતના કારણે આપે સાંભળી દુઆ ફરમાવી અને તે કામિયાબ થઈ ગયો).

(૫) જ્યારે પણ કોઈ પીડિતે કોઈ ઘટના વેળા આપ સમક્ષ (મઝાર પર જઈ) પોકાર કરી આપ તરફથી મદદ અને રાહતે તેને જવાબ આપ્યો (એ રીતે કે બરઝખની હયાતના કારણે આપે સાંભળી દુઆ ફરમાવી અને તે કામિયાબ થઈ ગયો).

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ યુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૨૯

## આપના અમુક એવા ફઝાઈલ બાબત જે ખાસ કયામતના મેદાનમાં પ્રગટ થશે

**પહેલી રિવાયત :** હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે કયામતના દિવસે હું આદમની અવલાદનો સરદાર હોઈશ (એટલે કે સમગ્ર માનવ સમાજનો) અને સર્વપ્રથમ જેની કબ્ર ખુલશે તે મારી હશે. (એટલે કે સર્વપ્રથમ હું કબ્રમાંથી ઉઠીશ) અને બધા (સિફારીશ કરવાવાળાઓમાં) સર્વપ્રથમ સિફારીશ કરવાવાળો હોઈશ અને સર્વપ્રથમ મારી સિફારીશ કબૂલ કરવામાં આવશે. આ રિવાયત ઈમામ મુસ્લિમે વર્ણન ફરમાવી.

ઈમામ બુખારી તથા મુસ્લિમ (રહ.)ની હદીષમાં કયામતમાં સઅ્કહથી સર્વપ્રથમ મૂસા (અલૈ.) હોશમાં આવશેનો જે ઉલ્લેખ છે તો આ તે સઅ્કહ નથી જેના પછી બઅ્ષ (બીજી વાર બધાને જીવંત કરવું) થશે, કેમ કે આમાં હુઝૂર સર્વપ્રથમ હશે. બલ્કે બઅ્ષ પછી એક સઅ્કએ ફઝઅ્ (ગભરાવી દેનાર આવાજ) થશે, જેમ કે આપે આમ ફરમાવ્યું, તેની નિશાની છે કે હું સ્વસ્થ થવામાં સર્વપ્રથમ હોઈશ. તો તેમાં મૂસા (અલૈ.) સર્વપ્રથમ હશે, જેમાં સંભાવના છે કે તે કોઈ કારણસર હોય, જેના તરફ આ હદીષમાં પણ ઈશારો છે. ફલા અદ્રી અહૂસિબ બિસઅ્કતિત્તૂર. એટલે કે તૂર પર બેહોશ થઈ જવાના બદલામાં શક્ય છે કે તે સમયે બેહોશ ન થયા હોય અથવા પહેલાં હોશમાં આવી ગયા હોય, જેમ કે આગળ લિબાસમાં ઈબ્રાહીમ (અલૈ.)નું અગ્રેસર રહેવા બાબતનું કારણ આવી રહ્યું છે, જે આ બાબતને લગતું છે.

**બીજી રિવાયત :** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે હું બધા પયગમ્બરોથી વધુ હોઈશ, એ વાતમાં કે કિયામતનાં દિવસે મારા અનુયાયીઓ વધુ હશે. હું સર્વપ્રથમ

જન્નતનો દરવાજો ખખડાવીશ. આ રિવાયત ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**ત્રીજી રિવાયત :** મવાહિબમાં ઈબ્ને ઝંજવિયૂહના હવાલાથી કષીર બિન મુર્રહ હઝ્રમી રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે કે હું (કિયામતનાં દિવસે) બુરાક પર હોઈશ અને તમામ નબીઓમાં તે દિવસે આ બાબતે હું વિશેષ હોઈશ.

**ચોથી રિવાયત :** હઝરત જાબિર (રદિ.)થી એક હદીષમાં જેમાં વિશેષતાઓનો ઉલ્લેખ છે. આ વાક્ય પણ છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે મને શફાઅતે (કુબરા) આપવામાં આવી છે, (જે સમગ્ર જગત માટે હિસાબ પૂરો કરવા બાબતે હશે, જે આપના માટે વિશેષ છે). આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમે બયાન ફરમાવી.

**પાંચમી રિવાયત :** હઝરત અબૂ સઈદ (રદિ.)થી હુઝૂરની વિશેષતાઓમાં આપનો આ ઈરશાદ પણ છે : મારા હાથમાં (કિયામતના દિવસે) લિવાઉલ્ હમ્દ (વખાણોનો ધ્વજ) હશે અને હું ઘમંડમાં નથી કહેતો અને જેટલા નબીઓ છે, આદમ (અલૈ.) પણ અને તેમના સિવાય બીજા પણ તે બધા મારા તે ધ્વજ નીચે હશે. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**છઠ્ઠી રિવાયત :** હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે હું સર્વપ્રથમ કબ્રમાંથી બહાર આવીશ, જ્યારે લોકોને કબ્રમાંથી ઉઠાવવામાં આવશે અને જ્યારે લોકો અલ્લાહ તઆલા સમક્ષ હાજર થશે તો હું તેઓમાં અગ્રેસર હોઈશ, જ્યારે તેઓ ચૂપ રહેશે ત્યારે હું તેઓ તરફથી (સિફારિશ માટે) વાતચીત કરીશ અને તે બધામાં મને સિફારીશ માટે આવેદન કરવામાં આવશે, જ્યારે તેઓ (હિસાબના કઠેડા પર) રોકવામાં આવ્યા હશે, જ્યારે તેઓ નાઉમ્મીદ થઈ જશે ત્યારે હું તેઓને ખુશખબરી આપવાવાળો હોઈશ અને કરામત (દરેક ભલાઈ)ની ચાવીઓ તે દિવસે મારા હાથમાં હશે. લિવાઉલ્ હમ્દ તે દિવસે મારા હાથમાં હશે અને હું મારા પરવરદિગાર સમક્ષ સમગ્ર માનવ સમાજથી

વધુ પ્રતિષ્ઠિત હોઈશ. (મારા સન્માન અને સેવા માટે) એક હજાર ખાદિમો મારી પાસે આવતા–જતા રહેશે (એવા ખૂબસુરત હશે) જાણે તેઓ ઈંડા છે, (જે ધૂળ વગેરેથી) સુરક્ષિત હોય અથવા મોતી છે જે ફેલાયેલા છે. આ રિવાયત ઈમામ તિરમિઝી અને દારમી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આગલા પ્રકરણની ચોથી રિવાયતમાં કબ્ર શરીફથી નીકળતી વેળા સિત્તેર હજાર ફરિશ્તાઓનું આપના સહવાસમાં હોવાનો ઉલ્લેખ થઈ ચૂક્યો છે.

**સાતમી રિવાયત :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (જમીન ફાટી જવા બાદની પરિસ્થિતિ બાબતે) ઈરશાદ ફરમાવ્યો કે મને જન્નતના પોશાકોમાંથી એક પોશાક પહેરાવવામાં આવશે, પછી હું અર્શની જમણી બાજુ ઉભો રહીશ. માનવ સમાજમાંથી કોઈ વ્યક્તિ તે સ્થળે મારા સિવાય ઉભો નહીં હોય. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** લમ્આતમાં છે કે લગભગ આ (સ્થળ) મકામે મહમૂદ છે. હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) અને મુજાહિદ (રહ.) મકામે મહમૂદની એક તફસીર અર્શ ઉપર બેસાડવા, એક તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી કુર્સી પર બેસાડવાની છે. મવાહિબમાં મકામે મહમૂદનાં દરેક પાસાંનું વર્ણન છે.

હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની હદીષ જે દારમીએ બયાન ફરમાવી છે, તેમાં જે આ પ્રમાણેનું વર્ણન છે કે મને ઈબ્રાહીમ (અલૈ.) પછી પોશાક પહેરાવવામાં આવશે તો તે હદીષમાં ચિંતન કરવાથી જાણવા મળે છે કે તે કબ્ર શરીફથી નીકળતી વેળા નથી, બલ્કે કિયામતના મેદાનનો ઉલ્લેખ છે, જેમ કે તેમાં છે કે તેઓ આપ સમક્ષ ઉઘાડા પગે આવશે. તો આ રીતે અનુકૂળ આવશે કે એક પોશાક તો કબ્ર શરીફથી નીકળતા પહેલાં પહેરાવવામાં આવશે. તેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રથમ છે. એક પોષાક કબ્રથી બહાર નીકળતી વેળા પહેરાવવામાં આવશે, તેમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પ્રથમ હશે. તેનું કારણ કદાચ આ હોય કે ઈતિહાસકારોનાં કથનુસાર નમરૂદે આપને વધુથી વધુ કપડાં ઉતારીને આગમાં નાંખ્યા હતા, આ તેનો બદલો

હોય. સારાંશ કે જમીન ફાટયા પછી પોષાક અર્પણ થવામાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રથમ સાબિત થયા.

**આઠમી રિવાયત :** હઝરત અબૂ હુરયૂરહ (રદિ.)થી એક લાંબી હદીષમાં રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે દોઝખનાં વચમાં પુલસિરાત કાયમ કરવામાં આવશે. તો બધા રસૂલોથી પહેલાં હું મારી ઉમ્મતને લઈને પાર થઈશ. આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**નવમી રિવાયત :** હઝરત સમુરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે દરેક નબીનો એક હોઝ હશે અને તેઓ આ વાતનો ફખ્ર કરશે કે કયા નબીનાં હોજ પર લોકો વધુ આવે છે. મને ઉમ્મીદ છે કે મારા હોજ પર લોકો ઘણાં આવશે, (કેમ કે મારી ઉમ્મત વધુ હશે). આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી છે.

**ફાયદો :** આ હદીષથી આપનો હોજ બીજા નબીઓનાં હોજનાં મુકાબલામાં વધુ ભપકાદાર સાબિત થયો અને આ આપની વિશેષતાઓમાંથી છે.

**દસમી રિવાયત :** હઝરત અનસ (રદિ.)થી એક લાંબી હદીષમાં રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (સિફારિશની પરવાનગી બાબતે) ફરમાવ્યું કે અલ્લાહ તઆલા તા'રીફ અને પ્રશંસાનાં એવા વિષયો મારા દિલમાં નાખશે જે અત્યારે મારા દિમાગમાં નથી. આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આપની આ ઈલ્મી ફઝીલત તે દિવસે જાહેર થશે જ્યારે અલ્લાહની ઝાત અને સિફાત સંદર્ભેની વિશાળ જાણકારી સાથે આપ વિશેષજ્ઞ હશે. ત્રીજી રિવાયત સિવાય ઉપરોક્ત બધી હદીષો મિશ્કાતમાં છે.

**કસીદહ બુરદહની અમુક પંક્તિઓ :**

(૧) આપ જ એક એવા મહબૂબ છે અલ્લાહ તઆલાના કે આપથી

શફાઅતે કુબરાની ઉમ્મીદ કરવામાં આવે છે, કયામતના દિવસની દરેક પ્રકારની આફત માટે, જેમાં લોકો જબરદસ્તી દાખલ કરવામાં આવશે.

(૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લોકોને અલ્લાહ તરફ બોલાવ્યા, જેણે આપનાં માર્ગને મજબૂતીથી પકડી લીધો તેણે એવી મજબૂત રસ્સી પકડી લીધી જે કદી નહીં તૂટે, (બલ્કે કિયામતમાં પણ તે સિફારિશનો ઝરીઅહ બનશે).

(૩) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જો બખ્શિશ અને ભલાઈની દષ્ટિએ આખિરતમાં મારી મદદ ન ફરમાવે તો કહી દેજે કે મને અફસોસ છે મારી ભૂલો ઉપર (કે કેમ નેક કામો ન કર્યાં).

(૪) હે સમગ્ર સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠ ! મોટી અને આમ ઘટના (કયામત) ઘટિત થતી વેળા આપ સિવાય કોઈ એવું નથી જેની હું પનાહમાં આવું.

(૫) હે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! કદી પણ આપનો મકામ–મરતબો નહીં ઘટે મારી સિફારિશના કારણે, તે સમયે કે જયારે મહેરબાન અલ્લાહ બદલાની સિફતથી બિરાજમાન હશે.

(૬) એ મારા નફ્સ તે ગુનાહની મુઆફીથી જે મોટો છે નાઉમ્મીદ ન થા, કેમ કે કબીરા ગુનાહો બખ્શિશનાં દરવાજા પર સગીરા ગુનાહની જેમ છે.

(૭) ઉમ્મીદ છે કે મારા પરવરદિગારની રહમત જયારે તે પોતાના બંદાઓ પર વહેંચે છે તો તે રહમત ગુનાહો પ્રમાણે ભાગમાં આવશે. (ઈત્રુલ્ વર્દહ)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૩૦

## આપની અમુક એવી વિશેષ ફઝીલતો જે જન્નતમાં પ્રગટ થશે

**પહેલી રિવાયત :** મિશ્કાત શરીફમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે હું કિયામતના દિવસે જન્નતના દરવાજા પર આવીશ અને તેને ખોલાવીશ. જન્નતનો નિગરાન પૂછશે કે કોણ છો ? હું કહીશ કે મુહમ્મદ છું. તે કહેશે કે આપ સંબંધે મને હુકમ આપવામાં આવ્યો છે કે આપથી પહેલાં કોઈના માટે આ દરવાજો ન ખોલું. આ રિવાયત ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**બીજી રિવાયત :** ઈમામ અહમદ (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે એક વ્યક્તિએ અર્ઝ કરી કે હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! કૌષર શું વસ્તુ છે ? આપે ફરમાવ્યું કે જન્નતમાં એક નહેર છે, જે મારા પરવરદિગારે મને અર્પણ ફરમાવી છે. તે દૂધથી વધુ સફેદ અને મધથી વધુ મધુર છે. બુખારી શરીફમાં હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ પણ ફરમાવ્યું કે તેના બન્નેવ કિનારાઓ પર પોલા મોતી છે. તેમાં (પાણી પીવા માટેના) વાસણોની સંખ્યા તારાની સંખ્યા બરાબર છે. નસાઈમાં હઝરત આયશા (રદિ.)ની રિવાયતમાં છે કે તે (નહેર) જન્નતની વચ્ચે હશે, તેનાં બન્નેવ કિનારે મોતી અને યાકૂતના મહેલ છે, તેની માટી મુશ્ક છે અને તેની કાંકણીઓ મોતી અને યાકૂત છે. ઈમામ અહમદ, ઈમામ ઈબ્ને માજહ અને ઈમામ તિરમિઝી (રહ.)ની રિવાયતમાં ઈબ્ને ઉમર (રદિ.)થી આ પ્રમાણે વર્ણન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે કૌષર જન્નતમાં એક નહેર છે, તેના બન્નેવ કિનારા સોનાના છે, પાણી મોતી પર ચાલે છે. ઈબ્ને અબી દુન્યાએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી મવકૂફન રિવાયત બયાન ફરમાવી છે કે તે જન્નતમાં એક નહેર છે, તેની ઉંડાઈ સિત્તેર

હજાર કોસ છે, તેનાં બન્નેવ કિનારા મોતી, ઝબર્જદ અને યાકૂતનાં છે. અલ્લાહ તઆલાએ બીજા નબીઓથી પહેલાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તેના માટે ખાસ ફરમાવ્યા. તિરમિઝીની રિવાયતમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે કૌષર જન્નતમાં એક નહેર છે, તેમાં ઉંટોની ડોક જેવા પક્ષીઓ છે. હઝરત ઉમરે (રદિ.) અર્ઝ કરી કે તે તો ઘણાં લતીફ–કોમળ–સુક્ષ્મ છે ? આપે ફરમાવ્યું કે તેના ખાનારા તેનાથી પણ વધુ લતીફ–કોમળ છે.

**ફાયદો :** જન્નતની આ નહેર તે હોજથી અલગ છે, જે કિયામતના મેદાનમાં હશે. બુખારી શરીફની રિવાયત પ્રમાણે તે હોજમાં આ નહેરથી જ પાણી પડશે અને મુસ્લિમ શરીફની રિવાયત પ્રમાણે બે પરનાલાથી જેમાંનો એક ચાંદીનો અને બીજો સોનાનો હશે, તે હોજમાં પાણી પહોંચશે. બુખારી શરીફ, મુસ્લિમ શરીફની રિવાયત પ્રમાણે તેનાથી આ જ નહેરના પાણીનું જવું સાબિત છે. આ રિવાયતોનાં સમુહથી આ નહેરનાં અમુક વધારાનાં ગુણો સાથે સાથે આ નહેર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વિશેષતા છે એ બધુ પણ સ્પષ્ટ થાય છે.

**ત્રીજી રિવાયત :** હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે જ્યારે તમે મુઅઝ્ઝિનની અઝાન સાંભળો તો જે (વાક્યો) તે કહે તે તમે પણ કહો, પછી મારા ઉપર દુરૂદ મોકલ્યા કરો, કેમ કે જે વ્યક્તિ મારા ઉપર એક દુરૂદ પઢે છે તેના પર અલ્લાહ તઆલા દસ રહમતો મોકલે છે. પછી મારા માટે વસીલાની દુઆ કર્યા કરો, આ વસીલો જન્નતનો એક દરજ્જો છે, અલ્લાહનાં સઘળા બંદાઓમાંથી તે દરજ્જાને પાત્ર ફક્ત એક જ બંદો છે અને ઉમ્મીદ છે કે તે બંદો હું પોતે હોઈશ. તો જે વ્યક્તિ મારા માટે વસીલાની દુઆ ફરમાવશે, તેના માટે મારી સિફારિશ અમલમાં આવશે. મુસ્નદે અહમદમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની રિવાયત છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે વસીલો અલ્લાહ તઆલા સમક્ષ એક દરજ્જો છે, જેનાથી વધીને કોઈ દરજ્જો નથી.

**ફાયદો :** કાયદાકીય રીતે આ વાત નક્કી હતી કે હુઝૂરની જાત જ તે (દરજ્જા)ના પાત્ર છે, કારણ કે આપનું સર્વશ્રેષ્ઠ હોવું સાબિત છે તો જાહેરી

વાત છે કે ઉચ્ચતમ દરજ્જા આપના માટે જ છે, પરંતુ આ ઈરશાદ ફરમાવતા સુધી અલગથી સ્પષ્ટિકરણ નહિં થયું હોય, જેનાં કારણે આ પ્રમાણે ફરમાવ્યું.

**ચોથી રિવાયત :** આયતે કરીમહ **વ-લ સવ્ફ યુઅ્તિક રબ્બુક ફતરૂદા** ની તફસીરમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે તેઓએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ આપને એક હજાર મહેલો જન્નતમાં અર્પણ ફરમાવ્યા છે અને દરેક મહેલમાં આપની શાનને પાત્ર બીવીઓ અને ખાદિમો છે. આ રિવાયત ઈબ્ને જરીર અને ઈબ્ને અબૂ હાતિમ (રહ.)એ બયાન ફરમાવી, અને આવી વાત પોતાની સમજથી નથી કહી શકાતી, એટલા માટે આ મવ્કૂફ રિવાયત હુકમની દષ્ટિએ મરફૂઅ્ છે.

**પાંચમી રિવાયત :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે હું સર્વપ્રથમ જન્નતનું કળુ હલાવીશ, તો અલ્લાહ તઆલા મારા માટે જન્નતનો દરવાજો ખોલી આપશે અને મને તેમાં દાખલ ફરમાવશે. મારી સાથે મુઅ્મિન ફકીરો હશે. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આ પણ આપની વિશેષ ફઝીલત છે જે જન્નતમાં પ્રગટ થશે કે આપની ઉમ્મતનાં લોકો બધી ઉમ્મતથી પહેલાં જન્નતમાં દાખલ થશે.

**છઠ્ઠી રિવાયત :** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે અબૂ બક્ર અને ઉમર નબીઓ અને રસૂલોના સિવાય સઘળા આગલા પાછલા આધેડ ઉંમરનાં જન્નતીઓના સરદાર હશે. આ રિવાયત ઈમામ તિરમિઝી અને ઈબ્ને માજહ (રહ.)એ હઝરત અલી (રદિ.)થી વર્ણન ફરમાવી છે.

**ફાયદો :** આપની ઉમ્મતનાં બે બુઝુર્ગોનું આગલી પાછલી સઘળી ઉમ્મતનાં આધેડોના સરદાર હોવું આ પણ આપની એક વિશેષ ફઝીલત છે, જે જન્નતમાં જાહેર થશે.

**સાતમી રિવાયત :** હઝરત હુઝય્ફહ (રદિ.)થી એક હદીષમાં રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે એક ફરિશ્તા આવ્યા છે, જે આજની રાત પહેલાં કદી ધરતી ઉપર નથી આવ્યા. એટલા માટે અલ્લાહ તઆલાથી મંજુરી માંગી કે મારી પાસે આવી સલામ કરે અને મને ખુશખબરી

સંભળાવે એ વાતની કે હઝરત ફાતિમહ (રદિ.) જન્નતની તમામ બીબીઓની સરદાર હશે અને હઝરત હસન અને હુસૈન સઘળા જન્નતી જવાનોનાં સરદાર હશે. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

ફાયદો : આપનાં કુટુંબમાંથી આ બુઝુર્ગોનું જન્નતમાં નવયુવાનો તેમજ સ્ત્રીઓનાં સરદાર હોવું આ પણ આપની એક વિશેષ ફઝીલત છે, જે જન્નતમાં જાહેર થશે અને ભલેને હઝરત હુસૈન આધેડ ઉંમરનાં થયા હતા તે છતાં પણ ઘરડા લોકો કરતાં તેઓને જવાન કહેવામાં આવ્યા. બીજુ કે આપની ઉંમર હઝરત શેખૈન (રદિ.) (અબૂ બક્ર રદિ., ઉમર રદિ.)ની ઉંમર કરતાં ઓછી છે, એટલા માટે શૈખેનને આધેડ અને હઝરત હસન હુસૈનને નવયુવાન કહેવામાં આવ્યા. આ અંતિમ ત્રણ રિવાયતો અને પ્રથમ એક રિવાયત મિશ્કાતમાંથી નકલ કરવામાં આવી છે, બાકીની બધી રિવાયતો મવાહિબમાંથી છે.

**કસીદહ બુરદહની અમુક પંક્તિઓ :**

(૧) બસ, આપે દરેક પ્રકારની બુઝુર્ગી જેમાં કોઈ આપનું ભાગીદાર નથી, એકત્ર કરી લીધી અને આપ દરેક ઉંચા દરજ્જાથી જેમાં આપનો કોઈ પ્રતિસ્પર્ધી ન હતો, આપ આગળ નીકળી ગયા, એટલે કે આપને તે ઉંચા દરજ્જા (જેવી રીતે કે જન્નતની ઉપરોક્ત વિશેષ ફઝીલતો આપના નસીબમાં આવી), જે બીજા નબીઓને પ્રાપ્ત નથી થઈ.

(૨) અને અત્યંત સન્માનનિય છે તે દરજ્જા જે આપને અર્પિત કરવામાં આવ્યા અને અલ્લાહ તરફથી જે નેઅ્મતો આપને પ્રાપ્ત થયેલ છે તેને સમજવું મુશ્કેલ છે. (ઈત્રુલ્ વર્દહ)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૩૧

## આપ સમગ્ર સૃષ્ટિથી શ્રેષ્ઠ છે એ બાબત

આ બાબતે સ્પષ્ટતા એટલા માટે જરૂરી છે કે તે પ્રકરણો જેનો આગળ ઉલ્લેખ થયો છે તેમાં વધુ પડતા વાકિઅહથી ફક્ત ફઝીલત સાબિત થઈ અને તેના વડે અફઝલિય્યત (સર્વશ્રેષ્ઠ) સાબિત થાય એ વાત જરૂરી નથી, જયારે અફઝલિય્યતનાં યકીન વિના ફઝીલતનું યકીન પૂરતું નથી અને ભલે આ સર્વશ્રેષ્ઠ હોવાનાં મસ્અલામાં બધા એકમત છે અને યકીની તોર પર બધા જ માને છે, જેના ઉપર દલીલો બયાન કરવાની પણ કોઈ જરૂરત નથી, પરંતુ બરકત પ્રાપ્ત કરવા માટે અમુક રિવાયતો લખવામાં આવે છે.

**પહેલી રિવાયત :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હું અલ્લાહ સમક્ષ બધા જ આગલા પાછલાઓમાં સૌથી વધુ સન્માનિત છું. આ રિવાયત ઈમામ તિરમિઝી અને દારમી (રહ.)એ બયાન ફરમાવી છે. (મિશ્કાત શરીફ)

**બીજી રિવાયત :** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે મેઅ્રાજની રાતે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ બુરાક પેશ કરવામાં આવ્યો તો તે સવાર થતી વેળા નટખટ કરવા લાગ્યો. જિબ્રઈલ (અલૈ.)એ ફરમાવ્યું કે તુ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે આ પ્રકારનું (વર્તન) કરે છે? તારી ઉપર તો એવા કોઈ વ્યક્તિએ સવારી જ નથી કરી, જે અલ્લાહ તઆલા સમક્ષ આપથી વધુ શ્રેષ્ઠ હોય! તો તે બુરાક (શરમના કારણે) પસીનાથી રેબઝેબ થઈ ગયો. આ રીતે સુનને તિરમિઝીમાં છે.

**ત્રીજી રિવાયત :** ઈમામ અહમદ (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે આપ (મેઅ્રાજની રાતે) બયતુલ મુકદસમાં બિરાજમાન થયા. તે વેળા નમાઝ પઢવા માટે ઉભા થયા તો બધા નબીઓ (અલૈ.) આપની સાથે (મુકતદી—અનુયાયી બનીને જેમ કે મુસ્લિમ

શરીફમાં ઈબ્ને મસ્ઊદ રદિ.ની રિવાયતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે મેં તેઓની ઈમામત કરાવી) નમાઝ પઢવા લાગ્યા. હઝરત અબૂ સઈદ (રદિ.)ની રિવાયત છે કે બયતુલ મુકદસમાં પ્રવેશ ફરમાવી ફરિશ્તાઓ સાથે નમાઝ અદા ફરમાવી. (મતલબ કે ફરિશ્તા પણ મુક્તદી હતા). પછી નબીઓ (અલૈ.)ની રૂહો સાથે મુલાકાત થઈ અને દરેકે અલ્લાહની પ્રશંસાનાં ગુણ ગાય ને પોત પોતાની ફઝીલતો બયાન ફરમાવી, જ્યારે ખુત્બો આપવા માટે આપની વારી આવી તેમાં પોતે સર્વજગત માટે રહમત છે, સમગ્ર સૃષ્ટિ તરફ મોકલવામાં આવ્યા છે, પોતાની ઉમ્મત સર્વશ્રેષ્ઠ ઉમ્મત અને ઉમ્મતે વસ્ત છે અને પોતે ખાતમુન્નબિય્યીન છે નું વર્ણન ફરમાવ્યું. આને સાંભળી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ બધા નબીઓને સંબોધીને ફરમાવ્યું કે આ ફઝીલતોના કારણે મુહમ્મદ તમારા બધાથી આગળ વધી ગયા. બઝ્ઝાર તેમજ હાકિમએ પણ હઝરત અબુ હુરયરહ (રદી.)થી ઈબ્રાહીમ (અલૈ.)ના ઉપરોક્ત ઈરશાદનું વર્ણન ફરમાવ્યું છે. આ રીતે મવાહિબમાં છે.

**ચોથી રિવાયત :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે, તેઓએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને નબીઓ ઉપર પણ ફઝીલત આપી અને આસ્માનવાળાઓ (મતલબ ફરિશ્તાઓ) ઉપર પણ. (અને પછી આ સંદર્ભે કુર્આન મજીદથી દલીલ બયાન ફરમાવી). આ રિવાયત દારમીમાં છે, આ રીતે મિશ્કાતમાં છે.

**પાંચમી રિવાયત :** હઝરત અનસ (રદિ.)થી (એક લાંબી હદીષમાં) રિવાયત છે કે અલ્લાહ તઆલાએ મૂસા (અલૈ.)ને (એક વેળા પોતાનાં કલામ–વાતચીતમાં) ફરમાવ્યું કે બની ઈસ્રાઈલને જણાવી દો કે જે વ્યક્તિ મને એવી હાલતમાં મળે કે તે અહમદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈન્કાર કરે છે તો હું તેને દોઝખમાં દાખલ કરીશ, ભલે કોઈ પણ હોય, મૂસા (અલૈ.)એ અર્ઝ કરી કે અહમદ કોણ છે ? ઈરશાદ થયો કે હે મૂસા મારી ઈઝ્ઝત અને જલાલની કસમ મેં કોઈ મખલૂક એવી પૈદા નથી કરી જે તેઓથી વધુ મારા નઝદીક પ્રતિષ્ઠિત હોય. મેં તેઓનું નામ મારા નામ સાથે અર્શ પર, આસ્માન, ધરતી, સૂરજ અને ચાંદને પૈદા કરવાના વીસ લાખ વર્ષ પહેલાં

લખેલું હતું. કસમ છે મારી ઈઝ્ઝત અને જલાલની કે જન્નત મારી સઘળી મખલૂક ઉપર હરામ છે, જ્યાં સુધી કે મુહમ્મદ અને આપની બધી ઉમ્મત તેમાં પ્રવેશ ન મેળવી લે. (ત્યાર બાદ ઉમ્મતની ફઝીલતો પછી આ વાત પણ છે કે) મૂસા (અલૈ.)એ અર્ઝ કરી કે હે પરવરદિગાર ! મને તે ઉમ્મતનો નબી બનાવી દે, ઈરશાદ થયો કે તે ઉમ્મતના નબી તેઓમાંથી જ હશે. અર્ઝ ફરમાવી કે તો મને તેઓની ઉમ્મતમાંથી બનાવી આપજો ? ઈરશાદ થયો કે તમો પહેલાં થઈ ગયા અને તેઓ પાછળથી થશે. અલબત્ત, તમોને અને તેઓને દારુલ જલાલ (જન્નત)માં એકત્ર કરી આપીશ. આ રિવાયત હિલ્યહમાં છે. આ રીતે અલ્ રહ્મતુલ્ મુહ્દાતમાં છે. ઉપરોક્ત સઘળી રિવાયતોમાં આપનું સર્વશ્રેષ્ઠ હોવું અલ્લાહ તઆલાના ઈરશાદથી, ખૂદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈરશાદથી, અમ્બિયા (અલૈ.), ફરિશ્તાઓના ઈરશાદથી અને સહાબા (રદિ.)ના ઈરશાદથી સ્પષ્ટ રીતે અને અમ્બિયા (અલૈ.), ફરિશ્તાઓની ઈમામત કરવી, ખત્મે નુબુવ્વત અને આપની ઉમ્મતનું અફઝલ હોવું વગેરે બાબતોથી દલીલરૂપે સાબિત થાય છે. અને આ પ્રકરણથી પહેલાંનાં બે પ્રકરણમાં અને એકદમ કિતાબની આરંભના બે પ્રકરણોમાં પણ વિવિધ રિવાયતો વડે આ બાબત સ્પષ્ટ રીતે સાબિંત છે.

### કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :

(૧) આપ પોતાના નામ અનુસાર હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે, જે દુન્યા–આખિરત અને જિન્નાતો તેમજ ઈન્સાનો અને બન્નેવ ગૃપ આરબો તેમજ અજમીઓનાં સરદાર છે.

(૨) આપની બરકતવંત ઝાત તરફ જે ખુબીઓ (ફક્ત ખુદાઈ દરજ્જા સિવાય) તુ સંબંધિત કરવા માંગે તે બધી મંજૂર કરવા લાયક છે. અને આપના શ્રેષ્ઠતમ માનમરતબા પ્રતિ જે વિશેષતાઓ, મહાનતાઓ સંબંધિત કરવામાં આવે તે યથા યોગ્ય છે.

(૩) કારણ કે હુઝૂર રસુલે પાક (સ.અ.વ.)ની મહાનતા ફઝીલતની કોઈ

સીમા, મર્યાદા નથી કે જેને કોઈ પોતાની વાણી, વકતવ્યમાં આવરી શકે.

(૪) સારાંશ કે અમારા જ્ઞાન, સમજની મર્યાદા માત્ર આ છે કે આપ શ્રેષ્ઠતમ, અતિ માનવંત, મહા માનવ છે અને સમસ્ત સૃષ્ટિના માનવ સમુદાય તથા ફરિશ્તાઓથી આપ ઉચ્ચતમ્ સ્થાન ધરાવે છે. (ઈત્‌રૂલ્ વરદહ)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૩૨

## અમુક તે આયતોના ટૂંકા સંશોધન બાબત જેના જાહેરી શબ્દોથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફઝીલતો સંબંધે

**જેનું આ રિસાલામાં વર્ણન થયું છે, નઉઝુ બિલ્લાહ. વિરોધાભાસનો વસવસો ઉત્પન્ન થાય છે. આ નમૂનાથી બીજી રિવાયતોનું સંશોધન (ચોખવટ) પણ સમજી શકાય છે.**

**પહેલી આયત :** અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : وَوَجَدَكَ ضَآلًّا فَهَدٰى۝ (ભાવાર્થ : અને તેણે આપને (માર્ગથી) અજાણ જોયા. ફરી આપને સીધો માર્ગ દેખાડી આપ્યો). (સુ. દુહા આ./૭, પા. /૩૦) અહિંયા ઝલાલનો અર્થ એ નથી, જેનો સામાન્ય મુહાવરામાં ઉપયોગ થાય છે. કેમ કે દરેક ભાષાનો શાબ્દિક અર્થ અને તેનો મુહાવરો અલગ હોય છે. તો અરબી ભાષામાં તેનો અર્થ સામાન્ય રીતે અજાણતાનો થાય છે અને તે પોતાના બન્નેવ પ્રકારને શામેલ છે, એક તો એ કે જે હુકમો આવતા પહેલા હોય અને એક તે જે અહકામના મુકાબલામાં હોય, બીજો પ્રકાર અપ્રિય–નિંદનીય છે અને પહેલો પ્રકાર નિંદનીય નથી, કારણ કે નુબુવ્વત પછી વહી વડે જે ઉલુમની જાણ થાય છે, સ્પષ્ટ છે કે નુબુવ્વત પહેલાં તેની જાણ નથી હોતી, તો પછી આ આયત આ પ્રમાણેની થઈ, જેમ કે ઈરશાદ છે : وَعَلَّمَكَ مَا لَمْ تَكُنْ تَعْلَمُ (ભાવાર્થ : તેમ જે વાતો આપ જાણતા ન હતા તે આપને શીખવી). (સુ. નિસાઅ આ./૧૧૩, પા. /૫)

**બીજી આયત :** અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : وَوَضَعْنَا عَنْكَ وِزْرَكَ۝ الَّذِىْٓ اَنْقَضَ ظَهْرَكَ۝ (ભાવાર્થ : અને અમે આપના ઉપરથી આપનો તે બોજો ઉતારી મૂકયો, જેણે આપની કેડ ભાગી નાંખી હતી). (સુ. અલમ નશ્રહ આ./૨,૩, પા. /૩૦) અહિંયા પણ વિઝ્રનો અર્થ ગુનાહ નથી, જે રીતે કે وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى (ભાવાર્થ : અને કોઈ પણ માણસ બીજાના (ગુનાહ)નો બોજો ઉઠાવશે નહિં.) (સુ.અન્આમ આ./૧૬૪, પા. /૮) આયતના કારણે શંકા ઉત્પન્ન થાય છે. બલ્કે અરબી

ભાષામાં વિઝ્રનો અર્થ સામાન્ય રીતે બોજ–ભારનો થાય છે, ભલે તે પછી ગુનાહનો બોજ હોય અને તેનાથી નબીઓ (અલૈ.) તો માસુમ–સુરક્ષિત હોય છે, કેમ કે અલ્લાહ તઆલાનું ફરમાન છે. لَا يَنَالُ عَهْدِى الظّٰلِمِيْنَ (ભાવાર્થ: મારું (આ) વચન ઝુલ્મિઓને પહોંચશે નહિં). (સુ. બકરહ આ./૧૨૪, પા./૧) અથવા કોઈ ગૈબી ફૈઝનો બોજ હોય અને અહિંયા આ પ્રકારનો બોજ છે કે શરૂઆતમાં આપ ઉપર વહી અત્યંત ભારે પડતી હતી, જેમ કે સહીહ હદીષોમાં છે કે શરૂઆતમાં આપને ઠંડી ચઢી ગઈ, પછી મજબૂત લાયકાતના કારણે આસાન થઈ ગયું. اَلَمْ نَشْرَحْ لَكَ صَدْرَكَ (ભાવાર્થ : (હે રસૂલ સલ. !) શું અમે આપની ખાતર આપનો સીનો (ઈલ્મ વગેરેથી) ખોલી દીધો નથી ? (બેશક, ખોલી દીધો છે). (સુ. અલમ નશ્રહ, આ./૧, પા./૩૦) તેની સ્પષ્ટ નિશાની છે.

**ત્રીજી આયત :** અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

لِيَغْفِرَ لَكَ اللّٰهُ مَا تَقَدَّمَ مِنْ ذَنْۢبِكَ وَمَا تَاَخَّرَ

(ભાવાર્થ : કે જેથી અલ્લાહ તમારી આગલી તથા પાછલી ભૂલો માફ કરે). (સુ. ફતહ, આ./૨, પા./૨૬) અહિંયા પણ ઝમ્બ નો પરિચિત અર્થ મુરાદ નથી, બલ્કે તે ઈજતેહાદો જે કુર્આની આયતો વડે કુર્આની આયતો આવ્યા પછી મન્સુખ (ઉઠાવી લેવામાં) કરવામાં આવ્યા. તે ઈજતેહાદો ઉપર અમલ કરવો સહીહ નથી, કેમ કે કર્મની જાતમાં ફેરફાર નથી થયો, ઝાતના એતિબારથી તેને ઝમ્બ ફરમાવ્યું. ભલે તે વેળા તેમાં ઝમ્બ "ગુનાહ"નો ગુણ ન હતો, મતલબ કે એવી વસ્તુ જે અમુક હાલતોમાં ઝમ્બ "ગુનોહ" હોય શકે છે, ભલે તે અત્યારે ગુનોહ નથી, તેને માફ ફરમાવીએ છીએ, કારણ કે આપમાં અલ્લાહનો ડર ઘણો હતો એટલા માટે તસલ્લી–દિલાસા માટે આ પ્રકારનો અંદાજ ઈખ્તિયાર કરવામાં આવ્યો. નહિંતર ઈજતેહાદી ગલતી ઉપર તો અજર–સવાબનો વાયદો છે અને આ જ મતલબ છે وَاسْتَغْفِرْ لِذَنْۢبِكَ (ભાવાર્થ : અને આપ પોતાની ભૂલચુકની માફી માંગ્યા કરો). (સુ. મુહમ્મદ, આ./૧૯, પા./૨૬) આયતનો.

**ચોથી આયત :** અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

يٰۤاَيُّهَا النَّبِىُّ اتَّقِ اللّٰهَ وَلَا تُطِعِ الْكٰفِرِيْنَ وَالْمُنٰفِقِيْنَ

(ભાવાર્થ : હે નબી સલ. ! અલ્લાહથી ડર્યા કરો અને કાફિરો તથા મુનાફિકોનું કહ્યું ન કરો). (સુ. અહઝાબ, આ./૧, પા./૨૧) આયતમાં વર્ણન થયેલ હુકમ તેમજ મનાઈની

બુનિયાદ પણ વિરુધ્ધની શકયતા કે વિરૂધ્ધ અમલ થયો હોય એટલા માટે નથી, બલ્કે મતલબ આ છે કે જે રીતે અત્યાર સુધી તકવા અને નાફરમાન લોકોની ફરમાંબરદારી ન કરવાનો અમલ થતો આવ્યો છે. આવનાર સમયમાં પણ આ જ પ્રકારનો અમલ રહેવો જોઈએ. આનો હેતુ કાફિરોને માયુસ કરવાનો છે કે તેઓ આપને પોતાના અમુક ખ્યાલો તરફ બોલાવતા હતા તો તેઓને સંભળાવવા માટે આ ઈરશાદ ફરમાવ્યો, જેથી તેઓ સમજી લે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કદી વહીના વિરૂધ્ધ કામ નથી કરતા માટે કોઈ પણ સંજોગોમાં આપણા મુવાફિક કામ નહી ફરમાવે, જેમ કે અલ્લાહનો ઈરશાદ છે : وَمَآ اَنْتَ بِتَابِعٍ قِبْلَتَهُمْ ۚ (ભાવાર્થ : તમે પણ તેઓના કિબ્લહને માની શકશો નહિં). (સુ. બકરહ, આ./૧૪૫, પા. /૨)

**પાંચમી આયત** : અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

فَاِنْ كُنْتَ فِىْ شَكٍّ مِّمَّآ اَنْزَلْنَآ اِلَيْكَ فَسْـَٔلِ الَّذِيْنَ يَقْرَءُوْنَ الْكِتٰبَ مِنْ قَبْلِكَ ۚ

(ભાવાર્થ : જે (કુર્આન) અમે તમારા તરફ ઉતાર્યું છે તે વિષે જો (કદાચ) તમે શંકામાં હોય તો જે લોકો તમારા પહેલાંની (ઉતરેલી) કિતાબ પઢે છે તેઓથી પૂછી જૂઓ). (સુ. યુનુસ, આ./૯૪, પા. /૧૧) આયતમાં પણ શંકાની શકયતા જરૂરી નથી બનતી, બલ્કે તેનો મકસદ કલામને વધુથી વધુ ભરોસાપાત્ર બનાવવાનો છે. તેની મિસાલ એવી છે કે કોઈ એવા વ્યક્તિ સાથે વાતચીત કરતી વેળા જે તમને સાચા સમજે છે, કલામને વધુ દૃઢ બનાવવા અને શ્રોતાને વધુ વિશ્વાસ અપાવવા માટે કહેતા રહીએ છીએ કે જો તમોને શંકા હોય તો મહોલ્લાવાળાઓને પૂછી લ્યો, જેનો મતલબ છે કે ભલે તમોને જરૂરત નથી પણ અમો પોતાના તરફથી આ માટે તૈયાર છીએ અને તમોને મંજૂરી આપીએ છીએ, કારણ કે પોતાની સત્યતા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે.

**છઠ્ઠી આયત** : અલ્લાહ તઆલાનો ઈરશાદ છે: لَئِنْ اَشْرَكْتَ لَيَحْبَطَنَّ عَمَلُكَ (ભાવાર્થ : (સામાન્ય ચેતવણી આપો કે હે માનવી! ) જો તુ શિર્ક કરીશ તો ખચીત તારી (સઘળી) કરણી વ્યર્થ જશે). (સુ. ઝુમર, આ./૬૫, પા. /૨૪) પાછળના કલામમાં વિચારીએ છીએ તો જણાય છે કે આયતનું સંબોધન આપ નથી, કારણ કે ઉપરમાં ઈરશાદ છે : وَلَقَدْ اُوْحِىَ اِلَيْكَ وَاِلَى الَّذِيْنَ مِنْ قَبْلِكَ ۚ (ભાવાર્થ : પણ આપને તથા આપનાથી આગલા (નબી)ઓને એજ હુકમ થઈ ચુકયો

છે કે). (સુ. ઝુમર, આ./૬૫, પા./૨૪) જેનાથી એટલું સાબિત થાય છે કે આ વિષયની દરેક નબીઓ ઉપર વહી નાઝિલ કરવામાં આવી છે અને વહીના વિષયોમાંથી અમુક વિષયોમાં સ્વજાતે નબીને સંબોધન હોય છે, તો અમુક વિષય બાબતે ઉમ્મતી સુધી પહોંચાડવાનો હેતુ હોય છે. મતલબ કે બધા નબીઓ ઉપર આ વિષયના તબ્લીગના હેતુથી વહી મોકલવામાં આવી છે કે આપની ઉમ્મતને આ બોધ સંભળાવી આપે કે લઈન અશ્રક્ત લયૂહબતન્ન અમલુક. તર્જુમો : (સામાન્ય ચેતવણી આપો કે હે માનવી! ) જો તુ શિર્ક કરીશ તો ખચીત તારી (સઘળી) કરણી વ્યર્થ જશે). અને જો આ સંબોધન આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જ હોય તો આ સંબોધન ફક્ત આમ માની લેવા પૂરતું જ હોય, જેનો હેતુ શિર્કની બુરાઈમાં ફક્ત (મુબાલગો) અતિશયોક્તિ માટે છે જેમ કે કહેવામાં આવે છે કે બીજા લોકોની તો શું વાત કરવાની જો મારો પુત્ર પોતે મારો વિરોધ કરે તો તેને પણ ન છોડું ભલે તે પુત્ર એવો ફરમાંબરદાર હોય કે તેના ઉપર કોઈને વિરોધ કરવાની તદન શંકા ન થતી હોય.

**સાતમી આયત :** અલ્લાહ તઆલાનો ઈરશાદ છે: فَلَا تَكُ فِي مِرْيَةٍ مِّنْهُ (અર્થાત : માટે આપ તે (કુર્આન) વિષે શંકામાં ન રહો). (સુ. હૂદ, આ./૧૭, પા. /૧૨) બલ્કે મતલબ આ છે કે જે વાત કુર્આન વડે બતલાવવામાં આવી છે, તેની વહી ઉતરતા પહેલા ખબર ન હતી અને ખબર ન હોવાના લઈ તેમાં શક હતો અથવા આ પ્રમાણે છે કે હવે વહી પછી શંકા ન કરશો અને આમ પણ સમજવામાં ન આવે કે આ સૂરતમાં શંકાની શક્યતા હતી. આ વાત પણ લાઝિમ થતી નથી, બલ્કે તેની એવી મિસાલ છે કે જેમ કે બોલચાલમાં વાત દરમિયાન આ પ્રકારે બોલતા જઈએ છીએ કે વિશ્વાસ કરો ! આ વાત આ પ્રમાણે છે. કદી કસમ ખાવા લાગીએ છીએ ભલેને સામેવાળો કેટલો પણ કહેનારની સત્યતાનો પાકો વિ□ાસ ધરાવતો હોય, પરંતુ હેતુ કલામને ભરોસાપાત્ર બનાવવાનો હોય છે.

**આઠમી આયત :** અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

وَلَوْ شَآءَ اللّٰهُ لَجَمَعَهُمْ عَلَى الْهُدٰى فَلَا تَكُوْنَنَّ مِنَ الْجٰهِلِيْنَ ﴿٣٥﴾

(અર્થાત : પણ જો અલ્લાહ ચાહત તો તે સૌને હિદાયત પર એકઠા કરી દેત, માટે આપે કદી પણ નાદાનોમાંથી થવું નહિં). (સુ. અન્આમ, આ. /૩૫, પા. /૭) અર્થાત આનાથી પણ આગલા વિષયથી અજાણ હોવાનું જરૂરી નથી બનતુ, કારણ કે કુદરતની સીફતથી અજાણ હોવું નબીઓ માટે અશક્ય છે, બલ્કે

મતલબ આ છે કે "લવ શાઅ"થી અરબી કાયદા પ્રમાણે જણાઈ ગયું કે અમુક નક્કી કાફિરોની હિદાયત સાથે અલ્લાહની ચાહત સંલગ્ન નહીં થાય, જેમ કે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : سَوَآءٌ عَلَيۡهِمۡ ءَأَنذَرۡتَهُمۡ أَمۡ لَمۡ تُنذِرۡهُمۡ لَا يُؤۡمِنُونَ ۝ (ભાવાર્થ : બેશક, જે કાફિર થઈ ચૂકયા છે તેમના માટે (હે મુહમ્મદ સલ.!) આપનું ડરાવવું અને ન ડરાવવું બન્ને સરખું છે, તેઓ ઈમાન લાવશે જ નહિં). (સુ. બકરહ, આ. /૬, પા. /૧) અને આ બાબત આ ઈરશાદ પહેલાં ખબર ન હતી, તો મતલબ આ થયો કે હવે અજાણ ન રહો, યકીન કરી લો. અને જો આ શંકા હોય કે હજુ પણ અજાણ હોવાની શકયતા હતી તો તેનો જવાબ સાતમી આયતમાં પાછળ આવી ગયો છે.

**નવમી આયત :** અલ્લાહ તઆલાનો ઈરશાદ છે: وَإِمَّا يَنزَغَنَّكَ مِنَ الشَّيۡطَٰنِ (ભાવાર્થ : અને જો શયતાન તરફનો કોઈ વસવસો આપને ઉશ્કેરી મૂકે તો આપ અલ્લાહથી પનાહ માંગો). (સુ. અઅ્રાફ, આ. /૨૦૦, પા. /૯) અર્થાત્ : આથી પણ તે તસલ્લુત (શૈતાની કબજો) આવશ્યક નથી થતો, જેનો આ આયતમાં રદીયો આપવામાં આવ્યો છે કે :

إِنَّهُۥ لَيۡسَ لَهُۥ سُلۡطَٰنٌ عَلَى ٱلَّذِينَ ءَامَنُواْ وَعَلَىٰ رَبِّهِمۡ يَتَوَكَّلُونَ ۝

(ભાવાર્થ : (કારણ કે) તેનો (શયતાનનો) કાબૂ એવા લોકો પર ચાલતો નથી જેઓ ઈમાન રાખે છે અને પોતાના પરવર દિગાર પર ભરોસો રાખે છે.) (સુ.નહ્લ, આ. /૯૯, પા. /૧૪) મતલબ કે જેના ઉપર ગુનોહ અથવા ગુનાહનો ઈરાદો ઉત્પન્ન થઈ જાય, બલ્કે ફક્ત ઈચ્છા સાબિત થતી હોય ભલે તહર્રુક (ઈચ્છા પ્રમાણે અમલ) ન હોય, તો આ એવું છે જાણે કોઈ માનવ શયતાન કોઈ નબીને ગલત મશ્વેરો આપી દે. એવી જ રીતે જિન્ન–શયતાનનો મશ્વેરો આપવો પણ અશક્ય નથી, પરંતુ તેના ઉપર અમલ કરવાની કોઈ શકયતા નથી.

**દસમી આયત :** عَبَسَ وَتَوَلَّىٰٓ ۝ أَن جَآءَهُ ٱلۡأَعۡمَىٰ ۝ (ભાવાર્થ : (નબીએ) ભવાં ચઢાવ્યાં અને મોઢું ફેરવ્યું, એ વાતથી કે તેમની પાસે એક આંધળો આવ્યો). (સુ. અબસ, આ./૧,૨, પા./૩૦) અર્થાત્ : અહિંયા બે મસ્લતો પરસ્પર વિરૃધ્ધ લાગતી હતી. એક દીનની અપ્રધાનિક વાતો ઉપર દીનના ઉસૂલોની તબ્લીગને પ્રાધાન્ય આપવું, તેનો તકાદો હતો કે કાફિર સાથેના સંબોધનને પ્રાધાન્ય આપવામાં આવે, મુસલમાન સાથેના સંબોધન ઉપર. અને

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે સમયે પોતાના સ્વ ઈજતેહાદથી આ પ્રમાણે જ સમજયા. બીજી મસ્લત યકીની ફાયદાની પ્રાથમિકતા એક કાલ્પનિક નફા ઉપર, તેનો તકાદો હતો કે મુસલમાન તાલિબ સાથેના સંબોધનને પ્રાથમિકતા આપવામાં આવે. ઈસ્લામના મુનકિર કાફિર સાથેના સંબોધન ઉપર. અને તેનું સમજવું એક તિક્ષ્ણ દષ્ટિ ઈજતેહાદ ઉપર આધારિત હતું અને અલ્લાહ તઆલાનો મકસદ એ જ છે કે તે સમયે આપની આલિશાનના સુશોભિત તિક્ષ્ણ દષ્ટિથી કામ લેવાનું હતું. આ જવાબ તો શિર્ષકથી પેદા થયેલ શંકાનો છે અને જો કોઈને બીજા વિષયથી શંકા થાય કે આ તો ક્રોધના લઈને છે. તો જવાબ આ પ્રમાણે છે કે મોહબ્બતનાં સંબંધમાં અમુક સમય ક્રોધ વધુ લજ્જતદાર અને મોહબ્બત તેમજ વિશેષત ઉપર દલીલ હોય છે, બનાવટી આદાબ કરતાં. અને એક મશ્હૂર (અરબી) કહેવત છે કે જ્યારે મોહબ્બત ઉત્પન્ન થઈ જાય છે તો કૃત્રિમતા (બનાવટ) સમાપ્ત થઈ જાય છે.

(૧) તુએ મને કહ્યું (ખરેખર) હું ખુશ છું, અલ્લાહ તને માફ કરે તુએ સાચુ કહ્યું.

(૨) કડવો જવાબ ચીની ખાવાવાળા માશુકના હોંઠો પર ઘણો શોભે છે.

એવી જ રીતે દૂર્રે મન્સૂરમાં રિવાયત છે કે ત્યાર બાદ જ્યારે તે સહાબી (રદિ.) આપ સમક્ષ હાજર થતા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા **મરહબા બિમન્ આતબની ફીહિ રબ્બી.** અર્થાત્ ભલે પધારો તેઓ જેમના કારણે મારા પરવરદિગારે મને ડાંટ–ડપટ ફરમાવી. આનાથી લઝ્ઝત પ્રાપ્ત કરવાની પ્રતિતી થાય છે અને આ એક એવી બાબત છે કે જે તેનો સ્વાદ ન માણે જાણી પણ ન શકે. અને અહકરની તફસીરમાં આ આયતો અને આના જેવી આયતોની તફસીર જોવી વધુ હિતાવહ તેમજ લાભદાયક નીવડી શકે છે. તે લેખો દ્વારા એવા ઉસૂલોની માહિતી મળશે, જેના વડે આ પ્રકારની હદીષોનો કોયડો પણ ઉકલી જશે, આ ફક્ત નમૂનારૂપે લખી આપ્યું છે.

**કસીદહ બુરદહની અમુક પંક્તિઓ :**

(૧) આપે અમારી એવી વસ્તુઓથી આઝમાયશ ન કરી જેને જાણવામાં અમારી અક્કલો આજિઝ અને થાકી જાય, કારણ કે આપનો હેતુ અમારી

ઈસ્લાહ કરવાનો હતો એ માટે જ અમો કોઈ હુકમનું પાલન કરવા બાબતે શંકામાં ન પડયા અને શરીઅતના રસ્તા ઉપર ચાલવા બાબતે પરેશાન અથવા વહેમમાં ન પડયા (એટલા જ માટે આમાં એ બાબત પણ દાખલ છે કે જે શબ્દોના જાહેરથી જે સવાલો થઈ શકતા હતા શરઈ કાયદાઓ વડે તેને પણ એકંદરે સાફ કરી દેવામાં આવ્યા).

(૨) સમગ્ર સૃષ્ટિને આપના જાહિરી–બાતિની કમાલો જાણવા બાબતે આજિઝ કરી દીધા. બસ, કરીબુલ મન્ઝલત એટલે કે ખાસ લોકોમાં દરેક વ્યક્તિ અથવા બઈદુલ મન્ઝલત એટલે કે સામાન્ય વર્ગમાં દરેક વ્યક્તિ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કમાલાતની શોધમાં આજિઝ અને ચૂપ છે. મતલબ કે આપના કમાલોની અંતિમ હદ અને સંપૂર્ણ સ્થિતિ કોઈને ખબર નથી (અને કમાલાતની સંપૂર્ણ સ્થિતિથી અજાણતાના લઈ પ્રથમ દૃષ્ટિએ અમુક શંકાઓ ઉત્પન્ન થઈ શકે છે, જેને ઉકેલવા માટે શરઈ કાયદાઓ કાફી છે).

(૩) જાહિરી અને બાતિની કમાલોની સંપૂર્ણ સ્થિતિ પ્રાપ્ત ન કરી શકવા બાબતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હાલ સૂરજ જેવો છે કે તે દૂરથી આપણને અરીસા કે નાના વર્તુળ જેટલો નાનો દેખાય છે અને જો તેને નઝદીકથી જુએ તો અતિશય નૂરાનિયતના કારણે જોવાવાળી આંખ આજિઝ પરેશાન તેમજ થાકી જાય છે, અંતે તેની સંપૂર્ણ વાસ્તવિકતા જાણી નથી શકતી. (એટલા જ માટે અમુક બાબતોમાં થોડુ આશ્ચર્ય થતુ હોય છે જે રીતે કે ઉપરની શાયરીના ભાવમાં જાણવા મળ્યું).

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેઓ સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૩૩

## આપની બંદગીની અમુક આવશ્યકતાઓ બાબત જે આપના ઉચ્ચ દરજ્જાઓ સંબંધિત છે

આ વાત જાણી લેવી જોઈએ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં સઘળા કમાલોનો આધાર બે સિફતો ઉપર છે : (૧) બંદગી, (૨) પયગમ્બરી. જે બાબતે જગા જગા એ આયતો અને હદીષોમાં સ્પષ્ટતા કરવામાં આવી છે અને નમાઝમાં જે તશહ્હુદ પઢવાનો આદેશ આપવામાં આવ્યો છે તેમાં પણ (આ) બન્નેવને એકત્ર કરવામાં આવી છે. અલ્લાહની પનાહ ! જે રીતે પયગમ્બરી કમાલોથી આપનું અપમાન કરી બીજા કોઈ બશર (ઈન્સાન) ઉપર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જાત વિશે અનુમાન કરવું કુફ્ર અથવા બિદઅત છે (જેનાં રદ માટે આથી ઉપરનું પ્રકરણ આયોજિત કરવામાં આવ્યું છે) એવી જ રીતે કમાલાતે અબ્દીયત–બંદા હોવાના કમાલોથી આગળ વધારીને અલ્લાહ તઆલાની વિશેષતાઓ સાથે વિશિષ્ટ સમજવા અથવા કોઈ નકારાત્મક વિષય જેનો શરઈ કથનમાં નકાર સ્પષ્ટ હોય તેને મુસ્બત માનવો (એટલે કે તેનો સ્વીકાર કરવો) પણ શિર્ક અથવા ગુનોહ છે. આ પ્રકરણ આ બાબતની ઈસ્લાહ અર્થે લખવામાં આવ્યું છે, માટે નમૂનારૂપ અમુક રિવાયતો પર સંતોષ વ્યક્ત કરું છું.

**પહેલી રિવાયત** : હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે મને એટલું પ્રાધાન્ય ન આપો જેટલું નસરાનીઓએ (હઝરત) ઈસા બિન મરીયમ (અલૈ.)ને પ્રાધાન્ય આપ્યું. (એ રીતે કે ખુદાઈ વિશેષતા આપ માટે સાબિત કરવા લાગ્યા). હું તો અલ્લાહનો બંદો છું. (મારામાં ખુદાઈ–ઈશ્વરીય કોઈ વાત નથી). તો તમે (મને) અલ્લાહનો બંદો અને તેના પયગમ્બર કહ્યા કરો (ખુદાઈ અંશ સાબિત ન કરો). આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**બીજી રિવાયત :** હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પથારીવસ્થામાં ફરમાવતા હતા કે મેં (ઝેર ભેરવેલુ) જે ખાવું ખય્બરમાં (કંઈક) ખાઈ લીધું હતું, કાયમ માટે તેની (કંઈકને કંઈક) તકલીફ મને થતી રહી અને અત્યારે તે સમય છે કે તે ઝેરથી મારા દિલની નસ કપાઈ ગઈ. આ રિવાયત ઈમામ બુખારી (રહ.)એ બયાન ફરમાવી.

**ત્રીજી રિવાયત :** ઈમામ બુખારી (રહ.)એ હઝરત આયશા (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર જાદૂ કરવામાં આવ્યો, એટલે સુધી કે આપને (તેના અસરથી) એવો ખ્યાલ આવી જતો કે હું ફલાણું (દુન્યવી) કામ (જેવી રીતે કે ખાવું–પીવું વગેરે) કરી ચૂક્યો છું, જ્યારે કે આપે તે કામ કર્યું ન હોય.

**ચોથી રિવાયત :** હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (નમાઝમાં ભુલ થવા બાબતે) ફરમાવ્યું કે હું બશર છું, જે રીતે તમે ભૂલો છો હું પણ ભૂલુ છું, તો જ્યારે પણ હું ભૂલી જાઉં તો મને યાદ અપાવી દો. આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**પાંચમી રિવાયત :** હઝરત સહલ બિન સઅદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (તે હદીષમાં જેમાં અમુક લોકો બાબતે હૌઝે કવ્ષર પાસેથી હટાવી દેવાનું વર્ણન છે), ફરમાવ્યું કે હું કહીશ કે આ લોકો તો મારા સંબંધિતો (એટલે કે મુઅમિનો)માંથી છે. (ફરિશ્તાઓ તરફથી) જવાબ મળશે કે શું આપને જાણ નથી કે તેઓએ આપના પછી કઈ કઈ નવી નવી વાતો (દીનમાં) ઉત્પન્ન કરી હતી ? હું કહીશ : દૂર થઈ જાવ, દૂર થઈ જાવ, એવો વ્યક્તિ જેણે મારા પછી (દીનમાં) ફેરફાર કર્યા. (આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ રહ.એ બયાન ફરમાવી). દરમ્યાનની રિવાયત બુખારી શરીફની છે. બાકીની બધી રિવાયતો મિશ્કાત શરીફના હવાલાથી છે.

ઉપરોક્ત રિવાયતોથી ઝેર અને જાદૂના કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું પ્રભાવિત થવું અને ભૂલ થવી અને અંતિમ રિવાયતથી

અમુક કિયામત પહેલાંની ઘટનાઓનું પણ આપની આખરી ઉંમર સુધી છુપુ તેમજ રહસ્યમય રહેવુ અથવા ગાયબ થઈ જવું, જેમાં કોઇ ઝાત કે અર્ઝની દષ્ટિએ કોઈ તાવીલ–અર્થઘટન પણ નથી થઈ શકતું અને એના કારણે કિયામત સુધીનાં ઈલ્મે ગૈબ પર વ્યાપિત નથી ના જે સ્પષ્ટ કથનો ઉલ્લેખીત ઈલ્મ અર્પિત કરવાના સમય પહેલાંના છે તેની શંકાનું ખતમ થવું પણ સાબિત થાય છે. અંતિમ રિવાયત ઉપર ઉમ્મતનાં અમલો આપ સમક્ષ રજૂ કરવામાં આવે છે તે રિવાયત વચ્ચે કોઇ વિરોધાભાસની શંકા કરવામાં ન આવે એટલા માટે કે આ રિવાયતમાં આ પ્રકારની કોઈ સ્પષ્ટતા નથી કે આ દિલનાં અમલોને પણ શામેલ છે અને ન આ બાબતનું વર્ણન છે કે સઘળા અમલોને શામિલ છે. શક્ય છે કે સુક્ષ્મ તેમજ બારીક અકીદા અને અમલોની ખરાબી રજૂ કરવામાં આવતી ન હોય, વળી જો માની લેવામાં આવે કે સઘળા અમલો રજૂ થાય છે તો પણ આ વાત સ્પષ્ટ નથી કે રજૂ કરાયા બાદ તે બધા આંશિક એક એક કરીને યાદ રહેતા હોય, નહિં તો કિયામતનાં દિવસે ઓળખ માટે ગુર્રહ અને મુહજ્જલ (નેક મુઅમિનોની) નિશાનીઓ નક્કી કરવાની શું જરૂરત હતી ? કેમ કે રજૂ કરવામાં આવતા અમલોમાં વુઝૂ, નમાઝ અને ઉમ્મતીની દરેક બાબત શામિલ છે, આ બધી બાબતોથી માહિતગાર હોવું અને યાદ હોવું એટલું જ બસ છે, સારી પેઠે જાણી લ્યો. સારાંશ કે હવે આમ કહેવું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કિયામત સુધીની દરેક ઘટનાને જાણે છે તે બાબત ખતમ થઈ ગઈ. આ રીતે બેશુમાર આયતો અને રિવાયતોમાં આ બાબતો અને બીજી માનવ સંબંધિત જરૂરિયાતો જેમ કે ભૂખ, તરસ અને અમુક સમયે ખૂશ થવું તો અમુક વેળા ગુસ્સો અને આપનો મત વાસ્તવિકતા પ્રમાણે ન થાય એ બાબતોનું પણ વર્ણન થયું છે. પ્રથમ રિવાયતમાં પોતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે શરીઅતની હદથી આગળ વધવાની મનાઇ ફરમાવી છે તે સ્પષ્ટ છે. સારાંશ કે હકારને નકારવાની અને નકારને હકારવાની પણ પરવાનગી નથી.

تِلْكَ حُدُوْدُ اللّٰهِ فَلَا تَعْتَدُوْهَا ۚ وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ اللّٰهِ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٢٢٩﴾

(ભાવાર્થ : આ (તલાક વગેરેના હુકમો) અલ્લાહની બાંધેલી હદો છે તો તેથી આગળ વધો નહિં, અને જે કોઈ અલ્લાહની આ હદો ઓળંગી જાય

તો તેવા જ લોકો પોતાનું નુકસાન કરનાર છે). (સુ. બકરહ, આ./૨૨૯, પા. /૨)

**કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :**

(૧) મેં મારા નફ્સ પર ઝુલ્મ કર્યો, તે પવિત્ર જાતની સુન્નતો છોડીને જેઓએ અંધારી રાતોને જીવંત રાખી, માલિકે કાઇનાતની ઈબાદતમાં વ્યસ્ત થઈને. મતલબ કે તે રાતોમાં આરામ પણ ન ફરમાવ્યો. એટલે સુધી કે આપના બન્નેવ ચરણો ઉપર વરમ આવી ગયા. (આથી બે કારણે અબ્દીયત સાબિત થઈ : (૧) ઈબાદતમાં રાત્રિ જાગરણ, (૨) કદમ મુબારકમાં વરમ આવી જવું.

(૨) આપે ભૂખના કારણે પોતાનાં પેટ મુબારકને બાંધ્યુ અને પોતાની નરમ–નાઝુક પવિત્ર કમર મુબારક પર પથ્થર બાંધ્યા, જેથી તેના વજન અને સહારાથી કંઈક તાકાત મળી જાય અને આ કમઝોરી નમાઝ, રોઝા અને તહજ્જુદ માટે રૂકાવટ ન બને. (આથી બે કારણે અબ્દીય્યત સાબિત થઈ : (૧) ભૂખ, (૨) સબ્ર. કે જે તે ઈબાદત છે, કેમ કે ઈખ્તિયાર આપ્યો છતાં પણ આપે આ હાલત પસંદ ફરમાવી).

(૩) તે દાવો જે નસરાનીઓએ હઝરત ઈસા (અલૈ.) બાબતે કર્યો છે એ અજાણ શ્રોતા ! તુ (તે દાવો) છોડી દે અને એવો દાવો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સંબંધે ન કર, બલ્કે આપને સર્વશ્રેષ્ઠ માનવ સમજી લે અને તેના સિવાય આપની મુબારક પ્રશંસા કરવા માટે તારું દિલ ચાહે તે કામિલ સિફતનો યકીની દાવો કરી લે અને તેનાં ઉપર એકદમ મજબૂત અને સ્થાયી રહે (એટલે કે અબ્દીય્યતને નકાર પણ ના અને ન બીજા કોઈ બશર–માનવ સમાન સમજ, બલ્કે સર્વશ્રેષ્ઠ માનવ હોવાનો અકીદો રાખો. (ઈત્રૂલ્ વર્દહ્)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૩૪

## ઉમ્મત પ્રત્યે હેત અને શફ્કત બાબત

ગત પ્રકરણોમાં તો આપના જાતી જમાલ અને કમાલોનો ઉલ્લેખ હતો, હવે એ જોવું પણ અનિવાર્ય છે કે આપનો પોતાના ગુલામો સાથે, અને ગુલામો પણ તે જેઓએ આપની કોઈ સેવા નથી કરી, કેવો સંબંધ હતો.

**પહેલી રિવાયત** : હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક વેળા આખી રાત એક જ આયત પઢતા રહ્યા. (શમાઈલે તિરમિઝી) અબૂ ઉબૈદે હઝરત અબૂ ઝર (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે લોકોએ હઝરત અબૂ ઝર (રદિ.)ને પૂછયું કે તે કઈ આયત હતી ? તો ફરમાવ્યું કે :

إِنْ تُعَذِّبْهُمْ فَإِنَّهُمْ عِبَادُكَ ۚ وَإِنْ تَغْفِرْ لَهُمْ فَإِنَّكَ أَنْتَ الْعَزِيزُ الْحَكِيمُ ﴿١١٨﴾

(ભાવાર્થ : (હવે) જો તુ તેઓને શિક્ષા કરે તો (વાજબી છે, કારણ કે) તેઓ તારા બંદા છે, જો તું તેઓને માફ કરી દે તો (પણ તને સત્તા છે) ખરેખર, તુ ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે). (સુ. માઈદહ, આ./૧૧૮, પા./૭) અર્થાત જો તુ તેઓને અઝાબ આપીશ તો પણ તેઓ તારા બંદા છે અને જો તુ તેઓને મુઆફ કરી આપીશ તો તુ જબરદસ્ત છે, હિકમતવાળો છે.

**ફાયદો** : આ આયતમાં પોતાની ઉમ્મત માટે દુઆ ફરમાવી, જેમ કે આયતથી સ્પષ્ટ થાય છે.

**બીજી રિવાયત** : હઝરત અબ્બાસ બિન મિરદાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની ઉમ્મત માટે અરફહની સાંજે મગ્ફિરતની દુઆ ફરમાવી, તો તે આ રીતે કબૂલ થઈ કે બધા ગુનાહોની મગફિરત કરું છું, બંદાઓના હક્કો છોડીને કે જાલિમ પાસેથી મઝલૂમના હક્કો જરૂર વસૂલ કરીશ. આપે દુઆ ફરમાવી કે હે રબ ! જો તુ ચાહે તો મઝલૂમને જન્નત આપી ઝાલિમને મુઆફ કરી દે. તો તે સાંજે તો આ દુઆ મંજૂર નહીં થઈ, જ્યારે મુઝ્દલિફહમાં સવાર થઈ તો ફરી દુઆ

ફરમાવી અંતે તે મંજૂર થઈ ગઈ. તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હંસ્યા અથવા મુસ્કુરાયા, હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમરે (રદિ.) અર્ઝ કરી કે અમારા માં–બાપ આપ પર કુર્બાન થાય. આ તો કોઈ હંસવાનો મોકો નથી તો અત્યારે મુસ્કુરાવાનું શું કારણ ? અલ્લાહ તઆલા આપને સદાના માટે હંસતા રાખે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે અલ્લાહના દુશ્મન ઈબ્લીસને જ્યારે જાણ થઈ કે અલ્લાહ તઆલાએ મારી દુઆ કબૂલ ફરમાવી લીધી અને મારી ઉમ્મતની મગફિરત ફરમાવી દીધી છે તો માટી લઈને માથા પર નાખવા લાગ્યો અને ધમપછાડા કરવા લાગ્યો તો તેની ગભરામણ જોઈને હંસવુ આવી ગયું. આ રિવાયત ઈબ્ને માજહએ બયાન ફરમાવી છે અને બયહકીએ કિતાબુલ્ બઅ્ષિ વન્નુશૂરમાં લગભગ આવી જ રિવાયત બયાન ફરમાવી છે. (આ રીતે મિશ્કાત શરીફમાં છે).

**ફાયદો :** લમ્આતમાં છે કે આ હક્કોથી એવા હક્કો મુરાદ છે, જેને અદા કરવાનો પાકો નિર્ધાર છે, પરંતુ અદા ન કરી શક્યો તો અલ્લાહ તઆલા લેણદારોને રાજી ફરમાવી લેશે.

**ત્રીજી રિવાયત :** આપના તાઈફમાં જતી વેળાના કિસ્સામાં જ્યારે કે ત્યાંના કાફિરોએ આપને સખત યાતનાઓ પહોંચાડી હતી, લમ્આતમાં એક રિવાયત છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.)એ પહાડના ફરિશ્તાઓ લઈ ઉતરાણ કર્યું, જેથી આપ પાસેથી પરવાનગી મેળવી આ કાફિરોને નષ્ટ કરી દે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે ફરિશ્તાને ફરમાવ્યું : ના, હું આશા રાખું છું કે તેઓના વંશમાંથી એવા લોકો પૈદા થશે, જે તૌહીદ સાથે અલ્લાહને યાદ કરશે.

**ચોથી રિવાયત :** હઝરત અબૂ હૂરય્રહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે (અમુક સ્થિતિ પ્રમાણે) મારી સાથે અત્યંત વધુ મુહબ્બત રાખનારા લોકો તે છે જેઓ મારા પછી થશે કે તેઓમાંનો દરેક આ તમન્ના કરશે કે સઘળા માલ અને પરિવારનાં બદલામાં મારો દીદાર કરી લે. આ રિવાયત ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી. (આ રીતે મિશ્કાતમાં છે)

**ફાયદો :** મતલબ કે જો તેને કહેવામાં આવે કે સઘળા માલ અંને

પરિવારને છોડી દો તો ઝિયારત પ્રાપ્ત થઈ જશે, તો તે એના પર દિલોજાનથી રાજી હશે.

**પાંચમી રિવાયત :** હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે હે અલ્લાહ ! હું બશર છું મને પણ બીજા બશર (ઈન્સાન)ની જેમ ગુસ્સો આવે છે, તો જે કોઈ મુઅમિન પુરૂષ અથવા સ્ત્રી ઉપર (ગુસ્સાની હાલતમાં) બદ્દુઆ કરી દઉં તો આપ તે બદ્દુઆને તે વ્યકિત માટે સાફ અને પાકીઝહ કરનાર બનાવી આપજો. આ રિવાયત ઈમામ અહમદ (રહ.)એ બયાન ફરમાવી. (આ રીતે અલ–રહમતુલ્ મહદાતમાં છે)

**છઠ્ઠી રિવાયત :** હઝરત અબૂ હુરય્રહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, કેટલું સારું હોત જો આપણે આપણા ભાઈઓને જોઈ લેતાં. સહાબા (રદિ.)એ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! શું અમો આપના ભાઈ નથી ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, તમો તો મારા દોસ્ત છો અને મારા ભાઈ તે લોકો છે જે હજુ આવ્યા નથી. (હદીષ) આ રિવાયત ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી. (આ રીતે મિશ્કાત શરીફમાં છે)

**ફાયદો :** કારણ કે દોસ્ત સાથે મુહબ્બતની શરૂઆત સંગાથ (સોહબત)થી થાય છે અને ભાઈ સાથેની મુહબ્બતનો સંબંધ જોવું કે સોહબત સાથે નથી. માટે સહાબા (રદિ.)ને દોસ્ત અને પછીથી આવનારાઓને ભાઈથી સંબોધવું તે મુહબ્બતની સ્થિતિ પ્રમાણે છે કે તેઓની મુહબ્બત દીદારના કારણે થઈ છે અને પછીથી આવનારા લોકો સાથે મુહબ્બત વિના જુએ થઈ છે અને આના કારણે ગૈર સહાબીની સહાબી ઉપર મુહબ્બત બાબતે ફઝીલત સાબિત નથી થતી, કારણ કે સાચે જ સહાબા (રદિ.)માં એવી લાયકાત હતી કે તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો દીદાર ન કરતા તે છતાં પણ મુહબ્બત વિશે આપણાથી આગળ રહેતા.

**સાતમી રિવાયત :** હઝરત અબૂ જુમ્અહ (રદિ.)થી રિવાયત છે કે હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ (રદિ.)એ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! કોઈ

અમારાથી પણ શ્રેષ્ઠ છે ? અમો તો ઈસ્લામ લાવ્યા, જિહાદ કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે હાં ! એ કોમ છે જે તમારા પછી હશે, જે મારા ઉપર ઈમાન લાવશે જયારે કે મને તેઓએ જોયો પણ નહીં હોય. આ રિવાયત ઈમામ અહમદ (રહ.) અને દારમીએ બયાન ફરમાવી.

**ફાયદો :** આ શ્રેષ્ઠ હોવું વિશેષ કારણે છે, કોઈ હકીકી વિશેષતાના લઈ નથી. વળી આ શ્રેષ્ઠ હોવામાં પણ સહાબા (રદિ.)નો ભાગ છે, કેમ કે આપણને ઈમાનની દોલત સહાબા (રદિ.)ના કારણે મળી કે તેઓએ દીનની જબાની, કોઈને સંભળાવી દરેક રીતે સેવા આપી, માટે આપણી ફઝીલત તેઓ પર સાબિત નથી થતી.

**ફાયદો :** આ રિવાયતોમાં અમુકથી સઘળી ઉમ્મતે ઈજાબત પર જેઓ ઈમાનવાળા છે અને અમુકથી સઘળી ઉમ્મતે દા'વત પર તેઓમાં કાફિરો પણ દાખલ છે અને અમુકથી પછીથી આવનારાઓ ઉપર શફકત–મહેરબાનીનો ઉલ્લેખ છે અને અમુકથી પછીથી આવનારાઓની પ્રશંસા અને તેઓનું નબીનાં મુહિબ (મુહબ્બતકર્તા) હોવાની પુષ્ટિ જેમ કે ચોથી રિવાયતમાં છે. અમુકથી નબીના મહબૂબ હોવાની તાકીદ જેમ કે છટ્ટી–સાતમી રિવાયતમાં વર્ણન છે કે પ્રશંસા, મુહિબ હોવા અને મહબૂબ હોવાનો ઈઝહાર પણ પૈદા થનાર મુહબ્બતથી થયો છે. કિયામતમાં ઉમ્મત માટે જ સિફારીશ અને અનુરોધ થશે તેની હદીષો મશહૂર છે અને અમુકનો ઉલ્લેખ ઓગણત્રીસ અને ત્રીસમાં પ્રકરણમાં છે. આ સિવાય પણ આ મુદા ઉપર બેશુમાર રિવાયતો અને વાકિઅહ ગવાહ છે. આ પ્રકરણનાં વર્ણનનો હેતુ આવતા પ્રકરણની પ્રસ્તાવનામાં આવી જશે.

**કસીદહ બુરદહની અમુક પંક્તિઓ :**

(૧) હે મુસ્લિમોની જમાઅત ! આપણને ખુશખબર છે. નિઃસંદેહ આપણને અલ્લાહ તઆલાની વિશેષ એનાયતોમાંથી એવો મજબૂત સુતૂન અર્પણ થયો છે જે કદી બદલાશે નહીં, બલ્કે સદા માટે કિયામત સુધી સાબિત અને કાયમ રહેશે. મતલબ કે આપણો દીન નાસિખ (નાબૂદકર્તા) છે અને

બીજા ધર્મોની જેમ મન્સૂખ (નિવર્તીત) નહીં થાય.

(૨) જયારે કે અલ્લાહ તઆલાએ અમારા હઝરતને (જેઓ અલ્લાહની ફરમાબરદારી તરફ અમને બોલાવે છે) અલ્લાહના બધા રસૂલોમાં સર્વશ્રેષ્ઠ કહીને પોકાર્યા છે તો આના કારણે અમો સઘળી ઉમ્મતો કરતાં અફઝલ થયા, કારણ કે રસૂલનું અફઝલ હોવું ઉમ્મતનાં અફઝલ હોવાનો વાસ્તવિક સબબ છે.

(૩) જો મેં ગુનોહ કર્યો છે અથવા કરી રહ્યો છું તો પણ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મારી સિફારિશનો સંબંધ પણ ટુટવાનો નથી, અને હું ના ઉમ્મીદ પણ નથી. મતલબ કે ગુનાહ કરવાના કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશથી હું ના ઉમ્મીદ નથી.

(૪) આપથી ઉમ્મીદ રાખનાર આપના સદ્‌ગુણો અને ઈનામોથી વંચિત રહી જાય, આવા ઐબથી અલ્લાહ તઆલાએ આપને પાક સાફ ફરમાવ્યા છે. અને આ ઐબથી પણ આપને પાક સાફ ફરમાવ્યા છે કે કોઈ મદદ ચાહનાર આપના દરથી બે ઈઝ્‌ઝત અને નાકામ થઈ પરત જાય બલ્કે સદા ઈઝ્‌ઝતદાર અને કામયાબ થાય છે.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જે સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૩૫

## તે હકકો બાબત જે ઉમ્મતના ઉપર છે, જેમાં પ્રાથમિક હકક મુહબ્બત અને ઉસૂલો ફુરૂઅ્ (અકાઈદ અને આમાલ)નું પાલન છે

આટલુ જાણવું જોઈએ કે કોઈની સાથે મોહબ્બત હોવી અને તે મોહબ્બતનો તકાદો તેનું પાલન કરવું એ ત્રણ કારણોના લઈ હોય છે.

**પહેલુ કારણ :** મહબૂબ (પ્રિયતમ)નાં કમાલો જે રીતે કે આલિમ સાથે મોહબ્બત હોય છે, બહાદુર સાથે મોહબ્બત હોય છે.

**બીજુ કારણ :** જમાલ (સૌંદર્ય) જે રીતે કે કોઈ ખૂબસુરત સાથે મોહબ્બત હોય છે.

**ત્રીજુ કારણ :** નવાલ એટલે કે દાન તેમજ એહસાન, જે રીતે કે પોતાના ઉપર એહસાનકર્તા કે ખ્યાલ રાખનાર સાથે મોહબ્બત હોય છે.

અલ્લાહના રસૂલે સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં આ ત્રણેય ગુણો સંપૂર્ણપણે જમા છે. પ્રથમ ગુણથી તો આ આખી કિતાબ ભરેલી છે. બીજો ગુણ એકવીસમાં પ્રકરણમાં એકત્રિત છે અને ચોત્રીસમું પ્રકરણ લાવવાનો હેતુ ખાસ આ ત્રીજા ગુણ વિષયે છે, જ્યારે ત્રણેય ગુણો જે મોહબ્બતનાં કારણો છે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં એકત્ર છે તો તેનો પ્રાકૃતિક તેમજ સ્વભાવિક તકાદો છે કે ઉમ્મતને આપ સાથે ઉચ્ચ કક્ષાની મોહબ્બત હોવી જોઈએ, ભલે શરીઅતનો કોઈ હુકમ ન પણ હોય. વળી, જ્યારે કે શરઈ કથનો પણ તેની સાબિતીમાં મવજૂદ છે તો અકલી અને પ્રાકૃતિક નિમંત્રણિક સાથે શરીઅતનો નિમંત્રણક મળીને આપ સાથેની મોહબ્બતના વુજૂબ તેમજ જરૂરતને વધુ દ્દઢ બનાવે છે અને વાસ્તવમાં આ કિતાબનો સૌથી મોટો હેતુ આ બાબત તરફ ઈમાનવાળાઓનું ધ્યાન દોરવાનો છે. સાથે આ એક વિશ્વસનીય બાબત છે કે આ કારણો અને તકાદાઓ હોય તો મોહબ્બત સાથેની ફરમાંબરદારી અલગ થઈ જાય એ અશકય છે, જે કક્ષાની મોહબ્બત

હશે એ જ કક્ષાની ફરમાંબરદારી હશે. અને સ્પષ્ટ છે કે મોહબ્બત કમાલ દરજ્જાની છે તો ફરમાંબરદારી પણ કમાલ દરજ્જાની વાજિબ થશે અને તેમાં કોઈને પણ કાંઈ બોલવાની આવશ્યકતા નથી. ફકત ફરીથી યાદ અપાવવા અર્થે ટૂંકમાં ચેતવણી આપવામાં આવી અને તેને મજબૂત કરવા અર્થે અમુક રિવાયતોનું પણ વર્ણન કરવામાં આવે છે.

**પહેલી રિવાયત :** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તમારામાંનો કોઈ વ્યક્તિ મુઅ્મિન નથી થઈ શકતો જ્યાં સુધી કે હું તેની નજરમાં તેના વાલિદ, અવલાદ અને સમગ્ર માનવજગતથી વધુ પ્રિયતમ (મહબૂબ) ન થઈ જાઉં. આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી. આ રીતે મિશ્કાતમાં છે.

**ફાયદો :** એટલે કે મારી ઈચ્છાઓ અને બીજા લોકોની ઈચ્છાઓમાં પ્રતિરોધ ઉભો થાય તો જેને પ્રાધાન્ય આપવામાં આવે તેનું સૌથી પ્રિયતમ (મહબૂબ) હોવાની આ નિશાની હશે.

**બીજી રિવાયત :** ઈમામ બુખારી (રહ.)એ અયમાનો નુઝૂર (કૃતિ)માં અબ્દુલ્લાહ બિન હિશામ (રદિ.)થી રિવાયત બયાન ફરમાવી છે કે હઝરત ઉમર (રદિ.)એ અર્ઝ કરી યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ મારા સમક્ષ દરેક વસ્તુથી વધુ મહબૂબ છો, મારા તે નફસ સિવાય જે મારા હૃદયમાં છે. (મતલબ કે તે તો ઘણું જ મહબૂબ છે). જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે તમારામાંનો કોઈ મુઅ્મિન નથી થઈ શકતો જ્યાં સુધી કે તેના નફસથી પણ વધુ હું તેના સમક્ષ મહબૂબ ન હોવું. હઝરત ઉમર (રદિ.)એ કહયું કે તે ઝાતની કસમ જેણે આપ પર કિતાબ (કુર્આન મજીદ) ઉતારી કે આપ મારા સમક્ષ મારા તે નફસથી પણ વધુ પ્રિય છો, જે મારા હૃદયમાં છે. જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હવે વાત બરાબર થઈ. આ રીતે મવાહિબમાં છે.

**ફાયદો :** હઝરત ઉમરે (રદિ.) સર્વપ્રથમ મુહબ્બત બિલા અસ્બાબ (માધ્યમ રહિત)ને મોહબ્બત બિલ અસ્બાબ (માધ્યમ સહિત)થી વધુ મજબૂત સમજીને નફ્સને અલાહિદા કર્યું, પછી આપના આ ઈરશાદના કારણે કે પોતાના નફ્સથી પણ વધુ પ્રિય રાખવું જરૂરી છે. એમ સમજી ગયા કે વધુ

મજબૂત હોવાનો આધાર એક એવી બાબત છે કે જેના લઈ કોઈ વસ્તુ નફ્સથી પણ વધુ પ્રિય હોઈ શકે છે. દા. ત. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખુશીને નફ્સની ખુશી પર સ્વભાવિકપણે આગળ પ્રભુત્વ ધરાવે છે, આમ જાણ્યા પછી આ મુહબ્બતની વાસ્તવિકતા સામે આવી ગઈ, બલ્કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પ્રિયતા નફસથી પણ વધુ છે નું પ્રત્યક્ષ દર્શન કર્યું અને ખબર આપી. મવાહિબના સાતમાં હેતુમાં મોહબ્બત બાબતે અમુક સહાબા (રદિ.)ની અજીબો ગરીબ હિકાયતોનો ઉલ્લેખ કર્યો છે.

**ત્રીજી રિવાયત :** હઝરત અબૂ હુરયૂરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે મારી સઘળી ઉમ્મત જન્નતમાં જશે, પરંતુ જેણે મારું કહેવું ન માન્યુ. પુછવામાં આવ્યું કે ન માનનાર કોણ છે ? ફરમાવ્યું કે જેણે મારી ફરમાંબરદારી કરી તે જન્નતમાં જશે અને જેણે મારી નાફરમાની કરી તેણે મારું કહ્યું ન માન્યુ. આ રિવાયત ઈમામ બુખારી (રહ.)એ બયાન ફરમાવી, આ રીતે મિશ્કાત શરીફમાં છે.

**ફાયદો :** સહાબા (રદિ.)ના આ સવાલથી જણાય છે કે આ ન માનવું કુફ્ર સાથે ખાસ નથી, નહીં તો તેમાં તો શું રહસ્યમય બાબત હતી કે જેના લઈ આપની નાફરમાનીને "ઈબાઅ" ન માનવું કહેવામાં આવ્યું. આનાથી પેરવી પાલન કરવું વાજિબ છે, તે બાબત સાબિત થઈ.

**ચોથી રિવાયત :** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, જેણે મારી સુન્નત સાથે મોહબ્બત કરી તેણે મારી સાથે મોહબ્બત કરી અને જેણે મારી સાથે મોહબ્બત રાખી તે મારી સાથે જન્નતમાં હશે. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી, આ રીતે મિશ્કાત શરીફમાં છે.

**ફાયદો :** આ હદીષ શરીફથી જાણવા મળ્યું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મોહબ્બતની નિશાની આપની સુન્નતની મોહબ્બત છે, આ સાથે આપની મોહબ્બતની ફઝીલત પણ સાબિત થઈ કે તે જન્નતની ચાવી છે અને જન્નતની સાથે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં સંગાથનું પણ કારણ છે.

**પાંચમી રિવાયત :** હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે એક

વ્યકિતને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે શરાબ (દારૂ) પીવાના ગુનાહમાં સજા સંભળાવી. ફરી એક દિવસ તે વ્યકિતને હાજર કરવામાં આવ્યો. પછી આપે સજાનો હુકમ ફરમાવ્યો. હાજરજનોમાંથી એક વ્યકિતએ કહ્યું : કે હે અલ્લાહ ! આ વ્યકિત પર લા'નત ફરમાવો, કેટલી વાર (આ મુકદમામાં) તેને લાવવામાં આવે છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તેના ઉપર લા'નત ન કરો. અલ્લાહની કસમ ! મારી જાણ મુજબ આ વ્યકિત અલ્લાહ અને રસૂલ સાથે મોહબ્બત રાખે છે. આ રિવાયત ઈમામ બુખારી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આ હદીષથી અમુક બાબતો સાબિત થઈ :

**પહેલી બાબત :** ગુનેહગારો માટે ખુશખબરી કે તેઓથી અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મોહબ્બતનો ઈનકાર કરવામાં નથી આવ્યો.

**બીજી બાબત :** ગુનેહગારોને ચેતવણી કે ખાલી મોહબ્બત સજાથી બચવામાં કામ ન આવી તો કોઈ એવા ભ્રમમાં ન રહે કે ફરમાંબરદારી વિનાની ફકત મોહબ્બત દોઝખની સજાથી બચાવી લેશે. અલબત્ત સજા પછી અંતમાં મગ્ફિરત થઈ જશે.

**ત્રીજી બાબત :** મોહબ્બતની ફઝીલત કે જે સ્પષ્ટ છે.

**ચોથી બાબત :** મોહબ્બતના વિવિધ દરજ્જા કે એક ગુનોહ હોવા છતાં પણ મોહબ્બત સાબિત ફરમાવી. આથી સાબિત થયું કે કામિલ ફરમાંબરદારી ન હોવાના લઈ ભલે કામિલ મોહબ્બતનો હુકમ નહી લાગે, પરંતુ ફકત મોહબ્બત કે જેનો અલ્પતમ્ દરજ્જો કુફ્રથી નીકળવું છે, તેને પણ કોઈક દરજ્જાની મોહબ્બત સાબિત સમજવામાં આવશે.

**પાંચમી બાબત :** મુઅ્મિન ભલે કેટલો પણ ગુનેહગાર હોય, પરંતુ તેના ઉપર લા'નત કરવામાં ન આવે. આથી અલ્લાહ રસૂલની મોહબ્બતની અઝ્મત સાબિત થાય છે કે તેનો એક છાંટો પણ ભલે તે વ્યકિત ગુનાહોમાં સંડોવાયેલ હોય લા'નતથી મના કરે છે. તો એનો કામિલ અને ખાલિસ દરજ્જો કેટલો અસરકારક હશે.

ભેળસેળ યુક્ત શરાબનો એક ઘુંટ જયારે કે પાગલ બનાવી દે છે, તો જો (પ્રેમસુરા) ચોખ્ખી હોય તો હું નથી જાણી શકતો કે એની અસર કેવી હશે.

**કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :**

(૧) હે ગિયાહેઝાર ! (મદીનામાં) જવાવાળા, અલ્લાહના વાસ્તે દરખ્તેબાંના બાગમાં થોડીક ક્ષણો થોભીને મારા તરફથી ત્યાંના રહેવાસીઓને મારી ચિંતા અને સંતાપોના પુષ્તકો વાંચી સંભળાવશો.

(૨) જો તેઓ મારી બીમારીવસ્થા બાબતે પુછે જયારથી હું તેઓથી વિખૂટો પડયો છું તો (કહેજો) કે હૃદય ગભરામણમાં છે અને માથામાં ચક્કર આવે છે.

(૩) જો તેઓ મારી આંખોના અશ્રુ બાબતે પોતાના પછીના યુગમાં સવાલ કરે તો તો કહાણીની દષ્ટીએ વર્ણન કરજે કે (તેના અશ્રુ) વરસવામાં વાદળની જેમ છે અને જુસ્સામાં સમુદ્રની જેમ છે.

(૪) પરંતુ આ પ્રેમી આ આપવીતી છતાં પણ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશ્ક–પ્રેમમાં ફિદા છે, બસ આપની કલ્પના દિલમાં છે અને આપનું રટણ જબાન પર છે.

(૫) ઘણા લાંબા સમયથી દુઆ કરી રહ્યો છે અને દુઆમાં કાકલુદી અને અતિશયોકતી કરી રહ્યો છે, જેથી આપના બાગમાં આંટા મારે અને આપના રયહાન (સુગંધિત ઘાસ)થી ખૂશ્બૂ સુંઘે.

(૬) હે પાક ઝાત ! જેનો દરજ્જો સમગ્ર સૃષ્ટીથી બલંદીમાં ઉચ્ચ થઈ ગયો, એટલે સુધી કે અલ્લાહ તઆલાએ કુર્આન શ.માં આપની તારીફ બયાન ફરમાવી.

(૭) અંતયુગ સુધી અલ્લાહ તઆલા આપ પર દુરૂદ નાઝિલ ફરમાવે, આપના દરજાત બલંદ ફરમાવે, આપ પર રહમો કરમ ફરમાવી આપને વાયદા અનુસારના ઈન્આમો અર્પિત કરે.

# પ્રકરણ-૩૬

## આપના માન-સમ્માન અને આદરની અનિવાર્યતા બાબત

આ પ્રકરણ પણ ગત્ પ્રકરણથી સંલગ્ન છે, કારણ કે આ પણ આપની અઝમતના હક્કોમાંથી એક છે. આ વિષયક્ અમુક આયતો અને રિવાયતોનો ઉલ્લેખ કાફી છે.

**પહેલી આયત :** સૂરએ તૌબામાં છે :

مَا كَانَ لِاَهْلِ الْمَدِيْنَةِ وَمَنْ حَوْلَهُمْ مِّنَ الْاَعْرَابِ اَنْ يَّتَخَلَّفُوْا عَنْ رَّسُوْلِ اللّٰهِ وَلَا يَرْغَبُوْا بِاَنْفُسِهِمْ عَنْ نَّفْسِهٖ

**બીજી આયત :** સૂરએ નૂરમાં ઈરશાદ છે :

اِنَّمَا الْمُؤْمِنُوْنَ الَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَاِذَا كَانُوْا مَعَهٗ عَلٰٓى اَمْرٍ جَامِعٍ لَّمْ يَذْهَبُوْا حَتّٰى يَسْتَاْذِنُوْهُ ؕ اِنَّ الَّذِيْنَ يَسْتَاْذِنُوْنَكَ اُولٰٓئِكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَرَسُوْلِهٖ ۚ فَاِذَا اسْتَاْذَنُوْكَ لِبَعْضِ شَاْنِهِمْ فَاْذَنْ لِّمَنْ شِئْتَ مِنْهُمْ وَاسْتَغْفِرْ لَهُمُ اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٦٢﴾

**ત્રીજી આયત :** સૂરએ અહઝાબમાં ઈરશાદ છે :

وَمَا كَانَ لَكُمْ اَنْ تُؤْذُوْا رَسُوْلَ اللّٰهِ وَلَآ اَنْ تَنْكِحُوْٓا اَزْوَاجَهٗ مِنْۢ بَعْدِهٖٓ اَبَدًا ؕ اِنَّ ذٰلِكُمْ كَانَ عِنْدَ اللّٰهِ عَظِيْمًا ﴿٥٣﴾

**ચોથી આયત :** સૂરએ ફતહમાં ઈરશાદ છે :

اِنَّآ اَرْسَلْنٰكَ شَاهِدًا وَّمُبَشِّرًا وَّنَذِيْرًا ﴿٨﴾ لِّتُؤْمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَتُعَزِّرُوْهُ وَتُوَقِّرُوْهُ ؕ وَتُسَبِّحُوْهُ بُكْرَةً وَّاَصِيْلًا ﴿٩﴾

**પાંચમી આયત :** સૂરએ હુજુરાતમાં ઈરશાદ છે :

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُقَدِّمُوْا بَيْنَ يَدَيِ اللّٰهِ وَرَسُوْلِهٖ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿١﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَرْفَعُوْٓا اَصْوَاتَكُمْ فَوْقَ صَوْتِ النَّبِيِّ وَلَا تَجْهَرُوْا لَهٗ بِالْقَوْلِ كَجَهْرِ بَعْضِكُمْ لِبَعْضٍ اَنْ تَحْبَطَ اَعْمَالُكُمْ وَاَنْتُمْ لَا تَشْعُرُوْنَ ﴿٢﴾ اِنَّ الَّذِيْنَ يَغُضُّوْنَ اَصْوَاتَهُمْ

عِنْدَ رَسُوْلِ اللّٰهِ اُولٰٓئِكَ الَّذِيْنَ امْتَحَنَ اللّٰهُ قُلُوْبَهُمْ لِلتَّقْوٰى لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ عَظِيْمٌ ۝ اِنَّ الَّذِيْنَ يُنَادُوْنَكَ مِنْ وَّرَآءِ الْحُجُرٰتِ اَكْثَرُهُمْ لَا يَعْقِلُوْنَ ۝ وَلَوْ اَنَّهُمْ صَبَرُوْا حَتّٰى تَخْرُجَ اِلَيْهِمْ لَكَانَ خَيْرًا لَّهُمْ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۝

**આ આયતોનો સારાંશ આ પ્રમાણે છે :**

**(૧) મદીનાવાસીઓ અને આજુબાજુના ગામવાસીઓ માટે યોગ્ય ન હતું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સાથ ન આપે અને આ પણ યોગ્ય ન હતું કે પોતાની જાનને આપની જાનથી પ્યારી સમજે.**

(૨) બસ મુસલમાન તો એ જ લોકો છે, જે અલ્લાહ પર અને તેના રસૂલ પર ઈમાન રાખતા હોય અને જ્યારે રસૂલ પાસે એવા કામે લાગેલા હોય જેના માટે એકત્ર કરવામાં આવ્યા છે અને અચાનક ત્યાંથી જવાની જરૂરત પડે તો જ્યાં સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પરવાનગી ન લે અને આપ તેઓને પરવાનગી ન આપે, મજલીસમાંથી ઉઠીને નથી જતા. હે રસૂલ ! જે લોકો આવા મોકા પર કોઈ જરૂરી કામના લઈ આપથી પરવાનગી લે છે, તેઓમાંથી જેના માટે આપ પરવાનગી આપવાનું યોગ્ય સમજો, પરવાનગી આપી દો અને પરવાનગી આપ્યા પછી પણ તેઓ માટે મગ્ફિરતની દુઆ કરતા રહો. નિઃસંદેહ અલ્લાહ તઆલા ક્ષમા કરવાવાળો અને કૃપાળુ છે. તમે લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તેડાને જ્યારે કે તેઓ કોઈ ઈસ્લામિક જરૂરતના લઈ તમોને એકત્ર કરે, એવું સામાન્ય તેડુ ન સમજો, જેમ કે તમારામાંનો કોઈ બીજાને તેડે–બોલાવે છે કે ભલે આવ્યો કે ન આવ્યો અને આવ્યા પછી મરજી મુજબ બેસીને જયારે મરજી થઈ વગર પરવાનગીએ ઉઠીને ચાલતો થયો.

(૩) અને (નબીને તકલીફ પહોંચાડવાની હુરમત ફક્ત બેકાર બેસી રહેવાની સૂરતમાં જ નથી, બલ્કે આ હુકમ દરેક સંજોગોમાં છે) તમારા માટે (કોઈ બાબતમાં) ઉચિત નથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તકલીફ પહોંચાડો અને આ પણ જાઈઝ નથી કે આપ પછી આપની પત્નિઓ સાથે કદી પણ નિકાહ કરો. આ અલ્લાહ સમક્ષ ઘણું ગુનાહિત કૃત્ય છે. અને (જે રીતે આ નિકાહ નાજાઈઝ છે એ રીતે ઝબાનથી તેનું વર્ણન અને દિલમાં

ખ્યાલ કરવો પણ ગુનાહિત છે). જો તમો આ બાબતે કોઈ વસ્તુનો ઝબાનથી ઉલ્લેખ કરશો અથવા તેના ઈરાદાને દિલમાં છુપાયેલો રાખશો તો અલ્લાહ તઆલા (ને બન્નેવની ખબર છે, કારણ કે તે) દરેક વસ્તુને સારી રીતે જાણે છે. (બસ, તમોને તેના પર સજા આપશે અને અમે ઉપરમાં જે પડદાનો હુકમ આપ્યો છે, તેનાથી અમુક બાકાત પણ છે, જેનું વર્ણન આ પ્રમાણે છે). પયૃગમ્બરોની પત્નીઓ માટે પોતાનાં પિતા સમક્ષ આવવું ગુનાહિત નથી. એવી રીતે પોતાના દીકરાઓ સમક્ષ પણ તેના માટે જેનો દીકરો હોય, એવી જ રીતે પોતાના ભાઈઓ સમક્ષ આવવું, ભત્રીજાઓ સમક્ષ આવવું, ભાણીયાઓ સમક્ષ આવવું પણ ગુનાહિત નથી અને પોતાના ધર્મની સ્ત્રીઓ સમક્ષ અને પોતાની લોંડીઓ સમક્ષ આવવું પણ ગુનાહિત નથી. (મતલબ કે તેઓ સમક્ષ આવવું જાઈઝ છે) અને હે પયૃગમ્બરની પત્નીઓ ! (આ વર્ણવેલ હુકમોના પાલનમાં) અલ્લાહનો ડર રાખો (કોઈ હુકમની અવગણના ન થાય). નિઃસંદેહ અલ્લાહ દરેક વસ્તુ બાબતે હાજર તેમજ જોનાર છે. (મતલબ કે તેનાથી કોઈ વાત છુપાયેલ નથી. તો અવહેલના કરવામાં સઝાની શક્યતા છે). નિઃસંદેહ અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તા રહમત મોકલે છે આ પયૃગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર, હે ઈમાનવાળાઓ ! તમો પણ આપ ઉપર રહમત મોકલ્યા કરો અને વધુથી વધુ સલામ મોકલ્યા કરો, (જેથી આપની અઝમતનો હક્ક જે તમારા ઉપર છે અદા થઈ જાય). બેશક, જે લોકો અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જાણી જોઈને તકલીફ પહોંચાડે છે. અલ્લાહ તઆલા તેઓ પર લાનત ફરમાવે છે અને તેઓ માટે હાનીકારક અઝાબ તૈયાર કરવામાં આવ્યો છે.

(૪) હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપને કિયામતના દિવસે ઉમ્મતના અમલો પર ગવાહી દેવાવાળા સામાન્યત્ અને વિશેષરૂપે દુન્યામાં મુસલમાનો માટે ખુશખબરી આપવાવાળા, અને કાફિરો માટે ડરાવવાવાળા બનાવીને મોકલેલા છે. હે મુસલમાનો ! અમોએ આપને એટલા માટે રસૂલ બનાવીને મોકલેલા છે કે તમે લોકો અલ્લાહ અને તેના રસૂલ પર ઈમાન લાવો, તેઓના દીનની મદદ કરો અને તેઓની તાઝીમ કરો. (એ શ્રદ્ધા સાથે કે અલ્લાહને સર્વ કમાલાતસભર અને સઘળા ઐબોથી પાક–સાફ

સમજો અને અમલની દષ્ટિએ કે કહેવું માનો) અને સવાર–સાંજ તેની તસ્બીહ અને તકદીસ–પાકી બયાન કરવામાં લાગેલા રહો.

(૫) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ–રસૂલની પરવાનગી લીધા વિના તમે કોઈ વાત અથવા અમલમાં પહેલ ન કરો. (એટલે કે જ્યાં સુધી મજબૂત નિશાનીઓ અથવા સ્પષ્ટપણે વાતચીત કરવાની પરવાનગી ન મળે ત્યાં સુધી વાતચીત ન કરો) અને અલ્લાહથી ડરતા રહો. નિઃસંદેહ અલ્લાહ તઆલા (તમારી બધી વાતોને) સાંભળનાર (અને તમારા દરેક કાર્યોને) જાણનાર છે. (અને) હે ઈમાનવાળાઓ ! તમો પોતાની અવાજો પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અવાજથી ઉંચી ન કરો અને ન તેઓ સમક્ષ એટલા ખૂલીને ન બોલો જે રીતે કે પરસ્પર ખુલીને બોલો છો. (મતલબ કે ઉંચા અવાજથી ન બોલો. જ્યારે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉપસ્થિતિમાં વાતચીત કરતા હોય. ભલે વાતચીત પરસ્પર હોય અને બરાબરની અવાજથી પણ ન બોલો, જ્યારે કે ખૂદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે વાતચીત કરી રહયા હોવ.) શકય છે કે તમારા અમલો બરબાદ થઈ જાય અને તમારી જાણમાં પણ ન હોય. (આનો મતલબ આ છે કે જાહેરી દષ્ટિએ આવાઝની વિશેષ માત્રા નિર્ભયતા છે અને પરસ્પરની અવાજની જેમ ઉંચી અવાજ સ્વાભાવિક રીતે ગુસ્તાખી છે, કારણ કે આધિન રહેનાર, વાતથી અને હાલત પ્રમાણે જેનો તે આધિન છે, તેનુ માન–સમ્માન જરૂરી હોવાનો દાવેદાર હોય છે અને આમાં તે જરૂરતને છોડી મુકવુ અપ્રિય તેમજ તકલીફ પહોંચાડવાનો સબબ છે અને રસૂલને તકલીફ પહોંચાડવી અમલ બરબાદ થવાનો સબબ છે, ભલે બીજા ગુનાહો અમલની બરબાદીનો સબબ નથી બનતા, પરંતુ આ (ગુન્હો) તે સામાન્ય ગુનાહોથી એકદમ ખાસ છે. હાં, અમુક સમયે જ્યારે તબીઅત વધુ ખુશ હોય આવી બાબતો નાપસંદ નથી હોતી તે વેળા તકલીફ સાબિત ન થવાના લઈ આ બાબતો અમલની બરબાદીનું કારણ નથી બનતી, પરંતુ સાંભળનારને તકલીફ થઈ છે કે કેમ? અમુક સમય બોલનારને તેની જાણ નથી હોતી, એટલા માટે શકય છે કે તકલીફ થઈ જાય, તેનાથી અમલ બરબાદ થઈ જાય અને બોલનાર એ ગુમાનમાં રહે કે તકલીફ નથી પહોંચાડી તો તેને અમલના બરબાદ થવાની

પણ ખબર ન હોય. લા તશઉરૂન નો આ જ મતલબ છે. એટલા જ માટે કેવળ ઉંચી અવાજ અને જોરથી બોલવાથી મના કરવામાં આવ્યું કે ભલે તેનાં અમુક પ્રકારો તકલીફ પહોંચવાનું કારણ ન હોય, પરંતુ તેને નિશ્ચિત કઈ રીતે કરવામાં આવે માટે દરેક પ્રકારને છોડી મુકવો જોઈએ. આ તો તરહીબ એટલે કે ચેતવણીરૂપે હતુ. આગળ ધીમાં અવાજનો શોખ દેવાડવામાં આવે છે કે નિ:સંદેહ જે લોકો પોતાની અવાજો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ ધીમી રાખે છે, આ તે લોકો છે જેઓના દિલોને અલ્લાહ તઆલાએ તકવા માટે નિયુકત કરી દીધા છે. (મતલબ કે તેઓના દિલોમાં તકવા સિવાયનું કાંઈ નથી.) મતલબ કે કામિલ મુત્તકી છે. જેનો મતલબ એમ જણાય છે કે આ વિશેષ બાબતમાં તેઓ તકવાના કમાલ સાથે સુશોભિત છે, કારણ કે કામિલ તકવો તિરમિઝી શરીફની મરફૂઅ હદીષ પ્રમાણે આ છે કે "કોઈ બંદો મુત્તકીઓના દરજ્જા સુધી નથી પહોંચી શકતો, જ્યાં સુધી કે બિન આપત્તિજનક બાબતો છોડી ન દે આપત્તિજનક બાબતોથી બચવા માટે" અને વાસ્તવમાં ઉંચા અવાજનો એક પ્રકાર બિન આપત્તિજનક છે, જેમાં તકલીફ પહોંચાડવું ન હોય અને એક પ્રકાર આપત્તિજનક છે, જેમાં તકલીફ પહોંચાડવું હોય, જ્યારે તેઓએ બિલકુલ ઉંચા અવાજે બોલવું છોડી દીધું તો આપત્તિજનકના ડરથી બિન આપત્તિજનકને છોડી દીધું, તો કામિલ તકવો સાબિત થયો. "વાસ્તવમાં ઉંચા અવાજનો એક–બે પ્રકાર" એમ કહેવાનો હેતુ એ છે કે મનાઈના હુકમ પછી તો બન્નેવ પ્રકાર આપત્તિજનક છે. આગળ ના ભાગમાં પરલોકમાં તેઓનાં અમલનું ફળ શું હશે ? તેનો ઉલ્લેખ છે કે) આ લોકો માટે મગ્ફિરત અને મહાન બદલો છે. જે લોકો આપને આપના ઘરની બહારથી અવાજ આપે છે તેઓમાં સમજદારી નથી. નહીં તો આપનું માન–સમ્માન જાળવતા અને આવી હિમ્મત ન દાખવતા. આ લોકો જો થોડો સબ્ર અને ઈન્તિજાર કરતા ત્યાં સુધી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે બહાર પધારતા તો તેઓ માટે ઉત્તમ ગણાતું (કારણ કે આ અદબની વાત હતી) અને (આ લોકો હજુ પણ તૌબા કરી લે તો માફ થઈ જાય, કારણ કે) અલ્લાહ ક્ષમા આપનાર દયાળુ છે.

**પહેલી રિવાયત :** સુનને અબૂ દાઉદ, કિતાબુલ્ હુદૂદમાં હઝરત ઈબ્ને

અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે એક આંધળાની એક ઉમ્મે વલદ (એ બાંદી જેનાથી સંભોગ દ્વારા માલિક સંતાન પ્રાપ્તિ કરે) હતી, જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં ગુસ્તાખી–બેઅદબીની વાતો કહેતી હતી. તે અંધજન મના કરતા હતા પણ તેણી તેમની મનાઈની અવગણના કરતી હતી. તેઓ તેણીને ધમકાવતા પણ તે માનતી ન હતી. એક રાત્રે આ જ પ્રમાણે તેણીએ બકવાનું શરૂ કર્યું. તે આંધળા સહાબીએ એક છરો લઈ તેના પેટમાં હુલાવી નાખ્યો અને તેને ખતમ કરી નાખી. સવારે તેની તપાસ થઈ. તે આંધળા સહાબીએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ તેનો એકરાર કર્યો અને સમગ્ર ઘટના કહી સંભળાવી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે બધા ગવાહ રહો. તેણીનું ખૂન વ્યર્થ છે (એટલે કે કિસાસ (ખૂનનો બદલો) વગેરે લેવામાં નહીં આવે).

**ફાયદો :** આથી સહાબી (રદિ.)ની ગાઢ મોહબ્બત અને શિષ્ટાચાર વિશેષરૂપે સાબિત થાય છે. અને આથી હનફીઓનાં તે મસ્અલા ઉપર શંકા કરવામાં ન આવે કે ''નબીની ગુસ્તાખી અહદ તૂટવાનો સબબ નથી,'' કારણ કે અહદ ન તૂટવાથી કતલનું ગેરઉચિત હોવું જરૂરી નથી બનતુ. આ કત્લ એક સીયાસી અને રોકથામના હેતુથી છે કે ખુલ્લમખુલ્લા આ પ્રકારના શબ્દો કહેવા તે કાફિરના ધર્મમાં પણ જાઈઝ નથી અને વળી, વારંવાર બોલવા એ તો દુષ્ટતા અને ઈસ્લામ ધર્મને હલકો સમજવાની દલીલ છે, જે નિઃસંદેહ કતલ વડે સદર અધમ કૃત્યથી મનાઈનું કારણ છે.

**બીજી રિવાયત :** ઈમામ બુખારી (રહ.)એ કિતાબુશ્શુરૂતમાં હુદયૂબિય્યહ ઘટનાની એક લાંબી રિવાયતનું વર્ણન ફરમાવ્યું છે. તેમાં આ બાબત પણ છે કે મક્કાનો સરદાર ઉરવહ બિન મસ્ઉદે આપની મજલિસ શરીફમાંથી મક્કા પરત જઈને લોકો સમક્ષ બયાન કર્યું કે હે મારી કૌમ ! અલ્લાહની કસમ, હું બાદશાહો પાસે ગયો છું, કૈસર–કિસ્રા અને નજ્જાશી પાસે ગયો છું, અલ્લાહની કસમ કોઈ બાદશાહને નથી જોયો કે તેના દરબારીઓ તેનું એટલું સન્માન કરતા હોય જેટલું કે સહાબા (રદી.) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું સન્માન કરે છે. કસમ ખુદાની તેઓ જ્યારે થૂંક (મુબારક) ફેંકે છે તો તે કોઈનાને કોઈના હાથમાં પડે છે અને તે

વ્યક્તિ તેને પોતાનાં શરીર અને મોઢા ઉપર ચોપડે છે, જ્યારે આપ તેઓને કોઈ હુકમ આપે છે તો તેઓ આપના હુકમ પાલન તરફ દોડે છે. જ્યારે આપ વુઝૂ ફરમાવે છે તો તે લોકોની પરિસ્થિતિ એવી હોય છે કે વુઝૂનું પાણી લેવા માટે જાણે હમણા લડી પડશે. જ્યારે આપ કલામ–વાતચીત ફરમાવે છે તો તે લોકો પોતાની અવાજો આપ સમક્ષ મંદ કરી લે છે અને તે લોકો આપ સમક્ષ તિવ્ર દષ્ટિએ જોતા પણ નથી.

**ફાયદો :** આ હદીષથી સહાબા (રદિ.)ના જે શિષ્ટાચારો સાબિત થાય છે તે સ્પષ્ટ છે.

**ત્રીજી રિવાયત :** મિશ્કાત શરીફમાં ઈમામ અહમદનાં હવાલાથી બર્રા બિન આઝિબ (રદિ.)ની રિવાયત છે કે અમો નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે એક અન્સારી (સહાબી)ના જનાઝામાં ગયા. કબ્ર સુધી પહોંચ્યા. હજુ મય્યિત કબ્રમાં મુકવામાં આવ્યું ન હતું. (થોડીક વાર હશે) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બેસી ગયા અને અમો આપની ચોમેર એ રીતે બેસી ગયા, જાણે અમારા માથા પર પક્ષી બેઠા હોય (મતલબ કે એકદમ ચૂપચાપ સુકૂન સાથે).

**ફાયદો :** સહાબા (રદિ.)નો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં આ પ્રમાણે બેસવાનો નિયમ હતો. આથી અત્યંત શિષ્ટાચારનો સુબૂત મળે છે. અને આ બાબતે અસંખ્ય રિવાયતો મવજૂદ છે. ઉલમાએ કિરામે સ્પષ્ટતા કરી છે કે આ આદાબ–શિષ્ટાચાર હયાત પછી પણ બાકી છે.

મવાહિબમાં છે કે આપની અવાજ પર અવાજ ઉંચી કરવી અમલની બરબાદીનો સબબ છે, તો પોતાના આચાર–વિચાર અને ઈચ્છા કામનાઓને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો અને હુકમો પર પ્રાધાન્ય આપવા બાબતે શું સમજો છો ? અને જ્યારે આપની મજલિસમાંથી વિના પરવાનગીએ જવું જાઈઝ નથી તો આપના દીનની તફસીલ (સમજુતીઓ)થી બીજી તરફ જવું કઈ રીતે જાઈઝ લેખાશે. બીજા આલિમોએ આલેખ્યું છે કે જે રીતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ ઉંચી અવાજે બોલવું જાઈઝ નથી, એવી જ રીતે આપના કલામનો પાઠ ભણાવાતો હોય અને હુકમો નકલ

થતા હોય તે વેળા પણ શ્રોતાઓ અને ઉપસ્થિતો માટે ઉંચી અવાજે બોલવું શિષ્ટનાં વિરુધ્ધ છે અને એવી જ રીતે જિસ્મ મુબારકના સ્થળ (રવઝહએ પાક) ની નઝદીક પણ.

મવાહિબમાં એક વાકિઅહ નકલ કર્યો છે. અમીરુલ મુઅ્મિનીન અબૂ જઅ્ફરે હઝરત ઈમામ માલિક (રહ.) સાથે કોઈ મસ્અલા સંબંધે મસ્જિદે નબવીમાં વાતચીત કરી તો ઈમામ માલિકે (રહ.) ફરમાવ્યું કે હે અમીરુલ મુઅ્મિનીન! તમોને શું થઈ ગયું? આ મસ્જિદમાં ઉંચી અવાજે ન બોલો, કારણ કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું માન, સમ્માન, અદબ જાળવવો વફાત પછી પણ એટલો જ જરૂરી છે જેટલો હયાતીમાં હતો. તો અબૂ જઅ્ફર ચૂપ થઈ ગયા. આ વાતનું સમર્થન હઝરત ઉમર (રદિ.)ના તે ઈરશાદથી પણ થાય છે, જે આપે તાઈફના બે વ્યકિતઓને ફરમાવ્યો કે તમે લોકો મસ્જિદે નબવીમાં ઉંચી અવાજે બોલો છો. આ રિવાયત ઈમામ બુખારી (રહ.)એ બયાન ફરમાવી. આ રીતે મિશ્કાત શરીફ બાબુલ મસાજિદમાં છે. તો આપના નામ, કરીબી મકામ, કલામ અને હુકમોનો આદર વાજિબ છે. અને હુકમોનાં આદરમાંથી એક આ બાબત પણ છે કે જાહેરી આદરમાં શરીઅતની હદોથી આગળ ન વધી જવાય જેવી રીતે કે કોઈ બીજા નબી અથવા અલ્લાહ તઆલાની બેઅદબી થવા ન લાગે, જેમ કે ચોથી–પાંચમી રિવાયતથી સ્પષ્ટ થાય છે.

**ચોથી રિવાયત** : હઝરત અબૂ હુરયરહ (રદિ.)ના હવાલાથી એક યહૂદી અને મુસલમાનના ઝઘડાની ઘટના બાબતે બયાન કરવામાં આવ્યું છે કે મુસલમાનોએ પોતાની કસમમાં કહ્યું "તે ઝાતની કસમ જેણે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સમગ્ર જગત ઉપર સર્વશ્રેષ્ઠ બનાવ્યા". યહૂદીઓએ કહ્યું કે "તે ઝાતની કસમ જેણે મૂસા (અલૈ.)ને સમગ્ર જગત ઉપર સર્વશ્રેષ્ઠ બનાવ્યા". તો એક મુસલમાને તે સમયે એક તમાચો યહૂદીને ચોંટાડી દીધો. યહૂદીએ આપની સેવામાં જઈને રજૂઆત કરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તે મુસલમાનથી પુછપરછ કરી તો તેણે આ ઘટના કહી સંભળાવી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તમો મને મૂસા (અલૈ.) ઉપર (એવું) પ્રાધાન્ય ન આપો (જેમાં તેઓની

બેઅદબીની શંકા ઉત્પન્ન થાય, જેવી રીતે કે પરસ્પર એકબીજાને પ્રાધાન્ય–પ્રાથમિકતા આપવામાં લડાઈ–ઝઘડા સુધી વાત પહોંચી જવાના લઈ આ બાબતે શંકા ઉત્પન્ન થઈ શકે છે). આ રિવાયત ઈમામ બુખારી (રહ.) અને ઈમામ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી. આ રીતે મિશ્કાત શરીફમાં છે.

**પાંચમી રિવાયત :** હઝરત ઝુબૈર બિન મુત્ઈમ (રદિ.)થી રિવાયત છે કે એક ગામડીયો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થયો અને કહયું કે જાનો મુસીબતમાં ફસાઈ ગઈ છે, બાલ–બચ્ચાઓ ભૂખ્યા મરી રહ્યા છે, માલ બરબાદ થવા લાગ્યો છે અને જાનવરો (દુકાળના કારણે) હલાક થવા લાગ્યા છે. તો આપ અમારા માટે અલ્લાહ તઆલા સમક્ષ વરસાદ વરસવાની દુઆ કરી આપો. અમો આપને અલ્લાહ સમક્ષ સિફારીશી માનીએ છીએ અને અલ્લાહને આપ સમક્ષ સિફારીશી માનીએ છીએ. તો અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (આ શબ્દોથી બેચેન થઈ ગયા અને) સુબ્હાનલ્લાહ ! સુબ્હાનલ્લાહ ! અલ્લાહની ઝાત પાક છે કહેવા લાગ્યા અને એટલી હદે વારંવાર (ઉપરોકત) તસ્બીહ પઢી કે તેનો અસર સહાબા (રદિ.)ના મોઢાઓ ઉપર સ્પષ્ટ જણાઈ આવતો હતો. પછી ફરમાવ્યું કે અરે ! બદનસીબી ! કદાપી અલ્લાહ તઆલાને કોઈના સમક્ષ સિફારીશી ન બનાવી શકાય. અલ્લાહ તઆલાની શાન આથી ઘણી મહાન છે. (સંપુર્ણ હદીષ) આ રિવાયત અબૂ દાઉદ (રહ.)એ બયાન ફરમાવી. આ રીતે મિશ્કાત શરીફમાં છે.

**ફાયદો :** ભલે સિફારીશી કદી મહાન પણ હોય છે, જેમ કે હઝરત મુગીષ (રદિ.) બાબતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત બરીરહ (રદિ.) સમક્ષ સિફારીશ ફરમાવી કે હું હુકમ નથી કરતો સિફારિશ કરું છું, પરંતુ સિફારીશ માટેની જરૂરતોમાંથી છે કે સિફારિશ કરનાર તે જરૂરતને પુરી પાડવાથી સ્વજાતે આજિઝ અને જેનાથી સિફારિશ કરે છે તેનો મોહતાજ હોય છે, જયારે આજિઝ હોવાની કે મોહતાજ હોવાની શકયતા પણ અલ્લાહ તઆલાની ઝાતમાં તો અસંભવ છે. તો બસ એટલું કે આ વિષયમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આદર ઉચ્ચ કક્ષાનો છે, પરંતુ અલ્લાહ

તઆલાની શાનમાં બેઅદબીના કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તબીઅત પર કેટલું બોજારૂપ થઈ પડયું અને કેટલા એહતેમામથી આપે તેનાથી મનાઈ ફરમાવી.

**કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :**

(૧) કેટલો ઉમદા છે હઝરતનો સ્વભાવ અને પ્રકૃતિ, જેને આપના મહાન આચારોએ સુશોભિત કરી છે. એવી પરિસ્થિતિમાં કે સર્વાંગે સૌંદર્યના કપડામાં લપેટેલી છે અને પ્રફુલ્લિત મુખારવિંદ તથા હસમુખ સ્વભાવના સ્વામી છે.

(૨) ઉચ્ચ ગુણો ધરાવતી જાત કોમળતા અને પવિત્રતામાં કળી સમાન છે, દરજ્જા તેમજ બુઝુર્ગીમાં ચૌદમીના ચાંદની જેમ, સમગ્ર સૃષ્ટિને નફો તેમજ આમ ફૈઝ પહોંચાડવામાં સમુદ્રની જેમ અને હિમ્મતોમાં જમાનાની જેમ છે.

(૩) આપની શાન તો એવી છે કે મુલાકાત વેળા ભલે આપ એકલા હોય તો પણ પોતાના પ્રતાપ અને મહાનતાના લઈ એવા જણાય છે કે જાણે આપ મોટા લશ્કર અને ખાદિમોની વચ્ચે હોય.

(૪) જાણે કે મોતી જે પોતાની સીપીમાં છુપાયેલ છે અને હજુ સુધી બહાર આવી તેનો ઉપયોગ નથી થયો. પોતાની ચમક દમકમાં તે મોતી જેવા છે, જે એવી બે ખાણોમાંથી નીકળ્યું હોય જેમાંની એક ખાણ જબાન મુબારક છે એટલે કે તત્વપૂર્ણ સંગઠિત કલામ, બીજી ખાણ બન્નેવ હોઠ શરીફ અને ચમકદાર દાંત. સારાંશ કે તે મોતી જે હજુ સીપીમાંથી બહાર નથી આવ્યું, તે પુર્ણ સફાઈ અને ચમકમાં આપના કલામ અને દાંતોની જેમ છે ભલે તેની સફાઈનો મુકાબલો નથી કરી શકતું (આ બધા ગુણોથી આપનું બાહ્ય અને આંતરિક રૂપે રીતે શ્રેષ્ઠ હોવું સાબિત થાય છે અને આ બાબત તકાદો કરે છે કે આપ અત્યંત આદરણીય અને સન્માનપાત્ર છે). (ઈત્રુલ્ વર્દહ)

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેઓ સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૩૭

## આપ પર દુરૂદ શરીફ પઢવાની ફઝીલત બાબત

આ પણ પાછલા બન્ને પ્રકરણોથી સંલગ્ન છે, કારણ કે આ પણ આપના હક્કો અને આદાબોમાંથી છે. આ બાબતે પણ અમુક રિવાયતોના ઉલ્લેખ પર સંતોષ માનવામાં આવે છે.

**પહેલી રિવાયત :** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું જે વ્યક્તિ મારા ઉપર એક વખત દુરૂદ શરીફ પઢે છે, અલ્લાહ તઆલા તેના ઉપર દસ રહમતો ઉતારે છે, તેનાં દસ ગુનાહો માફ થાય છે અને તેના દસ દરજ્જા બુલંદ થાય છે. આ રિવાયત ઈમામ નસાઈ (રહ.)એ બયાન ફરમાવી.

**બીજી રિવાયત :** હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે કિયામતના દિવસે બધી વ્યકિતઓ કરતાં વધુ સમ્માનિત તે હશે, જે મારા પર વધુથી વધુ દુરૂદ મોકલતી હોય. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**ત્રીજી રિવાયત :** આ પણ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા તરફથી ઘણા ફરિશ્તા ધરતી પર ફરતા રહે છે અને મારી ઉમ્મતના સલામ મારા સુધી પહોંચાડે છે. આ રિવાયત ઈમામ નસાઈ અને દારમી (રહ.)એ બયાન ફરમાવી.

**ચોથી રિવાયત :** હઝરત અબૂ હુરયૂરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તે વ્યકિત તિરસ્કૃત તેમજ અપમાનિત થાય, જેના સમક્ષ મારૂં વર્ણન કરવામાં આવે અને તે મારા પર દુરૂદ ન મોકલે. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આ હદીષ શરીફના લઈ મુહક્કિક ઉલમાએ ફરમાવ્યું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નામ મુબારક સાંભળી પ્રથમ વાર દુરૂદ પઢવું વાજિબ છે. ફરી એ જ મજલિસમાં બીજી વાર વર્ણન થાય તો (દુરૂદ) મુસ્તહબ છે.

**પાંચમી રિવાયત :** હઝરત ઉબય્ બિન કઅબ (રદિ.)થી રિવાયત છે કે મેં પૂછયું કે યા રસૂલલ્લાહ હું આપ પર વધુથી વધુ દુરૂદ શરીફ મોકલું છું તો (આટલુ જણાવી આપશો કે) કેટલી વાર દુરૂદ શરીફ મોકલવાનો નિયમ રાખું ? (મતલબ કે બીજા ઝિક્ર કરતાં કેટલી વાર પઢવાનો નિયમ બનાવું?). આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, તમારી જેટલી ઈચ્છા હોય. મેં અર્ઝ કરી કે એક ચતુર્થાંશ (દા. ત. વઝીફાનો કુલ સમય ત્રણ કલાક હોય તો પોણો કલાક દુરૂદ શરીફ માટે રાખું). આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, તમારી ઈચ્છાનુસાર અને જો હજુ વધારે કરશો તો તમારા માટે સારું રહેશે. મેં કહયું કે અડધો કલાક ? (મતલબ કે ઉપરોકત દાખલા પ્રમાણે દોઢ કલાક) આપે ફરમાવ્યું, તમારી જે ઈચ્છા હોય અને જો હજુ પણ વધારે કરશો તો વધુ સારુ રહેશે. મેં અર્ઝ કરી કે બે તૃત્યાંશ ? (જેમ કે ઉપરોકત દાખલા પ્રમાણે બે કલાક) આપે ફરમાવ્યું કે તમારી જેવી ઈચ્છા, પરંતુ જો હજુ પણ વધારશો તો તમારે માટે આથી પણ વધુ સારુ રહેશે. આપે ફરમાવ્યું કે મારો આખો વઝીફો દુરૂદ પઢવાને બનાવી લઈશ. (મતલબ કે ત્રણ કલાક આ જ પઢયા કરીશ તો આપે (સ.અ.વ.) ફરમાવ્યું કે આવી પરિસ્થિતિમાં તમારી દરેક ચિંતાઓને નાબૂદ કરવામાં આવશે અને તમારા ગુનાહ માફ કરવામાં આવશે. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી છે.

**ફાયદો :** આ રિવાયતથી દુરૂદ શરીફનું સર્વશ્રેષ્ઠ ઝિક્ર હોવું સ્પષ્ટ થાય છે.

**છઠ્ઠી રિવાયત :** હઝરત અબૂ તલ્હા (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે મારી પાસે જિબ્રઈલ (અલૈ.) આવ્યા અને કહયું કે તમારા રબનો ઈરશાદ છે કે આપ પર જે વ્યક્તિ દુરૂદ મોકલશે, હું તેના પર દસ રહમતો ઉતારીશ અને જે વ્યકિત સલામ મોકલશે, તેના પર દસ સલામ મોકલીશ. આ રિવાયત ઈમામ નસાઈ અને દારમી (રહ.)એ બયાન ફરમાવી છે.

**ફાયદો :** આથી જાણવા મળ્યું કે જો દુરૂદ શરીફના કોઈ વાકયમાં દુરૂદ અને સલામ બન્નેવ હોય તો તેને એક વાર પઢવાથી અલ્લાહ તઆલાના વીસ (૨૦) ઈનામો પ્રાપ્ત થાય છે. દા. ત. અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદીના વ મવ્‌લાના મુહમ્મદીન્ વ બારિક્ વ સલ્લિમ.

**સાતમી રિવાયત :** હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે તેઓએ ફરમાવ્યું, દુઆ આસ્માન અને જમીન વચ્ચે લટકતી રહે છે. તેમાંથી કંઈક પણ (કબુલના દરજ્જા) સુધી નથી પહોંચતું, જ્યાં સુધી કે પોતાના નબી પર દુરૂદ ન મોકલો. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** કારણ કે આ બાબત અક્કલથી સમજી શકાય એમ નથી. માટે મરફૂઅ્ (હદીષ)ના હુકમમાં છે. આ બધી હદીષો મિશ્કાત શરીફમાં છે અને આ બાબતે અહકર (હઝરત થાનવી રહ.)ની એક કિતાબ ઝાદુસ્સઈદ સંક્ષિપ્ત–સર્વગ્રાહી છે.

ફઝીલતનું વર્ણન કર્યા બાદ મારા દિલનું આલેખન યોગ્ય જણાય છે તકાદાનુસાર.

**પ્રથમ હિકમત :** અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉમ્મત પર અસંખ્ય એહસાનો છે એ રીતે કે આપે ફક્ત હુકમ આપેલ બાબતોની જ તબ્લીગ નથી કરી બલ્કે તેની સુધારણા માટે યોગ્ય ઉપાયોની શોધ કરી, તેઓ માટે આખી આખી રાત ઉભા રહીને દુઆઓ કરી. તેઓને નુકસાન પહોંચવાની શકયતા પર દિલગીર થયા અને તબ્લીગ કરવાનો ભલે હુકમ આપવામાં આવ્યો હતો, પરંતુ તે છતાં તેમાં ઈનામ માટેનો આપ વાસ્તો તો બન્યા. સારાંશ કે આપ એહસાનકર્તા પણ છે અને એહસાનનો વાસ્તો પણ છે. તો આવી પરિસ્થિતિમાં સુશીલ તેમજ શુદ્ધ પ્રકૃતિનો તકાદો આ છે કે આવી ઝાત માટે દુઆઓ નીકળે છે. ખાસ કરીને તે વેળા જ્યારે તેના સમકક્ષ બદલો ન વાળી શકાતો હોય. અને આ પ્રકારનો બદલો વાળવાથી આપણે આજિઝ છીએ તે બાબત સ્પષ્ટ છે, કારણ કે આવી નેઅમતોનો બદલો ગૈર નબીથી નબી પ્રત્યે અસંભવ બાબતોમાંથી છે અને રહમતની દુઆથી વધીને કોઈ દુઆ નથી, વળી તેમાં પણ સંપૂર્ણ અને ખાસ રહમતની દુઆ કે

જે દુરૂદ શરીફનો અર્થ છે, એટલા જ માટે શરીઅતે આ સુશીલ તેમજ શુદ્ધ પ્રકૃતિ અનુસાર દુરૂદ શરીફનો હુકમ કદી વાજિબ તો કદી મુસ્તહબ ઠેરવ્યો. આ પ્રમાણે મવાહિબમાં છે.

**બીજી હિક્મત :** આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના મહબૂબ છે અને મહબૂબ માટે કોઈ ભલાઈની અરજી કરવી, ભલે મહબૂબ માટે આ અરજીની જરૂર નથી, કારણ કે જેને અરજી કરવામાં આવે તે મહબૂબને મુહબ્બત હોવાનાં કારણે તે ખૈર પહોંચાડી આપે છે, પરંતુ આવી અરજી કરવી અરજી કરનાર માટે નિકટ તથા સન્માનિત થવાનું કારણ બને છે તો દુરૂદ શરીફમાં અલ્લાહના મહબૂબ માટે રહમતની અરજી છે. માટે તે જરીયો બની જશે, તે વ્યકિત માટે અલ્લાહની નઝદીકી અને રઝામંદી મળવાનો. આ પ્રમાણે મવાહિબમાં છે.

**ત્રીજી હિક્મત :** આ અરજીમાં આપનું ખાસ પદ "કામિલ બંદા હોવું છે" નો ઈઝહાર પણ છે કે આપને પણ અલ્લાહની રહમતની જરૂરત છે. આ બાબત સવાનિહુલ વકતમાંથી લીધેલ છે.

**ચોથી હિક્મત :** કારણ કે આપ પણ માનવતા, પ્રાકૃતિકતા અને તાત્વિકતામાં માનવજાત સાથે શરીક છે અને અમુક વધારાની બાબતોમાં દા. ત. વધુ માલ–દૌલત વગેરેમાં બીજા લોકો સાથે બરાબરીમાં નથી, આ (પ્રથમ બાબતમાં) શરીક હોવું અને (બીજી બાબતમાં) બરાબરી ન હોવી. ઘણી વખત સન્માન સંદર્ભના અકીદા બાબત તથા મિલ્લી અનુકરણના મામુલી તેમજ બિનજરૂરી હોવાનો ખ્યાલ જન્માવનારી બની રહે છે. જેમ કે ગુમરાહ કૌમો સાથે બન્યું કે, અમુકે કહ્યું : أَنُؤْمِنُ لِبَشَرَيْنِ مِثْلِنَا وَقَوْمُهُمَا لَنَا عَابِدُونَ ﴿٤٧﴾

(ભાવાર્થ : શું અમારા સરખા જ બે માણસો (મૂસા અલૈ. તથા હારૂન અલૈ.)પર અમે ઈમાન લઈ આવીએ? અને વળી તેમની કૌમ તો અમારી જ સત્તા નીચે છે).

(સુ. મુઅ્મિનૂન, આ./૪૭, પા./૧૮)

અમુકે કહ્યું : أَبَشَرًا مِّنَّا وَاحِدًا نَّتَّبِعُهُ إِنَّا إِذًا لَّفِي ضَلَالٍ وَسُعُرٍ ﴿٢٤﴾

(ભાવાર્થ : શું અમે અમારા માંહેના એકલા એક માણસના કહેવા પ્રમાણે ચાલીએ ? ત્યારે તો અમે ભૂલમાં અને ગાંડપણમાં જ પડીએ).

(સુ. કમર, આ./૨૪, પા./૨૭)

કોઈએ કહ્યું : કે, لَوْلَا نُزِّلَ هٰذَا الْقُرْاٰنُ عَلٰى رَجُلٍ مِّنَ الْقَرْيَتَيْنِ عَظِيْمٍ۝
(ભાવાર્થ : એ કુર્આન આ બે શહેરો (મક્કા અને તાઈફ)માંથી કોઈ મોટા માણસ પર કેમ ન ઉતર્યું ?). (સુ. ઝુખરૂફ, આ./૩૧, પા./૨૫)

માટે દુરૂદ શરીફમાં આનો સંપૂર્ણ 'ઈલાજ' છે, કારણ કે તેમાં ખાસ રહમતની દુઆ છે તો તેનાથી એ વાત યાદ આવી કે આપ ખાસ રહમતની હકદારીમાં સૌથી મોખરે છે. તો શિર્કતની સાથે આ વિશેષતા પણ જોવો કે તેના મુકાબલામાં બીજા લોકોની માલી વગેરે વિશેષતાઓ ધૂળ ચાટે છે. અને તેમાં પહેલી હિકમત અનુસાર એ વાતનું પણ ધ્યાન દોરાય છે કે અમો લોકો આપના આભારી છે અને કોઈની મહિમા અને ઉપકાર માનવો તે ઘમંડને ખતમ કરે છે. ખાસ કરીને જ્યારે કે નામ મુબારકથી પહેલાં સય્યિદિના વ મવ્લાના વગેરે લગાવવામાં આવે અને નામ મુબારક પછી એવી સિફતોનો ઉમેરો કરવામાં આવે, જેમાં ધર્મપ્રચાર માટેની આપના પરિશ્રમ અને પ્રયત્નોની સ્પષ્ટતા હોય, જે આપણા ઉપર સૌથી મોટો ઉપકાર છે અને ઘમંડ દૂર થવાથી નમ્રતા તેમજ મોહતાજગી ઉત્પન્ન થશે, જે હેતુલક્ષી દરજ્જાનો મહાન દરજ્જો છે. ખાસ કરીને એવી ઝાતના મુકાબલામાં જેની મહાનતાનો કથનોમાં ખાસ એહતેમામ કરવામાં આવ્યો છે. દા. ત. અલ્લાહના મકબૂલ બંદા ખાસ કરીને નબીઓ (અલૈ.) તેમાં પણ ખાસ કરીને નબીઓના સરદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કે તેઓ સમક્ષ નમ્રતા–મોહતાજગીનું ધ્યાન ખરેખર અલ્લાહની મરજી છે અને આપથી દૂર ભાગવું તેમજ નિસ્પૃહતા દાખવવી સાવ મરજી વિરુધ્ધ છે, જેમ કે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

هُوَ الَّذِىْ بَعَثَ فِى الْاُمِّيّٖنَ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ
وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَاِنْ كَانُوْا مِنْ قَبْلُ لَفِىْ ضَلٰلٍ مُّبِيْنٍ۝

(ભાવાર્થ : તે જ (અલ્લાહ) છે જેણે (અરબના) અભણ લોકોમાં તેઓ (ની કૌમ)માંથી જ એક રસૂલ મોકલ્યા, જે તેમને અલ્લાહની આયતો પઢી સંભળાવે છે અને તેમને (શિર્ક વગેરેથી) પવિત્ર કરે છે અને તેમને કિતાબ તથા હિકમત (દીનીવાતો) શીખવે છે, જો કે એના પહેલાં એ લોકો ખુલ્લી ગુમરાહીમાં હતાં).

(સુ. જુમુઅહ, આ./૨, પા./૨૮)

لَقَدْ مَنَّ اللّٰهُ عَلَى الْمُؤْمِنِيْنَ اِذْ بَعَثَ فِيْهِمْ رَسُوْلًا مِّنْ اَنْفُسِهِمْ
يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ ۚ وَاِنْ كَانُوْا مِنْ قَبْلُ لَفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿۱۶۴﴾

(ભાવાર્થ : ખરેખર, અલ્લાહે મુસલમાનો પર (ઘણોજ) ઉપકાર કર્યો કે તેઓમાં તેમનામાંથી જ એક એવા (મહાન) રસૂલ મોકલ્યા કે જે તેમને અલ્લાહની આયતો પઢી સંભળાવે છે અને તેમને (શિર્ક વગેરેથી) પવિત્ર કરે છે અને તેમને કિતાબ (કુર્આન) તથા જ્ઞાનની વાતો શીખવે છે અને બેશક! આ લોકો પ્રથમથી જ ચોખ્ખી ભૂલમાં હતા). (સુ. આલિ ઈમરાન, આ./૧૬૩, પા./૪)

**પાંચમી હિકમત :** અમુક તબીઅતો–પ્રકૃતિઓમાં તૌહીદ–એકેશ્વરતાની રૂચીનું પ્રભુત્વ હોવાના કારણે વાસ્તાઓ સાથે કે જે વાસ્તામાં નબીઓ પણ છે દિલ વધુ લાગતું નથી. હાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફરમાંબરદારી અને આપ પ્રત્યેના અકીદાની વાજિબ માત્રા પ્રાપ્ત થયા પછી આ દિલનાં સંબંધની વધારાની માત્રાનું ન હોવું નુકસાનકારક નથી, જેમ કે મવાહિબના સાતમાં મકસદમાં ઈમામ કુશૈરી (રહ.)ના હવાલાથી હઝરત અબૂ સઈદ ખઝ્ઝાઝ (રહ.)નો એક કિસ્સો નકલ કર્યો છે કે તેઓએ સ્વપ્નમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા અને અર્ઝ કરી કે યા રસૂલલ્લાહ ! મને માજુર સમજો કે અલ્લાહ તઆલાની મોહબ્બત આપની મોહબ્બતમાં મશગૂલ થવા નથી દેતી ? આપે ફરમાવ્યું કે હે મુબારક ! જે વ્યકિત અલ્લાહ તઆલા સાથે મોહબ્બત કરે છે તે મારા સાથે જ મોહબ્બત કરે છે (કારણ કે તે વ્યકિત જાણે જ છે કે મારા વાસ્તાથી જ આ બાબત નસીબમાં આવી છે, અને આ જાણી લીધા બાદ શકય નથી કે વાસ્તા સાથે મોહબ્બત ન હોય, ભલે તે તરફ ધ્યાન ન હોય, પરંતુ જરૂરી બાબત તો મોહબ્બત છે, તેનું કાયમ માટેનું ધ્યાન નહીં).

અમુક લોકો કહે છે કે ઉપરોકત ઘટના એક અન્સારી સ્ત્રીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે બેદારીની હાલતમાં ઘટી હતી, પરંતુ કમાલ તો એ છે કે જે વાસ્તા તરફ એક સાચા રબએ ધ્યાન કરવાને પોતાની રઝાને ઝરીયો બનાવ્યો છે, તેઓ (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ ધ્યાન કરવાને રૂચીની દષ્ટિએ પણ તૌહીદમાં ખલેલ પહોંચાડનાર ન

સમજે, બલકે સંપૂર્ણ તૌહીદ સમજે. જે રીતે કે કોઈ પોતાના માશૂક પાસે જવા માગે અને તે માશૂક પોતાની કોઈ ખાસ નિકટની વ્યકિત તેની પાસે મોકલી આપે, જે તેને પોતાની સાથે લઈ આવે, તો અક્કલનો તકાદો એ છે કે જે હદે પોતાના મહબૂબનો સાચો મકસદ તેના દિલમાં વસેલો હશે, એટલી જ હદે દરેક કદમ પર મકસદ સુધી પહોંચાડનારના કદમ અને જબાન પર ધ્યાન રહેશે, કારણ કે તેમાં ઘટાડો થવાથી મકસદ સુધી પહોંચવું શંકાસ્પદ બની જશે, જેને તે નાપસંદ અને મહબૂબ બિજ્જાત અસલના હકીકી મકસદ વિરુધ્ધ ગણશે. એવી જ રીતે જ્યારે તે આશિકને જાણ થશે કે હું તેનો જેટલી હદે આદર, સત્કાર અને સેવા કરીશ મારો મહબૂબ એટલો જ વધારે ખુશ થશે. તો તેનાથી પણ વધીને મશ્ગૂલ થશે અને આ મશ્ગૂલ થવું મહબૂબમાં મશ્ગૂલ થવા માટે રૂકાવટ નહીં બને, બલ્કે આ મશ્ગૂલીમાં વધારે મદદ કરશે તો જે આ દાખલામાં મોહબ્બત કરનારની નઝરમાં મુખ્ય હેતુ મહબૂબ બિજ્જાત જેટલી હદે હશે એટલી જ માત્રામાં પહોંચાડનારના આદેશ–નિષેધ પર ધ્યાન હશે, એવી જ રીતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફ જેટલું ધ્યાન હોય તે જ ખાસ અલામત ગણાશે કે અલ્લાહ તઆલા મુહબ્બત અને ધ્યાનકેન્દ્રનું મુખ્ય સ્થાન છે. તો બન્નેવ પ્રકારના ધ્યાનમાં કોઈ વિરોધાભાસ નથી, બલ્કે બન્નેવ પ્રકાર એક બીજા માટે આવશ્યક છે. આમ સાબિત થયું તો આ રૂચી પ્રત્યેની કમીને દૂર કરવા માટે દુરૂદ શરીફની શરૂઆત થઈ, જાણે કે "સલ્લુ અલયહિ વ સલ્લિમુ તસ્લીમા હુકમ થયો" કે આ વાસ્તા તરફ આદર સાથે ધ્યાન કેન્દ્રિત કરવાથી અમો ખુશ થઈએ છીએ તો જે કોઈ વ્યકિત અમારો અને અમારી રઝામંદીનો તલબગાર છે તો આ વાસ્તા તરફ આદર રાખીને ધ્યાન કેન્દ્રિત કરે, અને તેને બીજી કોઈ વ્યકિતમાં મશ્ગૂલ થવું ન સમજે, કારણ કે બીજી કોઈ વ્યકિતમાં મશ્ગૂલ થવું સર્વથા તૌહીદના વિરુધ્ધ નથી, બલ્કે ગૈરમાં મશ્ગૂલ થવું એ અર્થે કે તે ગૈર મકસદ માટે રૂકાવટ હોય તો તે તૌહીદ વિરુધ્ધ ગણાશે અને જે ગૈર પોતે પહોંચાડનાર હોય તેનાં તરફ ધ્યાન કરવું તો તૌહીદની આવશ્યકતામાંથી છે, કારણ કે તેના વિના તૌહીદ સુધી પહોંચી નથી શકાતું. આ બન્નેવ હિકમતો સવાનિહે સાલિકુલ વક્તમાંથી લીધેલ છે.

## દુરૂદ શરીફના અદબ બાબતે એક ફિકહી ફાયદો :

રદુલ્ મુહ્તારમાં ફતાવા હિન્દીય્યહનાં હવાલાથી નકલ કરવામાં આવે છે કે વેપારી કપડું ખોલતી વેળા, એ હેતુસર તસ્બીહ અથવા દુરૂદ શરીફ પઢે કે ખરીદારને કપડું સારું લાગે, અથવા ચોકીદાર જગાડવા માટે આમ કરે, એવી જ રીતે કોઈ મોટો વ્યકિત આવતો હોય ત્યારે એ હેતુથી દુરૂદ શરીફ પઢવું કે લોકોને તેના આવવાની ખબર પડી જાય તો લોકો ઉભા થઈ જાય, અથવા તેના માટે જગા કરી આપે, આ બધુ મકરૂહ છે. અને દૂર્રે મુખ્તારમાં તેને હરામ કહેલું છે. રદુલ્ મુહ્તારમાં હરામની તફસીર મકરૂહે તહરીમીથી કરેલ છે. સારાંશ કે દુરૂદ શરીફ એક ઈબાદત છે અને ઈબાદતને શરીઅતના હુકમ પ્રમાણે કરવી જોઈએ. અને આ હેતુ માટે તેને પઢવું શરીઅતનાં ધારાધોરણના વિરુધ્ધ છે, માટે મનાઈ છે. અને એટલા માટે અધમ હેતુઓ પાર પાડવાનું હથિયાર આટલી શરીફ વસ્તુને બનાવવું અદબના પણ વિરુધ્ધ છે.

### અમુક આશિકોની કાવ્યપંકિતઓ :

(૧) હે પરવરદિગાર ! માનવ સમુહનાં સરદાર પર રહમત ઉતાર, જેમના કારણે તકલીફનાં સમયમાં મખ્લૂકને શાંતિ છે.

(૨) હે પરવરદિગાર ! તે ઝાત પર રહમત ઉતાર કે જે કિયામતનાં દિવસે ગરમીમાં તરસ્યાને (પવિત્ર) શરાબનો પ્યાલો પીવડાવશે.

(૩) હે પરવરદિગાર ! તે ઝાત પર રહમત ઉતાર કે જેઓએ કરમની ઉમ્મીદ સાથે ખાસ કરી દીધો તે વ્યકિતને જે આપની સેવામાં હાજર થયો આમ લોકો માટે.

(૪) હે પરવરદિગાર ! તમામ લોકો પ્રત્યે સહાનુભૂતિ રાખનાર પર રહમત ઉતાર જેઓ કબ્રમાં ચિંતામુક્ત કરનાર છે.

(૫) હે પરવરદિગાર ! રસૂલોના સરદારની રૂહ પર રહમત ઉતાર જેમના કદમો પર અમે લોકો ઉંધા માથે ચાલીએ છીએ.

# પ્રકરણ-૩૮

## દુઆ કરતી વેળા આપને વસીલો બનાવવા બાબત

હાં, જેમ દુરૂદ શરીફ ઉદ્દેશનીય ઈબાદત છે. આ વસીલો ઉદ્દેશનીય ઈબાદત નથી, પરંતુ એક ખાસિયતમાં દુરૂદ શરીફ જેવો અસર ધરાવે છે એ રીતે કે આ બન્નેવ દુઆનું જલ્દી કબૂલ થવા માટેનું કારણ છે. એટલા જ માટે દુરૂદ શરીફ પછી તેનો ઉલ્લેખ કરવું વધુ યોગ્ય લાગ્યું. ભલે અમુક લોકોએ આ મસ્અલામાં ઈખ્તેલાફ પણ કર્યો છે, પરંતુ જુમ્હૂરના મસ્લક અનુસાર તે જાઈઝ છે, જ્યારે કે શરીઅતની હદોની હિફાઝત રાખે. એટલા જ માટે મદદ પોમેલ–કામ્યાબ પંથ પણ આ જ બન્યો.

**પહેલી રિવાયત :** સુનને ઈબ્ને માજહ, બાબુ સલાતિલ્ હાજહ્માં ઉસ્માન બિન હુનૈફ (રદિ.)થી રિવાયત છે કે એક અંધ સહાબી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને અર્ઝ કરી કે દુઆ ફરમાવો, અલ્લાહ તઆલા મને સુખ–શાંતિ આપે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તારી ઈચ્છા હોય તો મુલતવી રાખું અને જો તારી ઈચ્છા હોય તો દુઆ કરૂં. તેણે અર્ઝ કરી, દુઆ જ કરી આપો. આપે તેને હુકમ ફરમાવ્યો કે વુઝૂ કરો અને સારી પેઠે વુઝૂ કરી બે રકાત નમાજ પઢો અને આ દુઆ કરો કે હે અલ્લાહ ! હું નબીએ રહમત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વસીલાથી તારી સમક્ષ દુઆ કરું છું અને તારા તરફ પ્રવૃત્ત થાઉં છું. હે મુહમ્મદ હું આપના વસીલાથી મારી આ જરૂરત માટે મારા રબ તરફ પ્રવૃત્ત થયો છું, જેથી તે પૂરી થાય. હે અલ્લાહ ! આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારીશ મારા પ્રત્યે કબૂલ ફરમાવજે.

**ફાયદો :** આ રિવાયતથી સ્પષ્ટપણે વસીલો બનાવવું સાબિત થયું, કારણ કે આપનું તેના માટે દુઆ ફરમાવવું કોઈ પણ જગાએ નકલ કરવામાં નથી આવ્યું. આથી સાબિત થાય છે કે જે રીતે કોઈની દુઆનો વસીલો જાઈઝ

છે એવી જ રીતે કોઈની ઝાતનો વસીલો પણ દુઆમાં જાઈઝ છે. દુઆમાં વસીલો બનાવવાનો ટૂંકસાર આ છે કે હે અલ્લાહ ! ફલાણો બંદો તારી રહમત ઉતરવાનો સબબ છે, અને રહમત ઉતરવાના સબબ સાથે મોહબ્બત અને શ્રધ્ધા રાખવી પણ રહમત પ્રાપ્ત કરવાનો સબબ છે અને હમો તેની સાથે મોહબ્બત અને શ્રધ્ધા ધરાવીએ છીએ. બસ, અમારા ઉપર પણ રહમત ફરમાવ. અમલને વસીલો બનાવવા બાબતે પણ થોડા ફેરફાર સાથે ઉપરોકત તકરીર છે એ રીતે કે આ અમલો તારા સમક્ષ રહમતનો સબબ છે. સાથે તે અમલોના કર્તા ઉપર પણ રહમત હોય છે અને અમોએ આ અમલો કર્યા હતા તો અમારા ઉપર રહમ ફરમાવ. અને આ દુઆમાં જે "યા મુહમ્મદ" કહેવામાં આવ્યું છે એનાથી અનુપસ્થિતને પોકારવું સાબિત થતું નથી, કારણ કે તે સહાબી તો આપની સેવામાં મવજૂદ હતા.

ઈન્જાહુલ્ હાજહ્માં છે કે આ હદીષ ઈમામ નસાઈ અને તિરમિઝી (રહ.)એ કિતાબુદઅ્વાતમાં નકલ ફરમાવી છે. ઈમામ તિરમિઝી (રહ.)એ હસન સહીહ કહેલ છે. ઈમામ બયહકી (રહ.)એ તસ્હીહ કરેલ છે અને આટલો વધારો કર્યો છે કે "તે ઉભો થઈ ગયો અને તેને દેખાતુ થઈ ગયું."

**બીજી રિવાયત :** ઈન્જાહુલ્ હાજહ્માં વર્ણન થયેલ હદીષની તસ્હીહ કર્યા બાદ ફરમાવ્યું છે કે તબરાનીએ કબીરમાં હઝરત ઉસ્માન બિન હુનૈફ (રદિ.) (જેમનો અગાઉ ઉલ્લેખ થયો)થી રિવાયત બયાન કરી છે કે એક માણસ હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.) પાસે કોઈક કામ અર્થે જતો રહેતો હતો અને આપ તેના તરફ ધ્યાન ન ફરમાવતા. તે માણસે ઉસ્માન બિન હુનૈફ (રદિ.)ને કહયું, આપે ફરમાવ્યું કે તુ વુઝૂ કરીને મસ્જિદમાં જા અને તે જ ઉપરવાળી દુઆ શિખવાડીને કહયું કે આ પઢ, તો તેણે આમ જ કર્યું, ત્યારબાદ હઝરત ઉસ્માન (રદિ.) સમક્ષ ગયો તો આપે ઘણું માન–સન્માન આપ્યું અને કામ પૂરું કરી આપ્યું. (હદીષ શરીફ) બયૂહકીએ આ રિવાયત બે તરીકાથી બયાન ફરમાવી અને તબ્રાની (રહ.)એ કબીર અને અવસતમાં એવી સનદથી બયાન ફરમાવી છે, જેમાં રૂહ્ બિન સલાહ પણ છે અને ઈબ્ને હિબ્બાન અને હાકિમે તેને ભરોસાપાત્ર ગણાવ્યા છે, અને તેમાં જે થોડો ઘણો "જુઅ્ફ" છે (તે આ બાબતોમાં નુકસાનકારક નથી).

**ફાયદો :** આ રિવાયતથી વફાત પછી પણ વસીલો બનાવવું સાબિત થયું અને રિવાયતન સાબિતી સિવાય "દિરાયતન" પણ સાબિત છે, કારણ કે પ્રથમ રિવાયત હેઠળ વસીલો માંગવાનો જે ટૂંકસાર બયાન કરવામાં આવ્યો છે તે બન્નેવ હાલતોમાં સમ્મિલીત છે અને અનુપસ્થિતને પોકારવા બાબતની શંકા અહિંયા પણ કરવામાં ન આવે, તેના બે કારણો છે : એક તો આ ઘટનાથી જે સમજમાં આવી રહયું છે તે આ છે કે મસ્જિદે નબવીમાં જવાનો હુકમ ફરમાવ્યો છે તો ત્યાં તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નઝદીકમાં જ પધારેલ ઉપસ્થિત હોય છે, તો અનુપસ્થિતને પોકારવુ લાઝિમ નથી આવતું. બીજું કારણ કે સલફે સાલેહ સારા અકીદાના હતા કે ફરિશ્તા પહોંચાડશે એ ઈરાદાથી પોકાર કરી. જ્યારે કે આજના જમાનાનો સામાન્ય વર્ગ કે અકીદહમાં શરઈ મર્યાદાથી આગળ વધી જાય છે. એટલા જ માટે તેમને મના કરવામાં આવે છે, બલ્કે તેઓની હિફાઝત માટે ખાસ વર્ગને પણ રોકવામાં આવે છે.

ત્રીજુ કારણ છે કે તે લોકો આ પોકાર "હાજતરવા" (જરૂરત પૂરી કરનાર) સમજીને ન કરતા હતા. હવે તો એમાં પણ હદથી વધારે આગળ નીકળી જાય છે તો આ લોકોનો અમલ આજના અધુરા લોકો માટે માપદંડ નહી બની શકે. "કારે પાકાન રા કીયાસ અઝ ખૂદ મગીર." અને આ પ્રકરણની શરૂઆતમાં જે વાત કરી છે કે "જ્યારે શરીઅતની હદોની હિફાઝત રાખે"નો પણ આ જ મતલબ છે.

**ત્રીજી રિવાયત :** મિશ્કાત શરીફમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે લોકો જ્યારે દુકાળમાં સપડાતા, તો હઝરત ઉમર (રદિ.) હઝરત અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબના વાસ્તાથી વરસાદની દુઆ ફરમાવતા કે હે અલ્લાહ ! અમે લોકો (પહેલાં) તમારા દરબારમાં અમારા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો વસીલો માંગતા હતા, તમે અમને વરસાદ આપતા હતા, અને હવે અમે લોકો આપના દરબારમાં અમારા પયગમ્બરના કાકાનો વસીલો માંગીએ છીએ. અમને વરસાદ અતા ફરમાવ. તો વરસાદ વરસતો હતો. આ રિવાયત ઈમામ બુખારી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આ હદીષથી નબી સિવાયનો વસીલો માંગવો પણ જાઈઝ થયુ, જ્યારે કે તે વ્યક્તિને નબી સાથે હિસ્સી જાહિરી અથવા આંતરિક

રિશ્તેદારીનો સંબંધ હોય, આ રીતે નબીના વસીલાનો આ પણ એક પ્રકાર થયો. અહલે ફહ્મ (તજજ્ઞો)નું કહેવું છે કે આ બાબત તરફ ધ્યાન દોરવા માટે જ હઝરત ઉમર (રદિ.)એ હઝરત અબ્બાસનો વસીલો માંગ્યો. એટલા માટે નહી કે વફાત પછી પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો વસીલો જાઈઝ ન હતો, જ્યારે કે બીજી રિવાયતથી તેનું જાઈઝ હોવું સાબિત છે, કારણ કે આ વસીલો માંગવા બાબતે કોઈ સહાબીએ વાંધો ઉઠાવ્યો હોય એ વાતનો કોઈ ઉલ્લેખ નથી માટે તેમાં સર્વ સંમતિ થઈ ગઈ.

**ચોથી રિવાયત :** હઝરત અબુલ જવ્ઝા (રદિ.)થી રિવાયત છે કે મદીનામાં મોટો દુકાળ પડયો. લોકોએ હઝરત આયશા (રદિ.)ને ફરિયાદ કરી. આપ (રદિ.)એ ફરમાવ્યું કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબ્ર મુબારકને જોઈને તેના સામે આકાશ તરફ તેમાં એક કાણું પાડી દો. એ રીતે કે કબ્ર અને આકાશ વચ્ચે કોઈ આડ ન રહે. આ રીતે કરવામાં આવ્યું તો મુશળધાર વરસાદ થયો. (હદીષ શરીફ) આ રિવાયતનું વર્ણન દારમીએ કર્યું છે. આ રીતે ખયરુલ્ મવાઈઝ બાબુલ્ કરામાતમાં છે.

**ફાયદો :** ઉપરની રિવાયતોમાં જુબાન વડે વસીલો માંગવાનો સુબૂત મળ્યો. આ રિવાયતથી અમલીરૂપે વસીલો માંગવું જાઈઝ છે તે સાબિત થયું. આનો મતલબ પરિસ્થિતિની ભાષામાં એ હતો કે (હે અલ્લાહ !) આ તારા નબીની કબ્ર છે, જેને અમે નબીના શરીર સાથે સ્પર્શતાના લઈ બરકતવંત સમજીએ છીએ, અને નબી સાથે સ્પર્શ કરતી વસ્તુને બરકતવંત સમજવું, એ કારણે કે નબીની અઝમતના અકીદાની નિશાની છે, એક ઈચ્છિત કાર્ય તેમજ રહમતનો સબબ છે. બસ, અમારા ઉપર રહમ ફરમાવો.

**પાંચમી રિવાયત :** મવાહિબમાં ઈમામ અબુલ મન્સૂર સબ્બાગ, ઈબ્ને નજ્જાર, ઈબ્ને અસાકિર અને ઈબ્ને જવ્ઝી (રહ.)ની સનદથી મુહમ્મદ બિન હર્બ (રદિ.)ના હવાલાથી રિવાયત બયાન ફરમાવી છે કે હું કબ્ર મુબારકની ઝિયારત કરી સામે બેઠો હતો તે વેળા એક ગામડીયો આવ્યો અને ઝિયારત કરીને અર્ઝ કરી કે યા ખયરર્રુસૂલ ! અલ્લાહ તઆલાએ આપ પર સાચી કિતાબ નાઝિલ ફરમાવી, જેમાં ઈરશાદ છે :

وَلَوْ أَنَّهُمْ إِذْ ظَّلَمُوٓا۟ أَنفُسَهُمْ جَآءُوكَ فَٱسْتَغْفَرُوا۟ ٱللَّهَ وَٱسْتَغْفَرَ لَهُمُ ٱلرَّسُولُ لَوَجَدُوا۟ ٱللَّهَ تَوَّابًا رَّحِيمًا ﴿٦٤﴾

(ભાવાર્થ : અને તે (મુનાફિક) લોકોએ જયારે (ગુનોહ કરીને) પોતાના હકમાં ખોટું કર્યું હતું તે જ વખતે જો તેઓ તમારી સેવામાં હાજર થઈ જાત ફરી અલ્લાહ પાસે (પાપની) માફી માંગત, ઓ રસૂલ સલ. ! પણ તેઓ માટે માફીની ભલામણ કરત તો અવશ્ય તેઓ અલ્લાહને મોટો માફી આપનાર (અને) દયાળુ પામત). (સુ. નિસાઅ, આ./૬૪, પા./૫) અને હું તમારી સમક્ષ ઈસ્તિગફાર કરૂં છું, મારા પરવરદિગાર સમક્ષ આપના વસીલા વડે શફાઅત ચાહતો આવ્યો છું અને પછી બે શાયરી પઢી. મુહમ્મદ બિન હર્બની વફાત હિ. સન ૨૨૮માં થઈ છે. કહેવાનો અર્થ કે સમય પણ ખયરૂલ કુરૂન (જેના શુભ હોવાની આપે ખબર આપી હતી) હતો અને કોઈના તરફથી કોઈ જાતના ઈન્કાર–વાંધાનો ઉલ્લેખ નથી તો આ બાબત વસીલાના જાઈઝ હોવાની દલીલ બની ગઈ.

**રવ્ઝની અમુક પંકિતઓ :**

(૧) જે વ્યકિતની મદદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વસીલાથી હોય તો જીત, મદદ અને કામિયાબી તેના લશ્કરમાંથી છે.

(૨) તે વ્યકિતએ આપને યા રસૂલલ્લાહ ! ફરીયાદી બનીને અને ઉમ્મીદની વસ્તુઓનો ઉમ્મીદવાર બનીને પોકાર્યા છે, તો તેના માટે આપની મહેરબાની સિવાય કોઈ નજર કરવાનું સ્થાન નથી.

(૩) તો હે અલ્લાહ ! અમારા ઉપર અમારા સરદાર સમગ્ર સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠનું દિલ મહેરબાન કરી આપજો, કારણ કે આપ તરફથી કૃપાનો ઈન્તેજાર છે.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેમના લઈ યુગોને સુંદરતા મળી.**

# પ્રકરણ-૩૯

## આપની ખબરો અને રિવાયતોનો વધુમાં વધુ તેમજ વારંવાર ઉલ્લેખ કરવા બાબત

કારણ કે ગાઢ મોહબ્બત માટે વધુથી વધુ ઉલ્લેખ કરવો અનિવાર્ય છે. માટે આ પ્રકરણ પણ નબવી મોહબ્બતના વાજિબ હોવાના વિષયની એક કડી છે, જેનો પાંત્રીસમાં પ્રકરણમાં ઉલ્લેખ થયો છે, પરંતુ ક્રમ પ્રમાણે વસીલો માંગવા બાબતના પ્રકરણ સાથે એટલા માટે જોડવામાં આવ્યો કે જે રીતે વસીલો માંગવામાં અમુક લોકો સીમા વટાવી ચૂક્યા છે એવી જ રીતે દુરૂદ શરીફના ઝિક્રમાં અમુક લોકો સીમા વટાવીને અધિકતામાં દાખલ થયા તો અમુક લોકો કોતાહીમાં, અમુક લોકો ભર્મ– સંદેહમાં, તો અમુક લોકો ઘટાડો–વધારો કરવામાં લાગી ગયા, જેનું ટૂંકુ વર્ણન આ પ્રકરણમાં પણ કરવામાં આવશે, પરંતુ સર્વપ્રથમ આ ઝિક્ર શરીફનું શરીઅતની દષ્ટિએ તેમજ પ્રાકૃતિક રીતે ઈચ્છિત હોવાનું વર્ણન કરવામાં આવે છે.

**ઈબ્ને અબુ-લ્-મજ્દ (રહ.)ની અમુક શાયરી :**

(૧) સાંભળી લે ! હે આશિકે મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કે તુ ઈશ્કમાં વધુથી વધુ પ્રગતિ કર અને પોતાની જબાનને નબવી ઝિક્રની મહેકથી સુગંધિત કર.

(૨) બાતિલ લોકોની કોઈ જાતની પરવા ન કર, કારણ કે અલ્લાહની મોહબ્બતની અલામત તેના હબીબની મોહબ્બત છે.

**ઝિક્ર શરીફનું ઉચિત તેમજ પ્રાકૃતિક હોવુ :**

**(૧) આયતે કરીમહ :** وَرَفَعْنَا لَكَ ذِكْرَكَ ۝
(ભાવાર્થ : અને અમે આપની ખાતર આપનું નામ બુલંદ કર્યું.

(સુ. અલમ નશ્રહ, આ./૪, પા./૩૦)

**પહેલી રિવાયત :** હઝ. અબ્બાસ (રદિ.)ના હવાલાથી એક હદીષમાં

વર્ણન છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મિમ્બર ઉપર ઉભા થયા અને ફરમાવ્યું, હું કોણ છું ? લોકોએ અર્ઝ કરી : આપ અલ્લાહના રસૂલ છો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે હું રસૂલ તો છું જ, પરંતુ બીજી વંશિય ફઝીલતો પણ ધરાવુ છું. બસ હું મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દુલ મુત્તલિબ છું. અલ્લાહ તઆલાએ સૃષ્ટિનું (જેમાં જિન્નાત વગેરે પણ છે) સર્જન કર્યું અને મને તેમાંના સર્વશ્રેષ્ઠ (એટલે કે માનવજાત)માંથી બનાવ્યો, પછી તે (માનવજાત)ના બે વંશો (અરબ–અજમ) બનાવ્યા અને મને સર્વશ્રેષ્ઠ વંશ (એટલે કે અરબ)માંથી બનાવ્યો, પછી તે (અરબ)ના જુદા જુદા કબીલા બનાવ્યા અને મને સર્વશ્રેષ્ઠ કબીલો એટલે કે કુરૈશમાં પૈદા કર્યો, પછી આ (કુરૈશ)ના કેટલા ખાનદાન બનાવ્યા અને મને સર્વશ્રેષ્ઠ ખાનદાન (એટલે કે બનૂ હાશિમ)માં પૈદા કર્યો. બસ, હું પોતાની જાત પ્રમાણે પણ સર્વશ્રેષ્ઠ છું અને કુટુંબ પ્રમાણે પણ સર્વશ્રેષ્ઠ છું. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી. આ રીતે મિશ્કાત શરીફમાં છે.

**ફાયદો :** આ હદીષથી સાબિત થયું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની ફઝીલતોનું વર્ણન સ્પષ્ટપણે મિમ્બર પર ઉભા રહી ફરમાવ્યું.

**બીજી રિવાયત :** તમ્બીહુલ ગાફિલીનમાં ફકીહ અબુલ લયૂસ (રહ.)એ સનદે મુત્તસીલથી હઝરત અલી (રદિ.)ના હવાલાથી વર્ણન કર્યું છે કે જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બિમારી વેળા સૂરએ ઈઝા જા–અ નસ્રુલ્લાહ.... ઉતરી તો આપે વિલંબ નથી કર્યો. ગુરૂવારના દિવસે બહાર તશરીફ લાવ્યા. મિમ્બર પર બિરાજમાન થયા અને હઝરત બિલાલ (રદિ.)ને બોલાવીને ફરમાવ્યું : કે મદીનામાં એલાન કરી દો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વસિય્યત સાંભળવા એકત્ર થઈ જાઓ. બસ, હઝરત બિલાલ (રદિ.)એ એલાન કરી દીધું અને નાના મોટા દરેક એકત્ર થઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉભા થઈને અલ્લાહના ગુણગાન કરી નબીઓ પર સલાતો–સલામ પછી ફરમાવ્યું : કે હું મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દુલ મુત્તલિબ બિન હાશિમ છું. અરબી, હરમ તેમજ મક્કાનો નિવાસી છું. મારા પછી કોઈ નબી નથી. આ રીતે ફતાવા મવ. અબ્દુલ હયૂના ભાગ–૧, પેજ–૫૩ માં છે.

**ફાયદો :** આ રિવાયતથી પણ જે બાબત પ્રથમ રિવાયતથી સાબિત થઈ તેની સાબિતી થઈ. સાથે ઈલ્મના પ્રચાર અર્થે લોકોને એકત્ર કરવું પણ સાબિત થયું, જે રીતે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ પણ "કે વસિય્યત સાંભળવા અર્થે એકત્ર થઈ જાઓ" નિર્દેશ કરે છે.

**ત્રીજી રિવાયત :** હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત હસ્સાન (રદિ.) માટે મસ્જિદમાં મિમ્બર મુકાવતા હતા, જેના પર ઉભા રહીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ગર્વલાયક બાબતોનું વર્ણન ફરમાવતા, મુશ્રિકોની નિંદાઓનો જવાબ આપતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવતા કે અલ્લાહ તઆલા હસ્સાનની રૂહુલ કુદ્દુસ (જિબ્રઈલ) વડે મદદ ફરમાવે છે, જ્યાં સુધી કે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ગર્વજનક બાબતોનું વર્ણન અને નિંદાઓનો જવાબ આપતા રહેશે. આ રિવાયત ઈમામ બુખારી (રહ.)એ બયાન ફરમાવી. આ રીતે મિશ્કાતમાં છે.

**ફાયદો :** આ રિવાયતથી આપનું પોતાની ફઝીલતો બયાન કરાવવું સાબિત થયુ અને તેનું શાયરીમાં ઉચિત હોવું પણ સાબિત થયું, જ્યારે કે શરીઅતની હદમાં હોય.

**ચોથી રિવાયત :** હઝરત હસન બિન અલી (રદિ.)થી રિવાયત છે કે મેં મારા મામા હઝરત હિન્દ બિન અબૂ હાલહ (રદિ.)થી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતો બાબતે સવાલ કર્યો? તેઓ આપની સૂરતનો વારંવાર ઉલ્લેખ ફરમાવતા હતા, વળી હું શોખ ધરાવતો હતો કે મારા સમક્ષ કંઈક બયાન કરે તો હું તેને મારા મગજમાં બેસાડી દઉં. આ રીતે શમાઈલે તિરમિઝીમાં છે.

**ફાયદો :** આ રિવાયતથી બે બાબતો સાબિત થઈ. આપના શમાઈલ (આદતો અને સૂરત) સાંભળવા બાબતે હઝરત હસન બિન અલી (રદિ.)નો શોખ, અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શમાઈલનું વર્ણન કરવા બાબતે હઝરત હિન્દ (રદિ.)ની રુચિ. શમાઈલમાં આ બાબતનું પણ વર્ણન કરવામાં આવ્યું છે કે હઝરત હુસૈન (રદિ.)એ હઝરત અલી (રદિ.)ને

આપની સાથે ઉઠક–બેઠકની સીરત બાબતે સવાલ કર્યો છે.

**પાંચમી રિવાયત :** હઝરત ખારિજહ બિન ઝૈદ બિન સાબિત (રદિ.) રિવાયત બયાન ફરમાવે છે કે એક ટોળુ હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.) સમક્ષ આવ્યું અને કહેવા લાગ્યું કે અમારા સમક્ષ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અમુક બાબતો બયાન ફરમાવશો. આપે ફરમાવ્યું કે હું કઈ કઈ વાતો બયાન કરૂં (કે ગણતરીથી બહાર છે. પછી અમુક બાબતો બયાન ફરમાવી). આ રીતે શમાઈલે તિરમિઝીમાં છે.

**ફાયદો :** આ રિવાયતથી આપના હાલાત સાંભળવા બાબતે તાબિઈન (રહ.)નો શોખ સાબિત થયો.

સારાંશ કે અલ્લાહ તઆલાના ઈરશાદથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાન તેમજ અમલથી, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના અમલથી, આ મુબારક ઝિક્રનું પ્રિય તેમજ પસંદીદહ હોવું સાબિત છે, તેમજ જણાયું.

**નોટ :** સાડત્રીસમાં પ્રકરણમાં તે પ્રસંગોનો ઉલ્લેખ કર્યો છે જ્યાં દુરૂદ શરીફ પઢવું અદબ વિરુધ્ધ છે. આથી આ બાબત પણ સમજી લેવી જોઈએ કે આ મુબારક ઝિક્ર પણ જો શરઈ કાયદાઓના વિરુધ્ધ હશે જે રીતે કે આજકાલ અમુક નિષ્કાળજી દાખવનારાઓએ તેમાં અમુક બુરાઈઓ ભેળસેળ કરી દીધી છે તો તે અદબ અને શરીઅત વિરુધ્ધ ગણાશે. સારાંશ કે મોહબ્બત સાથે અદબ ઘણો જરૂરી છે.

**તુરૂકુલ્ ઈશ્કી કુલ્લુહા આદાબ–અદીબુન્નફ્સ અય્યુહલ્ અસ્હાબ.**

અર્થાત : ઈશ્કના દરેક તરીકામાં અદબ આવશ્યક છે, એ આશિકો તમારા નફસને અદબ શિખવાડો.

**કસીદહ બુર્દહની અમુક પંક્તિઓ :**

(૧) મેં નઅત વડે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવા કરી, અને તેના વડે તે જીવનનાં ગુનાહોની મુઆફી ચાહું છું, જે શાયરી કહેવામાં અને દુન્યાદાર લોકોની પ્રશંસા તેમજ તારીફ કરવામાં વિતાવ્યુ.

(૨) મેં જ્યારથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તારીફોને પોતાના વિચારોનો વિષય બનાવી લીધો છે, ત્યારથી મેં તેને પોતાના છૂટકારા માટે ઘણો ઉત્તમ સાથી અને ઝામિન પ્રાપ્ત કર્યો છે.

(૩) જે માલદારી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વડે પ્રાપ્ત થશે, તે કદી કોઈ હાથને ખાલી અને મોહતાજ નહીં છોડે, બલ્કે બધાને માલામાલ કરી આપશે, કારણ કે આપનો ફૈઝ ચોમેર વરસાદ જેવો છે કે જે ખેતીલાયક જમીનોને જેમાં તેનું પાણી સારી રીતે રોકાતુ હોય, હરીયાળી બનાવી દે છે. (આમાં એ વાતનો ઈશારો છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઝિક્ર અને પ્રશંસા દુન્યાવાળા લોકોથી ફાયદો ઉઠાવવાના હેતુથી ન હોય).

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેઓ સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

# પ્રકરણ-૪૦

## ખ્વાબમાં ઝિયારત કરવા બાબત

આ વાત જાણી લેવી જોઈએ કે જે લોકોને બેદારીમાં આ સૌભાગ્ય પ્રાપ્ત નથી થયું, તેના માટે સ્વપ્નમાં ઝિયારત થઈ જવી દિલાસો અને સ્વજાતે એક બહુ મોટી નેઅમત અને ઘણી મોટી દોલત છે. આ સૌભાગ્યમાં સ્વકાર્યનો કોઈ હાથ નથી, ફક્ત અલ્લાહ તરફથી એક ઈનામ છે. શાયરે કેટલી સારી વાત કહી છે :

**ઈં સઆદત બ-ઝોરે બાઝૂ નેસ્ત,**
**તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ.**

હજારો લોકોની ઉમર આ અભિલાષા તેમજ ઈચ્છામાં ખતમ થઈ ગઈ, પરંતુ સંભવતઃ વધુમાં વધુ દુરૂદ શરીફ પઢવું, સુન્નતનું સંપૂર્ણ અનુકરણ અને તેની સાથે અધિક મોહબ્બત હોવાના લઈ ઝિયારત નસીબ થઈ જાય છે, પરંતુ અનિવાર્ય અને જરૂરી નથી. એટલા માટે ઝિયારત ન થવાથી દુઃખી અને ઉદાસીન થવું ન જોઈએ, કારણ કે અમુક લોકો માટે એમાં જ હિકમત અને ભલાઈ હોય છે. આશિક માટે તો મહબૂબ રાજી રહે. બસ એ જ મતલબ, મુલાકાત હોય ત્યારે પણ અને જુદાઈ હોય ત્યારે પણ. અલ્લાહ જ પ્રશંસાપાત્ર છે ! કોઈકે કેટલું સરસ કહ્યું છે :

**ઉરીદુ વિસાલહુ વ યુરીદુ હજ્રી**
**ફઅત્રૂકુ મા ઉરીદુ લિમા યુરીદુ**

અર્થાત : હું તો તેની મુલાકાત ચાહું છું અને તે મારી જુદાઈનો ઉમ્મીદવાર છે, પરંતુ તેની ઉમ્મીદના કારણે હું મારી ઉમ્મીદનો ત્યાગ કરૂ છું.

શૈખ આરિફ શિરાઝી (સઅદી) રહ. ફરમાવે છે : ફારસી

**ફિરાકો વસ્લ ચે બાશદ રજાએ દોસ્ત તલબ**
**કે હૈફ બાશદ અઝો ગૈરે ઉ તમન્નાએ.**

અર્થાત : જુદાઈ અને મિલનમાં શું છે, મહબૂબની રઝામંદીથી મતલબ

છે. જુલ્મ ગણાશે જો તે મહબૂબની રઝામંદી સિવાયની તમન્ના કરશે.

આથી આ બાબત પણ સમજી લેવામાં આવે કે જો ઝિયારત થઈ ગઈ, પરંતુ ફરમાંબરદારી કરીને રઝામંદી પ્રાપ્ત ન કરી તો ઝિયારત કાફી નથી. શું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જમાનામાં પણ તો અમુક લોકો સુરત શરીફની ઝિયારત કરનારા તો હતા, પરંતુ હકીકત અને વાસ્તવિકતાથી વંચિત હતા. તો અમુક લોકો સુરત શરીફની ઝિયારતથી વંચિત હતા, જે રીતે કે હઝરત ઉવૈસ કરની (રહ.) પણ વાસ્તવિકતા અને હકીકતના નઝદીક હોવાના લઈ ખુશ હતા. હવે મિશ્કાત શરીફના હવાલાથી આપના દીદારની ફઝીલત બાબતે અમુક રિવાયતોનું વર્ણન કરવામાં આવે છે.

**પહેલી રિવાયત :** હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જે વ્યક્તિએ મને સ્વપ્નમાં જોયો તેણે મારી ઝાતને જ જોઈ છે, કારણ કે શૈતાન મારૂ રૂપ ધારણ નથી કરી શકતો. આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**બીજી રિવાયત :** હઝરત અબૂ કતાદહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે જેણે મને (સ્વપ્નમાં) જોયો તેણે વાસ્તવિકતા જોઈ (એટલે કે મારી ઝાતને જ જોઈ). આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આ બન્નેવ હદીષોનો એક જ મતલબ છે. મિશ્કાત શરીફના હાશિયામાં હઝરત સય્યિદ (રહ.)એ આ બાબતે બે કથનોનું વર્ણન કર્યું છે કે જો હુલિયહ શરીફ (આકૃતિનુસાર) રૂપ ન જુએ, પરંતુ દિલમાં ઈલ્મે જરૂરીના તૌર પર આ વાત આવી જાય કે આ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે તો આ દીદાર પણ સત્ય છે કે નહીં ? જે લોકોએ આ દીદારને પણ સત્ય કહયો છે, તેઓ સૂરતની વિવિધતાનું કારણ આ પ્રમાણે બયાન ફરમાવે છે કે આ તો જોવાવાળાની ખામી છે, જે રીતે ગંદા અરીસામાં સ્વચ્છ ચહેરો પણ અસ્વચ્છ દેખાય છે. અથવા અમુક અરીસામાં સૂરત વાંકી દેખાય છે તો તે સૂરત એની જ છે, જેની દેખાય રહી છે, પરંતુ ખામી અરીસાની છે. અથવા

બીજુ કારણં આ છે કે તે સૂરત વાસ્તવમાં પવિત્ર રૂહની ઉપમા છે અને ઉપમા માટે અસલી સૂરત પ્રમાણે હોવુ જરૂરી નથી. ઈમામ માઝની (રહ.)એ આ કથનને સહીહ કહેલું છે. ઈમામ નવવી (રહ.)એ પણ આ પ્રમાણે જ ફરમાવ્યુ છે. અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

**ત્રીજી રિવાયત :** હઝરત અબૂ હુરયૂરહ (રદિ.)થી રિવાયત છે કે જે વ્યક્તિ મને સ્વપ્નમાં જુએ તે મને જાગૃતતામાં પણ જોશે, અને શયતાન મારૂ રૂપ નથી લઈ શકતો. આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આમાં તે ખ્વાબ જોવાવાળા માટે શુભ અંતની ખુશખબરી છે. એટલા જ માટે બુઝુર્ગાને દીને આવા ખ્વાબનું આવુ જ સ્વપ્નફળ બયાન ફરમાવ્યું છે કે તે વ્યક્તિનો અંત સારો આવશે. અને આ જ મતલબ છે, આપના આ ઈરશાદનો કે "તે જાગૃતતામાં પણ જોશે." મતલબ કે આખિરતમાં મને તેનાથી નિકટતા હશે અને આ બાબત સ્પષ્ટ છે. સુખદ કાર્યો જે રીતે ઈમાન અને તકવા સાથે સંકળાયેલા છે એ જ રીતે સુખદ હાલાત પણ ઈમાન–તકવા સાથે સંબંધ ધરાવે છે. રહી આ વાત કે અહ્‌વાલનો તેની સાથે શું સંબંધ ? તો વાત એ છે કે આવા અહ્‌વાલ સુખદ કાર્યોની દલીલે ઈન્ની છે. (એટલે કે ખુશખબરીની દલીલ છે.) અને અમલોની બશારત સાથેનો સંબંધ સ્પષ્ટ છે. માટે અહવાલ બશારતની દલીલ છે, ઈલ્લત (કારણ) નથી. માટે એનો સંબંધ નિશાનીના દરજ્જામાં છે.

**ચેતવણી :**

જો ખ્વાબમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કંઈક ઈરશાદ ફરમાવે અને તે શરીઅતનો હુકમ હોય તો અમલ કરવામાં આવશે. અને જો તે શરીઅત પ્રમાણે ન હોય તો તે જોવાવાળાની ભૂલ ગણાશે. રહી ગઈ એ વાત કે ખ્વાબમાં જોતા પહેલાં પણ તે અમલનું શરીઅત પ્રમાણે હોવું શરત છે, તો પછી સ્વપ્નમાં જોવાનો શું અસર થયો ? તો વાત આમ છે કે ખ્વાબમાં જોયા પછી તે હુકમની તાકીદ જે તે વ્યક્તિના હકમાં વધી જશે. અલ્લાહ પાક વધુ જાણકાર છે.

## કસીદહ બુરદહની અમુક પંક્તિઓ :

(૧) હાં, રાત્રીના મહબૂબનો ખ્યાલ આવ્યો અને મને જગાડી આપ્યો. અને વાસ્તવિકતા આ છે કે મોહબ્બત અને ઈશ્ક લિઝ્ઝત ઉપર કષ્ટ–પીડાનો અસર નાખે છે.

(૨) ગાફિલ લોકો જેઓ પોતાના સ્વપ્નિય ખ્યાલોથી સંતોષ માને છે, તેઓ જહાનના સરદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાસ્તવિકતા કઈ રીતે જાણી શકે છે ? એટલે કે નથી જાણી શકતા. (પ્રથમ પંક્તિમાં ખ્વાબમાં દીદાર થવા પર ખુશીનો ઈઝહાર કરવામાં આવ્યો છે અને બીજી પંક્તિમાં ઈશારો છે આ બાબત તરફ કે ફક્ત ખ્વાબ પર સંતોષ માનીને ફરમાંબરદારી કરવાનું છોડી ન દે.

**અય પરવરદિગાર ! સદા માટે દુરૂદો સલામ અર્પણ કરજે, પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કે જેઓ સમગ્ર સૃષ્ટીમાં સર્વ શ્રેષ્ઠ છે.**

## પ્રકરણ-૪૧

# સહાબા (રદિ.), અહલે બય્‌ત અને ઉલમાએ કિરામની મોહબ્બત અને આદર બાબત

ઉપરોકત વર્ગની મોહબ્બતનું કારણ સ્પષ્ટ છે કે મહબૂબ સાથે સંબંધ ધરાવતા લોકો સ્વાભાવિકપણે મહબૂબ હોય છે. ખાસ કરીને એવો સંબંધ ધરાવતો વર્ગ જે મહબૂબનો મહબૂબ અને પ્રશંસા પામેલ હોય. વળી, વિશેષ કરીને જયારે કે તે વર્ગ સાથે મોહબ્બત રાખવા બાબતે પોતે મહબૂબે હુકમ પણ આપ્યો હોય તો તેઓ શરીઅતની દષ્ટિએ પણ મહબૂબ ગણાશે, અને વધુમાં વધુ એવી પરિસ્થિતિમાં કે હવે મહબૂબ સુધી પહોંચવાની પણ કોઈ આશા નથી રહી તો મહબૂબના પ્રતિનિધિઓ પર સંતોષ માનવો જ રહયો. મવ્‌લાના રૂમી (રહ.)ના કથન પ્રમાણે :

**ચૂંકે શુદ ખૂરશીદ વ મારા કર્દ દાગ**
**ચારહ ન બૂવદ દર મકામશ જુઝ ચરાગ**
**ચૂંકે ગુલ રફ્‌ત વ ગુલિસ્તાં શુદ ખરાબ**
**બુએ ગુલ રા અઝ કેહ જોઅમ અઝ ગુલાબ**

ભાવાર્થ : (૧) જયારે કે તે સુરજ બની ગયો અને મને દાગદાર કરી દિધો તો આ જગા પર દીપ સિવાય મારા માટે કોઈ ઉપચાર બાકી ના હતો.

(૨) જયારે કે ફૂલો કરમાય ગયા અને બાગ વેરાન થઈ ગયો, તો ફૂલની સુગંધ કઈ રીતે હું ગુલાબમાં સોધુ.

આ કારણો તરફ નજર કરી આ હુકમ એકદમ સચોટ ગણાશે કે જે લોકોને આ બુઝુર્ગો સાથે મોહબ્બત અને સંબંધ ન હોય તેઓનો નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મોહબ્બત બાબતનો દાવો એકદમ ગલત રહેશે. હવે આ સંબંધે અમુક રિવાયતોનું વર્ણન થાય છે.

## સહાબા (રદિ.)ની ફઝીલતો (શ્રેષ્ઠતા) :

**પ્રથમ રિવાયત :** હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : મારા સહાબાનો આદર રાખો, કારણ કે તેઓ આપ સૌમાં શ્રેષ્ઠ છે. આ રિવાયત ઈમામ નસાઈ (રહ.)એ બયાન ફરમાવી છે.

**બીજી રિવાયત :** હઝરત અબ્દુલ્લાહ બિન મુગફ્ફલ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું: અલ્લાહથી ડરો, અલ્લાહથી ડરો ! મારા સહાબા પ્રત્યે. મારા પછી તેઓને (આક્ષેપોનું) નિશાન ન બનાવો, જે વ્યક્તિ તેઓ સાથે મોહબ્બત કરશે તે મારી મોહબ્બતના કારણે તેઓ સાથે મોહબ્બત કરશે. જે વ્યક્તિ તેઓ સાથે કીનો રાખશે તે મારી સાથે કીનો રાખવાના કારણે તેઓ સાથે કીનો રાખશે. જે તેઓને તકલીફ પહોંચાડશે તેણે મને તકલીફ પહોંચાડી. જેણે મને તકલીફ પહોંચાડી તેણે અલ્લાહ તઆલાને તકલીફ પહોંચાડી અને જેણે અલ્લાહ તઆલાને તકલીફ પહોંચાડી, નઝદીકના સમયમાં અલ્લાહ તઆલા તેની પકડ ફરમાવશે. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** "જે વ્યક્તિ તેઓ સાથે મોહબ્બત કરશે", આનો મતલબ આ છે કે તેઓ સાથે મોહબ્બત એ કારણથી હશે કે તે વ્યક્તિને મારા સાથે મોહબ્બત હશે તો અવશ્ય મારા ખાસ લોકો સાથે મોહબ્બત હોવી અનિવાર્ય છે. એ જ રીતે તેઓ સાથે કીનો રાખવો પણ આ વાતની નિશાની છે કે તે વ્યક્તિને મારા સાથે કીનો છે એટલા માટે મારા ખાસ લોકો સાથે પણ કીનો રાખે છે, કેમ કે મારા સાથે મોહબ્બત હોત તો તેઓ સાથે કીનો કેમ કરીને હોત, જ્યારે કે તેઓ મારા મહબૂબ અને પ્રશંસા પામેલ છે.

**ત્રીજી રિવાયત :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, મારા સહાબાને બૂરા ન કહો, કારણ કે જો તમારામાંનો કોઈ વ્યક્તિ ઉહુદ પહાડના બરાબર સોનુ ખર્ચ કરે તો પણ તે સહાબાના એક મુદ (એક શેર વજન) બલ્કે અડધા મુદ (ના દરજ્જા) સુધી પણ ન પહોંચી શકે. આ રિવાયત ઈમામ બુખારી અને મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** મતલબ કે સવાબમાં બરાબરી ન થઈ શકે.

## અહલે બયૂતની ફઝીલતો :

**પ્રથમ રિવાયત :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : અલ્લાહ તઆલા સાથે એટલા માટે (પણ) મોહબ્બત રાખો કે તે તમોને નેઅ્મતો ખાવા આપે છે અને અલ્લાહ તઆલા સાથે મોહબ્બત રાખવાના કારણે મારી સાથે મોહબ્બત રાખો. (મતલબ કે અલ્લાહ તઆલા જ્યારે મહબૂબ છે અને હું તેનો મહબૂબ અને રસૂલ છું, માટે મારી સાથે મોહબ્બત રાખો) અને મારા અહલે બયૂતથી મોહબ્બત રાખો, મારી સાથે મોહબ્બત રાખવાના કારણે (મતલબ કે જ્યારે હું મહબૂબ છું અને અહલે બયૂત મારા સંબંધીઓ અને મહબૂબ છે તો તેઓ સાથે પણ મોહબ્બત રાખો). આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**બીજી રિવાયત :** હઝરત અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યું છે : મારા અહલે બયૂતનો દાખલો તમારામાં એવો છે જેવો કે નૂહ (અલૈ.)ની નાવડી, જેણે તેમાં સવારી કરી તેણે છૂટકારો મેળવ્યો અને જે વ્યકિત તેનાથી અલગ રહયો તેનો નાશ થયો. આ રિવાયત ઈમામ અહમદ (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** મતલબ કે તેઓની મોહબ્બત અને અનુકરણ છૂટકારાનો સબબ છે. વળી કીનો તેમજ વિરોધ નાશ થવાનો સબબ છે.

**ત્રીજી રિવાયત :** હઝરત ઝૈદ બિન અરકમ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : હું તમારામાં એવી (બે) વસ્તુઓ છોડુ છું કે જો તમે તેને મજબૂતીથી પકડી રાખશો તો મારા પછી કદી ગુમરાહ નહીં થાઓ, અને તેમાં એક વસ્તુ બીજીથી મોટી છે. એક અલ્લાહની કિતાબ (કુર્આન શરીફ) જે આસ્માનથી ધરતી સુધી અલ્લાહની દોરડી છે. બીજું મારૂ કુટુંબ એટલે કે અહલે બયૂત. આ (બન્નેવ) એક બીજાથી કદી જુદા નહીં થાય ત્યાં સુધી કે બન્નેવ મારી પાસે હૌઝે કવ્ષર પર પહોંચશે.

તો એ વાતનો ખ્યાલ રાખજો કે મારા પછી તે બન્નેવ સાથે કેવો વર્તાવ કરો છો. આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** અલ્લાહની કિતાબથી શરીઅતના હુકમો મુરાદ છે, જે ચારેવ (શરઈ) દલીલોથી સાબિત છે. જેનાં મૂળ સ્થાનમાં સહાબા, અહલે બયૂત, ફુકહા અને મુહદ્દિષો બધા દાખલ છે, જેમ કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે ઈરશાદ ફરમાવે છે : તે બે વ્યક્તિનું અનુકરણ કરજો, જે મારા પછી હશે, અબૂબક્ર અને ઉમર (રદિ.). આ રિવાયત ઈમામ તિરમિઝી (રહ.)એ હઝરત હુઝયફા (રદિ.)ના હવાલાથી બયાન ફરમાવી. અને જે રીતે કે ઈરશાદ છે મારા સહાબા તારાઓ જેમ છે, જેનું અનુકરણ કરી લેશો, હિદાયત (માર્ગ) મેળવી લેશો. આ રિવાયત રઝીને હઝરત ઉમર (રદિ.)ના હવાલાથી બયાન ફરમાવી. અને જે રીતે કે અલ્લાહ તઆલાનો આમ હુકમ છે : فَسْـَٔلُوٓا۟ أَهْلَ ٱلذِّكْرِ إِن كُنتُمْ لَا تَعْلَمُونَ ﴿٤٣﴾ (ભાવાર્થ : અગર તમે જાણતા ન હો તો બીજા જાણકારોને પૂછી જુઓ). (સુ. નહલ, આ./૪૩, પા./૧૪)

આ હુકમમાં બધા ઉલમા પણ શામિલ થઈ ગયા. અલ્લાહની કિતાબથી મુરાદ શરીઅતના દરેક હુકમો છે તે બાબત હદીષ શરીફમાં પણ છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક મુકદમામાં ફરમાવ્યું કે હું તમારા વચ્ચે અલ્લાહની કિતાબ પ્રમાણે ફેંસલો કરીશ. ત્યાર બાદ આપે રિશ્વત પરત અપાવી. એક વ્યક્તિને સો કોરડા અને એક વર્ષ માટે તડીપાર (નિર્વાસિત)ની સજા આપી અને સ્ત્રી માટે તેણીના એકરારની શરત સાથે સંગસારની સજા નક્કી કરી. આ રિવાયત બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં છે. જ્યારે કે વર્ણન થયેલા હુકમોમાંથી અમુક કુર્આન મજીદમાં નથી તો અલ્લાહની કિતાબને દલીલ બનાવવાનો મતલબ હદીષ શરીફમાં શરીઅતના હુકમોને દલીલ બનાવવાનો છે. અને કુટુંબને દલીલ બનાવવાથી મુરાદ અહલે બયૂતની મુહબ્બત થઈ કારણ કે તે પણ ઈમાનના વાજિબાત (અનિવાર્ય બાબતો)માંથી છે. જેમ કે હઝરત અબ્બાસ (રદિ.)ને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું હતું કે કોઈ વ્યક્તિના દિલમાં ઈમાન પ્રવેશ નહીં કરે જ્યાં સુધી કે તમારા લોકો સાથે (કે જે મારા અહલે બયૂત હોય) અલ્લાહ અને રસૂલ ખાતર મોહબ્બત ન રાખે. આ રિવાયત ઈમામ

તિરમિઝી (રહ.)એ હઝરત અબ્દુલ મુત્તલિબ બિન રબીઅહના હવાલાથી બયાન ફરમાવી. તો આ હદીષનો ટૂંકસાર બે વસ્તુઓની તાકીદ છે. શરીઅતના હુકમો પર અમલ કરવો અને હઝરાતે અહલે બયતથી મોહબ્બત રાખવી.

**ફાયદો :** અહલે બયતમાં આપની પાકીઝહ બીવીઓ પણ શામેલ છે, જે રીતે કે કુર્આને મજીદમાં બીવીઓ સાથેના વાર્તાલાપ વેળા આ ઈરશાદ છે :

إِنَّمَا يُرِيدُ اللَّهُ لِيُذْهِبَ عَنكُمُ الرِّجْسَ أَهْلَ الْبَيْتِ

(ભાવાર્થ : અલ્લાહ તો એમજ ચાહે છે કે, હે નબી (સલ.)ના ઘરવાળાઓ! તમારાથી (ગુનાહની) ગંદી વાતોને દૂર કરે). (સુ. અહઝાબ, આ./૩૩, પા./૨૨) અર્થાત : અલ્લાહ તઆલા તો હે અહ્‌લે બય્‌ત ! તમારાથી ગંદકી દૂર કરવા માંગે છે. હદીષે ઈફ્‌કમાં સ્વજાતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત આયશા (રદિ.) વિશે ફરમાવ્યું, **વલ્લાહિ મા અલિમ્તુ અલા અહ્‌લી મિન્ સુઈન્ કત્તુ.** અર્થાત : અલ્લાહની કસમ ! કદી મેં મારા અહલ (બીવી)માં કોઈ બુરાઈ નથી જોઈ. વળી, ભાષાકીય અર્થ પણ આ બાબતનો સાથ આપે છે, તો પછી તેમાં શંકાને કોઈ સ્થાન નથી. બસ, તેણીઓ સાથે પણ મોહબ્બત રાખવી વાજિબ છે. વળી, તે છતાં પણ કોઈ કુર્આન અને હદીષ શરીફમાં દૂર દૂરનું અર્થઘટન કરે તો બીજી દલીલો વડે તેણીઓની ફઝીલત અને તેણીઓ સાથે મોહબ્બત વાજિબ છે તે બાબત સાબિત થાય છે, જેમ કે હદીષોમાં તેણીઓની ઘણી પ્રશંસા થયેલ છે. કુર્આને મજીદમાં તેણીઓને ઉમ્મહાતુલ્ મુઅ્‌મિનીન કહેલ છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેણીઓની સેવા કરનારની પ્રશંસા ફરમાવી છે. હઝરત ઉમ્મે સલમહ (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની બીવીઓને કહયું : મારા પછી જે તમારી સાથે સારો સુલૂક કરશે તે ઘણો સાચો અને નેક હશે. આ રિવાયત ઈમામ અહમદ (રહ.)એ બયાન ફરમાવી.

## નબીઓના વારસદાર ઉલમાએ કિરામની ફઝીલતો :

એટલે કે જે ઉલમા બા–અમલ છે, દીનની પ્રચાર–પ્રસાર સેવા અને મુસલમાનોની રૂહાની કેળવણી કરે છે. અને હઝરાતે અંબિયાએ કિરામ (અલૈ.)નું આ જ કામ હતું. વળી બેઅમલ ઉલમાની ઘણી નિંદા પણ થયેલ છે, જેમ કે ઈરશાદ છે : જે વ્યક્તિ એ હેતુસર ઈલ્મ પ્રાપ્ત કરે કે ઉલમા સાથે

મુકાબલો કરે, અથવા નાસમજ લોકો સાથે વાદવિવાદ કરે, અથવા લોકોને પોતાની તરફેણમાં કરે. અલ્લાહ તઆલા તેને દોઝખ (નર્ક)માં દાખલ કરશે. આપે ફરમાવ્યું : જે વ્યક્તિ દીનનું જ્ઞાન દુન્યાના કોઈ મતલબ અર્થે પ્રાપ્ત કરશે, તે કિયામતના દિવસે જન્નતની સુગંધ પણ નહી મેળવી શકે. અને ફરમાવ્યું કે દોઝખમાં એક ખાઈ છે, જેનાથી દોઝખ દરરોજ ચાર સો વાર પનાહ માંગે છે, તેમાં રીયાકાર (પાખંડી) ઉલમા દાખલ થશે.

હવે બા–અમલ ઉલમાની ફઝીલતો બાબતે રિવાયતોનું વર્ણન થાય છે.

**પ્રથમ રિવાયત :** હઝરત કષીર બિન કૈસ (રહ.)એ હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)ના હવાલાથી એક લાંબી હદીષમાં વર્ણન કર્યું છે કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા છે : આલિમ માટે આસ્માન અને જમીનની સઘળી મખલૂક અને પાણીમાં માછલીઓ બખ્શિશની દુઆ કરે છે, આલિમની ફઝીલત (શ્રેષ્ઠતા) આબિદ (ઈબાદત કરનાર) પર એવી છે જેવી કે ચૌદમી રાતના ચાંદની ફઝીલત બીજા ગ્રહો પર, ઉલમા નબીઓના વારસદાર છે અને નબીઓએ વિરાસતમાં દીનાર દિરહમ નથી છોડયા. ફક્ત ઈલ્મની વિરાસત છોડી છે. તો જેણે તેને પ્રાપ્ત કરી તેણે સંપૂર્ણ ભાગ પ્રાપ્ત કર્યો. આ રિવાયત ઈમામ અહમદ, તિરમિઝી, અબૂ દાઉદ, ઈબ્ને માજહ અને દારમી (રહ.)એ બયાન ફરમાવી.

**બીજી રિવાયત :** હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બે મજલિસો પાસેથી પસાર થયા, જે આપની મસ્જિદમાં બેઠેલા હતા (તેમાં એક આબિદોની મજલિસ હતી અને બીજી આલિમોની). આપે ફરમાવ્યું : બન્નેવ શ્રેષ્ઠ છે, અને તેમાંની એક બીજા કરતાં વધુ ફઝીલત ધરાવે છે. તો આ લોકો (મતલબ કે આબિદ) તો અલ્લાહથી દુઆ કરે છે અને તેના તરફ મીટ માંડીને બેસે છે, જો તે ચાહે તો તેઓને આપે અને ચાહે તો ન આપે. આ બીજા લોકો (એટલે કે આલિમ) જે છે તે દીનના હુકમો અથવા તો આપે ફરમાવ્યું કે દીનની વાતો શીખી રહયા છે અને અજાણ લોકોને શીખવાડી રહયા છે. માટે આ લોકો વધુ ફઝીલત ધરાવે છે. અને હું પણ શિખવાડનાર બનાવીને મોકલવામાં આવ્યો છું, પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે લોકો સાથે બેસી ગયા.

(જેથી ખબર પડી જાય કે આ જમાઅત ખાસ આપની છે). આ રિવાયત દારમી (રહ.)એ બયાન ફરમાવી.

**ત્રીજી રિવાયત :** હઝરત હસન બસરી (રહ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બની ઈસ્રાઈલની બે વ્યક્તિઓ બાબત પૂછવામાં આવ્યું, જેમાંના એક આલિમ હતા, ફર્ઝ (તેના સંબંધિત આવશ્યક બાબતો સાથે) અદા કરી લેતા અને પછી લોકોને દીનનું શિક્ષણ આપવા બેસી જતા. બીજા વ્યકિત આખો દિવસ રોઝો રાખતા અને આખી રાત ઈબાદત કરતા, તો આ બન્નેવમાં કોણ ઉત્તમ છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે આ વ્યકિત જે આલિમ હતા જે ફર્ઝ (તેના સંબંધિત આવશ્યક બાબતો સાથે) અદા કરી લેતા અને પછી લોકોને દીનનું શિક્ષણ આપવા બેસી જતા, તેની ફઝીલત તે આબિદ પર જે આખો દિવસ રોઝો રાખતો અને આખી રાત ઈબાદત કરતો એવી છે, જેવી કે મારી ફઝીલત તમારામાંના નિમ્ન કક્ષાના વ્યક્તિ પર. આ રિવાયત દારમી (રહ.)એ બયાન ફરમાવી.

**ફાયદો :** આ હદીષોથી ઉલમા નબીઓના જાનશીન છે, તે સ્પષ્ટ થાય છે. પ્રથમ રિવાયતમાં તો "વારસદાર છે"નો શબ્દ સ્પષ્ટ છે. બીજી રિવાયતમાં આપનુ તેઓમાં બેસી જવું આ ખાસ સંબંધ ઉપર સાફ દલીલ છે. ત્રીજી રિવાયતમાં ફઝીલત બાબતે આલિમની પોતાની સાથે સરખામણી, આ ખાસ સંબંધની સ્પષ્ટ દલીલ છે. હઝરાતે સહાબા (રદિ.) આલે રસૂલ અને પાકીઝા બીવીઓના સંબંધ અને તા'લ્લુક બાબતે ચેતવણીની જરૂરત નથી. બસ, આ વર્ગો સાથે મોહબ્બત રાખવી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથેની મોહબ્બતની પૂર્ણાહુતિકર્તા છે.

હુમ જમાઅતુ ખૈરિલ્ ખલ્કિ અય્યદહુમ
રબ્બુસ્સમાઈ બિતવ્ફીકિન્ વ ઈસારિ
ફહુબ્બુહુમ વાજિબુન્ યશ્ફીસ્સકીમુ બિહી
ફમન અહબ્બહુમ યન્જૂ મિનન્નારી
યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ દાઈમન્ અબદા
અલા હબીબિક મવલાના બિઈક્સારિ

અર્થાત : (૧) આ જમાઅત સૃષ્ટિની સર્વશ્રેષ્ઠ જમાઅત છે, આસ્માનવાળાએ તેઓને તૌફિક અને પ્રાધાન્ય આપીને તેઓને સમર્થન આપ્યું છે.

(૨) તો તેઓ સાથે મોહબ્બત રાખવી વાજિબ છે, કારણ કે બીમાર તેનાથી સાજો થાય છે, માટે જે વ્યક્તિ તેઓ સાથે મોહબ્બત રાખે છે તે દોઝખની આગથી મુક્તિ મેળવશે.

(૩) હે મારા પાલનહાર ! તારા હબીબ હમારા સરદાર પર પુષ્કળ પ્રમાણમાં સદા માટે સલાતો સલામ નાઝિલ ફરમાવશો.

**સમાપ્તિ :**

આમાં પણ પ્રસ્તાવનાનુસાર ત્રણ આલેખનો છે :

## પહેલો લેખ સાડત્રીસમાં પ્રકરણ સંબંધે

જેમાં દુરૂદ શરીફની ફઝીલતોનું વર્ણન છે. માટે આ વાત યોગ્ય જણાઈ કે મારી કિતાબ ''ઝાદુસ્સઈદ''માંથી ચહલ હદીષ દુરૂદ શરીફની બેઠી નકલ ઉતારી દેવામાં આવે, જેથી આ કિતાબના પઢવાવાળા આ બધા વાક્યો, કમથી કમ એક વખત તો પઢી લે, જેથી સાડત્રીસમાં પ્રકરણ ઉપર સાથે સાથે અમલ પણ થઈ જાય. તે ચાળીસ દુરૂદ શરીફ આ છે :

**સલાતો-સલામવાળી ચાળીસ હદીષો**

(١) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَعَلٰى اٰلِ مُحَمَّدٍ، وَّاَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَكَ.

(٢) اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ الْقَآئِمَةِ وَالصَّلٰوةِ النَّافِعَةِ! صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّارْضَ عَنِّىْ رِضًا لَّا تَسْخَطُ بَعْدَهٗ اَبَدًا.

(٣) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ، وَصَلِّ عَلَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ.

(٤) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ، وَّبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ، وَّارْحَمْ مُّحَمَّدًا وَّاٰلَ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ وَبَارَكْتَ وَ رَحِمْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(٥) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(٦) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(٧) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(٨) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ، وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى

اِبْرَاهِيْمَ، اِنَّکَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(٩) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ، وَبَارِکْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ، اِنَّکَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(١٠) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ، اِنَّکَ حَمِيْدٌ مَّجِيْدٌ. اَللّٰهُمَّ بَارِکْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ. اِنَّکَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(١١) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، وَبَارِکْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ فِى الْعَالَمِيْنَ، اِنَّکَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(١٢) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ كَمَا صَلَّيْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، وَبَارِکْ عَلٰى مُحَمَّدٍ وَّاَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ كَمَا بَارَكْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّکَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(١٣) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ كَمَا

صَلَّيْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ كَمَا بَارَكْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(۱۴) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ وَاَزْوَاجِهٖ اُمَّهَاتِ الْمُؤْمِنِيْنَ وَذُرِّيَّتِهٖ وَاَهْلِ بَيْتِهٖ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(۱۵) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ، وَتَرَحَّمْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا تَرَحَّمْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ.

(۱۶) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

اَللّٰهُمَّ ترَحَّمْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا ترَحَّمْتَ
عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.
اَللّٰهُمَّ تَحَنَّنْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا تَحَنَّنْتَ
عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.
اَللّٰهُمَّ سَلِّمْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا سَلَّمْتَ
عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(۱۷) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ، وَّبَارِكْ وَسَلِّمْ
عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ، وَّارْحَمْ مُحَمَّدًا وَّاٰلَ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ وَبَارَكْتَ وَتَرَحَّمْتَ عَلٰى اِبْرَاهِيْمَ
وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ فِى الْعٰلَمِيْنَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(۱۸) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ
عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.
اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ
عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(۱۹) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ كَمَا صَلَّيْتَ

عَلٰی اٰلِ اِبْرَاهِیْمَ، وَبَارِکْ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ مُحَمَّدٍ
کَمَا بَارَکْتَ عَلٰی اٰلِ اِبْرَاهِیْمَ.

(۲۰) اَللّٰهُمَّ صَلِّ عَلٰی مُحَمَّدِنِ النَّبِیِّ الْاُمِّیِّ وَعَلٰی اٰلِ مُحَمَّدٍ
کَمَا صَلَّیْتَ عَلٰی اِبْرَاهِیْمَ، وَبَارِکْ عَلٰی مُحَمَّدِنِ النَّبِیِّ
الْاُمِّیِّ کَمَا بَارَکْتَ عَلٰی اِبْرَاهِیْمَ، اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ.

(۲۱) اَللّٰهُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ عَبْدِکَ وَرَسُوْلِکَ النَّبِیِّ الْاُمِّیِّ
وَعَلٰی اٰلِ مُحَمَّدٍ. اَللّٰهُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ مُحَمَّدٍ
صَلٰوةً تَکُوْنُ لَکَ رِضًی، وَلَهٗ جَزَآءً، وَّلِحَقِّهٖ اَدَآءً، وَّاَعْطِهِ
الْوَسِیْلَةَ وَالْفَضِیْلَةَ وَالْمَقَامَ الْمَحْمُوْدَ الَّذِیْ وَعَدْتَّهٗ،
وَاجْزِهٖ عَنَّا مَا هُوَ اَهْلُهٗ، وَاجْزِهٖ اَفْضَلَ مَا جَازَیْتَ نَبِیًّا عَنْ
قَوْمِهٖ وَ رَسُوْلاً عَنْ اُمَّتِهٖ، وَصَلِّ عَلٰی جَمِیْعِ اِخْوَانِهٖ مِنَ
النَّبِیِّیْنَ وَالصَّالِحِیْنَ یَا اَرْحَمَ الرَّاحِمِیْنَ.

(۲۲) اَللّٰهُمَّ صَلِّ عَلٰی مُحَمَّدِنِ النَّبِیِّ الْاُمِّیِّ وَعَلٰی اٰلِ مُحَمَّدٍ
کَمَا صَلَّیْتَ عَلٰی اِبْرَاهِیْمَ وَعَلٰی اٰلِ اِبْرَاهِیْمَ، وَبَارِکْ
عَلٰی مُحَمَّدِنِ النَّبِیِّ الْاُمِّیِّ وَعَلٰی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ

عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(۲۳) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اَهْلِ بَيْتِهٖ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. اَللّٰهُمَّ صَلِّ عَلَيْنَا مَعَهُمْ. اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اَهْلِ بَيْتِهٖ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. اَللّٰهُمَّ بَارِكْ عَلَيْنَا مَعَهُمْ. صَلَوَاتُ اللّٰهِ وَصَلَوَاتُ الْمُؤْمِنِيْنَ عَلٰى مُحَمَّدِ نِالنَّبِيِّ الْاُمِّيِّ.

(۲۴) اَللّٰهُمَّ اجْعَلْ صَلَوَاتِكَ وَرَحْمَتَكَ وَبَرَكَاتِكَ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا جَعَلْتَهَا عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(۲۵) وَصَلَّى اللّٰهُ عَلَى النَّبِيِّ الْاُمِّيِّ.

## صِيَغُ السَّلَام

(۲۶) اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوَاتُ وَالطَّيِّبَاتُ، اَلسَّلَامُ عَلَيْكَ

اَيُّهَا النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ.

(٢٧) اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ.

(٢٨) اَلتَّحِيَّاتُ لِلّٰهِ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ.

(٢٩) اَلتَّحِيَّاتُ الْمُبَارَكَاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ لِلّٰهِ، سَلَامٌ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ سَلَامٌ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ. اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ.

(۳۰) بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ، اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوَاتُ وَالطَّيِّبَاتُ،
اَلسَّلَامُ عَلَيْکَ اَيُّهَا النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ،
اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْن. اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ
اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ. اَسْأَلُ اللّٰهَ
الْجَنَّةَ، وَأَعُوْذُ بِاللّٰهِ مِنَ النَّارِ.

(۳۱) اَلتَّحِيَّاتُ لِلّٰهِ الزَّاكِيَاتُ لِلّٰهِ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ،
اَلسَّلَامُ عَلَيْکَ اَيُّهَا النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ،
اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ. اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ
اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ.

(۳۲) بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ خَيْرِ الْاَسْمَآءِ، اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ
الصَّلَوَاتُ لِلّٰهِ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْکَ
لَهٗ، وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ، اَرْسَلَهٗ بِالْحَقِّ بَشِيْرًا
وَّنَذِيْرًا، وَاَنَّ السَّاعَةَ اٰتِيَةٌ لَّا رَيْبَ فِيْهَا. اَلسَّلَامُ عَلَيْکَ اَيُّهَا
النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ
الصَّالِحِيْنَ. اَللّٰهُمَّ اغْفِرْلِيْ وَاهْدِنِيْ.

(۳۳) اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ وَالصَّلَوَاتُ وَالْمُلْکُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْکَ اَيُّهَا النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ.

(۳۴) بِسْمِ اللّٰهِ، اَلتَّحِيَّاتُ لِلّٰهِ الصَّلَوَاتُ لِلّٰهِ الزَّاكِيَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَى النَّبِيِّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ. شَهِدْتُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ شَهِدْتُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ.

(۳۵) اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْکَ لَهٗ وَاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ، اَلسَّلَامُ عَلَيْکَ اَيُّهَا النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ.

(۳۶) اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُ اللّٰهِ وَرَسُوْلُهٗ، اَلسَّلَامُ عَلَيْکَ اَيُّهَا النَّبِيُّ ! وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ.

(۳۷) اَلتَّحِيَّاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْکَ اَيُّهَا النَّبِيُّ!

وَرَحْـمَةُ الـلّٰـهِ وَبَـرَكَـاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ.

(٣٨) اَلتَّـحِيَّـاتُ لِـلّٰـهِ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِـيُّ! وَرَحْـمَةُ الـلّٰــهِ، اَلسَّلَامُ عَـلَيْنَا وَعَلٰى عِبَادِ الـلّٰهِ الصَّالِحِيْنَ. اَشْهَدُ اَنْ لَّآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ.

(٣٩) اَلتَّـحِيَّـاتُ الْـمُبَارَكَاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ! وَرَحْـمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَـلٰـى عِبَـادِ الـلّٰـهِ الـصَّالِحِيْنَ اَشْهَدُ اَنْ لَّآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ.

(٤٠) بِسْمِ اللّٰهِ، وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ.

## બીજો લેખ આડત્રીસમાં પ્રકરણ સંબંધિત આ પ્રકરણમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વસીલો પકડવાની બરકતનું વર્ણન છે

ઈત્રૂલ્વર્દહમાં કસીદહ બુર્દહની બરકતો બાબતે લખ્યું છે કે કસીદહના લેખક ઈમામ અબુ અબ્દુલ્લાહ શર્ફુદીન મુહમ્મદ બિન સઈદ બિન હમ્માદ બુસૈરીને લકવો થઈ ગયો હતો, જેનાં કારણે અડધુ શરીર નિશ્ક્રીય થઈ ગયું. આપે અલ્લાહ તઆલાના ઈશારા (ઈલ્હામ)થી આ કસીદહ લખ્યો અને સ્વપ્નમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતનું સૌભાગ્ય મળ્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાનો હાથ મુબારક તેઓનાં શરીર પર ફેરવ્યો, તો તરત જ સાજા થઈ ગયા. જયારે તેઓ પોતાના ઘરેથી નિકળી રહ્યા હતા કે અચાનક એક દુરવૈશની મુલાકત થઈ. દુરવેશે નિવેદન કર્યું કે મને તે કસીદહ સંભળાવી આપો જે તમોએ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પ્રશંસામાં તૈયાર કર્યો છે ! આપે (ઈમામ અબુ અબ્દુલ્લાહ)એ પ્રશ્ન કર્યો કે કયો કસીદો ? તે દુરવેશે કહ્યું કે જેની શરૂઆતમાં આ શબ્દો છે **"અમિન્ તઝક્કુરિ જિરાનિન્ બિઝી સલમ"**. આપ અચંબામાં પડી ગયા, કારણ કે આપે કોઈને જાણ શુધ્ધા કરી ન હતી. તે દુરવેશે કહ્યું : અલ્લાહની કસમ ! મેં આ કસિદહને તે સમયે સાંભળ્યો છે જયારે તે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં પઢાઈ રહ્યો હતો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુશ થઈ રહ્યા હતા. અંતે આપે તે કસીદો દુરવેશને આપી દીધો. આ ઘટના પ્રચલિત થઈ ગઈ અને ધીરે ધીરે આ ખબર મલિક ઝાહિરનાં વઝીર સાહિબ બહાઉદ્દીન સુધી પહોંચી ગઈ. તેણે આની કોપી કરાવી લીધી, તે વજીર તેમજ તેનાં ઘરવાળાઓ આ કસીદહથી બરકત પ્રાપ્ત કરવા લાગ્યા અને તેણે પોતાની દુન્યા તેમજ દીનની ઘણી બાબતોમાં તેનાં સારા એવા અસરો જોયાં. સઅદુદીન ખારિકી કે જે ઉપરોકત વઝીરના સહી સિક્કા કરનાર હતો, તેને આંખોમાં દર્દ થવા લાગ્યું, તે દર્દ એટલી હદે હતું કે હવે આંખો પણ જતી રહેશે. કોઈકે સ્વપ્નમાં કહ્યું : વઝીર પાસે જઈને

કસીદહ બુર્દહ લઈને આંખો ઉપર રાખો, તો તેણે આમ જ કર્યું અને બેઠાં બેઠાં તેને પઢયો, તરત જ અલ્લાહ તઆલાએ તેને શિફા અતા ફરમાવી.

અહકર (મવ. અશરફ અલી રહ.)નો રિસાલો નય્લુશિશફામાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જોડા મુબારકનાં નકશાની બરકતો, ખાસિયતોનું વર્ણન છે. જયારે તે શબ્દોમાં કે જે આપની પ્રશંસાની સુરત અને ઉદાહરણ છે, પછી તે નકશો જે આ શબ્દોનો નિર્દેશ કરે છે તેમાં બરકત છે, તે પહેરામણમાં કે જે આપના જોડા છે તેમાં બરકત છે, તો પછી ખુદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝાત, જે સર્વત્ર કમાલો સાથે નિપુર્ણ છે અને આપના નામ મુબારક કે જે સંપુર્ણ બરકત સભર છે, તેનાથી વસીલો પ્રાપ્ત કરવો અને તે વસીલાથી દુઆ કરવામાં શું કંઈ ન થઈ શકે ?

*નામે અહમદ ચૂં ચુનીં યારી કુનદ,*
*તાકે નૂરશ ચૂં મદદગારી કુનદ,*
*નામે અહમદ ચૂં હિસારે શુદ હસીન,*
*તા ચે બાશદ ઝાતે આં રૂહુલ અમીન.*

# ત્રીજો લેખ ઓગણચાલીસ – ચાલીસમાં પ્રકરણ સંબંધિત

જેમાં અમુક દુરૂદ શરીફના વાકયો (કે બુઝુર્ગોના અનુભવનાં કારણે સ્વપ્નમાં તે વધુ અસરકારક છે નો ઉલ્લેખ છે)નું વર્ણન છે. સ્વપ્નમાં ઝિયારત વેળા અમુક નેકલોકોએ પવિત્ર ઝિક્રનાં આદાબ બાબતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં અમુક ઈર્શાદ સાંભળ્યા છે તેનું વર્ણન છે. એટલા માટે આ વિષય કે જે બે ભાગમાં છે બન્નેવ પ્રકરણો સંબંધિત થઈ ગયો.

**પહેલો ભાગ** : ઝાદુસ્સઈદમાંથી નકલ કરવામાં આવ્યો છે, શૈખ અબ્દુલ હક્ક મુહદ્દીસ દહેલ્વી રહ.એ કિતાબુ ત્તરગીબિ અહ્‌લિસ્–સઆદાતમાં લખ્યું છે કે જુમ્આની રાત્રે બે રકાત નફલ નમાઝ પઢે, દરેક રકાતમાં અગીયાર વાર "આયતુલ્ કુરસી" પઢે, અગીયાર વાર "કુલ હુવલ્લાહુ અહદ", અને સલામ પછી સો વખત આ દુરૂદ શરીફ પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા ત્રણ જુમ્આ નહિં વીતે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત નસીબ થશે, તે દુરૂદ શરીફ આ છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَاَصْحَابِهٖ وَسَلِّمْ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબીય્યીલ્ ઉમ્મીયી વઆલિહી વ અસ્હાબિહી વ સલ્લિમ.**

(બીજું) ઉપરોકત શૈખે લખ્યું છે કે જે વ્યકિત બે રકાત નમાઝ પઢે, દરેક રકાતમાં અલ્‌હમ્દુ પછી પચ્ચીસ વખત "કુલ હુવલ્લાહુ અહદ" અને સલામ બાદ આ દુરૂદ શરીફ એક હજાર વખત પઢે, ઝિયારતની દૌલત નસીબ થશે. તે દુરૂદ શરીફ આ છે :

صَلَّى اللّٰهُ عَلَى النَّبِيِّ الْاُمِّيِّ ط

**સલ્લલ્લાહુ અલન્નબીય્યીલ્ ઉમ્મીયી.**

(ત્રીજું) ઉપરોકત શૈખે આ પણ લખ્યું છે કે સુતી વેળા સિત્તેર (૭૦)

વખત આ દુરૂદ શરીફને પઢવાથી ઝિયારત પ્રાપ્ત થશે.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ بَحْرِ اَنْوَارِكَ وَمَعْدَنِ اَسْرَارِكَ وَ لِسَانِ حُجَّتِكَ وَعُرُوْسِ مَمْلَكَتِكَ وَ اِمَامِ حَضْرَتِكَ وَ طِرَازِ مُلْكِكَ وَخَزَآئِنِ رَحْمَتِكَ وَطَرِيْقِ شَرِيْعَتِكَ الْمُتَلَذِّذُ بِتَوْحِيْدِكَ اِنْسَانِ عَيْنِ الْوُجُوْدِ وَالسَّبَبِ فِيْ كُلِّ مَوْجُوْدٍ عَيْنِ اَعْيَانِ خَلْقِكَ الْمُتَقَدِّمُ مِنْ نُوْرِ ضِيَآئِكَ صَلٰوةً تَدُوْمُ بِدَوَامِكَ وَتَبْقٰى بِبَقَآئِكَ لَا مُنْتَهٰى لَهَا دُوْنَ عِلْمِكَ صَلٰوةً تُرْضِيْكَ وَتُرْضِيْهِ وَتَرْضٰى بِهَا عَنَّا يَارَبَّ الْعَالَمِيْنَ ؕ

અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન્ બહ્રિ અન્વારિક મઅ્દનિ અસ્રારિ-ક વ લિસાનિ હુજ્જતિ-ક વ અરૂસિ મમ્લકતિ-ક વ ઈમામિ હઝરતિ-ક વ તિરાઝિ મુલ્કિ-ક વ ખઝાઈનિ રહ્મતિ-ક વ તરીકિ શરીઅતિ-ક અલ્ મુતલઝ્ઝિ-ઝ બિતવ્હિદિ-ક ઈન્સાનિ ઐનિલ્ વજૂદિ વસ્સબબિ ફી કુલ્લિ મવજૂદિન ઐનિ અઅ્યાનિ ખલ્કિ-ક અલ્ મુતકદ્દિમિ મિન્ નૂરિ ઝિયાઈ-ક સલાતન્ તદૂમુ બિદવામિ-ક વ તબ્કા બિબકાઈ-ક લા મુન્તહા લહા દૂન ઈલ્મિ-ક સલાતન્ તુરઝિક વ તુરઝિહિ વ તરઝા બિહા અન્ના યા રબ્બલ્ આલમી-ન.

અને આ દુરૂદ શરીફ પણ ઝિયારત માટે સુતી વેળા અમુકવાર પઢવા બાબતે શૈખે લખ્યું છે :

اَللّٰهُمَّ رَبَّ الْحِلِّ وَالْحَرَامِ وَرَبَّ الْبَيْتِ الْحَرَامِ وَ رَبَّ الرُّكْنِ وَالْمَقَامِ اَبْلِغْ لِرُوْحِ سَيِّدِنَا وَ مَوْلَانَا مُحَمَّدٍ مِّنَّا السَّلَامَ ؕ

**અલ્લાહુમ્મ રબ્બલ્ હિલ્લિ વલ્ હરમિ વ રબ્બલ્ બયિતલ્ હરામિ વ રબ્બર્રુકનિ વલ્ મકામિ અબ્લિગ લિરૂહી સય્યિદિના વ મવલાના મુહમ્મદ મિન્નસ્સલામ.**

પરંતુ આ દૌલત પ્રાપ્ત થવા બાબતે મોટી શર્ત દિલનું શોખથી ભરપૂર હોવું અને બાહ્ય તેમજ ગુપ્ત ગુનાહોથી બચવું છે.

## બીજો ભાગ આમાં બે સ્વપ્નો છે.

**પહેલું સ્વપ્ન–** મુન્શી શરાફતુલ્લાહ સાહબ જેઓ એક નેક સંસ્કારી, દીનદાર, સત્ય તેમજ સાચા વ્યકિત છે. એમણે કાનપુરમાં તે સમયમાં (આ સ્વપ્ન) જોયું, જયારે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પૈદાઈશના પવિત્ર ઝિક્ર સંબંધિત લખાયેલ મારો લેખ નામે "ઈસ્લાહુર્રુસુમ" પર કોલાહલ થયો હતો. આપે ૨જબ હિ.સન ૧૩૧૯ મુતાબિક ઓકટોબર ઈ.સન–૧૯૦૧માં પત્ર દ્વારા જાણ કરી હતી. ખરેખર તો શરઈ દલીલો મવજૂદ છે આ સ્વપ્ન વર્ણનની કોઈ જરૂરત ન હતી, પરંતુ પ્રાકૃતિક દ્રષ્ટિએ નેક સ્વપ્નો વડે તબીયતોમાં એક વિશેષ પ્રકારનો સંતોષ જરૂર પૈદા થાય છે. તેઓ લખે છે કે ત્રણ ચાર દિવસ થયા મેં સવાર થતાં એક સ્વપ્ન જોયું છે કે હું કોઈ અજાણ્યા ઘરમાં છું, એક બુરાક આવીને તે ઘરના દરવાજે ઉભો છે, લોકો કહી રહ્યા છે કે આ તારી સવારી માટે આવ્યો છે, થોડીવાર પછી મેં જોયું કે હુઝૂર સરવરે આલમ જનાબ નબીએ મુકર્રમ હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક બુરાક પર તશરીફ લાવ્યા છે, એક નકાબ મુબારક ચહેરા ઉપર પડેલ છે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા નજીક પધારેલ છે, મારી પરિસ્થિતિ તે સમયે એવી હતી કે જાણે હું સુતેલો નથી, જાગી રહ્યો છું. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બિરાજમાન થયા બાદ એક પ્રકારનો પડદો દરમ્યાનમાં આડ છે, એ રીતે કે હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત તો નથી કરી શકતો પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કલામ મુબારકની અવાઝ હું બરાબર સાંભળી રહ્યો છું. હવે મેં અથવા દરબારનાં ઉપસ્થિતોમાંથી કોઈએ (મને આ યાદ નથી) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અર્જ કરી કે

આજકાલ કાનપૂરમાં ઘણો કોલાહલ થઈ રહ્યો છે અને મવલાના અશરફ અલી સા.નો લોકો ઘણો વિરોધ કરી રહ્યા છે તેની શું અસ્લીયત વાસ્તવિકતા છે ? તેનાં જવાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તમામ ઉપસ્થિતો સમક્ષ સંબોધિત થઈને ફરમાવ્યું "જે કંઈ અશરફ અલીએ લખ્યું છે તે સહીહ છે" અને ત્યારબાદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને સંબોધિને ફરમાવ્યું કે "અશરફ અલીને કહી દીજો કે જે કંઈ તમે લખ્યું છે તે એકદમ સહીહ છે પરંતુ આ સમય આ બધી બાબતો લખવા માટે યોગ્ય નથી" આ અંતિમ ફકરો એટલી હદે આહિસ્તાથી ફરમાવ્યો કે મેં સાંભળ્યો લગભગ ઉપસ્થિતોમાંથી કોઈ બીજાએ નથી સાંભળ્યો. બસ ત્યાર બાદ મારી આંખ ખુલી ગઈ. ત્યારે ફજરની નમાઝનો સમય હતો, બુધવારનો દિવસ અને રજબની બીજી તારીખ હતી. જેટલું યાદ હતું એક એક શબ્દ બયાન કરી દિધો.

**તન્બીહ–ચેતવણી :**

આપનો આ ઈર્શાદ કે "આ સમય આ બધી બાબતો લખવા માટે યોગ્ય નથી" તે શફકત તથા પરવાનગી આપવાની રૂએ છે. આ કોઈ અનિવાર્ય હુકમ નથી. શરઈ દલીલો સિવાય આ સ્વપ્નમાં જ તેની નિશાની મૌજૂદ છે, એટલે કે ધીમેથી ઈરશાદ ફરમાવવું, નહીં તો હુકમનો તકાદો તો સ્પષ્ટ છે કે એલાન હોય. મારા આ વિચારને એક કામિલ મુહક્કિક, જાહિર અને બાતિનથી સુસજ્જ શૈખથી પણ સમર્થન મળી ચુકયું છે.

**બીજું સ્વપ્ન :** ઉપરોકત સ્વપ્નનાં અમુક સમય બાદ હાફિઝ અશ્ફાક રસૂલ, જન્મે થાનવી અને રહેઠાણે બળોતીએ જોયું (જેઓ સ્વપ્નનાં સત્ય અને સફાઈમાં વિશેષ સંબંધ ધરાવે છે) અને હાફિઝ સા. વિલાદત શરીફના ઝિક્રમાં અત્યંત રસીક રૂચી ધરાવે છે, માટે વિશેષ રૂપે તેમાં ખ્યાલોમાં ફેરબદલ કરવાની બિલ્કુલ શંકા બાકી રહેતી નથી. તેઓ લખે છે કે "હુઝૂર ફખ્રે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બિરાજમાન છે. બન્ને પગ મુબારક લાંબા કરેલ છે અને પગથી ગરદન સુધી સફેદ ચાદર નાંખેલી છે. એક કમરપટ્ટો બાંધેલ છે. સફેદ ચુગો (ખાસ વસ્ત્ર) શરીર પર છે. કમતરીન એ સામે જઈને સલામ કરી. ઈરશાદ થયો : જે વ્યકિત અમારી પ્રશંસા કરીને સિફારિશ માંગે અમો તેની

સિફારિશ નહિં કરીએ. અમો તો તેના સિફારિશી બનીશું જે અમારી હદીસો પર અમલ કરશે. આથી મુદ્દાનું વધુ સમર્થન થાય છે. અને તે વધુ સમર્થન આ છે કે જો મદહ–તારીફ કરવામાં સંપુર્ણ શરતોને આધિન રહે તો પણ તે ઈત્તિબાઅ (પેરવી)થી બાદના દરજ્જામાં છે. હવે આ ખાતિમહ (સમાપ્તિ) પુરી કરું છું ખતમ કરવાની સાથે રિસાલહ અલ્ કાસિમ નાં એક વિષયને જે હિ.સન ૧૩૨૯ જમાદીય્યૈનનાં પરચાઓમાં "ઈસ્લાહે મુઆમલા હઝરત રિસાલત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બારગાહમાં"નાં શિર્ષક હેઠળ પ્રસ્તુત કરવાનો ઈરાદો કર્યો હતો. તેનાં મુતાલા અભ્યાસ માટે પ્રેરણા આપું છું. કારણ કે તે આ આખી કિતાબનાં મકસદનો ટુંકસાર છે. સમાપ્તિનો વિષય પૂરો થયો, સમાપ્તિ સાથે નશ્રુત્તીબ કિતાબ પૂરી થઈ અને અજીબ સંજોગો છે કે અત્યારે પણ મહીનો રબીઉલ અવ્વલનો દિવસ મંગળ અને બીજો અશ્રો (મહીનાનો બીજો દસકો) છે.

**વલ્હમ્દુ લિલ્લાહિ અવ્વલન્ વ આખિરન્ વસ્સલાતુ અલા રસૂલિહિ બાતિનં વ ઝાહિરા વ અલા આલિહી વ સહ્બિહિલ્લઝી–ન કુલ્લુમ્મિન્હુમ કાન તય્યીબં વ તાહિરા, મા દામલ્ ગય્યુ મુતકાતિરં વસ્સહાબુ મુતમાતિરા.**

આ કામ મુબારક હિ.સન – ૧૩૨૯માં પુરૂ થયું. અંતિમ પંકિતઓ અરબીમાં લખવામાં આવે.

(૧) આપ પર તે અલ્લાહની ઝાત સલાતો સલામ નાઝિલ ફરમાવે જે ઝાતે આપને દરેક પ્રકારની બલંદી અર્પિત કરી, જયાં સુધી કે રાત છવાયેલ રહે અથવા પરોઢ પ્રગટ થતી રહે.

(૨) અને આપની પૂરનૂર આલ તેમજ આપના સઘળા સહાબા પર જેઓ એખ્લાસ સાથે અલ્લાહના હુકમ પ્રમાણે ઈબાદત કરતા છે.

(૩) અને તેઓ પર (સલાતો સલામ) જે એખ્લાસ સાથે તેઓના તાબિઈન છે, અને આવી જ રીતે એ અલ્લાહ તે સલામ બધા ઉપસ્થિતો પર તારા ફઝલથી આમ થાય.

(૪) સદાકાળ રહમતોના વાદળોને પરવાનગી આપો કે જે જનાબ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર કાયમી વરસતા, ટપકતા રહે.

(૫) આપની આલ અને સહાબા પર ત્યાર બાદ તે લોકો પર જે સહાબા સાથે મળેલા છે. જે બધા તકવો, સહનશિલતા અને સખાવતવાળા છે.

(૬) પછી અલ્લાહની રઝામંદી હોય હઝરત અબુબક્ર રદી. અને હઝરત ઉમર રદી.થી, તેમજ હઝરત અલી રદી. અને કરમવાળા હઝરત ઉસ્માન રદી.થી.

(૭) આ રહમતના વાદળો વરસતા રહે જયાં સુધી કે મદીનાની ડાળીયોને પશ્ચિમી હવા એટલે કે પુરવા હવા હલાવતી રહે. અને જયાં સુધી કે રતાશ પડતા સફેદ રંગના ઊંટોની હુદી (ગીત) ગાનારા પોતાના ગીતોથી ખુશ કરતા રહે, એટલે કે સદા માટે.

(૮) અંતમાં તુ આ શાયરી કહેનાર અને તેને સાંભળનારની મગ્ફિરત ફરમાવી દે. એ સખાવત અને કરમના માલિક, હું તારાથી ભલાઈનો સવાલ કરું છું.




નીચેના ગુંબદમાં તે ચટાન છે જેના પરથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મે'રાજની રાત્રે ધરતી પરથી આકાશ તરફ રવાના થયા.
આ ગુંબદ મસ્જિદે અકસાનો જ એક ભાગ છે.

